ઔદાર્યમય વ્યવહાર અન્યોઅન્યના સંશય હરે !
આ વર્ષ સચરાચર જગતને હર્ષ પરિપૂરિત કરે !

(૩)

જે યોગ્ય છે, તેને અભીપ્સિત શુભ ફળોની પ્રાપ્તિ હો !
જે છે અયોગ્ય અગણ્ય તેમાં યોગ્યતાની વ્યાપ્તિ હો !
ચિન્તાગ્નિના ઉત્તાપથી સુર્ણો હૃદય સહુ થાળે હરે !
આ વર્ષ સચરાચર જગતને હર્ષ પરિપુરિત કરે !

(૪)

અનુકરણ અતિ સદ્‌વૃત્તિઓનું સર્વથા સર્વત્ર હો !
દુર્વૃત્તિઓનું પરિહરણ પણ સર્વથા સર્વત્ર હો !
વિદ્વેષ વળી વૃથા વિવાદોથી રહે સહુ જન હરે !
આ વર્ષ સચરાચર જગતને હર્ષ પરિપૂરિત કરે !

'શારદા-વિહાર" }
મંબાજીરોડ—સુરત } છોટુભાઇ દાજીભાઈ દેશાઈ.

## પરમ પિતાને:—

(પૃથ્વી છંદ)

અનેક ભવનાં પ્રભો ! વિષય પાપ તું ! કાપજે !
સદૈવ શિશુને વિભો ! વિશદ બુદ્ધિ તું ! આપજે !
મલિન મનના સદા કઠિન કલેશ તું ! ટાળજે !
અનંત મમ પાપડં[illegible] તુજ મ્હેરથી બાળજે !
હુન્નર મમ દોષની વિબુધ ! માફ તું આપજે !
વિદગ્ધ દિલમાં પિતા ! પરમ શાંતિ તું ! સ્થાપજે !
વિવેકહત-હું સદા વિષયચારી ને મૂર્ખ છું.
દયાળુ, દીનનો ધણી, સગુણ સર્વનો ઇશ તું !.
વિદારી વસમી મહા[illegible] પ્રભો ! હાથ લે !
પ્રસાદી કરૂણાનિધિ ! અધમ બાળને નાથ, દે !
અનેક ભવબંધનો પળમહિં કરી નાશ; તું !
નિહાળ નિજદાસને ફરી ફરી કહું નાથ ! હું.

૧

ધીર૦

સ્તુત્ય ઉદ્દેશોને અમલમાં મૂકવા કરી આપેલી સરળતા માટે અમો તેનો આભાર માનીએ છીએ. ગતવર્ષ પ્રમાણે આ વર્ષમાં પણ રા. બા. હીરાચંદ નેમચંદ ઝવેરી મોતીના ધર્મના કાંટાના પ્રમુખ-મુંબાઇ, રા. રા. ઇંદુમલ બાલમુકુંદદાસ, સુરત. શ્રીમાન શેઠ દુર્લભરામ રામજી, રા. શેઠ મણિલાલ રતનચંદ વગેરે તરફથી મળી ઉદાર સખાવતો ચાલુ રાખી અમોને અમારા કાર્યમાં ઉત્સાહ તથા અમારી આશાઓને, અમારા મંડળના હેતુઓને અમલમાં મૂકવા જે ઉત્તેજન આપ્યું છે, તે માટે તે સર્વેનો અમો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ. તેમજ અમને આશા છે કે એવી રીતે હજી પણ અમને મદદ આપતા રહેશે.

આવી રીતે "દુર્વ્યસન નિષેધક, જીવદયા પ્રબોધક, અને નીતિ વર્ધક મંડળ તરફથી જીવદયા માટે, દુર્વ્યસન માટે તેમ નીતિના પ્રચાર માટે માજી તંત્રીએ પોતાથી બનતા પ્રયત્ન કીધા છે. અમો પરમ કૃપાળુ પ્રભુ પ્રત્યે સપ્રેમ પ્રાર્થના કરીએ છીએ કે, અમને અમારા સાતમા વર્ષમાં આ પારમાર્થિક કાર્યમાં સહાયભૂત થાઓ ! અમારા ઉત્સાહમાં પ્રતિદિન વૃદ્ધિ કરો ! અને ઉન્નતિક્રમના વિશ્વ નિયમને અનુસરી હજી એ વધારે ઉન્નતિ પથે અમને દોરો ! આ મંડળ લોકોની સંપાદન કરેલી પ્રીતિ જાગતી રાખી હજી વધારે પ્રીતિ પાત્ર થાઓ ! છેવટે જેમના લેખો અમો પ્રકટ કરી શકયા નથી, તેમજ લેખોના દબાણથી ઘણાં લેખો લાંબે સમયે પ્રકટ થવા પામ્યા છે, તે માટે અમો દીલગીરી જાહેર કરીએ છીએ !

દોલતરાય દાજીભાઇ દેશાઇ.

# શ્રીમદ્દ્ભગવદ્દ્ગીતા.

(લેખકઃ—રા. રા. ભગવાન શિવશંકર ભટ્ટ—સુરત.)

અધ્યાય ૧૬ મો.

શૂણુ ! અભય, અન્તર શુદ્ધિ ને વળી જ્ઞાન યોગવિષે સ્થિતિ;
સ્વાધ્યાય, દમ, તમ, યજ્ઞ, આર્જવ, દાન દૈવી સંપતિ. ૧

વળી અહિંસા, અક્રોધ, શાન્તિ, સત્ય, ત્યાગ, અપૈશુનિ;
અંકુશ, અક્રૂર, દયા, લજ્જા, સુદૃઢ દૈવી સંપતિ. ૨

વળી શૌચ, તેજ, ક્ષમા, ધૃતિ, અદ્રોહ નિર્માનિત અતિ.
છે પ્રાપ્ત એ જન્મેલ જે સંપાદી દૈવી સંપતિ. ૩

અતિમાન, ક્રોધ, હુંભાવ દંભજ, મહત્ત્વજ, અજ્ઞાનતા,
છે પ્રાપ્ત એ જન્મેલ જે સંપાદી [illegible] આસુરીનારાન્નાં. ૪
છે દૈવી સંપદ મોક્ષ માટે, આસુરી કરે બાધને;
જન્મેલ દૈવી સંપત્તિ સહ, પાર્થ! [illegible] શોકને; ૫
આ લોકમાં ભુતસર્ગ, અર્જુન! દૈવને આસુર બે;
કહ્યો દૈવ મેં વિસ્તારથી હવે આસુરી સુજથી સુણે. ૬
આસુરીજન નથી જાણતા શું ધર્મ! તેમ અધર્મ શું?
તે માટ ત્હેમાં શૌચ કે આચાર, સત્ય નથી રહ્યું. ૭
તે અસતને અપ્રતિષ્ઠ માને અનીશ્વર આ જગ રાહી;
વળી પરસ્પર સમ્બન્ધ સંભૂત, કામ હેતુક—અન્ય નહિ ૮
એ દૃષ્ટિને આશ્રય કરી નષ્ટાત્મ, અલ્પમતિજ જે;
તે ઉગ્રકર્મી શત્રુ જન્મે જગતના [illegible] કારણે ૯
વળી અસંતુષ્ટજ કામ–આશ્રિત, દંભ, [illegible], મદે કરીઃ
થઇ અશુચિવ્રત તે અવિવેકે પ્રવર્તે [illegible] કરી. ૧૦
આ મરણ જેહ અમાપ ચિન્તાને રહ્યા [illegible] આદરી;
વળી 'વિષયના ઉપભોગ, છે પુરૂષાર્થી'–[illegible] નિશ્ચયી. ૧૧
વળી બદ્ધ આશાપાશ શતથી, કામ–[illegible] જે,
રહે અર્થસંચય ઇચ્છતા, અન્યાયથી વિષયાર્થે તે. ૧૨
કહે–હાલ આ મેં મેળવ્યું વળી–અન્ય [illegible] પામીશ હું;
છે આટલું તો, કરીશ વળી હું–આસ ફરીને આટલું. ૧૩
મેં હણ્યો છે આ શત્રુને, [illegible]–અન્યને [illegible] હું;
હું ભોગી, હું ઈશ્વર વળી, હું–બલીન, સિદ્ધ, સુખીજ છું. ૧૪
ધનવાન ને કુલવાન છું, [illegible] તુલ્ય [illegible] કો નથી;
યજું યાગ–દાને મુદિત, [illegible]–અજ્ઞાન [illegible] આસુરી. ૧૫
વિભ્રાન્ત અતિ સંકલ્પમાં, મ્હો (મોહ) [illegible] આવૃત થતાં;
આસક્ત ભોગ વિલાસમાં, તે–અશુચિ નરકે જતા. ૧૬
વળી આત્મસંભાવિત મૂઢ–ધન, માન, [illegible] યુક્ત જે;
તે નામ માત્રજ યજ્ઞને વિધિ રહિત [illegible] વડે કરે. ૧૭
બલ, કામ, ક્રોધ, અહંમતિ, દર્પાશ્રયી, [illegible]–અસુય જે;
તે–સ્વ–પર–દેહે સ્થિત હું ને દ્વેષી નરકે જાય છે. ૧૮

નર અધમ, દ્વેષી, ક્રૂર, નિત્યજ અશુભ-કર્મી-તેહને;
સર્જાવી આ સંસારમાં હું નાંખું આસુર યોનિએ. ૧૯
હે પાર્થ! આસુર યોનિ પામી મૂઢ જન્મે જન્મમાં;
નવ કરે પ્રાપ્તજ મને તેથી-અધમ ગતિને પામતા. ૨૦
વળી આત્મનાશન ત્રિવિધ આ છે નરકનું દ્વારજ ખરે;
તે કામ, ક્રોધજ, લોભ, માટે-એ ત્રણે ત્યાગજ કરે. ૨૧
હે પાર્થ આ ત્રણ નરક કેરાં દ્વારથી નર મુક્ત જે;
તે આત્મશ્રેયજ આચરે તે થકી પરમ ગતિ જ લહે. ૨૨
વળી શાસ્ત્ર વિધિ પરિત્યાગી ઇચ્છા માત્રથી જે વર્તતો;
તે હૃદય શુદ્ધિ, પરમ સુખ, નથી પરમગતિને પામતો. ૨૩
તે માટે કાર્ય-અકાર્ય સમજી, શાસ્ત્ર તુંજ પ્રમાણજે;
શાસ્ત્રોક્ત કર્મજ જાણી હ્યાં યુદ્ધાદિ કરવા યોગ્ય છે. ૨૪




(ગતાંકથી ચાલુ)

## ષષ્ઠ પરિચ્છેદ.

દિવસ ગયે રાત થાય છે, રાત ગિતે દિવસ. ગમે તો તોફાન થાય, ગમે તો વરસાદ વરસે, તેથી તે નિયમનું ઉલ્લંઘન નથી થતું. કાલની રાત પણ વીતી ગઇ, ફરી સવાર થયું. જેની રાત સુખની હતી તેને માલૂમ નહિં પડે કે રાત્રિ કેવી રીતે વીતી મીરજાની સુખની રાત કોણ જાણે કેવી રીતે વીતી ગઇ-કેવી રીતે સવાર થયું, તે તેમને કશું પણ જણાયું નહિં. અને તેમના ઘરના લોકોની રાત દુઃખની હતી, તે લોકોની આખી રાત કેવી રીતે ગઇ તે તેમને સારી રીતે યાદ છે.

સવાર થતાંજ મીરજાની શોધ માટે ચારે તરફ સમાચાર મોકલવામાં આવ્યા. પરંતુ દિવસના દશ વાગ્યા સુધી કંઇ પણ ભાળ મળી નહિં. હમો તો એમ સમજીએ છીએ કે મીરજાનું સવાર હજુ પણ થયું નથી. તે હજુ ક્યાં સુખની નિદ્રામાં અચેત પડ્યાં હશે.

કંઇ પણ હોય, દશ થઇ ગયા, પણ મીરજાંના સમાચાર મળ્યા નહિં. બાર વાગતાં લગભગ મીરજાંના એક દોસ્તે કહેવડાવી મોકલ્યું કે તે હમારે ત્યાં છે, અને આજ હમારે ત્યાંજ ભોજન પણ કરશે. સંધ્યાના સમયે હમો જાતે તેમને ઘેર મુકી જઇશું કંઇ ચિંતા જેવું નથી. મીરજાંની માતા જાણતી હતી કે મીરજાંનો મિત્ર લક્ષ્મીશંકર એક સારી ચાલચલણનો યુવાન છે, તેથી આ સમાચારથી તે ઘણાં સુચિત્ત થઈ ગયા.

ઘરની દાસી સવારમાં ઉઠી મકાન સાફ કરવા લાગી. રાતે તેની ઉંઘમાં વિઘ્ન પડયું હતું તેમજ માલીક કોણ જાણે ઘરમાંથી કયાં જતા રહ્યા તેની ચિન્તામાં પડી હતી. તેથી મંછીના મનની દશા સારી ન હતી. મંછીનો પહેલો શિકાર મળ્યો ઘરનો નોકર ગોપીઓ. ગોપીઆના આવતાંજ મંછીએ મધુર ભાષામાં તેનું સ્વાગત કર્યું. તે સ્વાગતનો થોડોક ભાગ જરા સાંભળો. મંછી ગોપીઆને જોતાંજ બોલી ઉઠી–"ભવાની તારો ભોગ લે ! નિમકહરામ માલીકનો પગાર નથી ખાતો ! સાંજ થતાં વાર નથી થતી કે કયાં ગુંચ્છંતી કરે છે ! કાલે રાતે કની હું ન હોત તો ભાઇ જીવતા રહેત નહિં. ત્યારે પગાર ગણી ગણીને કોણ આપત ? નિમકહરામી !"

ગોપીઓ મંછીથી આવો હાર્દિક સ્વાગત પામી આશ્ચર્ય પામ્યો. મનમાં વિચારવા લાગ્યો–કાલે રાત્રે કંઇ ભારે વિપત્તિ આવી પડી હશે. હું અહિં રાત્રે ન રહ્યો, એ અનુચિત થયું છે. તેથી મંછીના સંભાષણનો તેણે કંઇ ઉત્તર આપ્યો નહિં. પરંતુ કોઇને કંઇ પૂછી જોવાનું સાહસ પણ થયું નહિં. અન્તમાં કંઇ વિચાર કરી ધીરે ધીરે હુસીના પાસે જઇ પૂછવા લાગ્યો–"રાત્રે ભાઇને શું થયું હતું ?"

હુસીના શો ઉત્તર આપે, તે સમજી શકી નહિં. થોડા સમય બાદ બોલી–"ભાઇ બીમાર થઇ ગયા હતા."

બીમારીની વાત સાંભળી ઝટપટ ગોપીઓ ભાઇના સુવાના કમરામાં ગયો. પરંતુ ત્યાં તેમને જોયા નહિં. અમીના ત્યાં બેઠી હતી. તેને કંઇ પુંછવાનું સાહસ ગોપીઆને થયું નહિં. અમીનાએ ગોપીઆને જોતાંજ પોતાના માલીકને શોધી લાવવા કહ્યું. તેથી હજુ પણ ગોપીઆને ભાઇની બીમારીની પાકી વાત મળી નહિં. આ તરફ હુસીના મંછીનો ઢંગ જોઇ બ્હી ગઇ કંઇ પોતાના ભાઇના કલંકની વાત બ્હાર પ્રકાશ કરી ન દે. તેથી તેને એકાંતમાં લઇ જઇ કહ્યું–"મંછી ! તને મારા માથાના સમ, કાલ રાત વાળી વાત કોઇને કહીશ નહિ!"

હુસીના અને ગોપીઓ–આ મકાનમાં, મંછીના શિકાર હતા, તે બન્નેપર તે પોતે પોતાનો ગુસ્સો ઉતારતી હતી. ગોપીઆને [illegible] હવે હુસીનાને જોઇ ગર્જી ઉઠી–"મારી વાત જરા સાંભળો. આખો દિવસ હમો કામ [illegible] કરીને, વાસણ માંજી માંજીને મરી જઇએ અને પેલો મુવો ગોપીઓ આખો દિવસ ફરતો ફરે અને રાત્રે પણ કોણ જાણે કયાં ભટકે તેને તો કાંઇ કહેતાં નથી. આ મુઇ ઠીક સહેલી સુધરી જડી ગઇ છે કે તેનેજ [illegible] કરવું. ખરસાંડીની વાડમાં સૌ કોઇ હાથ ઘાલે, હેરામણીની વાડમાં કોઇ નહિં. મને બોલવાનું ના કહો છો–શું મોઢામાં દાટો મારૂં ? તે જુલમ કે બીજું કાંઇ !"

હુસીના મંછીનો સ્વભાવ સારી પેઠે જાણતી હતી. કોઇ તેને કહેતું તો તેનો અર્થ તે સીધી રીતે નથી લેતી. તેનો પોતાનો એ સ્વતંત્ર ઢંગ હતો. જ્યારે તે ધુનમાં રહેતી,

ત્યારે બીજાની ભલાઇ બુરાઇ પણ તે ધૂનમાં લઇ લેતી હતી. તેના આ રોગની વાત હુસીના જાણતી હતી; તેમ તે રોગની દવા પણ તેને માલૂમ હતી. જેથી હુસીનાએ ગભરાઇ, પોતાના ભાઇની ભલાઇ વિચારી તેવી દવાથી કામ લીધું. મંછીના હાથમાં એક રૂપીઓ મૂકી કેહ્યું–" મંછી તને તો હમો એક ઘરના માણસ તરીકે માનીએ છીએ; જો, કાલની વાત કોઇને કહીશ તો, ભાઇની નિંદા થશે. તું જાણી જોઇને ભાઇની નિંદા કેમ કરીશ ? મંછી ! "

ચમકદાર ગોળ ગોળ ચાંદીના ટુકડાની મોહિની શકિતથી સૌ વાતો ભૂલી જઇ મંછી આનંદથી ગદ્ ગદ્ કંઠે બોલી–" હે દાદી ! તમે. આ શું બોલો છો ? ભાઇની નિંદા હમો કરીએ–તો મારા બાપની બેટી શાની. ભાઇની નિંદા કરે, તેના હું નાક કાપી લઉં, ગાળો દઇને તેની સાત પેઢીની ખબર લઉ–ત્યારે પાણી પીઉં. "

હુસીનાએ ધીરેથી કહ્યું–" કોઇને ગાળ બાળ દેવાની કશી જરૂર નથી, તું કોઇને આ વાત કહીશ નહિં. બસ, હું વધારે કાંઇ ઇચ્છતી નથી. "

મંછી બોલી–" તે વાત શા માટે બીજાને કહું, મારૂં મોઢું તે વાત કહેતાં બળી જાઓ. હે ભવાની માતા મારી વ્હારે ધાજે ! "

હુસીના નિશ્ચિંત થઇને ચાલી ગઇ. પણ મંછી આપત્તિમાં ફસઇ ગઇ. હવે તેનાથી બોલી શકાતું નથી. કેમકે જ્યારે તે કોઇને કંઇ કહેવા જાય છે તો તેજ રાતની વાત પહેલાં તેના મુખમાંથી નિકળે છે. આજ ચૂપચાપ તેણે વાસણ માંજી, ઘરમાંથી પુંજો કાઢયો, પણ એટલામાં તેનું પેટ ફુલવા લાગ્યું તેના પેટમાં ગોટા વળવા લાગ્યા, તે ત્યાં સુધી ઘરના અંદર રહી, બહારના કોઇ માણુસની ભેટ થઇ નહિં. જેથી રાતની વાત કોઇને કહી શકાઇ નહિં. પણ તેથી શું ! હુસીનાએ પોતાના માથાના સમ દઇને કોઇને તે વાત ન કહેવા કહ્યું છે, ઉપરથી એક રૂપીઓ નગદ પણ આપ્યો છે, તો આજ વાચક તમોજ બતાવો, કોઇને કહ્યાં સિવાય કેમ રહી શકાય ? હવે તે કોઇને કહેશે નહિં તો તેના પ્રાણ સુધ્ધાં પણ જતા રહેશે. તો આપ લોકજ બતાવો, હુસીનાનું માથું મોટું છે, રૂપિઓ મોટો છે, અથવા મંછીનો પોતાનો જીવ મોટો છે ? બતાવો, આપજ લોક ! બતાવો, પ્રાણથી વધીને બીજી કઇ વસ્તુ દુનિઆમાં મોટી છે ?

પરંતુ પરમેશ્વર મહા કરૂણામય છે; દુખિયાનું દુઃખ દૂર કરનાર નારાયણથી વધીને બીજો કોઇ નથી. મંછીનું પેટ ફુલેલું દયાસાગરથી કેમ જોઇ શકાય, સાક્ષાત્ પરમેશ્વરે મંછીનું દુઃખ દૂર કરવાનો, ઉપાય કરી દીધો. ગોપીઓ મીરજાની શોધ માટે ઘૂમી રહ્યા હતો, જેથી શાક લેવા બજાર કોણ જાય ? આજે બજાર જવું મંછીને માથે આવી પડયું. મંછી બજાર જવા માટે ઘરમાંથી બહાર નીકળી. પહેલાં તે કોઇના સાથે કંઇ બોલી નહિં, દાંતો પર દાંત દબાવી મોઢું સંતાડી જવા લાગી. એટલામાં મહોલ્લાની એક દાસીની ભેટ થઇ ગઇ. તેણે પૂછ્યું–"કેમ છો બ્હેન ! આજે તમો બજાર કેમ જાવો છો ?

મંછી બિચારીથી હવે બોલ્યા વગર કેવી રીતે રહી શકાય. વિવશ થઇને તેને કહેવું પડયું–"શું કરૂં બ્હેન ! ગોપીઓ ભાઇને શોધવા ગયો છે જેથી મારે આવવું પડયું, બ્હેના નહિં તો બજાર મારે શા માટે આવવું પડે."

દાસી આટલું સાંભળી આગળ વધી. પણ તે ચાલી જતે તો મંછીની દશા શી થાય. તે દાસી એક બે વાતો બીજી પૂછી લેત તો ધર્મના દરબારમાં મંછીને છુટકારો મલત, પરંતુ તે દાસી ખંધી હતી. તે મોટી મોટી ફલંગો મારતી આગળ જવા લાગી. તે ઉતાવળી જતી જોઇ મંછી બોલાવવા લાગી "હે બ્હેન ! અરે સાંભળ તો ખરી ! કાલે રાતે મીરજાંભાઇ દારૂ પી બેહોશ થઇ ગયા હતા. પંખો નાખી, પાણી છાંટી છાંટી હોશમાં લાવ્યા. જેથી બ્હેન ! તેમના બ્હેને મને તેમના માથાના સમ દઇને કહ્યું કે આ વાત કોઇને કહિશ નહિં, ત્યારે આ વાત ચર્ચાવીને શી મતલબ બ્હેન ! તમોજ કહો હમો નિમકહરામી કેમ થઇએ " દાસી આ વાત સાંભળી હસતી હસતી ગઇ. મંછીએ એક મોટો શ્વાસ લીધો. તેનું પેટ ચડયું હતું તે ઉતરી ગયું, ત્યારે તે જેની સાથે ભેટ થઇ. તેને તે મન મુકીને તે રાતની વાત કહેવા લાગી. અગ્નિ હોલવવા હસીનાએ જે પાણી નાખ્યું હતું દુર્ભાગ્યથી તે પાણી ઘી બની ગયું. (અપૂર્ણ)



## જગત્ ખ્વાર કીધું તમાકુને ભૂકે!

(જગત્ ખ્વાર કીધું તમાકુને ભૂકે-એ લોકગીત ઉપરથી સૂચિત)

જગત્ ખ્વાર કીધું તમાકુને ભૂકે !
આબાલ વૃદ્ધ શુદ્ધ-સાન ખોઇ સહુ ફૂકે !
અરરે નહિ બુદ્ધ કે અબુદ્ધ કોઈ ચૂકે !
જગત્ ખ્વાર કીધું તમાકુને ભૂકે ! ટેક

(૧)

નથી ખાદ્ય કે ક્ષુધા જરાય જાય !
નથી પેય કે તૃષાય તૃપ્ત થાય !
નથી સ્વાદ વા સુગંધ કે સુધાય !
ક્ષુધા જાય તૃપ્તિ થાય ના, ન મૂકે !
અરરે નહિ બુદ્ધ કે અબુદ્ધ કોઈ ચૂકે.—જગત્

(૨)

જો ખવાય તો ખુણા ખરાબ થાય !
થાય ગંદુ ઘરજ આખું, જો પીવાય !

થાય લૂગડાં મલીન જો સુંધાય !
થાય ખાનાખરાબી સર્વ થૂંકે !
* * *
અરરે નહિ બુદ્ધ કે અબુદ્ધ કોઇ ચૂકે !—જગત્.

(૩)

હોય કેટલી અનુપ ફળદ્રુપ ભૂમિ જાય
ભૂમિ જાય તમાકુમાં, જાર બાજરી ન થાય !
જાર બાજરી ન થાય, રંક ભૂખથી પીડાય !
બહુ ભૂખથી પીડાય કાળ ચૂકે !
* * *
અરરે નહિ બુદ્ધ કે અબુદ્ધ કોઇ ચૂકે!—જગત્

(૪)

ગૃહે ગૃહથી અપ્રમાણુ દ્રવ્ય જાય !
વહી જાય નદી, ઉદધિ ભરાય !
ઉદધિ ભરાય, અમેરિકા ધની થાય !
થાય રંક ભરતખંડ શંખ ફૂંકે !
અરરે નહિબુદ્ધ કે અબુદ્ધ કોઇ ચૂકે !
* * *
જગત ખ્વાર કીધું તમાકુને ભૂકે !

કાલિયાવાડી. } મણિભાઇ ખંડુભાઇ દેશાઈ.



## જાનવરોને અભયદાન આપવા માટે નામદાર દેશી રાજ્યકર્તાઓની હજુર અરજ.

નેક નામદાર સાહેબ,

દયા, ઉદારતા, અને દેશની આબાદાની વગેરે માટે આપ નામદાર સાહેબ જાણીતા હોવાથી આજે મુંબઇના શ્રી જીવદયા જ્ઞાનપ્રસારક ફંડ તરફથી હું નીચે સહી કરનાર આપની સેવામાં નીચે પ્રમાણે અરજ ગુજારવાની રજા લઉં છું.

ઇંગ્લાંડ, ફ્રાન્સ, અમેરિકા, જરમની વગેરે પાશ્ચાત્ય દેશોમાં જુદી જુદી શોધખોળોને પરિણામે વિદ્વાન વિજ્ઞાનશાસ્ત્રીઓ (Scientists) તથા ડૉકટરો એવા

નિર્ણય ઉપર આવ્યા છે કે માંસાહારથી કેટલીક વખત ભયંકર, અસાધ્ય અને અસહ્ય દરદોના સપાટામાં આપણા માંસાહારી ભાઈઓ ફસાઈ પડે છે, કારણ કે તે તત્ત્વ એટલું બધું રોગીષ્ટ છે કે તેને માટે ગમે તેટલી સંભાળ રાખવામાં આવે તોપણ જે જાનવરને કાપવામાં આવ્યું હોય તે નીરોગી જાનવર હોય છતાં તેનું માંસ વેચતી વખતે બીજાં રોગી જાનવરોના માંસ સાથે તે મળી જવાથી રોગી જાનવરોના જુદા જુદા ચેપી અથવા તેવાં બીજા દરદોના નાશકારક જંતુ તેમાં મળી જાય છે અને પરિણામે ખાનારને ભિન્ન ભિન્ન પ્રકારની વ્યાધિને શરણ થવું પડેછે.

એ બાબતમાં હજારો અભિપ્રાયોમાંથી આ ટુંકી અરજીમાં હું આપની હજુરમાં વિલાયતના એક ઘણાજ વિદ્વાન અને જાણીતા બાહોશ વિજ્ઞાનશાસ્ત્રી ડૉકટર અલેકઝાંડર હેગ, એમ. એ., એમ. ડી., એફ. આર. સી. પી. ના માત્ર એકજ અભિપ્રાયનો જાણવા જેવો ફકરો આ નીચે રજુ કરવાની રજા લઉં છું:—

"આપણે જેટલાં ઘણાંજ ભયંકર દરદો સહન કરીએ છીએ તે સેંકડે ૭૫ ટકા (કે જે દરદો ખરૂં પુછાવો તો બીલકુલ દરદ છેજ નહિ પણ અકુદરતી ખોરાકનાં ઝેર છે), આપણી વધતી જતી ઘેલછા, આપણામાં વધતાં જતાં નાસુરનાં દરદો, નબળાઈ અને આપણી અધોગત એ સર્વે કુદરતના શિક્ષણને આપણે વેગળે મુકીએ છીએ, તે હોવું જોઇએ અને કુદરત કહે છે તેમાં કાંઈ ખોટું નથી કે માણસ એક ફળાહારી પ્રાણી છે પણ માંસાહારી નથીજ."

એ રીતે માંસાહાર શરીરને રોગીષ્ટ બનાવે છે તેના અસંખ્ય અને અગણિત દાખલાઓ વ્યવહારિક રીતે હવે તો સાબીત થઇ ચુકેલા હોવાથી હિંદુસ્થાન તો શું પણ દેશના જુદા જુદા માંસાહારી દેશોમાં પણ માંસાહારને સદાને માટે તિલાંજલિ મળતી જાય છે અને તેમ થવાથી ખેતીને ઉપયોગી તેમજ બીજાં જાનવરોનું રક્ષણ થવાથી ખેતીકારો, રાજા-પ્રજા વગેરે ખેતી દુધ, દહીં તેમજ જાનવરોની મહેનત તથા જાતથી મળતી કીમતી વસ્તુઓનો છુટથી ઉપયોગ કરવાનો પરમાત્મા પ્રસંગ પ્રાપ્ત કરાવશે એવી આશા રાખી શકાય છે.

આપ નામદાર તો સહેજ સમજી શકો તેમ છો કે રાજ્ય અને પ્રજાની જાહોજલાલી આપણા દેશમાં તો ખાસ કરીને ખેતીવાડીનાજ પ્રતાપે છે, અને તેમાં જાનવરોની પહેલી મદદની જરૂર પડે છે. બીજાઓ કરતાં ખેતીકાર તેની કીંમત વધુ સમજી શકે છે અને તેવાં જાનવરોનો જ્યારે દિનપ્રતિદિન નાશ વધતો ગયો ત્યારે ખેતીનાં જાનવરોની અછત થતી ગઇ તથા ઓલાદ નબળી પડતી ગઈ કે જેને પરિણામે પ્રથમ કરતાં ખેતીકારો તથા જાનવરો હાલ નિસ્તેજ, બલહીન, અને ગરીબ થઇ પડયા છે અને તેનો ઉદ્ધાર કરવો એ દયાળુ રાજ્યકર્તાની એક

પવિત્ર ફરજ છે. કારણ કે નિર્દોષ, ઉપકારી, મુંગાં પ્રાણીઓ પણ રાજ્યની એક રૈયત છે બલ્કે ખેતીવાડીના કામમાં પોતાની સેવાનો અગત્યનો ભાગ ભજવનારાં કીમતી પ્રાણીઓ છે.

કેળવાયલા રાજકર્તાઓએ પોતાના રાજ્યનું હિત ખેતીનાં જાનવરોનું તેમજ માણસોનું રક્ષણ કરવામાંજ સમાયેલું ગણ્યું છે. અર્થ શાસ્ત્રની રૂએ મ્હારે આપ નામદાર હજુર હજી પણ ભાર દઇને અરજ કરવાની અગત્ય લાગે છે કે આબાદીવાળા રાજ્યકર્તા થવામાં મૂળ મદદ ખેતીની મહેસુલજ છે.

ખેતી ઉપરાંત દુધ, દહીં, ઘી વીગેરે કીમતી અને ઉપયોગી વસ્તુઓનો ભાવ તાલ તરફ નજર કરવાથી માલુમ પડે છે કે ગરીબોને તેનો લાભ મળી શકતો નથી, એટલુંજ નહિ પણ શ્રીમંતોને પણ દેતે પૈસે ચોખ્ખું દુધ વગેરે પ્રાપ્ત થઈ શકતું નથી, એ શું દુધાળાં જાનવરોની અછત બતાવતું નથી? દુધ દહીં તો શું પણ છાશ જેવી સાધારણ પણ ઉપયોગી વસ્તુઓ કે જે ગરીબ લોકોના નિર્વાહ તુલ્ય હતી તેનાં પણ અફસોસ કે હવે દર્શન માત્ર પણ ગરીબોને દુર્લભ થઇ પડવાનો વખત આવી પહોંચ્યો છે, અને તેથી આવાં સબળ કારણોને લઇનેજ મુંબઇના નામદાર હીલસોજ ગવર્નર સાહેબ લોર્ડ વીલીંગડન સાહેબ ખેતીનાં તથા દુધાળાં જાનવરોને બચાવી તેને આશ્રય આપવાની જાહેર પ્રજાને ખેતીવાડી કોન્ફરન્સો ભેગી કરીને તેમજ જુદી જુદી રીતે આગ્રહપૂર્વક ભલામણ કરે છે—નેક સલાહ આપે છે.

માંસાહારથી દારૂની તલપ પણ વધે છે એવો પણ વિદ્વાનોનો મત છે અને દારૂના વ્યસનથી થતી અનેક હાનિઓ તો આપ નામદારના ધ્યાન બહાર હોવીજ જોઇએ નહિ, સબબ તે બદી પણ અટકાવવી આવશ્યક છે. અર્થાત્ દારૂની બદી વનસ્પત્યાહાર વગર અટકી શકતી નથીજ.

ઉપર પ્રમાણે ખેતીવાડીની, અધમ અવસ્થા, દરદો, નિર્દયતા વગેરેનું મુખ્ય કારણ માંસાહારજ છે પણ તેને ખોરાક તરીકે લોકો ગણતા હોવાથી સત્તાવાર રીતે તો તે બનવું કદાચ મુશકેલ થઇ પડે તેમાં શક નથી, અને તેવી માંગણી આપ નામદારના દયાળુ સ્વભાવનો લાભ લઈ કરવી એ પણ મુનાસબ નથી, તોપણ માંસાહારથી થતાં દરદો તથા ખેતીવાડીનાં જાનવરોનું રક્ષણ કરવાથી થતા ફાયદા વગેરે પ્રકારનું જ્ઞાન લોકોમાં આપ નામદારના રાજ્યની નિશાળો મારફત આપવામાં આવ્યું હોય તો મને ખાત્રી છે કે તેથી ઘણોજ ફાયદો થવાનો દેખીતી રીતે સંભવ છે, અને તેમ થવાથી ભવિષ્યમાં મનુષ્ય તથા મુંગા જાનવરોરૂપી આપ નામદારની પ્રજાને પણ ફાયદોજ થવાનો તેમાં

શકજ નથી તો તે બાબતનું કાંઇ પણ સાહિત્ય આપ નામદારના રાજ્યમાં જોઇતું હોય તો તેનું પ્રોસ્પેક્ટસ પણ આ સાથે સામેલ રાખવામાં આવ્યું છે તે ઉપરથી આપ નામદાર જે સાહિત્ય મંગાવવા મહેરબાની કરશો તે ત્વરાથી આપ નામદારની હજુરમાં જેટલું જોઇશે તેટલું રવાના કરવામાં આવશે.

છેવટમાં અરજ એજ કે કેટલીક વખતે ખટારાવાળાઓ પોતે જાનવરો ઉપર હદ ઉપરાંત બોજો ભરે છે અને તેથી જાનવરો જ્યારે તે તાણી શકવા અસમર્થ નીવડે છે અને સાધારણ ઝડપથી ચાલી શકતાં નથી ત્યારે તે સ્વાર્થી અને નિર્દય ખટારાવાળાઓ તેના ઉપર પરોણી (આર) નો ઉપયોગ કરી દુઃખ ઉપર ડામ દેવા જેવું કરે છે અને તેથી તેને પરોણી (આર) વાગી હોય તે જગ્યા લોહી લુહાણ થઇ જાય છે અને કેટલીક વખતે પાકી પડે છે. ઘણીક વખત કાંધ પાકેલા તેમજ બીજી વ્યાધિવાળાં હરડીઓની પાસેથી પણ જાનવરોના તે જુલમી માલેકો કામ લે છે, માટે તેવાં જાનવરોની ઉપર તેવા પ્રકારનું પણ નિર્દય ઘાતકીપણું અટકાવવાનો જોકે આપ નામદારના રાજ્યમાં કાયદો તો હશેજ તોપણ તે બાબત હું આપ નામદારનું મુબારક ધ્યાન ખેંચવા રજા લઉં છું.

આવાં ઘાતકીપણાં નામદાર બ્રીટીશ સરકાર તથા દેશી રાજ્યો જેવાં કે વડોદરા, જુનાગઢ, તેમજ તેવાં સ્થળોએ અટકાવવા સખ્ત બંદોબસ્ત થયો છે, અને દયાના કાયદાનો ભંગ કરનાર ગુન્હેગાર ઉપર મેજીસ્ટ્રેટની કોર્ટમાં જીવદયાના એજંટો કેસ ચલાવી તેને શિક્ષા કરાવે છે, માટે એવી શૈલી આપ નામદારના રાજ્યમાં પણ દાખલ થવા પામે એવી મ્હારી નમ્ર અરજ છે.

આપ દયાળુ રાજ્યકર્તા હોવાથી મનુષ્ય તથા જાનવરોનાં દુઃખ સહેજે સમજી શકવા સમર્થ છો, તેથી આપ નામદારને વિશેષ લખી આપ નામદારનો ઘણોંજ કીમતી વખત રોકવાની જરૂર નથી. તોપણ આ મ્હારી નમ્ર અરજી ઉપર આપ નામદાર ધ્યાન આપવાની મહેરબાની કરશો તો **શ્રી જીવદયા જ્ઞાનપ્રસારક ફંડ** પોતાને કૃતાર્થ થયેલું માનશે તેમાં કાંઇ પણ શક નથી. હાલ એજ અરજ. તસ્દી માફ.

શ્રી જીવદયા જ્ઞાનપ્રસારક ફંડ,
૩૦૯, શરાફ બજાર-મુંબઇ નં. ૨.

હું છું,
આપ નામદારનો નમ્ર સેવક,
**લલ્લુભાઈ ગુલાબચંદ ઝવેરી,**
ઑનરરી મેનેજર,
શ્રી જીવદયા જ્ઞાનપ્રસારક ફંડ, મુંબઇ.

# વીરબાળા.

## ( એક સત્ય ઘટના )

ચંદ્રપ્રભા લખનૌ જીલ્લાની એક કુલીન ક્ષત્રીયની કન્યા હતી, તેનો વિવાહ સંબંધ એજ જ્ઞાતિના એક સાધારણ શિક્ષિત યુવક સાથે થયો હતો. ચંદ્રપ્રભાનાં માતાપિતા શિક્ષિત અને સંસ્કારી હોવાથી પોતાની કન્યાને વીર અને શીલવતી બનાવવા માટે તેને શિશુ વયથીજ નૈતિક અને ધાર્મિક શિક્ષણ આપ્યું હતું. ચંદ્રપ્રભાના ઈશ્વરદત્ત સૌંદર્યે તેને અતિ પ્રસિદ્ધીમાં આણી હતી. તે સાથે તેનું આત્મિક બંધન પણ ઓછું નહોતું. "પુત્રના લક્ષણ પારણામાંથી" એ સુત્રાનુસાર ચંદ્રપ્રભાના પરિચયમાં આવતાં સર્વ તેના ચરિત્રની મુક્ત કંઠે પ્રશંસા કરતાં, અને ધારતાં કે ચંદ્રપ્રભા ભવિષ્યમાં દેવીરૂપે ઓળખાશે.

( ૨ )

આજે ચંદ્રપ્રભા પોતાના અંગપર નવીન શુભોભિત અને કીમતી વસ્ત્રાભૂષણો પરિધાન કરી આનંદમાં ફરતી દેખાય છે. પોતાના કોઇ સંબંધીને ત્યાં બીજે ગામ લગ્ન પ્રસંગપર જવાનું હોવાથી પોતાના પ્રિયપતિની માર્ગ પ્રતીક્ષા કરી રહી છે, એટલામાં શુભોભિત વસ્ત્રોથી સજ્જ થઈ પોતાના પતિને આવતાં દેખી તેના આનંદમાં અપૂર્વ વૃદ્ધિ થઇ, અને થોડા સમયમાંજ અતિ ઉત્કંઠાથી એ પતિ-પત્ની સામેના ગામ જવા માટે વિદાય થયાં. માર્ગ ઉજડ અને વિકટ હોવાથી રૈયતના રક્ષણાર્થે દયાળુ સરકારે તેવી ભયાનક જગ્યાએ એક પોલીસ થાણું બંધાવ્યું હતું, ત્યાં એક અમલદાર અને પાંચેક પોલીસ સિપાઇઓ બદમાસ ચોર અને લુટારૂઓથી રૈયતનું રક્ષણ કરવા રહેતા. ચંદ્રપ્રભા અને તેના પતિ તે ગેટ નજીક આવી પહોંચ્યાં; ગેટના અમલદારની દૃષ્ટિ ચંદ્રપ્રભા પર પડી. તેની સૌંદર્યયુક્ત મુખમુદ્રાએ અમલદારના હૃદયને વીંધી નાંખ્યું. અમલદાર તે અતુલ રૂપયુક્ત સુન્દરીને દેખી વિહ્વળ થઇ ગયો. ચંદ્રપ્રભાની સૌંદર્યપ્રભાથી આંખોને તૃપ્ત કરવા માટે અમલદારે તેના પતિને રોકવાના ઇરાદાથી બોલાવ્યો.

" એ.........આમ આવો ! તમે કોણ છો ? ક્યાં જાઓ છો ? તમારી સાથે આ સ્ત્રી કોણ છે ?"

" હું જાતે ક્ષત્રિય છું, આ સામેના ગામમાં રહું છું અને સામે ગામ મારા સંબંધીને ત્યાં લગ્ન પ્રસંગે જાઉં છું. આ મારી સ્ત્રી છે."

" તમારાં બોલવાપર મને શક જાય છે. તમો કોઇ અન્યની સ્ત્રીને નસાડી જાઓ છો !"

" નહિજી આપ ભૂલ ખાઓ છો !"

" તમારા જેવા ઘણા માણસો અહીં થઇને જાય છે, અને તમારા જેવુંજ તેઓ કહે છે, મારા ધારવા પ્રમાણે આ તમારી સ્ત્રી નથી, જો હોય તો પુરાવો લાવો."

"આ જંગલમાં કોનો પુરાવો લાવું ?"

"સામેના ગામમાં જઈ લઈ આવો, અને ત્યાં સુધી આ સ્ત્રીને સામેની ઓરડીમાં બેસાડી બારણા બંધ કરી તેને તાળું મારી ચાવી તમારી સાથે લેતા જાઓ."

"આપ અમને નાહક હેરાન કરો છો."

"તેમ કરવા મને હક છે."

ચંદ્રપ્રભાના પતિએ વિચાર્યું કે-આ હઠીલો મદોન્મત્ત અમલદાર સમજાવ્યો સમજશે નહિ, માટે સાસરેના ગામમાં પાછો જઈ પોલીસ પટેલની ચિઠ્ઠી લખાવી લાવું. ચંદ્રપ્રભાને ઓરડીમાં પુરી તેની ચાવી મારી પાસે રાખવા કહ્યું છે એટલે કંઈ હરકત જેવું નથી. સત્તા આગળ શાણપણ શા કામનું ?

( ૩ )

અહા ! મારાપર ખુદાની ઘણી નિગાહ છે, મહેનત બર આવી, આખરે પ્રપંચજાળમાં શિકાર સપડાયો તો ખરો ! ! જંગલની ગેટનો ખરો લાભ તે આજ ! બસ હવે તો આનંદ અને મોજ મજાહ ! પુરાવો લઈ પાછો આવતાં ચારેક કલાક લાગશે, તેટલા સમયમાં કોણ છે કહેનાર કે ટોકનાર ! એમ વિચારમાં ને વિચારમાં ઓરડી નજીક જઈ હથિયાર વતી તાળુ તોડી ફેંકી દીધું. અને ઉપરથી સાનંદ પરંતુ અંદરથી ધડકતે હૃદયે ઓરડી અંદર દાખલ થયો.

ચંદ્રપ્રભા પોતાના પતિ માફક તદન ભોળી નહોતી, તેમજ ઉપર જણાવી ગયા પ્રમાણે તે શિક્ષિત અને વીર સ્ત્રી હતી, પ્રાચીન ઇતિહાસ પુરાણોમાં એવી ઘણી ઘટનાઓ તેના વાંચવામાં આવી હતી. તેમજ અમલદારની હૃદય ઇચ્છા તે સમજી શકી હતી, તેથી તે એ સમય માટે તદન તૈયાર હતી તેણે વિચાર્યું કે ભલે ગમે તેમ થાઓ, પણ હું મારા સતીત્વનું રક્ષણ કરી શકીશ ! મરવું એ મનુષ્યને એકજ વાર હોય છે, તો પછી ચિંતા શા માટે કરવી જોઇએ ? જોઉં છું હવે શું થાય છે ? વિચાર યુક્ત ચંદ્રપ્રભા ઓરડીની એક બાજુએ ઉભી હતી. અમલદારને અંદર આવેલો જોઇ તેની આંખો લાલચોળ થઇ તેમાંથી અગ્નિ ઝરવા લાગ્યો, શરીર કમ્પવા લાગ્યું. હૃદય ઉછાળા મારવા લાગ્યું ! અને તે એક ભીષણ મૂર્તિ બની. અમલદાર તરફ કઠોર દૃષ્ટિથી જોઇ રહી. અમલદારે ઓરડીમાં દાખલ થઇ હાથમાંની તરવાર એક ખીંટી ઉપર ભેરવી. ચંદ્રપ્રભા તરફ જોઇ બોલ્યો:—

પ્યારી ! મત ગભરાઇયે, હું મૂર્ખ નથી, તેમજ તને હેરાન કરવા મારી ઇચ્છા નથી, હું તારા પ્રેમ અને જોબનરસનો યાચક છું; અત્યારે ગેટના એક અમલદાર તરીકે તારી સામે ઉભો નથી ! પરંતુ એક દીન-ભિક્ષુક તારી દયા યાચતો અને તારાં મીઠાં મોહક અને મધુર વચનો સાંભળવાની જીજ્ઞાસાવાળો તારો સેવક છું. પ્યારી ! બોલ-મીઠી નજરથી જો ! હું કોણ છું તેનો વિચાર કર ! ધારું તો ત્રણ દિવસ તને અને તારા પતિને કેદ કરી શકું છું. માટે મારી સામું જો અને હસતે વદને મને બોલાવ !!

ઉપર જણાવી ગયા પ્રમાણે ભવિષ્યમાં ઉપસ્થિત થનારી ઘટનાને માટે ચંદ્રપ્રભા તૈયાર જ હતી. જેટ અમલદારનાં નમ્રતાયુક્ત દીન વચનો તેને બાણસમ હૃદયમાં ભોંકાતાં વીર જુસ્સાથી તેનું આખું હૃદય ક્ષુબ્ધ ઉઠ્યું હતું. તેણે એક શબ્દ પણ ઉચ્ચાર્યા સિવાય ગુસ્સાથી અમલદારને એવો તો ધક્કો માર્યો કે અમલદાર યા ખુદા પોકારતો જમીનપર પટકાઇ પડ્યો ! તો પણ "મીયાં પડ્યા પણ તંગડી ઉંચી" એ મુજબ જાણે કંઇપણ ન થયું હોય તેમ કૃત્રિમ આનંદ ધારણ કરી ચંદ્રપ્રભાને પકડવા આગળ વધ્યો. અમલદાર જમીનપર પટકાઇ પડ્યો; તે વખતે લાગ જોઇ સામે ખીંટીપર લટકાવેલી તરવાર ચંદ્રપ્રભાએ પોતાની પાસે લઇ લીધી હતી. અમલદારને પોતાની સામે પુનઃ આવતો જોઇ તરવારને મ્યાન બહાર કાઢી અતિ ક્રોધથી બોલી;—"નૃશંસ ! ખબરદાર ! એક તસુ પણ આગળ વધ્યો તો ! પાપી ! તારા પાપનો ઘડો આજે ભરાઇ ગયો છે ! બિચારી ઘણી સ્ત્રીઓનાં સતીત્વને તેં આ ઠેકાણે નષ્ટ કર્યાં હશે, પરંતુ ઇશ્વર કૃપાથી આજે આજ ઠેકાણે તારે નષ્ટ થવાનો સમય સમીપ આવી પહોંચ્યો છે ! દુષ્ટ ! તું સિંહણને છેડી સાર નથી કાઢવાનો ! હજી પણ હું દયા ખાઉં છું, તે તારા પ્રત્યે સમજતો નહિ, પણ તારાં સ્ત્રી-પુત્રોની ! તે તને વ્હાલાં હોય તેમને ભેટવાની તારી અભિલાષા હોય તો સીધો સીધો ઓરડી બહાર નીકળી જા, અને તારા નીચ વર્તન માટે પસ્તાવો કર ! બોલ શું ઇચ્છે છે ? જીવન કે મોત ?"

ચંદ્રપ્રભાના સતીત્વના જુસ્સાભર્યા શબ્દો સાંભળી અમલદાર અચકાયો, અને ઝંખવાણો પડી ગયો. થોડી પળો સુધી તે ત્યાંથી એક તસુ પણ આગળ વધી શક્યો નહિ. બ્હાવરો સરખો કાષ્ટ પુતળી સમ ઉભો રહ્યો.

"ચંદ્રપ્રભાનાં બોલી રહેવા બાદ તેનો હાથ પકડી લેવાના ઇરાદાથી અમલદાર એકદમ આગળ ધસ્યો, તેવીજ ચંદ્રપ્રભા એકદમ ચાર ડગલાં પાછળ હઠી ગઇ, અને જુસ્સાથી તરવારનો એક એવો તો સખ્ત પ્રહાર કર્યો કે તરતજ "મર ગયો; મેરા બાવા"ની હૃદયભેદક ચીસ પાડી અમલદાર જમીનપર પટકાઇ પડ્યો ! ખુની બનેલી ચંદ્રપ્રભાએ ક્રોધથી કહ્યું; "દુષ્ટ ! પાપાત્મા ! તારા કર્મનું ફળ ભોગવ ! દુરાત્મા તું આ શિક્ષાનેજ લાયક હતો ! મને અબળા સમજી મારૂં સતીત્વ નષ્ટ કરવા તૈયાર થયો હતો, પણ જો, નીચ ! નષ્ટ આખરે તુંજ થયો !

( ૪ )

તલવાર હાથમાં લઇ ચંદ્રપ્રભા અતિ ભયાનક સ્વરૂપમાં ઉભી હતી, તેની આંખોમાંથી રક્ત ટપકી રહ્યું હતું. જાણે આ વખતે તેણે સાક્ષાત્ ચંડીનું સ્વરૂપ ધારણ ન કર્યું હોય ! તેમ દેખાતું, અમલદારની ચીસ સાંભળી આજુબાજુથી સિપાઇઓ સૌ દોડી આવ્યા હતા. પરંતુ ઓરડીમાં જવા કોઇની હીંમત ચાલતી ન હતી. તરવારના પ્રહારથી જમીનપર પડેલો અમલદાર બેભાન હાલતમાં જમીનપર હાથપગ પછાડતો આમતેમ આળોટતો પડ્યો હતો; આખી ઓરડી લોહીથી ભરાઇ ગઇ. થોડા સમયમાંજ પોતાનાં પાપકર્મોનો હીસાબ આપવા અમલદાર ઇશ્વર દરબારમાં પહોંચી ગયો ! ચંદ્રપ્રભા પોતાની પતિની માર્ગ પ્રતીક્ષા કરવા લાગી.

થોડા સમયબાદ પોતાના પતિને દૂરથી આવતા દીઠા. જે ઓરડીમાં ચંદ્રપ્રભાને પુરી ગયો હતો, તે ઓરડીના દ્વાર ખુલ્લાં જોઇ તે ચમકયો. તેનું હૃદય ધબકવા લાગ્યું અને એકદમ દોટ મૂકી આગળ વધ્યો. ઓરડી આગળ આવતાંજ ચંદ્રપ્રભાને ચંડીના સ્વરૂપમાં જોઇ ! જમીનપર મૃત હાલતમાં પડેલા ગેટ અમલદારને જોઇ તે એકદમ દિગ્મૂઢ બની ગયો, તેનાથી ચંદ્રપ્રભા પ્રત્યે એક શબ્દ પણ બોલી શકાયો નહિ.

પોતાના પતિને સમીપ આવી પહોંચેલો જોઇ ચંદ્રપ્રભાએ તરવારને જમીનપર ફેંકી દીધી અને એકદમ ઓરડી બહાર આવી પતિને ભેટી પડી. તેની આંખોમાંથી ધોધસમ અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો. આંસુ લોહી સ્વસ્થ થઇ તે બોલી, "આ દુરાત્મા મારૂં એ સતીત્વ નષ્ટ કરવા માટે પુરાવાનું બહાનું કાઢી આપને પાછા મોકલ્યા. બાદ તાળું તોડી ઓરડી અંદર દાખલ થયો. મેં તેની નહિ પણ તેનાં સ્ત્રી-પુત્રોની દયા ખાઇ સમજાવ્યો, પરંતુ તેના પાપનો ઘડો ભરાઇ રહેલો હોવાથી સમજ્યો નહિ, અને મારા સતીત્વને બદલે તે પોતેજ મારા હાથથી નષ્ટ થયો છે. હવે ભલે મારૂં જોઇએ તો થાય ! ફાંસી કે જન્મદેશ નિકાલનો મને યત્કિંચિત્ પણ ભય નથી. ભલે કદાચ સરકાર મને દોષિત ઠરાવશે, પરંતુ ઇશ્વરના દરબારમાં નિર્દોષ છું ! આપ શા માટે ઉદાસ થાઓ છો ! હવે આપ મારાથી દૂર રહી જાઓ ! જુઓ, સામેથી પેલી પોલીસપાર્ટી મને બંધન કરવા આવી પહોંચી.

પતિ-પત્ની પોલીસને આધીન થયાં, તેમના હાથમાં મજબુત લોઢાની બેડીઓ નખાઇ, સર્વ પ્રસંગપર મ્હાલવાને બદલે તેઓ એકાન્તવાસ ભોગવવા વિદાય થયાં, ત્યારબાદ અમલદારના મૃતક શબનો પંચકયાસ કરી તેને અવલ મજલે પહોંચાડવાની ગોઠવણ થઇ ગઇ.

બસ આખા ગામમાં, મહોલ્લે, મહોલ્લે અને ઘેરેઘેર એજ વાત ચર્ચાવા લાગી. નવરા મનુષ્યોને પાંચ દિવસનો ખોરાક મળ્યો. કેસ ચાલ્યા પૂર્વેજ જેને જેમ આવ્યું તેમ જજમેન્ટ આપવા માંડયું. ત્યાર બાદ સેસન કોર્ટમાં અમલદારના ખુન કેસની તપાસ શરૂ થઇ. ચંદ્રપ્રભાના પિતાએ પ્રખ્યાત ધારાશાસ્ત્રીઓને કેસ માટે રોકયા હતા. ચંદ્રપ્રભાની બેહદ બહાદુરીએ અધિકારીઓના હૃદયપર એવી તો અસર કરી હતી, કે નામદાર ન્યાયી સેસન જજે તેને ' નોટ-ગીલ્ટિ ' ( ગુનેગાર નથી ) એમ ઠરાવી છોડી મૂકી, એટલુંજ નહિ પણ તેના વીરત્વની મુક્ત કંઠે પ્રશંસા કરી. તેણે કરેલા પ્રમાણિક સાહસ માટે રૂા. ૪૦૦) ઇનામ આપ્યું. અચળ રહો એ બ્રિટીશ રાજ્ય અને તેનો ન્યાય ! આ પતિવ્રતા દેવીની એ વીરતામય ઘટનાને વીતે હજી પૂરાં પંદર વર્ષ પણ થયાં નથી.*

આમલીરાન, સુરત. — છગનલાલ મેતાપભાઇ ખંભાતી.

---

* 'भास्कर' નામક હિન્દી માસિકમાંથી અનુવાદ.

શબ્દોનો રાફડો આજકાલ તો ગુજરાતમાં જબરો ફાટ્યો છે. અને પછી થોડા સમયમાં કંટાળી, કોઇ સારા માણસના સમાગમમાં આવવાથી "કંઇક કરવું" એવો અભિલાષ મનમાં ને મનમાં સમાવી, જ્યાંના ત્યાંજ રહી જવાના. સ્વાશ્રયથી દરેક બાબતનું સંપૂર્ણ જ્ઞાન થતાં કેટલી મહેનતે કેટલું થાય છે, તે ખ્યાલ આવવાથી સ્વભાવ શાંત ધીરો, અને આશાવાદી થાય છે અને સાથે સાથે, modest પણ થાય છે તેથી કામ કરવું તે કામને માટેજ, અને કામ કરવામાંજ ધર્મ છે, ફળ મેળવવામાં નથી. कर्मण्येवाधिकारेस्ते मा फलेषु कदाचन । એ મહાન સૂત્ર જીવનમાં જોરવી દેવાય છે.

સમસ્ત જીવન વૃતાંતપર સહેજ દૃષ્ટિપાત કરતાં માલૂમ પડે છે કે આત્મ ચરિત્ર હોવાથી વિનયને લીધે લેખક પોતે શું શું કેવી રીતે કર્યું અને દરેક સ્વાર્થ ત્યાગ કરી આત્મબળ કેમ મેળવ્યું તેનો બરાબર ખુલાસો થતો નથી, અને ફક્ત ટસ્કેજી સંસ્થાના હેવાલ તરફ (પરિશિષ્ટ) ન જોતાં જીવન વૃત્તાંતજ જોઇએ તો બુકર–ટી–વોશીંગ્ટનના પોતાના શબ્દો "જીવન વૃતાંત લખવા જેવું મેં શું કર્યું છે." એ વાક્ય ખરાં લાગે.

પણ એક ગરીબ ગુલામડીને પેટે અવતરી યુનાઇટેડ સ્ટેટસના પ્રમુખ સાહેબ સાથે હસ્ત ધુનન કરવાનું સુભાગ્ય પ્રાપ્ત કરનાર, ગોરાઓ પાસે મુક્ત કંઠે પોતાને પણ કાંઇક શિખવા જેવું ટસ્કેજી સંસ્થામાંથી મળે છે એવું ઉચરાવનાર, " હેમ્પટન સંસ્થાએ 'બુકર–ટી–ને ગ્રેજ્યુએટ કર્યા સિવાય અન્ય કાંઇ પણ ન કર્યું હોત તો પણ બસ છે. એમ પેપરો પાસે લખાવનાર, અમેરિકાના ગવર્નરો અને એન્ડ્રુકારનેગી જેવા કરોડપતિ સાથે બેસનાર, પોતાની હયાતીમાંજ દેશ વિદેશના સાહિત્યમાં સ્થાન મેળવનાર બુકર ટેલીફર વોશીંગ્ટનનાં જીવનનું રહસ્યજ સ્વાશ્રય—

છોટાલાલ ભીમભાઇ દેશાઇ.

---

# એક આદર્શરૂપ જીવન



## પ્રભુના પરમભક્ત નરસિંહ મહેતા.

( ગતાંકથી ચાલુ )

સજ્જનો ! આ બુદ્ધિવાદના જમાનામાં "નરસિંહ મહેતાને મહાદેવજી પ્રસન્ન થયા," "વિમાનમાં બેસાડી તેમને સ્વર્ગમાં લઇ ગયા," "ત્યાં વિષ્ણુ ભગવાને તેમને રાસ બતાવ્યો". વગેરે વગેરે બાબતો આપણને અસંભવિત લાગે છે. વળી પૌરાણિક કથાઓ તેમજ રામાયણ મહાભારતના કેટલાક આલંકારિક ભાષામાં વર્ણવાયેલા પ્રસંગો પણ એવાજ અસંભવિત લાગે છે, અજ્ઞાનને લીધે અસંભવિત માને છે એટલુંજ નહિ પરંતુ તેવી બાબતોને કેવળ ગપ્પાં

સમજી તેના તરફ તિરસ્કારની નજરથી જોવા જેવી ધૃષ્ટતા કરવામાં પણ કેટલાક ચૂકતા નથી. ગૃહસ્થો ! વિષય ઘણો ગહન હોવાથી એનો સંપૂર્ણ ખુલાસો કરવાની તો મારી બુદ્ધિશક્તિ નથી, પરંતુ જે કંઇ વિચાર ઉદ્ભવે છે તે આપની સમક્ષ રજુ કરવો એ મારી ફરજ સમજું છું.

સામાન્ય બુદ્ધિ નથી સ્વીકારતી એવી બાબતો અસંભવિત છે એમ ઠોકી બેસાડી તેના તરફ તિરસ્કાર બુદ્ધિથી જોવું, તે બાબતો સમજવા તરફ બેદરકાર રહેવું, અને પ્રથમથીજ એ તો પુરાણી બાવાનાં ગપ્પાંજ છે, એમ મનમાં હાંસી પછી તેના તરફ ઉપલક દૃષ્ટિએ જોવું એ ખરેખર એક પ્રકારની ધૃષ્ટતાજ છે. સૂક્ષ્મ બુદ્ધિવાળા તત્ત્વજ્ઞ વિદ્વજ્જનો એવી બાબતોને ગપ્પાં સમજતા નથી, પરંતુ તેને યથાયોગ્ય સમજવા પ્રયત્ન કરે છે. એવી સૂક્ષ્મ રીતે જોનારા તત્ત્વવેત્તાઓ આપણાં સકળ ધર્મશાસ્ત્રોના ત્રણ વર્ગ પાડે છે; શબ્દપ્રધાન, અર્થપ્રધાન અને ધ્વનિપ્રધાન. જેમાં દર્શાવેલી આજ્ઞાને સંપૂર્ણ રીતે અનુસરવાનું છે, અને જેમાં ભિન્નભિન્ન રીતે અર્થ બેસાડવાની જરૂર પડતી નથી, પરંતુ સર્વ કોઇ એકસરખી રીતેજ જેની શબ્દ રચના ઉપરથી ઉદ્ભવતા અર્થને સ્વીકારે છે તે શાસ્ત્રો શબ્દપ્રધાન જેના શબ્દે શબ્દને અનુસરવાનું એવાં કહેવાય છે. વેદાદિ સર્વ શ્રુતિગ્રંથોનો આમાં સમાવેશ થઇ જાય છે. બીજા પ્રકારના ગ્રંથો કે જેને અર્થપ્રધાન ગણવામાં આવે છે, તેમાં લખેલી બાબતો બહુ આલંકારિક ભાષામાં વર્ણવાએલી છે જેના ઉપલક દૃષ્ટિએ નીકળી આવતા અર્થને અનુસરવાનું નથી, પરંતુ સૂક્ષ્મ રીતે વિચારનારા વિદ્વાન પુરૂષો તેમાંથી વ્યાવહારિક ઉપયોગિતાનો અર્થ ફલિત કરી તેના પોષણ અર્થે વપરાએલી સર્વ શબ્દ ચમત્કૃતિ મૂકી દે છે. પુરાણ ઇતિહાસાદિનો આ પ્રકારમાં સમાવેશ થઇ જાય છે. એ પ્રકારના પુસ્તકોમાં બોધવચનો સ્પષ્ટ શબ્દોમાં કહેવામાં આવેલાં હોતાં નથી, પરંતુ દૃષ્ટાંતદ્વારા મનુષ્ય જાતિને નીતિમાન ભક્તિમાન અને બુદ્ધિમાન બનાવવાનો કીમતી બોધ આપવામાં આવેલો હોય છે. નીતિ ખુલ્લા શબ્દોમાં દર્શાવવા કરતાં એક દૃષ્ટાંતદ્વારા કર્તવ્ય અને અકર્તવ્યનું ભાન કરાવવાથી તેની વધારે બળવાન અસર થાય છે. આથી મનુષ્યની જુદી જુદી સદ્વૃત્તિઓને પોષણ આપવામાં અને દુર્વૃત્તિઓનું છેદન કરવામાં આ પ્રકારનાં પુસ્તકો ઘણાં ઉપકારક નીવડે છે. ત્રીજા પ્રકારમાં કાવ્ય માત્રનો સમાવેશ થાય છે. એમાં શબ્દ અને અર્થ ગૌણ હોય છે અને શબ્દશક્તિ અને અર્થશક્તિને આધારે રહેલા વ્યંજના વ્યાપારથીજ સહૃદય જનોનાં હૃદયને આકર્ષી કાર્યાકાર્ય તરફ યથાયોગ્ય રાગદ્વેષ ઉત્પન્ન કરાવવાની તેમાં શક્તિ હોય છે માટે તેને ધ્વનિપ્રધાન કહેવામાં આવે છે. ટુંકાણમાં શબ્દપ્રધાન ગ્રંથો પ્રભુ સંમિત હોઇ રાજાની આજ્ઞા પેઠે અસત્ય માર્ગે જતા રોકી સત્ય માર્ગે વાળે છે; અર્થપ્રધાન ગ્રંથો મિત્રસંમિત હોઇ સ્પષ્ટ શબ્દોમાં કલ્યાણ માર્ગે વાળવાનો બોધ ન કરતાં સારાસાર વસ્તુથી મિશ્રિત દૃશ્યો આપણી સમક્ષ રજુ કરી તેમાંની સારયુક્ત વસ્તુ તરફ આપણને પ્રીતિ ઉપજાવે છે, અને અસાર વસ્તુ તરફ અપ્રીતિ ઉપજાવી તેને ગ્રહણ કરતાં રોકે છે; અને ધ્વનિપ્રધાન ગ્રંથો કાન્તા સંમિત હોઇ સ્ત્રીની પેઠે આલ્હાદ પમાડી વ્યંગ્ય રીતે કર્તવ્યનું ભાન કરાવે છે. નરસિંહ મહેતા સંબંધી જે

બુદ્ધિવાદ મ કપીકારે એવી બીના આપણે સાંભળીએ છીએ તે આમ અર્થ દૃષ્ટિએ જોતાં સત્યજ લાગે છે. નરસિંહ મહેતાને મહાદેવજી પ્રસન્ન થયાં. " તેમને સ્વર્ગમાં લઈ ગયા; 'વિષ્ણુ પરમાત્માના દર્શન કરાવ્યાં, ' દિવ્ય રાસલીલા બતાવી,' એ વસ્તુઓ જાતે સત્ય નથી; પરંતુ એના ઉપરથી ઉદ્ભવ પામતાં તત્ત્વજ સત્ય સમજવાનાં છે.

સજ્જનો ! આ ઉપરથી સ્પષ્ટ રીતે આપણે એટલું તો સમજી શકીશું જ કે જંગલમાં ગયા પછી મહેતાને કોઈ સાધુસંતદ્વારા અથવા સ્વાનુભાવથી શુદ્ધ ભક્તિની પ્રાપ્તિ થએલી હોવી જોઈએ, અને દુનીઆના સંપાટા સહન કરવા જેટલી શક્તિ તેમનાં હૃદયમાં આવેલી હોવી જોઈએ, કેમકે ભાઈભોજાઈના મહેણાથીજ પોતે રિસાઈને દૃઢ નિશ્ચય કરીને બહાર નીકળી પડયા હતા, તે પોતાને ઘેર પાછા આવ્યા; અને ભાઈભોજાઈની તથા અન્ય નાતીલાઓનાં મહેણાંની દરકાર કર્યા વિના પોતાના કુટુંબ સાથે ભાઈથી જુદા રહી પોતાનો બાહ્ય દૃષ્ટિથી ગરીબ દેખાતો સંસાર શરૂ કર્યો હતો. મહેતા પોતે સંસારનું મિથ્યાપણું સારી રીતે સમજતાં હતા, તો પણ તેમાં રહીનેજ પોતાના આત્માનું કલ્યાણ કરીને ભાવિ પ્રજાને માટે પોતાનો બોધપ્રદ ઉમદા આદર્શ મૂકયો છે; એથીજ સર્વ ભક્તજનોમાં તેમને આગળ પડતું સ્થાન આપવામાં આવે છે. સંસાર વ્યવહારનો ત્યાગ કરીને, જંગલમાં જઈને, માયાનાં આવરણથી દૂર રહીને પ્રભુભક્તિમાં લીન થનાર કરતાં, સંસારના સર્વ વ્યવહારો નીતિથી ચલાવીને અને તેમાં સફળતા પ્રાપ્ત કરીને નિરંતર ભક્તિ પરાયણ જીવન ગાળનાર ભાગ્યવંત પુરૂષ હજાર ગણો પ્રશંસનીય અને પૂજનીય છે. તેમજ ઘરમાં એક ખુણેજ બેસી રહીને સત્યવ્રત ધારણ કરી પોતાને હરિશ્ચંદ્ર સમજનાર કરતાં, સંસારની અનેક ધમાલોમાં પડયા છતાં તેમાં પોતાનું વ્રત દૃઢપણે પાળનાર પુરૂષજ ખરો સત્યશીલ ગણવાને યોગ્ય છે. કેમકે સંસારની ઉપાધિમાં રહેવાથી ઘણાક એવા પ્રસંગો પ્રાપ્ત થાય છે. સત્યવ્રત તજી દેવાનું મન થઈ જાયછે, પરંતુ એવી સંકડામણમાં પણ જે અડગપણે કમરકસી ઉભો રહે તેજ ખરો સત્યવાદી છે. નરસિંહ મહેતાનાં આ પ્રકારનાં વર્તનથી આપણને બીજો બોધ એ મળે છે કે આપણી પાસે ઘણું ધન હોય, જોઈતી સર્વ સામગ્રી હોય એવે પ્રસંગે લુચ્ચાઈથી દ્રવ્ય પ્રાપ્ત કરવાનો વિચાર ન રાખીએ એ તો એક સહેલી વાત છે; પરંતુ ખરેખરી ભીડને વખતે, ખરેખરી આફતને વખતે પણ ટેક રાખી, ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી નીતિને માર્ગેજ દ્રવ્ય પ્રાપ્ત કરવા પ્રયત્ન કરીએ એજ આચરણની ખરી પવિત્રતા છે અને એમાંજ પ્રભુની કૃપા વસે છે. ત્રીજી બાબત એ છે કે ઈશ્વરકૃપાથી આપણે સારી સ્થિતિમાં મુકાયા હોઈએ અર્થાત્ આપણી દ્રવ્ય સંબંધી સ્થિતિ સારી હોય ત્યારે તો પરોપકારને અર્થે, સામાજિક સેવાને અર્થે દ્રવ્ય ખરચીએજ, પરંતુ જ્યારે આપણી સ્થિતિ સાધારણ હોય, મુશ્કેલીથીજ આપણા કુટુંબનું પોષણ કરતા હોઈએ એવે સંકડામણને સમયે પણ આપણું દીલ ઉમદા રહે અને પરમાર્થને માટે તત્પર રહેવાય એજ ખરી સાધુતા, એજ ખરૂં કલ્યાણ, અને એજ વિશ્વવ્યાપી પ્રેમનો ખરો અનુભવ છે.

ભાઈઓ ! આ ભક્તરાજના જીવનના દરેક દરેક ભાગમાં એવોજ બોધ રહેલો છે. જંગલમાંથી શુદ્ધ જ્ઞાન પામી જુનાગઢમાં પાછા આવી ભાઈ-ભોજાઈથી જુદા રહ્યા. તેમણે કૃષ્ણ પરમાત્માની મૂર્તિની સ્થાપના કરીને સગુણ ઈશ્વરની બહુ ઠાઠથી અને પૂર્ણ ભક્તિભાવથી

પૂજા કરવા માંડી. નિરંતર મહેતાજીના અખાડામાં તાલ, પખાજ વાગતાં અને શંખ ફુંકાતા. મહેતાજી સાધુસ તેના ટોળા વચ્ચે પગે ઘુઘરા, કંઠમાં તુળસીની માળાઓનો મોટો થોકડો, માથે મોરપીછાનો મુગટ અને કપાળમાં મોટું ઉભું ટીલું એવા વેરાગીના વેષમાં નાચતા અને કૃષ્ણકીર્તન કરતા. દુનીઆદારીવાળા લોકોને મહેતાજીની આ રીતભાત તદ્દન ગાંડા જેવી અને માયાના આવરણને લીધે અંધ બનેલા, ભક્તના હૃદયને અને પ્રભુના ખરા સ્વરૂપને નહિ ઓળખનારા અજ્ઞજનો, રસ્તે જતાં આવતાં મહેતાજીની અનેક પ્રકારે ચેષ્ટા કરતા, ઘરમાં તેમની ભાભી કોઈક મહેતી પણ વખતે વખતે સંતાપજનક શબ્દો કહેતી, પરંતુ મહેતાજીએ કશાની દરકાર રાખ્યા વિના પોતાનું દૃઢ શ્રદ્ધાવાળું ભક્તિપરાયણ જીવન શાંતપણે ગુજારતા હતા; અને પ્રભુના ભાવિક ભક્તોને ઇશ્વરના સત્ય જ્ઞાનનો બોધ કરી આનંદ પામતા. આવા પ્રકારની મનની એકાગ્રતા, હૃદયની ઉચ્ચ ભાવના અને સંસારની અસારતાની દૃઢ માન્યતાને લીધે તેમનું હૃદય એવું તો સરળ થઇ ગયું હતું, અને તેમની વૃત્તિઓ એવી તો શાંત થઇ ગઇ હતી કે સંસારની અનેક વિંટંબણાઓમાં પણ આ ભક્ત કવિને કંઇજ લાગતું નહિ. નિરંતર ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખતા, અને પ્રભુ એમણે વિટંબણાઓમાંથી દરેક પ્રસંગે બચાવી લેતા.

નરસિંહ મહેતાના પુત્ર સામળનાં વિવાહ સંબંધી હકીકત એમ છે વડનગરના દીવાન મદનમહેતાએ પોતાની દીકરી જુડીબાઇનું વેવિશાળ કરવા માટે જબરા રસાલા સાથે એક દીક્ષિતને જુનાગઢ મોકલ્યો. મદનમહેતાએ જુનાગઢના પોતાના એક બાળસ્નેહી સારંગધર ઉપર ભલામણ-પત્ર લખી આપ્યો હતો. એમ કહેવાય છે કે સારંગધરે જુનાગઢમાં એક એકને ભુલાવે તેવા ઘણાક રૂપગુણવાળા વર બતાવ્યા, પરંતુ ભાવી પ્રબળ છે. દીક્ષિતને એક પણ પસંદ ન પડયો, અને બધા નાગરો ટીલવો ટીલવો કહીને જેને ચીડવતા તે નરસિંહ મહેતાનો પુત્ર સામળ તેને સર્વ રૂપગુણનો ભંડાર લાગ્યો. અહા ! ઇશ્વરની લીલા ન્યારીજ છે. આ બાબત કેટલી બધી અસંભવિત લાગે છે કે એક વેરાગીના અખાડા જેવું ઝુંપડું, ચંદનના ઢગલા અને તુળસીકાષ્ટના ભારારૂપી મીલકત, અને પગમાં ઘુઘરા બાંધી વેરાગીના ટોળા વચ્ચે નાચનારનો પુત્ર પસંદ થયો, અને તેની સાથે લક્ષધિપતિની કન્યાનું વેવિશાળ ! પ્રભુના અનેક ચમત્કારોમાંનો આ ચમત્કાર નહિ તો બીજું શું ! "ભાવી પ્રબળ છે" એની ખાતરી શું આ ઉપરથી આપણને નથી થતી ? વેવિશાળઆ દીક્ષિતને નરસિંહમહેતાએ શું કહ્યું હતું તે યાદ કરો.

દીક્ષિતે જ્યારે સામળ સાથે મદનમહેતાની દીકરી જુડીબાઇના વેવિશાળની પોતાની ઇચ્છા જણાવી ત્યારે પ્રત્યુત્તરમાં નરસિંહમહેતાએ કહ્યું કે "અરર ! આ શું બોલ્યાં ? કંઇક વિચાર તો કરો. ઘર ભૂલ્યા, ગામ ભૂલ્યા કે દિશા ભૂલ્યા ? દીક્ષિતજી, અમારી ન્યાતમાં ઘણા પૈસાવાળાનાં ઘર છે, જેમને હીરા-મોતીની માળાઓ છે, તથા તેમના દીકરા કસબી પીતાંબર અને કીંમતી દાગીના પહેરી ન્યાતમાં જમવા જાય છે. એવા તમારી નજરમાં ન બેઠા તો બાવા ટોપી પહેરનાર તથા સંગોટીવાળો, ગોપીચંદનનાં ટીલાં કરી, તુલસીની માળા ઘાલનાર છે તે તમારી નજરમાં શું આવશે ? વળી બિચારી એ ગર્ભશ્રીમંતાઇમાં ઉછરેલી કન્યા અહીં આવીને ખાશે શું ? અહીં તો કદાપિ કોઇ સેવકનું સીધું આવે તો લાડવાએ કરીએ, નહીં

તો ત્રણ ત્રણ દિવસના કડાકાએ થાય." અહો આ તે કેવું નિખાલસ હૃદય! આ તે કેવી સ્વાર્પણવૃત્તિ! પોતાની સત્ય સ્થિતિનું નિવેદન કરી પોતાનાજ પુત્રના વેવિશાળની નાખુશી બતાવવી એ તે કેવી ઉજ્વળ હૃદયની સાધુતા!

ભાઇઓ! આનું નામજ ખરી ઉદારતા! ખરું જોતાં આવા પુરુષોનાં ઉંચાં વર્તન એજ ભાવી પ્રજાને માટે મોટો વારસો છે. અનેક પ્રકારના છળભેદ કરીને, અનેકનાં ગળાં રીંસીને, પોતાની શક્તિ પ્રમાણે જનકલ્યાણનાં કામોમાં ખરચવી જોઇતી રકમ ન ખરચીને પોતાનાં છોકરાં માટે હજારો કે લાખો રૂપીઆનો વારસો મૂકી જાય તેના કરતાં નીતિએ વર્તીને દ્રવ્ય પ્રાપ્ત કરે, અને તેનો પોતાના કુટુંબના કલ્યાણને અર્થે અને સામાજિક સેવાને અર્થે યોગ્ય વ્યય કરી પોતાની સુકીર્તિનો વારસો મૂકી જાય તે હજાર દરજ્જે શ્રેષ્ઠ છે.

વળી નરસિંહમહેતાની ઉદારવૃત્તિનો એક બીજો પ્રસંગ જોઇએ. નરસિંહમહેતાનું હૃદય એટલું તો પવિત્ર હતું કે જેને બહારની ઉપાધિઓ અપવિત્ર કરી શકેજ નહિ. દૃઢ ભક્તિભાવવાળાં સર્વ મનુષ્યો એકસરખીજ રીતે પ્રભુની કૃપાને પાત્ર છે, એવા ઉદાર વિચારવાળા નરસિંહમહેતાએ ઢેડ વૈષ્ણવોને ત્યાં જાહેર રીતે કૃષ્ણકીર્તન કરેલું, જેથી નાતીલાઓએ તેમને ઘણી ઘણી પજવણી કરી હતી તથા નાતબહાર મૂકયા હતા. પ્રભુએ એવો ચમત્કાર બતાવ્યો કે નાગરની એક પંગત જમવા બેઠેલી ત્યાં દરેક નાગર સાથે એક એક ઢેડ જમવા બેઠો હોય એમ સર્વેએ જોયું. આથી શરમીંદા બની છેવટે નરસિંહમહેતાની ક્ષમા માગી નાતમાં લીધા, અને પ્રભુએ પ્રસન્ન થઇ મહેતાને વરદાન આપ્યું ત્યારે તેમણે માગ્યું કે "નાગરી નાતમાં કોઇ નાગો ભૂખ્યો રહે નહિ." ખરેખર, મહાન પુરુષોનાં હૃદય પણ મહાનજ હોય છે. નરસિંહમહેતાની એ માગણીથી કહો કે તેમની શુભાશીષથી કહો, ગમે તેમ કહો પરંતુ તેમના નાતીલાઓમાં અદ્યાપિ કોઇ પણ નાગર છેક રંક સ્થિતિનો જોવામાં આવતો નથી, અને સઘળા નાગરો ઉંચા પ્રકારની કેળવણી લઇ રાજકાજમાં આગળ પડતો ભાગ લે છે.

કયાં એ પ્રભુમય જીવન ગાળનાર મહાત્મા અને કયાં તારું મારું કરી મરી જનારા આપણા જેવા પામર જીવો! કયાં એ દિવ્ય હૃદયવાળા ભાગ્યવંત પુરુષો અને કયાં પોતાનાજ ભાઇઓનું હિત કરવા કોઇ તત્પર થતું હોય તેમાં આડે આવનાર અને તેને તોડી પાડનાર કમનશીબ માણસો! ભાઇઓ! નરસિંહ મહેતાનું આખું જીવન આપણને કીંમતી બોધ આપનારું છે એટલે તેના એવા પ્રસંગો ગણાવવા પાર આવે તેમ નથી આથી છેવટ એકજ પ્રસંગનું દિગ્દર્શન કરાવી આ વ્યાખ્યાન પૂરું કરીશ.

મહેતાજીને પ્રભુ ઉપર એવો તો દૃઢ વિશ્વાસ હતો કે પોતાની સાંસારિક ઉપાધિ માટે તેઓ નિરંતર બેદરકાર રહેતા. આપણે સર્વ દૃઢપણે માનીએ છીએ કે સંસાર સુખરૂપ ચલાવવાને માટે દ્રવ્યનો બીલકુલ સંચય કર્યા વગર હજારો રૂપીઆનાં ખર્ચ પોતાના જીવનના જુદા જુદા પ્રસંગોમાં (સામળનો વિવાહ, કુંવરબાઇનું મામેરું, પિતાનું શ્રાદ્ધ વગેરેમાં) કાઢ્યાં છે. તેમના જીવનનો એ ખુબી ભર્યો ભાગ આપણા હૃદયને બહુ અજબ રીતે આકર્ષે છે. જ્યારે દીક્ષિત સામળનો વિવાહ કરવા આવ્યો ત્યારે ગોળધાણા વગેરે વહેંચવા માટે તેણે મહેતાને અમુક રકમ આપી કે તરતજ તે પ્રભુના થાળ માટે સાધુસંતોને આપી દીધી! ખરેખર "ધનનો વૈરાગ એજ કીર્તિ કમાવાનું પ્રથમ પગથીઉં છે." ધનની લઘુતા રાખેથી આપણે ધનવાન થવાના નથી, પરંતુ સર્વ કોઇને તેની યથાશક્તિ મળીજ રહે છે એવી દૃઢ ભાવના રાખી મળેલી સંપત્તિનો આપણાથી બને તેટલો સામાજિક સેવા અર્થે ઉપયોગ કરવો એજ શ્રેય માર્ગ છે.

પોષ શુકલપક્ષ પૂર્ણિમા—
વિક્રમાર્ક ૧૯૭૧ } નારણભાઇ વાઘમાઇજી પટેલ.



# સ્વીકાર અને સમાલોચના.

**યોગવાસિષ્ઠ મહારામાયણ ભાગ ૧ લો**—પ્રકાશક સ્વામી શ્રી ભિક્ષુ અખંડાનંદજી–મંત્રી, સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, મુંબાઈ નં ૨ અને અમદાવાદ. પૃષ્ઠ ૯૧૨ (રોયલ આઠ પેજી) કિંમત રૂ. ૩)

મનુષ્ય માત્રની અંતિમ ઇચ્છા જીવન્મુક્ત થવાની છે. અને તે કારણથી દરેક ભાષામાં અતિ માનનીય ગ્રંથોમાં આધ્યાત્મિકવિષયપ્રધાન ગ્રંથો અગ્ર સ્થાને બિરાજતા હોય છે. બંગાળીમાં "કૃત્તિવાસી રામાયણ" મરાઠીમાં "દાસબોધ" અને "જ્ઞાનેશ્વરી ગીતા" હિંદીમાં "રામચરિત્ માનસ" "વિચાર સાગર," તેમજ ગુજરાતીમાં ઉપર્યુક્ત ગ્રંથો સાથે બેસી શકે, એવો એકે ગ્રંથ નથી, તથાપિ "મુક્તશાસ્ત્ર" અને 'ચંદ્રકાંત' આદિ ગ્રંથો ગુર્જર પ્રજામાં અતિ આદર પામેલા છે.

સંસ્કૃત સાહિત્યમાં આવા અધ્યાત્મ વિષયના પંચદશી, પંચદશ ગીતા, બ્રહ્મસૂત્ર શાંકર ભાષ્ય, યોગવાશિષ્ટ મહારામાયણ આદિ નાના મોટા ઘણાં ગ્રંથો છે, પરંતુ તે સર્વમાં યોગવાસિષ્ટ મહારામાયણની મહત્તા વિશેષ છે. આજ હજારો વર્ષથી ભારત સમસ્તમાં તે સર્વપ્રિય ગ્રંથ છે, એટલે એને વિષે અભિપ્રાય આપવાનું અમારા સુધી રહ્યું નથી. અમારે તેના ભાષાંતર બાબતજ જણાવવાનું છે, અને તે એજ કે આ ભાષાંતર તદ્દન સરળ સામાન્ય પ્રજા પણ વાંચવા માત્રથી સમજી શકે એવી શૈલિમાં રચેલું છે. આની પહેલી આવૃત્તિ મુંબાઇ વેદપ્રચારક સભાએ તૈયાર કરાવી બહાર પાડી હતી. તેનું આ દ્વિતીય સંસ્કરણ ઘણા સુધારા તથા શ્લોકના અંક સાથે બહાર પાડવામાં આવ્યું છે. મૂળની કીંમત રૂ. ૧૮, હતી તેને બદલે આ આખા ગ્રંથની કીંમત પણ માત્ર જો બને ભાગના સાથે ગ્રાહક થાય તો–રૂ. ૫.)જ રાખી છે. જે કીંમત એવી છે, કે જો એક સામટી બધી નકલો ખપી જાય, તો ખર્ચ સાથે આવક મળી રહે તે એ પુસ્તકના આરંભમાં આપેલા ખર્ચના આંકડાથી સહજ પ્રતીત થાય એમ છે. બ્રહ્મ વિદ્યાનું જ્ઞાન પ્રાપ્ત કરવા જેમના મગજમાં સહજપણ આશાના અંકુર ફુટેલા હોય, તેમણે આ પુસ્તક કે જે તદ્દન નજીવી જેવી કીંમતમાં મળે છે, તેની એક નકલ પોતાની પાસે રાખવી અવશ્ય ઘટે છે.

**નવજીવન અને સત્ય**—(માસિક) તંત્રી રા. રા. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. બી. એ., એલ.એલ. બી. ગીરગામ, મુબાઇ વાર્ષિક લવાજમ રૂા. ૨–૦–૦

ગુર્જરી ગિરાના નવજીવનમય કાળમાં રા. ઇંદુલાલે "નવજીવન" માસિકને જન્મ આપ્યો છે. "સત્ય" માસિક કે જે રા. મોતિલાલ ત્રિ. દલાલ પ્રકટ કર્તા હતા, તેને આની સાથે જોડી દેવામાં આવ્યું છે, અર્થાત્ ગુજરાતી પ્રજામાં પ્રચાર પામવા આરંભમાં હરકત ન નડે તત્કારણ સુલભ રસ્તો યોજ્યો છે. "સત્ય" કરતાં આ તદ્દન નવી શૈલિમાં યોજાએલું છે. એનો પ્રથમ અંક જોતાં જો એના ઉત્સાહી તંત્રીઓને ગુર્જરી પ્રજા આવકાર આપે, તો આગળ જતાં ઘણું સારું કામ કરી બતાવશે એમ લાગે છે. પ્રથમ અંકમાં

'નવજીવન' તથા "સાહિત્યના પ્રેરક તત્ત્વો" એ વિષય ઘણાં મનન કરવા જેવા છે, "શામળશાનો વિવાહ" એક સુંદર હાસ્ય રસનો લેખ છે, અમો આ નવા માસિકને વધાવી લેવા ગુર્જરી વાચક ગણને વિનવીએ છીએ.

**શ્રીમાળી અભ્યુદય (માસિક)**—સંપાદક શ્રીયુત જટાશંકર ઇશ્વરલાલ ત્રિવેદી, મહુવા—કાઠિઆવાડ વાર્ષિક લવાજમ રૂા. ૧-૪-૦.

શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિની ઉન્નતિને માટે આ માસિક પત્ર પ્રકટ થાય છે. જ્ઞાતિ માસિક છે, છતાં "શીલ અથવા સદાચાર" આદિ વિષયો સર્વને ઉપયોગી છે, પૃષ્ટ સંખ્યા ૫૬ છે, છતાં લવાજમ સવા રૂપીઓ છે જે જોતાં એ જ્ઞાતિ હિતના કાર્યમાં દરેકે ફાળો આપવાની જરૂરછે.

**ભાગ્ય મહોદય નાટકઃ**—ભાષાંતર કરનાર રા. નાગરદાસ મોહનલાલ પાઠક, સંપાદક રા. દેવશંકર વૈકુંઠજી ભટ્ટ ભાવનગર પૃષ્ટ ૨૪+૧૨૪ (ડેમી આઠપેજી) જાડા કાગળ, બોર્ડપેપરનું પૂઠું કિં. રૂા. ૧-૦-૦

આ નાટક સંસ્કૃતમાં શીઘ્રકવિ જગન્નાથ પંડિતે રચેલું, તેનું આ ભાષાંતર છે. જગન્નાથ પંડિત ભાવનગરના રાણા વખતસિંહના આશ્રિત કવિ હતા, અને તેથી તેમણે આ કાવ્યશાસ્ત્રનો બોધક ગ્રંથ રાણા વખતસિંહને ભાગ્યસિંહનું નામ આપી તેની સભા રૂપે વર્ણવેલો ગ્રંથ છે, વાચક જાણે ભાગ્યસિંહના અભ્યુદયનો નાટકજ જાણે વાચે છે, એમ ઉપલક દૃષ્ટિથી જણાય છે, પરંતુ વસ્તુતઃ આ કાવ્યશાસ્ત્રનો ગ્રંથ છે.નાટકની શરૂઆતમાંજ અર્થ નામક પાત્ર પ્રવેશ કરી કહે છે.

" વૃત્ત, અલંકાર અને ગણ એ કાવ્યના મુખ્ય ત્રણ ગણોના રસને નહિં જાણવાવાળા મંદમતિ દુષ્ટ કવિઓ ! દુર રહો! બાજુપર ખસો....

આ પુસ્તક કાવ્ય રચનારાઓને ખાસ અભ્યાસ કરવા જેવું છે, પુસ્તકના વાચનથી પિંગલ તથા અલંકારનું સારૂં જ્ઞાન મળે તેમ છે. પિંગલ કે અલંકાર શાસ્ત્રથી અજાણ્યુ રહી કવિતા લખવા બેસી જનારાને આવાં પુસ્તક વાંચવા ખાસ ભલામણ છે. રા. નાગરદાસને આવાં સંસ્કૃત પુસ્તકનું ગુજરાતીમાં સરળ ભાષાંતર કરવા માટે તથા રા. દેવશંકરને તેને પ્રકાશમાં મૂકવા માટે ધન્યવાદ આપીએ છીએ.

અમોને નીચેના પુસ્તકો મળ્યા છે, જેનો આભાર સાથે સ્વીકાર કરીએ છીએ. જેની સમાલોચના યથાવકાશે કરીશું.

| **સસ્તી વાર્તામાળા તરફથી** | લેખક. |
|---|---|
| ૧ બ્રહ્મચારિણી | રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. |
| ૨ જહાંગીર | રા. ચીમનલાલ રતનલાલ દેશાઇ |
| ૩ મહારાષ્ટ્રીય કથાકુંજ | ભાઇ છોટુભાઈ દાજીભાઇ દેશાઇ. |
| 'ચંદ્રપ્રકાશ' તરફથી. | |
| ૪ શ્રી રુદ્રક્ષ જાબાલોપનિષદ્ | રા. દુર્ગેશ્વર નટવરજી ત્રિવેદી. |
| **"દિગંબર જૈન તરફથી"** | |
| ૫ ચેતનકર્મ ચરિત્ર | રા. જીવણલાલ કસનદાસ કાપડીઆ. |
| ૬ શ્રાવિકા સુબોધ. | રા. આશાલાલ અમુલખ શાહ. |
| ૭ રૂપ સુંદરી. | રા. આશાલાલ અમુલખ શાહ. |
| **સસ્તાં સાહિત્ય તરફથી** | |
| ૮ સાસુ સ્વર્ગ. | રા. અમૃતલાલ સુંદરજી પઢિયાર. |
| ૯ ભૂગોળ શિક્ષક | રા. છગનલાલ મોતીરામ શાહ, |

**તંત્રી.**

# અશકતાશ્રમની પહોંચ.

## લેડી વિલિંગ્ડન અશકતાશ્રમ—રામપુરા—સુરત.

મહેરબાન "સત્સંગ" પત્રના અધિપતિ સાહેબ,

તા૦ ૧૧મી જુલાઇ ૧૯૧૫થી તા૦ ૩૧મી જુલાઇ ૧૯૧૫ સુધીમાં આશ્રમને મળેલી ભેટની યાદી.

નમ્રતાપૂર્વક સલામ સાથે વિનંતિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ દેશદાઝવાળા વીરપુરૂષોએ મોકલવા કૃપા કરી તે ઓ. સેક્રેટરી ડૉ૦ ડી. જે. એદલબેહરામ ઘણા માન તથા આભારસહ સ્વીકારે છે. રૂપીઆ એકની અંદરની પહોંચ સ્થાનાભાવથી લીધી નથી, પરંતુ તેમનો આભાર પણ ઓછો નથી.

- ૧-૦-૦ શેઠ લલ્લુભાઇ હરગોવીંદદાસ ઠે. ગવર્નર સાહેબના બંગલા પાસે જુની પરેલ—મુંબાઇ.
- ૧-૦-૦ અંકલેશ્વરના ચૌટાના નેસ્તી મહાજન તરફથી હા. શા. શુકલાલ નંદલાલ
- ૬-૧૧-૯ શા. કસનદાસ પુનેમચંદ કાપડીયા ઠે. મોટા મંદીરનું કાપડ બજાર સુરત.
- ૨૧-૦-૦ શેઠ સાહેબ એદલજી બરજોરજી વાડીયા ઠે. માછલીપીઠ પરમાનંદ ડૉકટરની ગલીમાં—સુરત.
- ૩-૦-૦ કંટ્રાકટર જીવણ અને દેવરાજ વલસાડ
- ૪-૦-૦ ખત્રી સમસ્તના પંચ તરફથી હા. સુંદર વીઠલ ઠે. ખત્રીવાડ વલસાડ
- ૧-૦-૦ અંબારામ મોરાર ઠે ખત્રીવાડ, વલસાડ
- ૧૭-૦-૦ અશક્ત ઇચ્છારામ જમનાદાસ પોરવાડ વાણીયાના અનામત ખાતે
- ૧૦૧-૦-૦ એક સખી ગૃહસ્થ તરફથી.
- ૧-૦-૦ શેઠ એમ૦ કે૦ નવસારી
- ૧-૦-૦ શેઠ બી૦ આર૦ વખારીયા જીનીંગ ફેકટરી
- ૩૩-૧૪-૩ શેઠ ગુલાબદાસ જમનાદાસે ભાઇ નલિનીકાન્તના પૂન્યાર્થે ત્રણ કટકે અશકતોને સાર ગાદલાં તથા ઓશીકાં કરવા સારૂ ઠે.—માછલીપીઠ
- ૨-૦-૦ મહેરબાન વ્હીટલ સાહેબની મુ. બારડોલી
- ૧-૦-૦ ઠક્કર ત્રિભુવનદાસ ગોવીંદજી ધોલારાવાળા—બારડોલી
- ૨-૦-૦ પટેલ દુલ્લભભાઇ વીરાભાઇ તથા પટેલ ભીખાભાઇ કસન મુ. ઉમરખા
- ૧-૦-૦ પટેલ ઇશ્વરલાલ નવનીતરામ મુ. મોતા.
- ૧-૦-૦ ગુલાબચંદ ડાહ્યાજી મુ. સરભોણ.
- ૧-૦-૦ માણેકચંદ રેખાચંદ ,,
- ૧-૦-૦ દેશાઇ મગનલાલ ડાહ્યાભાઇ ,,
- ૬-૦-૦ સદાજી ભુદરજી મુ. મોતા
- ૧-૦-૦ શા. ગજાજી પેમાજી ,,
- ૩-૦-૦ કણબીયોની પંચ સમસ્ત હા. કુંવરજી વસનજી ગામ સરભોણ.
- ૪-૦-૦ કણબીઓના પંચ સમસ્ત હા, દાજીભાઈ વશનજી ગામ બાબલા
- ૧-૦-૦ શા. નેમચંદ માનાજી સરભોણ
- ૧-૮-૦ દરજીઓના પંચ સમસ્ત હા. દલપત લાલજી—સરભોણ
- ૧-૦-૦ શા. સુજચંદ નાથા સરભોણ
- ૧-૦-૦ પટેલ મકનજી કલ્યાણજી સરભોણ
- ૨-૦-૦ કુંભારોના પંચ સમસ્ત હા. નારણ ગોવન સરભોણ
- ૫-૦-૦ ગામ પંચ સમસ્ત હા. ભકતી

### સુરત રામપુરામાં અરદેશર કોટવાળની વાડીમાં આવેલા અશક્તાશ્રમનો તા. ૧ લી. એપ્રીલ સને ૧૯૧૫ થી તા. ૩૦ મી જુન સને ૧૯૧૫ સુધીનો જમાખર્ચનો હીશાબ.

**જ**

| રકમ | વિગત |
|---|---|
| ૩૧૭૭ ૧૦ | શીપુરાંત માસ ગુદસ્તની |
| ૧૧-૨-૭ | વીદ્યાવાડી તરફથી ત્રણ માસમાં |
| ૨૨-૮-૦ | ઢાંપા દવાખાનું |
| ૪૯-૦-૦ | માસિક મદદ |
| | ૩૦) સચીન |
| | ૧૮) જડજ સાહેબ |
| | ૧) ખાંડવાળા |
| ૧૦-૦-૦ | વાર્ષિક મદદ |
| ૧૩૭૩-૯-૧૦ | પરચુરણ મદદ |
| ૮૭-૭-૦ | અશક્તના વાલી તરફથી તેના ખોરાકીના આવ્યા તે. |
| ૧૭૫૧-૦-૦ | બીલ્ડીંગ ફંડ |
| ૧૦-૦-૦ | અનામત |
| ૪-૧૪ ૬ | શ્રી રામચંદ્રજીના મંદીરની ભેટનાં |
| ૧૪૦૧-૮-૦ | મુંબાઇ બેંકમાંથી ઉપાડ્યા તે. |
| ૫૦૩૮-૯-૯ | |

**ઉ**

| રકમ | વિગત |
|---|---|
| ૩૧૯-૧૦-૮ | નોકરોનો પગાર. |
| | ૧૦૩-૪-૮ આશ્રમનાં નોકર |
| | ૧૫૭-૬-૦ ઉપદેશકો. |
| | ૬૯-૦-૦ ભજનમંડળ |
| | ૩૧૯-૧૦-૮ |
| ૧૨૯-૧૨-૪ | ખોરાકી ખાતે. |
| ૫-૬-૦ | છાપામણી ખાતે |
| ૩-૬-૬ | કપડાં ખરીદી તથા સીલાઇ |
| ૫૫-૫-૬ | બળતણ |
| ૨૨૭૪-૧૩-૦ | મકાન મરામત ત્યાં તેનો રેલ. |
| ૨૧-૧૫-૦ | ફરનીચર |
| ૯-૪-૪ | કંટીજંટ |
| ૨૨-૧૨-૬ | મેયત ખર્ચ |
| ૬-૧૦-૦ | હજામત |
| ૪૫-૧૧-૦ | ઉપદેશકોને મુસાફરી ખર્ચ |
| ૪૧-૧૨-૧૦ | પરચુરણ |
| ૭-૬-૩ | કપડાંની ધોલાઇ |
| ૧૧-૧૨-૦ | દીવાબત્તી |
| ૧૯૨૬-૦-૦ | મુંબાઇ બેંકમાં મુકયા તે |
| ૧૧-૦-૬ | વાસણ ખરીદી |
| ૦-૨-૦ | દવા |
| ૨-૧૩ ૦ | શ્રી રામચંદ્રજીના મંદીર ખાતે |
| ૯૩-૦-૪ | આખર સીલક |
| ૫૦૩૮-૯-૯ | |

આશ્રમની નક્કી મુડી:

| રકમ | વિગત |
|---|---|
| ૯૩-૦-૪ | રોકડ સીલક હાથપર |
| ૯૫૭-૮-૭ | મુંબાઇ બેંકમાંથી આપ લે કરતાં રહેલી નક્કી રકમ |
| ૧૦૦૦-૦-૦ | પુજ્ય પવિત્ર શ્રી પૂર્ણાનંદજી મહારાજે સારંગપોર મીલનો આપેલો સેર ના. ૫૮ ની કીમતના |
| ૨૦૫૦-૮-૧૧ | |

આશ્રમનું તા. ૩૦-૬-૧૫ સુધીનું દેવું.

| રકમ | વિગત |
|---|---|
| ૬૩૫-૦-૦ | ઇમારતી સામાનની કીમતના જુદા જુદા વેપારીઓના હીસાબ કરી આપવાના બાકી છે તે. |
| ૧૪૧૫-૮-૧૧ | નક્કી પુરાંત સેરની કીમત સુદ્ધાં |





# सत्संग.

काव्य शास्त्र विनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥


| પુસ્તક ૭ મું. અંક ૨ જો. | [ માસિક. ] | ભાદ્રપદ સં. ૧૯૭૧ |
|---|---|---|


## દુઃખીને દિલાસો !

(હરિગીત.)

આપું દિલાસો દુઃખીને સહુ દુઃખમાં સુખ માનજો !
છે દુઃખ સાધન એકલું જે તારશે ભવ પાર જો !
દુઃખો થકી ક્ષતિ થાય છે, અતિ પૂર્વના પાપો તણી !
ને સુખથી ક્ષતિ થાય છે પૂર્વે કર્યાં પુણ્યો તણી !
જાણો સહુ પ્રભુ ન્યાયમાં કોને કદી માફી નથી !
પામ્યા સજા જે પાપની તે સહ્યા વિણ છુટકો નથી !
દુઃખો પડો અતિશય સહીશું તે સહુ આનંદથી !
રાખો હૃદય એ સૂત્ર રમતું એજ શ્રેયષ્કર મતિ !
વળી દુઃખમાં થાયે કસોટી ધર્મ ધીર શીલ સત્યની !
જયમ કાગ કાચને કોયલાથી કોકિલા મણિ રત્નની !
પાપો પૂરા થાતાં રહેશે શેષ સુકૃત તમ તણાં !
પહોંચાડશે અક્ષય અવિચળ સ્થાન જે સોહામણાં !

"શારદા-દરબાર"
અંબાજીરોડ-સુરત.
} છોટુભાઇ દાજીભાઇ દેશાઇ.






પ્રિય ! પત્ર તું અવિરત રસે, જનમન મલિન અજવાળજે;
ખળ ખળ વિમળ અમીમય રસે, વળી વિશ્વ આ છલકાવજે.

રસ બોધ અમ પર ઢોળજે,
અજ્ઞાન અમ બસ ખોળજે;
વિળી શુષ્ક દિલ પ્રિય! પોષજે,
પ્રણયાંકુરે રસ સીંચજે.

રવિકિરણસમ હણી તિમિરગણ તુજ રશ્મિ અહિં પ્રસરાવજે,
રવમિષ્ટ કોકિલકુજન સમ અમ કર્ણમાં રેલાવજે.

મંજુલ કવન ઉચ્ચારજે,
ઘન સમ ગિરા ગર્જાવજે;
સાહિત્ય કુસુ વિકસાવજે,
સૌરભ બધે પ્રસરાવજે.

અમ જીવનમાં શીત સમિર નવલો ઐક્યનો ફેલાવજે,
તુજ નામ સાર્થક કરી અહિં, પ્રિય ! પત્ર દીર્ઘાયુ થજે.

ઔદાર્ય અમ અટકાવજે,
કુડ-કપટ ઝટ ભૂલાવજે.
કાતિલ ક્રમાવલિ કાપજે,
જય ધ્વજ બધે ફરકાવજે.

કમનીય અનુપમ ઈશકૃતિ પ્રતિદિન મધુર ઉચ્ચારજે,
જગમાં ચિરાયુ થઇ પ્રકાશકને યશસ્વી બનાવજે.

ભારતી મંદિર
બરવાળા ( ઘેલાશા. ) } ધીરજ.




લોકોમાં તે સંન્યાસીના નામથી પસિદ્ધ હતા. એના વિશાલ નેત્રોમાંથી જ્યોતિ નીકળતી માલુમ પડતી હતી, એના શબ્દો મધુર અને તત્ત્વપૂર્ણ હતા, પરંતુ એના નેત્ર ઘણો થોડો વખતજ ખુલ્લાં રહેતાં, તથા એના શબ્દ કદી કદીજ સાંભળવામાં આવતા હતા.

સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી તે હિમાલયની અંધારી ગુફામાં પદ્માસન લગાવી સમાધિમાં મગ્ન રહેતા હતા.

    

ભગવાન ભુવનભાસ્કર અસ્ત થવાની તૈયારીપર હતા, સંન્યાસીના આશ્રમમાં ચાર યુવક બેઠા હતા, એ યુવકો ઘણા દૂરના દેશોથી ગુરૂદેવ પાસે દીક્ષા લેવને માટે આવ્યા હતા ઘણી ઉત્સુકતાથી એ યુવકો સંન્યાસીની સમાધિ છૂટવાની રાહ જોઇ રહ્યા હતા.

સંન્યાસીની સમાધિ છૂટી, નેત્ર ખૂલ્યાં. મહાત્માએ મધુર શબ્દોમાં કહ્યું, "વ્હાલા મિત્રો, કહો, તમો શું ઇચ્છો છો ?"

એક યુવકે આગળ વધી કહ્યું, "શ્રદ્ધેય મુનિરાજ ! આપના શિષ્ય થવાની મને મહાન્ અભિલાષા છે. જ્યારથી મેં એક સ્વપ્ન જોયું છે, ત્યારથી પ્રતિક્ષણ આપના દર્શનને માટે ઉત્સુક થઇ રહ્યો છે. સ્વપ્નની વિગત એવી છે કે એક મોટા મેદાનમાં હું એકલો ઉભો હતો, તેવામાં પૂર્વ દિશા તરફથી એકાએક શ્વેત પક્ષીઓનું એક મોટું ટોળું આવતું નજરે પડયું. પાસે આવી એઓમાંનું એક સૌથી વધારે સુન્દર પક્ષી નીચે ઉતર્યું, અને મારા શિરની છેક પાસે આવી અંતર્ધાન થઇ ગયું. મને એવું જણાયું કે મારા શરીરમાં એક નવીન શક્તિનો સંચાર થયો છે. ધીરે ધીરે હું જમીનથી ઉંચે જવા લાગ્યો. ઉપર જઈ વાયુ મંડલમાં હું વિચરવા લાગ્યો. આ મારૂં સ્વપ્ન છે. શું આથી મને અસીમ–જ્ઞાન પ્રાપ્તિની સૂચના મળી છે, એમ નથી સંભવતું ? જો એમ ન હોય, તો આપ બતાવશો, એનો બીજો શો અર્થ હોય ?"

શાંત ભાવથી સંન્યાસીએ ઉત્તર આપ્યો, 'માયા'. જિજ્ઞાસુનું મુખમંડલ નિરાશાથી પીળું પડી ગયું, અને પાછો ફરી ચૂપચૂપ અલગ જઇ બેઠો.

બીજો યુવક આગળ આવ્યો, અને કહેવા લાગ્યો, 'મેં પણ એક સ્વપ્ન જોયું છે. હું ગંગાને કિનારે બેસી સંધ્યા કરતો હતો, એવે એક રાજ હંસ પોતાની ચાંચમાં એક નવ વિકસિત કમળ પુષ્પ લઇ મારી તરફ આવતો નજરે પડયો. મારી પાસે આવી કમળ મારી આગળ મૂકી દીધું. યોગીરાજ ! શું રાજ હંસ અને કમળ દીક્ષાના સૂચક નથી ? શું મને દીક્ષા ન મળે ? યદિ ન મળે તો આ સર્વ શું હતું !"

સંન્યાસીએ પુનઃ ઉત્તર આપ્યો' "માયા", આ યુવક પણ અસંતુષ્ટ થઇ સંન્યાસી કેવો છે, જે કંઇ સમજતો એ નથી, એમ મનમાં બબડતો દૂર જઇ બેઠો.

સંન્યાસીએ પછી બાકીના બે યુવકોની તરફ નજર નાંખી. તેમાંના એકે આગળ વધી પ્રણામ કરી કહ્યું, "મહાત્મન્! ઘણા દિવસથી હું આપની પ્રશંસા સાંભળતો હતો, અને આપના દર્શન માટે ઉત્સુક હતો, અને ત્યારથી એક સ્વપ્ન જોયું છે, ત્યારથી આપની સેવા કરવાની આકાંક્ષા એથીએ અતિ તીવ્ર થઇ ગઇ છે. એ સ્વપ્નમાં મેં જોયું કે આપ મને કહી રહ્યા છો, કે " આવ, હું તને મારો દીક્ષિત-શિષ્ય બનાવવાનો સ્વીકાર કરું છું. આપની આજ્ઞાનુસાર સ્વપ્નમાંજ હું આપનો શિષ્ય થઇ ગયો, ત્યારે મેં ગુરૂ કૃપાનો અપૂર્વ આનંદ અનુભવ્યો. ગુરૂદેવ! હવે આ સ્વપ્નાવસ્થાના અનુગ્રહને પ્રત્યક્ષ રૂપમાં સાર્થક કરો!"

સંન્યાસીએ પુનઃ તેજ ઉત્તર આપ્યો "માયા" યુવક હતાશ બની રડવા લાગ્યો, અને એક બાજુએ જઇ બેઠો સંન્યાસીએ ચોથા યુવકને કહ્યું, "ભાઇ, તું શું કહેવા માગે છે?"

બ્હીતાં બ્હીતાં એ યુવકે સાષ્ટાંગ પ્રણામ કર્યા, અને કહેવા લાગ્યો, મેં એક સ્વપ્ન જોયું છે, જે આપ સમક્ષ નિવેદન કરું છું "એક મોટું મેદાન હતું, જેમાં હજારો નરનારી એકત્ર થયાં હતાં, એમાં કેટલાંક તો એવાં હતાં, કે જેને જોઇ બ્હીક લાગતી હતી, કેટલાંક એવાં હતાં. કે જે એટલાં ભયાનક ન હતાં, પણ કેટલાંએકના મુખપર સૌન્દર્ય પણ હતું, એ સર્વ આકાશની તરફ દૃષ્ટિ કરી પ્રાર્થના કરતાં અને કરાવતાં હતાં. આકાશમાં એક અત્યન્ત તેજોમય મૂર્તિ હાજર હતી. આ મૂર્તિના હાથોમાંથી જ્યોતિપૂર્ણ રત્નોની વર્ષા થઇ રહી હતી, પરંતુ નીચે પહોંચતાં પહેલાંજ વચમાંજ એ રત્નો લુપ્ત થઇ જતાં હતાં. થોડા વખત બાદ ચારે તરફથી દિવ્ય શરીર ધારી દેવ ગણે આવે પોતાના હાથોની એક શૃંખલા એ મૂર્તિના હાથોથી નીચે સુધી બનાવી દીધી, જેથી પેલાં રત્ન-બુન્દ સ્વાભાવિક રીતેજ એ હાથોપર થતાં થતાં પૃથ્વી સુધી પહોંચવા લાગ્યાં, અને સાંસારિક નર નારી ગણ એને પામી આનંદિત થવા લાગ્યાં. પ્રભો! આ દેવગણમાં આપ પણ એક હતા. આ મારું સ્વપ્ન છે."

સંન્યાસીએ પૂછ્યું, "પણ તું કયાં હતો?"

યુવકે આશ્ચર્યથી કહ્યું, "હું! આ અસીમ માણસોની ગર્દીમાં મારો કયાં પત્તો? હા, જાગૃત થતાં મને અતિશય આનંદ થયો, અને હું દેવગણને દેવા રત્નોને પૃથ્વી સુધી પહોંચાડવામાં સહાયતા આપવા માટે ધન્યવાદ આપવા લાગ્યો."

સંન્યાસીના મુખપર હાસ્યની મંદ છટા છવાએલી જણાવા લાગી. તેમણે મધુર સ્વરથી કહ્યું, "વત્સ, તું જરૂર મારો શિષ્ય થઇશ"

    

માયાના "મમત્વ" સાથે ઘણો ગાઢો સંબંધ છે જાગૃત અથવા સ્વપ્ન, સર્વ અવસ્થામાં એ ઉભયથી ચેતતા રહેવું જોઇએ.*

છોટુભાઇ દાજીભાઇ દેસાઇ.

* એક અમેરિકન પત્રિકાના આધારે લખાયલા હિંદી અનુવાદ પરથી.

# શ્રીમદ્ભગવદ્ગીતા.

(લેખકઃ—રા. રા. ભગવાન શિવશંકર ભટ્ટ—સુરત.)

## અધ્યાય ૧૭ મો.

પ્રભુ! શાસ્ત્રવિધિ તજી જે યજે શ્રદ્ધા વડે પુરૂષોત્તમ;
તે તણી નિષ્ઠા કેવી છે, કહો સત્ત્વ, વા રજ, કે તમ. ૧
દેહાભિમાનીની સહજ કહે કૃષ્ણ શૂણ શ્રદ્ધાજ જે;
સાત્વિકી, રાજસી, તામસી, એ ત્રણ પ્રકારની છેજ તે. ૨
હે પાર્થ શ્રદ્ધા સર્વની અન્તઃકરણ અનુસાર જે;
શ્રદ્ધાળુ થૈ શ્રદ્ધા ધરે જે તત્સદશ તે થાય છે. ૩
જે યજે દેવો **સાત્વિકી** તે, યક્ષ રાક્ષસ, **રાજસી;**
પછી પ્રેત ભૂતગણો યજે જે અન્ય તે સહુ **તામસી.** ૪
વળી શાસ્ત્ર અવહિત ઘોર એવાં તપો જે જન આદરે;
ત્યમ દંભ ને અભિમાન તૃષ્ણા, રાગ, બલથી યુક્ત જે. ૫
સહુ શરીર ઇન્દ્રિય કૃશ કરે, ત્યમ અન્તરસ્થ મને સહી;
અવિવેકી એહેવા પુરૂષને તું જાણ **આસુર** નિશ્ચયી. ૬
**આહાર** વળી સહુ પ્રાણીને પ્રિય ત્રિવિધ તે પણ જાણજે;
ત્યમ **યજ્ઞ, તપ,** ને **દાન** તેના ભેદ આ કહું શૂણ તે. ૭
આયુષ્ય, સત્ત્વ, શરીરબળ, આરોગ્ય, સુખ, પ્રીતિ-વર્ધક;
આહાર સ્વાદુ, સ્નિગ્ધ, સ્થિર, ને હૃદ્ય, તે **સાત્વિક-પ્રિય.** ૮
કડુ, લવણ, અમ્લજ, ઉષ્ણ, તીખું, રૂક્ષ, દાહ-ઉપાદક;
વળી શોક, દુઃખ, આમયપ્રદા, આહાર એ ઇષ્ટ-**રાજસ.** ૯
ત્યમ અર્ધપક્વ, સૂકાયલું, ટાઢુંજ, દુર્ગંધીમય;
ઉચ્છિષ્ટ તેમ અમેધ્ય ભોજન, સર્વ તે **તામસ-પ્રિય.** ૧૦
નિષ્કામી નરને અવશ્ય યજવા યોગ્ય એવું નિશ્ચયી;
શાસ્ત્રજ વિધિએ કરેલો જે યજ્ઞ તે સાત્વિક સહી. ૧૧
સ્વર્ગાદિ ફળ ઉદ્દેશી વળી દંભે કરેલો યજ્ઞ જે;
હે ભરતવંશી શ્રેષ્ઠ! **રાજસયજ્ઞ** તેને જાણજે. ૧૨

ત્યમ શાસ્ત્ર વિધિહીન અન્નદાન-રહિત મંત્રવિહીન જે;
દક્ષિણા ત્યમ શ્રદ્ધારહિત જે યજ્ઞ **તામસ** જાણ તે. ૧૩
વળી દેવ, દ્વિજ, ગુરૂ, પ્રાજ્ઞ-પૂજન, શૌચ, આર્જવ, આદિ જે;
ત્યમ બ્રહ્મચર્ય તથા અહિંસા, **શરીરતપ** કહેવાય તે. ૧૪
વળી અનુદ્વેગી, સત્ય, ત્યમ પ્રિયહિત અહેવાં વાક્ય જે;
સ્વાધ્યાયનું અધ્યયન તેમજ, **વાક-તપ** કહેવાય છે. ૧૫
ચિત-સ્વસ્થતા ને સૌમ્ય પણું; વળી મૌન, મનનિગ્રહ, અને;
વળી હૃદય શુદ્ધિ એ પ્રકારે, **માનસી-તપ** સર્વ તે. ૧૬
નિષ્કામી ને એકાગ્રચિત્તી નરે પૂર 'શ્રધ્ધા' વડે,
જે કરેલું તપ ત્રિવિધ તે, **સાત્વિકતપ** કહેવાય છે. ૧૭
સત્કાર-માન-પૂજાર્થ તપ જે કરેલું દંભજ વડે;
તે **રાજસી** કહેવાય, જે છે ચલ અને અધ્રુવ ખરે. ૧૮
વળી દુરાગ્રહથી આત્મ પીડા વડે તપ જે થાય છે;
વા અન્યપ્રાણી વિના સાર્થે, **તામસી** કહેવાય તે. ૧૯
વળી દેશ-કાળે અનુપકારી પાત્રને દીધેલ જે;
દાતવ્ય અહેવું દાન તે **સાત્વિકીદાન** કહેલ છે. ૨૦
પ્રત્યુપકારાર્થે વળી, ઉદ્દેશી ફળ, દીધેલ જે;
ક્લેશે કરીને યુક્ત વળી, **રાજસીદાન** કહેલ તે. ૨૧
ત્યમ અદેશે ને અકાળે, વળી અપાત્રે દીધેલ જે;
સત્કાર હીન કરીને અવજ્ઞા દાન તે **તામસ** ખરે. ૨૨
વળી ૐ-તત-સત્ ત્રિવિધ એ, પરબ્રહ્મ નામ સ્મર્યું વિધિ;
બ્રાહ્મણો, વેદો, યજ્ઞ તે ઉત્પન કર્યા તે નામથી. ૨૩
તે માટ ૐ એ શબ્દ સદા ઉચ્ચારી બ્રહ્મવિદો તણા;
જે યજ્ઞ, દાન, તપાદિ કર્મો વિધિયુક્ત પ્રવર્તતાં. ૨૪
મોક્ષાર્થીએ, તત્-શબ્દથી. તપ ફલેચ્છા ત્યાગજ વડે;
જે યજ્ઞ, તપ, દાનાદિ કર્મો વિવિધ કરવા યોગ્ય તે. ૨૫
સત્ શબ્દ યમ જોડાય છે સદ્ભાવ સાધુભાવમાં;
તેમજ વળી જોડાય એ સહુ શ્રેષ્ઠ એવાં કર્મમાં. ૨૬
વળી યજ્ઞ, તપ, ને દાનમાં, જે સ્થિતિ-'સત્' કહેવાય તે;
તે માટ તે કર્મોય 'સત્' એ પ્રકારે કહેવાય છે. ૨૭
હે પાર્થ શ્રધ્ધાહીન થઈ, તપ, દાન, યજ્ઞ કરાય ઇહાં;
તે 'અસત્' સહુ કહેવાય, કારણ-અફળ આ પરલોકમાં. ૨૮

# દારૂ વિષે એક અભિપ્રાય.

દારૂ વિષે એક અંગ્રેજ પોતાના વિચાર નીચે મુજબ જણાવે છે; દેશનો મોટામાં મોટો શત્રુ દારૂ છે. તે જેટલું નુકસાન કરે છે, તેની ગણતરી પણ થઇ શકતી નથી તેમજ પીતી વખતે તો પીનાર પણ સમજી શકતો નથી. તેની સાથે સંબંધમાં આવનાર તેના માતા, પિતા, પત્ની; મિત્રો, સગાં વ્હાલાં એ સર્વને અને દેશને પણ તેને લીધે ખમવું પડે છે.

સારાં ઘર બાંધવા, ગરીબોને મદદ કરવી, સારો ખોરાક ખાવો અને ખવડાવવો, સારા લુગડાં પહેરવાં, ધર્મશાળાઓ બંધાવવી. પુસ્તકાલયો અને વાંચનાલયો ખોલવા વગેરે સત્‌કર્મોમાં હજારો રૂપીઆનો ઉપયોગ થવો જોઇએ, તેને બદલે હજારો રૂપીઆની આહુતિ દારૂ જેવી કેફી, ઝેરી અને ઘણીજ નુકસાન કરતી ચીજ પાછળ અપાય છે. દારૂ એક ભયંકર ચીજ છે. અને તે મોટા ભોગ લે છે. દારૂથી માણસની નીતિ પર બહુજ ખરાબ અસર થાય છે. વળી જેઓ તેની સાથે સબંધમાં આવે છે તેઓ તેના પર કિંચિત માત્ર પણ વિશ્વાસ રાખતા નથી ટુકામાં પીધેલ મનુષ્ય જરા પણ વિશ્વાસને પાત્ર ગણાતો નથી. તેની સાથે ધંધો કરનારાઓ તેને પોતાથી નીચો ગણે છે તેવા મનુષ્યો સ્વગૃહની સંભાળ લેવાનું કર્તવ્ય વીસરી જાય છે, સ્વકુટુંબની સંભાળ લેતા નથી, સગા વ્હાલાં પર હેત રાખવા તેમના દિલમાં પ્રેમ કે દયાનો અંશ નથી. પીધેલ મનુષ્યો આમ સ્વકર્તવ્ય કરી શકતા નથી એટલુંજ નહિ પણ ઇશ્વરના અપરાધી બને છે. તેમનો સ્વભાવ બગડી જાય છે તેમના પર કોઇને પ્રીતિ ઉત્પન્ન થતી નથી, કોઇ માન આપતું નથી અને સર્વ તિરસ્કારની નજરથી જુએ છે. દારૂ પીવો એ એક મોટો અપરાધ છે. દારૂમાં ઘણા ખરાબ તત્વો છે.

આપણે દારૂ પાછળ થતા ખર્ચ તરફ જોઇએ તો ઇગ્લંડમાં જુદી જુદી જાતના દારૂ ખરીદવા માટે ૧૬૩૦૦૦૦૦૦૦ પાઉન્ડ દર વર્ષે ખરચાય છે.

ઇંગ્લંડની વસ્તીના આંકડા જોતાં માલમ પડે છે કે દરેક મરદ, સ્ત્રી અને બાળક દીઠ, ચાર પાઉન્ડ દારૂનો ખર્ચ આવે છે.

ખાતરીથી કહી શકાશે કે આ પૈસાનો ખરો ભાગ તદન નકામો ખર્ચાય છે, અને ઉલટું તેનાથી દુઃખ ઉત્પન્ન થાય છે. જે મનુષ્યો આમ ઘણાં પૈસા ખરચે છે, તેઓ સ્વ સુખના સાધનો પ્રાપ્ત કરી શક્તા નથી, એટલુંજ નહી પણ પોતાને માટે આ સૃષ્ટિમાં ઉપયોગી ચીજો પણ મેળવી શકતા નથી. તેમની સંતતિ ભૂખે ટળવળે છે અને ઘણી વાર માંદા પડે છે. ત્યારે તે છોકરાઓની સંભાળ લેવામાં આવતી નથી તેમજ તેમના પર દેખરેખ પણ રાખવામાં આવતી નથી, તથા મા બાપના આચરણ જોઇ છોકરાઓ પણ ખરાબ રસ્તે ઉતરી પડે છે. આખરે ભીખ માગી ખાવાનો વખત આવે છે, અને ઘણી વાર ચોરી પણ કરે છે.

જ્યાં કુટુંબના સુખને માટે ઓછપ હોય તેને દૂર કરવાને બદલે દારૂ ખરીદવા પૈસા ખરચવા એ મોટો અપરાધ છે. એવું પણ મનાય છે કે સર્વ જાતની મદિરા જો કે ઘણાજ થોડાં પ્રમાણમાં (moderately) લેવામાં આવે તો પણ ઘણાજ ગેરફાયદા કરનારી છે. પણ એટલું તો ચોક્કસ છે કે યુવાન અને દૃઢ મનુષ્યોને તો આવા પીણાની

જરૂરજ નથી. અને જો તેઓ તેને કદી પણ સ્પર્શન કરે, તો ઘણુંજ સારૂં ! સર્વ જાતના લોકોને આલ્કોહોલ મિશ્રિત દારૂ સિવાય કોઇ ચીજ વધારે નુકસાન કર્તા નથી. દારૂ લોહીના ફેલાવા પર ખરાબ અસર કરે છે અને ઘણીવાર હૃદય રોગ (Heart disease) ઉત્પન્ન થાય છે. તેનું કારણ એજ છે.

દારૂપીનાર જાત પર કાબુ રાખી શકતો નથી, નબળો પડી જાય છે. તેની બુદ્ધિ ઓછી થઇ જાય છે અને યાદ શક્તિ પણ ક્ષીણ થાય છે. Worst of all however is the baneful effect of drunkenness on moral character of its victims. ગમે તેવા હોશીઆર પણ પીધેલ મનુષ્યને અગત્યનું અને ભરોસા લાયક કામ સોંપાતુ નથી *

૪-૯-૧૯૧૫ સુરત. — બાળમુકુન્દ ગિરિધરલાલ મોદી.




(ગતાંકથી ચાલુ)

સપ્તમ પરિચ્છેદ.

કાલ રાત્રે પોતાની કોટડીમાં જવાતું ન થવાથી મીરજાં મહમદને ઘણું દુઃખ થયું. અને કમાડ ઉઘાડી તેમને નહિં જોતાં અમીના પણ નિરાશ થઇ ગઇ. તે થોડા વખત પહેલાં કમાડ ઉઘાડત તો કોઇને દુઃખ થાત નહિં. સંભવ છે, મીરજાંનો સ્વભાવ પણ ધીરે ધીરે સુધરી જાત પણ કોઇ શુ કરે જે દિવસે જે થવાનું છે, તે થવા સિવાય કેમ રહી શકે. તે કોણ મિથ્યા કરી શકે તેમ છે. એવું ન હોત તો અમીનાના માથાપર ભૂત કેમ ચઢી બેસે.

**મીરજાં** ઘરમાંથી નિકળી પોતાના એક મિત્રને ત્યાં જઇ પહોંચ્યાં. મિત્રનું નામ હતું મુરારીલાલ. મુરારીલાલનો પરિચય આગળ આપવામાં આવશે. અહિં એટલુંજ કહેવું બસ થશે, એ મિત્રવર આટલી રાત્રે મીરજાંને આવેલા જોઇ ઘણા આદરભાવથી સ્વાગત કરવા લાગ્યો, અને તે ક્ષણ **મીરજાં** પાસેથી રૂપીઓ લઇ આટલી રાત વીતી ગયે પણ ન જાણે ક્યાંથી એક બોટલ મદિરા લઇ આવ્યો. આખી રાત તેમણે મોજ ઉડાવી. રાત વીતવાના પહેલાંજ **મીરજાં** નિશાથી બેહોશ થઇ ગયા, અને મુરારીલાલ નિશાથી ઉન્મત્ત થઇ પરોસીઓની નિદ્રામાં વિઘ્ન નાખવા લાગ્યો. ફરી પોતાના ઘરમાં આવી સ્ત્રીને મારાપીટ કરવા લાગ્યો. તે મકાનમાં રડવાનો શોર થવા લાગ્યો.

* અંગ્રેજી પરથી.

દિવસના નવ વાગ્યે **મીરજાં**ની નિંદ્રા અથવા નિશો ટળ્યો. પહેલાં શુદ્ધિ આવતાંજ તેમના સમજવામાં આવી ગયું કે તે પોતાના ચિત રૂચિર શયનાગારમાં નથી. આ સમય ક્યાં છે—તે સમજતાં બહુ વખત ન લાગ્યો. પરંતુ તે આવ્યા કેવી રીતે તે તેમના સમજવામાં આવ્યું નહિ. બહુ કાંઇ વિચારવા પછી તેમને કંઇ યાદ આવવા લાગ્યું. પહેલાં કોઇ મિત્રની બેઠકમાં પાન ભોજન, ફરી ઘેર જવું. ત્યાં મા બ્હેન સામે પોતાની દશાનું પ્રકાશિત થઇ જવું, ઇત્યાદિ સૌ વાતો એક પછી એક, ક્રમથી, તેમના મનમાં ઉદય થવા લાગી. તે પૂર્વ સ્મૃતિઓ સાથેજ મીરજાંના શરીર પર એક મહાભીષણ વજ્રપાત થઇ ગયો. ત્યારે તેમના અંતઃકરણમાં ભારે ભયંકર ગ્લાનિ થવા લાગી. જે કોટડીમાં તે તે સમય સૂતા હતા, ત્યાંની સુંદર દશાનો મનમાં અનુભવ કરી લો. મેલી-જાળાંવાળી એક નાની કોટડીમાં **મીરજાં** એક પુરાણી ફાટેલી ગોદડીપર પડ્યા છે, આમ તેમ બે ચાર બોટલ અને માટીના પ્યાલા પડ્યા છે. આ દૃશ્યને જોઇ લજ્જા અને ઘૃણાથી તે મૃત્યુવત્ થઇ ગયા. ક્ષણ પણ ત્યાં થોભવા માટે તે ઇચ્છતા નહોતા

તેમના શરીરની દશા પણ વિચારવા લાયક હતી. તરસથી છાતી ફાટી જતી હતી, માથામાં ભારે દરદ થઇ રહ્યું હતું. શરીર એટલું દુર્બળ થઇ ગયું હતું કે ઉઠીને ઉભા થવાની શક્તિ પણ બાકી નહોતી. આટલો બધો આનંદ, ફુર્તી, આટલી કુદાકુદનું અંતિમ પરિણામ શું આવુંજ થાય છે. ?

ઘણી મુશ્કેલીથી તે ઉભા તો થયા પરંતુ સડકપર આવી કોઇ અજાણ્યા મનુષ્યને પણ પોતાનું મુખ બતાવવાની લજ્જા થવા લાગી. સમજો, કાલ રાત્રિએ તેમણે કોઇ ભયંકર કુકર્મ કર્યું છે. તેમના મનની તેવીજ દશા થઇ રહી હતી, ત્યાં થોભતાં પણ ઘૃણા થઇ રહી હતી. જેથી જેમ તેમ તે કોટડીમાંથી બ્હાર નિકળી પડ્યાં. પહેલાં પોતાના ઘેર જવા માટે પગ ઉપાડ્યા. પરંતુ જ્યારે માતા, હુરીનાની વાત યાદ આવી, ત્યારે ઘર તરફ જવાનો સાહસ થયો નહિં. માતા અને બ્હેનને માલૂમ થઇ ગયું છે કે તે શરાબ પીએ છે, આટલી વાત મનમાં ઉઠતાંજ લજ્જા અને ઘૃણાથી તે પોતાને માટે ઇશ્વર પાસે મોત માગવા લાગ્યા અને તે સમય તેમણે પ્રતિજ્ઞા કરી કે આ જીવનમાં કદી મદિરા પીઇશ તો નહિં પણ અડીશ પણ નહિં.

પણ કયા મુખથી આ સમય ઘેર જાય ? કંઇ વિચાર કરી લક્ષ્મીશંકરને ઘેર જવા માટે ઠીક ધાર્યું. દિવસના દશ વાગે, ધીરે ધીરે તે પોતાના મિત્ર લક્ષ્મીશંકરની બેઠકમાં જઇ બેઠા. લક્ષ્મીશંકરે તેમનો ચહેરો જોતાંજ કહ્યું. "કેમ સાઇ! શો હાલ છે? કાલે રાત્રે હતા ક્યાં ?"

થોડાજ સમય પહેલાં ગોપીઓ અહિં **મીરજાં**ને શોધવા આવ્યો હતો. તેની પાસેથી લક્ષ્મીશંકરને સૌ વાતો વિદિત થઇ ગઇ હતી. જેથી **મીરજાં**ની હકીકત તેમનાથી ગુપ્ત નહતી. તે **મીરજાં**ને ખરા અંતઃકરણથી ચ્હાતા હતા, અને તેમના સાચ્ચા હિતૈષી મિત્ર હતા. **મીરજાં** તેમના ઉપર કહેલા પ્રશ્નનો ઉત્તર આપી શક્યા નહિં, કેમકે શો ઉત્તર આપવો, તે તમને સુઝયું નહિં. લક્ષ્મીશંકરે ફરી કહ્યું—"બીજું કંઇ કહેવાની જરૂર નથી. કંઇ કહેશો તો પણ મને તેની પ્રતીત થશે નહિં. તમારો ચહેરો જોઇનેજ મેં સૌ કંઇ જાણી લીધું છે. હવે તો તમો ધીરે ધીરે બહુ ધીંગાધીંગી કરવા લાગ્યા છો."                (અપૂર્ણ.)



# મેઘરાજા માટે મહાન્ પ્રભુશ્રીની સ્તુતિ !

હરિગીત છંદ.

હે જગત્પતિ ! સહુ મેઘ વિણુ, અતિશે ઉરે અકળાય છે;
પ્રભુ કર દયા હે દીન બંધુ, સમય શુભ વહી જાય છે,
કર માફ વહાલા વાંક, અપરાધી જગતના જન તણો;
વરસાદ વિશ્વાધાર ઝટ, વરસાવ વસુધામાં ઘણો.
મરકી લડાઈ મોંઘવારી, બાકી તો કંઈ નથી રહી;
ત્યાં વાર થાતાં વૃષ્ટિની, દિલગીરી નવ જાએ કહી,
કર સ્હાય હે સર્વેશ્વરા, ઉપકાર ગણીએ તમ તણો;
વરસાદ વિશ્વાધાર ઝટ, વરસાવ વસુધામાં ઘણો.
જોશે તું કરડી નજરથી તો શું થશે અહીં અમ તણું;
કરી દો ક્ષમા અપરાધ સરવે, દુઃખ વ્યાપ્યું ચોગણું,
બાળક બધા છે આપના, બેલી બહુ નામી બનો;
વરસાદ વિશ્વાધાર ઝટ, વરસાવ વસુધામાં ઘણો.
બહુ થઈ હવે તાવો નહિં, બહુ રૂપી બહુ વૃષ્ટિ કરો,
કંગાલ થઈ સૌ કરગરે, કરૂણા દયા દિલમાં ધરો;
છોરૂ કછોરૂ થાય પણ, પિતુ માત ધર્મ ક્ષમા તણો,
વરસાદ વિશ્વાધાર ઝટ, વરસાવ વસુધામાં ઘણો.
બહુ આર્ત થઈ પોકાર કરીને, અરજ કરીએ ઈશ્વરા,
સ્વીકારી લ્યો સર્વેશ્વરા, પાવન પતિત પરમેશ્વરા;
સુખ રાશિ ઓ અવિનાશી હરકત, હાનિ સઘળાની હણો,
વરસાદ વિશ્વાધાર ઝટ, વરસાવ વસુધામાં ઘણો.
કદિ ઈંદ્ર કોપ્યો હોય તો, ઝટ શાન્તિ કરજો શામળા,
મહુવા મહીં મહા યજ્ઞ કરીને, હોમશું ઘી અનગળા;
તે પુણ્યને પરમાર્થમાં આશા ભર્યો જીવ અમતણો,
વરસાદ વિશ્વાધાર ઝટ, વરસાવ વસુધામાં ઘણો.

દોહરો.

મેઘરાયને મનવવા, કરો હોમ ને હવન; ઉધ્ધવ કહે ઘૃત હોમતાં, થાશે મેઘ પ્રસન્ન;
ભાવ ધરી ભોજન જમે, વિપ્ર સાધુ ને સંત, ઉધ્ધવ કહે દુષ્કાળનો, આવે તેથી અંત.

દોહો.

અરજ સુણો હરિ અમતણી, કરો શામળા મહેર;
ઉધ્ધવ કહે છે કરગરી, કરી દો લીલા લહેર.

મહુવા ગૌરક્ષક સભાની ઓફીસ. સં. ૧૯૭૧ શ્રાવણ સુદ ૭ ભોમવાર.
ઓધવજી રામજી સરવૈયા. મહુવા ગૌરક્ષક સભાની પાંજરાપોળના ઓનરરી સેક્રેટરી

# દયાળુ હિંદુ ભાઈઓ તથા બ્હેનોને એક અરજ

## પાંચ પગની ગાય, બે પુંછડીવાળી ગાય અને બે જીભવાળો પોઠીયો

ભગવાં લુગડાં તથા રૂદ્રાક્ષની માળા પહેરીને શંકર, શંકરના નામની રટના કરનારા કેટલાક સાધુઓ મેળામાં તીર્થોમાં અને ગામ પરગામ પાંચ પગની ગાય બે પુંછડા વાળી ગાય અને બે જીભવાળા પોઠીઆ દેખાડતા ફરે છે, અને ભીક્ષા માગે છે. આવી ગાય તથા પોઠીઆ જોઇને હિન્દુ ભાઇઓ તથા બ્હેનો તે ગાય તથા પોઠીયાને દેવતાઈ માને છે, અને આ સાધુઓને દાનમાં બહુ પૈસા આપે છે પણ તપાસ કરવાથી હાલ માલુમ પડયું છે કે, એ સાધુઓ, સાધુઓ નથી પણ પાખંડી લોકો છે. જો કે તેઓ ખરેખરા કસાઇઓ નથી પણ તેમનાં કામ કસાઇ ભાઇઓ જેવાં છે તેઓ દેખાવમાં હિન્દુ સાધુઓ જેવા લાગે છે, પણ વર્તનમાં માંસાહાર વગેરેનો ઉપયોગ કરનારા છે, તથા મુસલમાનોના હુક્કા પીનારા છે, આ બાબતની તપાસ કરી શ્રીયુત સ્વામી મંગળદેવજીએ બાળબોધમાં હકીકત પ્રગટ કરેલી છે. તે ઉપરથી પંડીત શામલાલજીએ ગુજરાતી ભાષામાં છપાવેલ છે. એ લોકો સાધુઓના વેશમાં ખરેખર કસાઇનું કામ કરે છે. એ લોકો પાંચમો પગ બતાવવા સારૂ નાના વાછરડાનો એક પગ કાપી કાઢે છે. ને એજ રીતે બીજું પુછડું બતાવવા સારૂ એક પુંછડું કાપી કાઢે છે અને બે જીભ બતાવવા સારૂ એક જીભ કાપી કાઢે છે. પછી જેમ માળી લોકો આંબા, લીંબુ, નારંગી વગેરે ઝાડોની કલમ એક ઝાડમાંથી કાપી બીજા ઝાડને લગાવે છે, તેમ કાપી કાઢેલ પગ, પુંછડું અને જીભ બીજાં બચ્ચાંની કમર, પુંઠ અને પીઠ ઉપર ચામડી કાપીને લગાવી દે છે, અને દવા લગાડી તેને સારૂ કરી આપે છે. જે બચ્ચાંનો પગ પુંછડું અને જીભ કાપે છે, તે તો મરી જાય છે. તેને પકાવીને એ લોકો ખાઇ જાય છે અને જે બચ્ચાને પગ, પુંછડું અથવા જીભ લગાડેલી હોય તેને જો દુરસ્ત થાય નહીં તો તેને પણ એ લોકો મારી નાંખી પકાવીને ખાઇ જાય છે.

તમે વિચાર કરો કે ભેંસ, બકરી, ઉંટ, ઘોડા, હાથી, કુતરાં બીલાડાં બકરા વિગેરે કોઇ જનાવરને પાંચમો પગ કે પુંઠ ઉપર બે પુંછડાં કુદરતે કર્યાં છે? તેમ પીઠ ઉપર બીજી જીભ પણ કરેલી છે? તો આ ગરીબડી ગાયને પાંચમો પગ, બીજું પુંછડું અને બીજી જીભ કેમ ઉત્પન્ન થઇ? માણસ માણસને છઠ્ઠી આંગળી વખતે હોય છે, પણ ત્રીજો પગ કે બે જીભ કોઇ દીવસ સાંભળી છે? રાજાઓ ગૃહસ્થો અને ભરવાડોને લાખો ગાયો અને બળદો છે, તેમાં કોઇને એ પ્રમાણે પગ, જીભ કે પુંછડું નથી, અને આ કહેવાતા સાધુ પુરૂષોને એવી ગાયો તથા પોઠીયા કયાંથી મળી આવે છે? જો તે પગ, પુંછડું કે જીભ કુદરતી હોય તો તેને દુઃખ થવું જોઇએ. પણ આ કૃત્રિમ પગ, પુંછડું કે જીભને કાંટો કે સોય ભોંકશો તો બીલકુલ દુઃખ થશે નહીં. આવી ગાયો હંમેશા નાનીજ હોય છે. કેમકે મોટી ગાયો ઉપર આવા અખતરા થઇ શકતા નથી. જો એ લોકો આવી ગાય પોઠીયો કયાંથી લાવ્યાતું પુછશો તો અથવા તેમની રહેઠાણનું પુછશો, તો ૪૦૦-૫૦૦ ગાઉનું છેટું

બતાવશે, એટલુંજ નહીં પણ મુંબઇવાળા પુછે તો દીલ્હીનું અને દીલ્હીવાળા પુછે તો પુનાનું એમ નામ આપે છે.

એ લોકો મુરાદાબાદ તરફના રહેવાસી છે, અને ભગવાં કપડાં પહેરી હાથમાં ટોકરો રાખી મહાદેવ, શંકર, શંકરનો ઉચ્ચાર કરતા ભીખ માગે છે. આવા લોકોને દાન આપવું એ મહા પાપનું કામ છે. એમ માહારા હિન્દુ ભાઇઓ તથા બ્હેનોને હવે ચોકસ જણાશે. એ લોકો ઠગારાં છે, એટલુંજ નહીં પણ તેઓ પાપી ઠગારા છે, તેઓને જેમ બને તેમ ઉઘાડા પાડવા અને અવાચક ગરીબ ગાયો તથા બળદો ઉપર થતો જુલમ અટકાવવો એ દરેકની ફરજ છે. એ વાત જાણીને વાંચનાર ભાઇઓ તથા બ્હેનો બીજા માણસોને પણ આ વાત જણવાશે તો તેથી અવાચક પ્રાણીઓ બચાવ્યાનું મોટું પુણ્ય હાંસીલ થશે.

મહુવા-કાઠિયાવાડ

લી૦ ગોભક્ત,
**ઓધવજી રામજી મહેતા.**
મહુવા ગૌરક્ષક સભાના ઓનરરી સેક્રેટરી.



## એક રસિક ઘટના — હૃદય પૂરીક્ષા. — દીદી પરથી અનુવાદ

ઘર આગળ આવેલા રોગીઓને તપાસી તેમને (પ્રીસ્ક્રીપશન) દવા લખી આપવા બાદ ડૉક્ટર સુશીલકુમાર બ્હાર કોઇ બીમારને જોવા માટે જવાની તૈયારી કરતા હતા, એટલામાં એમના મોટા શાળા યોગેન્દ્ર એમને ઘેર આવી પહોંચ્યા.

સુશીલકુમાર એમને જોઇને પૂર્વવત્ બેસીજ રહ્યા. યોગેન્દ્રના બેસવા બાદ સુશીલકુમારે એમને આવવાનું કારણ કંઇક કચવાતે મને પુછ્યુ યોગેન્દ્રે કહ્યું—

"આજ કેટલાએક દીવસ થયાં સરલાની તબીયત ખરાબ ચાલ્યા કરે છે, એની છાતીમાં કંઇ દર્દ થયા કરે છે. અને એ કારણથી શ્વાસ લેવામાં પણ મુશ્કેલી પડે છે."

વચમાંજ સુશીલકુમાર બોલી ઉઠયા. " ડાકટર હરેન્દ્રની દવા તો ચાલુ છે ને "

યોગેન્દ્રે કહ્યું—" એ ખબર તમને પણ થઇ ચૂકી છે કે ?"

સુશીલકુમારે કહ્યું—" ખબર કેમ નહીં થાય, પણ તમારે એમ સમજવાનું નથી કે આપના ઘરના કોઇ માણસે મને ખબર કહાધી છે "

યોગેન્દ્ર હસીને બોલ્યો, " ઠીક, હશે ! પણ હવે મારી એક તમને વિનંતિ છે કે આજે જ્યારે પણ તમને ફુરસદ મળે, ત્યારે એક વાર આવીને એને જોઇ જજો."

સુશીલકુમારે કંઇ પણ જવાબ નહિં દેતા સામે ટેબલપર પડેલાં સમાચાર પત્ર પર નજર થોભાવી.

યેગેન્દ્રે કહ્યું " હવે મારે કચેરીમાં જવાનો વખત થયો છે. તમે સાંજ સુધીમાં આવી જશો ને ?"

સુશીલે જવાબ વાળ્યો–" ઠીક પણ જ્યાં સુધી હું એ નહિ જાણું કે આપ મને કેવા ભાવથી જવાનું કહો છો, ત્યાં સુધી એ વાતનો હું કંઈ પણ જવાબ દઇ શકતો નથી. જો આપ મને સગાઇના સંબંધથી જવાનું કહેતા હો, તો તો હું કદી આવી શકીશજ નહિ. પણ જો મને એક સાધારણ ડૉકટરની માફક બોલાવતા હો તો આપની મરજી પ્રમાણે હું જરૂર હાજર થઇશ. "

એ પછી લગભગ અરધો કલાક સુધી શાળા બનેવીએ વાદવિવાદ ચાલુ રાખ્યો. પણ સુશીલ એકનો બે થયો નહિ તેણે પોતાનો મત પકડીજ રાખ્યો. અને ડૉકટરના સંબંધથી બોલાવતા હો, તોજ આવું એવી જક પકડી રાખી. આખરે યોગેન્દ્રે કંટાળી ખીજવાઈને " ઠીક, ત્યારે હું તમને એક ડૉકટરની માફકજ મારે ત્યાં રોગીને તપાસવા આવવાનું આપને કહું છું " એમ કહ્યું. એટલાથી પણ સુશીલને સંતોષ નહિ થતાં ફરીથી પૂછ્યું–" કેટલે વાગે આવવું. "

યોગેન્દ્ર " પાંચ વાગે " એટલું કહી ત્યાંથી ચાલી નીકળ્યો.

યોગેન્દ્રના જવા પછી સુશીલને પોતાના અવિવેક માટે કંઇક પશ્ચાત્તાપ થયો. જો કે યોગેન્દ્ર સુશીલનો શાળો હતો. પણ વયમાં યોગેન્દ્ર સુશીલથી બમણો હતો. માટે તેની સાથે આવું બોલવું વાજબી નહિ લેખાય. પણ અગાઉ થોડા દીવસ ઉપર સુશીલ એક નજીવી વાતને માટે પોતાની પત્ની સરલા પર નારાજ થયો હતો. અને નારાજ તો હતોજ એટલામાં એના મિત્ર મંડળ તરફથી એને ખબર મળી કે સરલા માંદગીમાં છે, અને હુરેન્દ્ર ડૉકટરની દવા ચાલે છે, પણ એ ખબર સરલાએ તેમજ સરલાના પીયરવાળાઓએ સુશીલને પહોંચાડવાની દરકાર કરી નહિ. સુશીલના મનમાં આવ્યું કે આ કામ સરલાનુંજ છે. સાત આઠ દિવસ થયાં સુશીલ મનમાં ને મનમાં ખીજવાઇ રહ્યો હતો, એટલામાં યોગેન્દ્ર મળવાને આવ્યા. બસ પૂછવુંજ શું ? દેવતામાં દારૂ હોમાયો ! બધોજ કાળ બ્હેનને બદલે ભાઇ પર કઢાયો. ક્રોધાગ્નિ શાંત થતાં જ્યારે સુશીલનું હૃદય કંઇક શાંત થયું, ત્યારે પોતાની ભૂલ પર પોતેજ શરમાયો. આખરે નિર્ણય પર આવ્યો. ચાલો બેરા જે થયું તે થયું, હવે પાંચ વાગે જઇશું, ત્યારે જરા માફી માંગી લઇશું, એટલે મામલો પતી જશે.

કચેરીમાંથી આવ્યા પછી યોગેન્દ્રે ઘરમાં સુશીલ સાથેની થયેલી તમામ વાત કહી સંભળાવી. ઘરના સઘળાએ મળી સંકલ્પ કીધો કે આ ધૃષ્ટતાને માટે જરૂર સુશીલ કુમારને કંઇ શિક્ષા મળવી જોઇએ. સરલાની મોટી બ્હેન તરલા બોલી. " મોટા ભાઇ આ કામ તમે અમને સોંપી દો. અમે ડોકટર સાહેબને જોઇતો આવકાર આપીશું "

નાની બ્હેન અમલા બોલી "હું ટીનનો ડબ્બો કાપીને ચાર રૂપીઆ બનાવીશ અને તે ડૉકટર સાહેબને ફીની જગ્યાએ આપીશ."

યોગેન્દ્ર બોલ્યો—"ટીનના નહીં ટીનના રૂપીઆને તો મશ્કરીમાં કાઢી નાંખશે, અને ખરાજ રૂપીઆ આપવા. જ્યારે તે ડોકટર થઇનેજ આવે છે, તો પછી આપણે પણ પુરેપુરો ડોકટરને ઘટતોજ વર્તાવ રાખવો જોઇએ. તે જ્યારે સરલાને પોતાની પત્ની તરીકે

નથી ચહાતો. તો હું પણ મારી બ્હેનને એની સામી આવવા દેવાનો નથી. સરલાને પડદાની ઓથમાંજ રાખવી" એ વાત દરેકને ઠીક લાગી, કારણ કે એથી ડૉકટર સાહેબને શીખામણ સાથે કંઇક સજા પણ મળી જશે.

ઘર બધું જયારે આ ઠરાવથી ખુશ થઇ રહ્યું હતું, ત્યારે સરલા બીચારી ગભરાટમાં હતી. તે મનમાં ને મનમાંજ વિચારતી હતી કે, મોટાભાઇના અપમાનનો બદલો તો આથી વળશે, પણ મારે માટે કંઇ સારૂં પરિણામ આવવાનું નથી. બેઉ બ્હેનોને મશ્કરી કરવાનો તો ઠીક તાલ આવશે, પણ આને માટે તે મનેજ અપરાધિણી ઠરાવશે ! એ વિચારથી સરલાનું મન બહુજ ભયગ્રસ્ત થયું. તરલાને તે વિનવીને કહેવા લાગી. " મોટી બ્હેન આ તમે શું કરી રહ્યાં છો ? હું પડદામાંથી નાડી નહિ બતાવીશ."

તરલા હસીને બોલી—"કેમ પડદામાંથી નાડી બતાવતાં શરમ લાગે છે. શરમ લાગતી હોય તો સામે આવીને ખડી થઇ જજે. સરલા બોલી-" એ કંઇ ઠીક નથી થતું."

તરલા મ્હોં મચકોડીને બોલી, " મોટાં ભાઇની વાતને ધ્યાન પર નહિ લેતાં પોતાનીજ જીદ પકડી રાખવી, એ તારી સમજ પ્રમાણે કદાચ ઠીક થતું હશે. પણ અમે બન્નો બ્હેનો તારા વરની મશ્કરી કરીએ તે તને નહિ પચતું હોય ! "

" તમે બધાં તમારે ફાવે તેમ કરો, પણ મને એ બખેડામાં નહિ નાંખો. તે મારા પર મૂળમાં તો ખીજવાયલા છે અને આનાથી એકદમ વધી જશે, અને આવી રીતે તેમને કષ્ટ પહોંચાડવું એ પણ મારે માટે ઉચિત નથી."

તરલા કંઇક વિચાર કરીને બોલી-" એ વાત તો તારી વાજબી છે. ઠીક તો તું કંઇ નહિ કરતી. હુંજ તારા બદલામાં પડદાની આડમાં ઉભી રહીશ. પણ ડૉકટર સાહેબની મજાક તો જરૂર બનાવવાની. "

સરલા હસીને બોલી " પછી બગડેલી વાત સુધારવી પણ તમારેજ પડશે. "

તરલા બોલી." હાહા, તું બેખટક રહે. અન્તમાં એક મીલન થાય એવું નાટક રચીશ. "

× × × ×

પાંચ વાગે સુશીલ કુમારની ગાડી તેના સાસરાના દરવાજા પર આવી પહોંચી. સુશીલ અંદર પ્હોંચતાંજ યોગેન્દ્રના નાના ભાઇ નરેન્દ્રે મોટા અવાજથી નોકરને કહ્યું. " જાવ, અંદર જઇને ખબર કરો. ડૉકટર સાહેબ આવ્યા છે. "

સુશીલ સમજી ગયો. કે આ સવારની વાતને લઇનેજ છે. થોડી ઘણી મજાક મશ્કરી તો ખમવીજ પડવાની. કારણ રિવાજ જ એવો છે. એટલામાં અંદરથી અમલા આવીને બોલી " ડૉકટર સાહેબ અંદર ચાલો "

સુશીલે હસીને જવાબ વાળ્યો. " ચાલો "

પણ અંદર જતાંજ સુશીલને માલુમ પડી ગયું કે મામલો ટેઢો છે. હમેશની માફક તેની શાળીઓમાંથી પણ કોઈ સ્વાગત કરવા આવ્યું નહિ. તેના ઘરની ચાકરડી પણ તેને જોતાંજ એક બાજુએ ખસીને ઉભી રહી ગઇ.

એક ઓરડાની વચમાંજ લીલા રંગનો એક પડદો ટાંગ્યો હતો, પડદાની પાસેજ એક

ખુરસી પડેલી હતી. અમલાના કહેવાથી સુશીલ તેના પર બેસી ગયો. અમલા બોલી "બ્હેન ડૉકટર સાહેબ આવ્યા છે, જરા હાથ બહાર કહાડીને નાડ બતાવ !"

તરતજ કાચની કંકણવાળો એક સફેદ હાથ પડદાની બહાર નીકળ્યો. સુશીલ તો અંદર આવતાંજ રૂષ્ટ થઇ રહ્યો હતો, અને આ તમાસો જોતાં તો તે ક્રોધ અને અપમાનનો માર્યો દીવાના જેવો થઇ ગયો. ઓરડાની ચારે બાજુમાંથી ધીમો હસવાનો અવાજ કાનપર આવવા લાગ્યો. દુષ્ટ અમલા પણ જાણ્યાં જોઇને પોતાના હાથમાંના રૂપીઆ ખખડાવવા લાગી.

સુશીલનો ચહેરો માંજેલા તાંબાના ઘડા જેવો લાલ થઇ ગયો. આ તીવ્ર અપમાનથી તેનો જીવ એકદમ બગડી આવ્યો. મનમાં તો એવું થયું કે જાણે પડદાને ફાડી તોડીને ફેંકી દઉં. બધામાં અસહ્ય વાત તો એ હતી કે પોતાને અપમાનિત કરવાને રચાયલા આ નાટકમાં સરલાજ નાટકની પ્રધાન અભિનેત્રી હતી. ફરીથી રૂપીઆ ખખડાવીને અમલા બોલી.—"ડૉકટર સાહેબ, વિચાર શું કરો છો, નાડ તપાસો ને !"

સુશીલે મહા મુશ્કેલીથી પોતાના ગુસ્સાને દબાવી મનમાંને મનમાંજ નિશ્ચય કર્યો કે બીજી વખત આ અપમાનનો બદલો પુરેપુરો લેવો. પણ આ વખતે તો ડૉકટર બનીને આવ્યા છીએ, તો હવે ડાકટરના જેવુંજ આચરણ કરવું ઉચિત છે. પોતાની મેળેજ ડૉકટરની રૂએ આવીશ, એમ કહ્યા પછી જો કોઇ ડૉકટરની માફકજ તેની સાથે વરતાવ રાખે તો તે તેનો પ્રતિવાદ કેવી રીતે કરી શકે ? આખરે વગર મનથી નાડી જોઇ સુશીલ જવાને માટે ઉભો થયો, એટલે અમલા બોલી—જરા થોભો, બ્હેનના હૃદયની પણ પરીક્ષા કરતાં જાવ, કારણ કોઇ કોઇ વખત જીવ બહુજ ગભરાય છે "

રોગીના બહાર નીકળ્યા વગર હૃદય પરીક્ષા શી રીતે થઇ શકે ? એ વાત સુશીલના ધ્યાનમાંજ હજુ સુધી આવી નહોતી. જેથી તેણે અમલાની સામું જોયું.

અમલા બોલી ' બ્હેન, જરા ઉભી થઇ જા. ડૉકટર સાહેબને જરા છાતી તપાસવા દે " એટલું બોલી તરતજ સુશીલ તરફ ઘણીજ ચપળાઇથી ફરી જઇ સુશીલની સામે જોઇને " આપ આ પડદામાંના છિદ્રમાંથી આપના " સ્ટેથોસકોપ " નો છેડો અંદર નાંખો. "

બહારથી પાછો મંદમંદ હસવાનો અવાજ ચારે તરફથી આવવા લાગ્યો. સુશીલનો ચહેરો બળતા અંગારા જેવો લાલ થઇ ગયો, પણ તે બીચારો બધી વાતે લાચાર હતો. હૃદય પરીક્ષાનો ખેલ ખતમ થતાંજ " લો ડૉકટર સાહેબ, આપની ફી ' કહીને અમલાએ ચાર રૂપીઆ સુશીલના હાથમાં મૂકયા.

સુશીલ રૂપીઆને ગજવામાં નાંખી એકદમ બહાર નીકળી ગયો. બદલો લેવાને માટે ચિત્ત વ્યાકુળ થઇ ઉઠયું. મનમાં નિશ્ચય કીધો કે એવો બદલો લઉં કે સરલાને જીવન પર્યંત અનુતાપ કરવો પડે. આટલો દમ્ભ ! આટલો અહંકાર !

સુશીલ ગાડીમાં બેસવાની તૈયારીમાંજ હતો, એટલામાં અમલાએ આવીને તેને અટકાવ્યો અને પાછું એક ઝેરી તીર છોડયું. " વાહ ડૉકટર સાહેબ, આપે તો ફી લઇને ચાલવા માંડયું, પણ વ્યવસ્થા પત્ર ( પ્રીસ્ક્રીપશન ) તો લખ્યુંજ નહિ."

સુશીલે પાછા ઘરમાં આવી વ્યવસ્થાપત્ર (પ્રીસ્ક્રીપશન) લખી કહાડયું, અને એવી રીતે ડૉકટરના સર્વ કર્ત્તવ્યોનું પાલન એણે સરસ રીતે કર્યું.

સુશીલ પાછા જવાની તૈયારીમાં હતો, એટલામાં અમલા બોલી. "રોગીની તબીયત આપને કેવી માલમ પડી ?"

"આશ્ચર્યમય !"

"એને રોગ શું છે ?"

"અસ્વાભાવિક !"

સુશીલના ગયા પછી તરલા બોલી. "મેં તો જેમ તેમ હસવું થોભાવી રાખ્યું"

સરલાએ કહ્યું—"પણ મને તો અસંત કષ્ટ થઇ રહ્યું હતું."

× × × ×

સન્ધ્યા સમયે ખીલેલી ચંદ્નીમાં ઝરૂખામાં બેસી તરલા વાયુસેવન કરી રહી હતી, એટલામાં સરલાએ આવીને રોતાં રોતાં કહેવા માંડ્યું. "જો બ્હેન આ કેવો અનર્થ થયો, તું તો હસવાનું કરવા ગઇ હતી."

"સારૂં ! કહેતી કેમ નથી, શું છે ?"

"જો આ કાગળ આવ્યો છે તે વાંચ,"

એટલું કહીને સરલા એક પત્ર તરલાની આગળ ફેંકીને ચાલી ગઇ. તરલાએ ઓરડામાં જઇ દીવાને અજવાળે કાગળ વાંચ્યો. સુશીલે નીચે પ્રમાણે પત્ર સરલાપર લખ્યો હતો.

"સરલા !

કેટલાએક દીવસ થયાં તારા કઠોર હૃદયનો પરિચય મને મળી રહ્યો છે. પરન્તુ એમાં આટલું વિષ ભરેલું છે, તે મને માલમ નહોતું. આજે તારાં પીયરીઆં સાથે મળીને તેં મને અત્યંત અપમાનિત કર્યો છે. જો તું હવે મને સ્હો બતાવવા નથી માગતી, તો હું પણ પ્રતિજ્ઞા કરૂં છું કે આ જીવનમાં હું પણ તારૂં સ્હોં જોઇશ નહિ. મારી અને તારી વચ્ચે પતિપત્નીનો જે સંબંધ હતો, તે આજથી ટૂટી ગયો છે. હવેથી તું દરેક વાતે સ્વતંત્ર છે. જે તારા મનમાં આવે તે કરજે; તું એ તો સારી રીતે જાણે છે, કે મારા કહેવા અને કરવામાં અન્તર નથી. આજથી તારી સાથે સંબંધ તોડી હું મને પોતાને ઘણોજ સૌભાગ્યવાન સમજું છું. ઇતિ.

પત્ર વાંચતાં તરલા કંઇક ચિન્તા મગ્ન થઇ ગઇ. એને તો સ્વપ્ને પણ એવી ખબર ન હતી કે આવી તુચ્છ બાબતમાં સુશીલ આટલો ક્રોધે ભરાશે, આને લીધે જો સરલા અને સુશીલને હમેશને માટે વૈમનસ્ય થઇ જાય, તો એને માટે તરલાજ પુરેપુરી અપરાધિની હરે ! સરલા તો પહેલેથીજ આ ભાવિ વિપત્તિની આશંકા કરી રહી હતી. તે તો તરલાને એ વાતની ચેતવણી પણ દઇ ચુકી હતી.

એટલામાં સરલાના આવવાથી તરલા બોલી.–

"ડૉક્ટર સાહેબ તો ખુબ બગડયા જણાય છે. જો એ આટલા ખીજવાઇ જશે એવું જાણતે, તો આવું કરતજ નહિં"

સરલાની આંખો ભરાઇ આવી, અને ઘણાજ કરૂણ સ્વરથી કહેવા લાગી "મોટી બ્હેન; હવે શું કરવું" ?

તરલા ધીરજ દઇ બોલી, "તું એટલી ગભરાય છે શા માટે ? જ્યારે એમને જણાશે કે પડદાની પાછળ તો હું હતી, ત્યારે એમનો ક્રોધ તારાપર રહેવાનો નથી. અને એ માટે તો મારેજ ડૉક્ટર સાહેબને મનાવવા પડશે. કોઇ પણ પ્રકારે જો એ એક વખત અહીં આવે, તો બધી વાતનું ચોકઠું બેસાડી દઉં.

"તમે મોટા ભાઇને કહો કે મને હમણાને હમણાજ ત્યાં મોકલાવી દે."

"કેવી ગાંડી, એનાથી તો તે ઉલટા બગડશે."

બંને બ્હેનો વચ્ચે એવી વાતચિત્ત થઇ રહી હતી, એટલામાં યોગેન્દ્ર આવી પહોંચ્યો. અને કહ્યું, "તમે સઘળાએ મળી આજે બીચારા સુશીલને ગાંડો બનાવી મુક્યો. સુશીલ જે વ્યવસ્થા પત્ર (પ્રીસ્ક્રીપશન) લખી ગયો હતો, તે બહાર ટેબલપરજ પડી રહ્યું હતું. સન્ધ્યા સમયે સરલાની તબીયતની ખબર કહાડવા ડૉક્ટર હુરેન્દ્ર આવ્યા હતા, તેણે વ્યવસ્થા પત્ર (પ્રીસ્ક્રીપશન) વાંચતાંજ કહ્યું-સરલાની આ નજીવી જેવી બીમારીથી સુશીલકુમાર બહુજ ગભરાઇ ગયા છે. અને ગભરાટમાં એવું વ્યવસ્થા પત્ર (પ્રીસ્ક્રીપશન) લખી ગયા છે, કે એમાં લખેલી બે દવાઓ એવી છે કે જે એક બીજા સાથે મળવાથી ઝેર બની જાય છે. ડૉક્ટર હુરેન્દ્ર જેને અંદરની વાત કંઇપણ માલુમ નહોતી, તેમણે વધારામાં એમ પણ કહ્યું હતું કે "આને લીધેજ ડૉક્ટર લોકો પોતાના ઘરની દવા નથી કરતા."

તરલા બોલી-"વ્યવસ્થા પત્ર તો ફક્ત રમુજને માટેજ લખાવ્યું હતું. જો તે પ્રમાણે દવા લાવ્યા હોત, તો આજે ભારી દુર્ઘટના થઇ ગઇ હોત."

"હુરેન્દ્ર ડૉક્ટર કહેતા હતા કે એ વ્યવસ્થા પત્ર એમની પાસે મોકલી દો, તે વાંચીને સુધારી આપશે" એટલું કહીને યોગેન્દ્ર જોરથી હસવા લાગ્યો.

"તે વ્યવસ્થા પત્ર ક્યાં છે ?"

"મારી પાસે છે."

"તે મને આપો જરા."

"કેમ એની પર ફરીથી મીઠું મરચું લગાવવું છે ?"

"નહિ મીઠું મરચું નથી લગાવવું, અત્યાર સુધી તો ડૉક્ટર ફક્ત જાળમાં ફસાયાજ હતા, પણ હવે તો તેને અહીં ખેંચી પણ લાવીશ."

યોગેન્દ્રના જવા પછી સરલાને તરલાએ કહ્યું: "સરલા, ડૉક્ટર સાહેબની ખાતરદારીનો સઘળો સામાન તૈયાર કરી રાખ. તે હમણાં આવનાર છે."

"કોણ જાણે ફરી હવે કેવી એક જાળ રચના માંડી હશે ? "

સ્નેહ ભરી નજરથી નાની બ્હેનની સામું જોઇ તરલા બોલી ! નહિ, નવી જાળ નથી રચવી, જે જાળ રચી છે, તેનોજ ફેંસલો કરવો છે."

આગ્રહ પૂર્વક સરલાએ પૂછ્યું " શું કરવાના છો ? જરા સાંભળું તો ખરી."

" જા અહીંથી, હમણાં કંઇ બતાવતી નથી " તરલાએ ફરમાવ્યું.

રાતના દશ વાગી ગયા છે, ડાક્ટર સુશીલ કુમાર ઓરડામાં આરામ ખુરશી પર પડ્યા હતા. તેમનું મન ચિન્તા મગ્ન છે, સરલાના દુર્વ્યવહાર પર ક્રોધની સાથે વિસ્મયતા પણ ઉત્પન્ન થઇ રહીછે; તે સ્નેહમયી, લજ્જાશીલ સરલા આજે આવી રીતે મને અપમાનિત કેવી રીતે કરી શકી ! શાપ વચન અને મંત્રથી પતિની અનુરાગિની સરલા દશ પંદર દિવસમાંજ શું પિશાચિણી થઇ ગઇ!

(મિત્રમંડળમાં) પત્રોના અધિપતિઓ, કે જેઓ સર્વ પ્રકારનાં પુસ્તકો માટે અભિપ્રાય પળ વારમાં આપી શકે એવા ચાલાક હોય છે, તેમણે પોતપોતાના પત્રોમાં એમના પુસ્તકની સમાલોચના બીજા શબ્દોમાં કહીએ તો ઓનરરી એડવર્ટાઇઝમેન્ટ (Honourary advertisement-ખોદાબખશ જાહેર ખબર) આભારનાં ઉભરા તથા વખાણનાં વધીલા સાથે પ્રકટ કરી હતી.

(૨)

પ્રિય વાંચક ! આ રસ સંપન્ન નવલ કથાનો આસ્વાદ લેવા તમે અધીરા બન્યા હશો, માટે મારી કથા આગળ ચલાવ્યા પહેલાં મારે, તેનો સ્વાદ તમને ચખાડવો એ મારી ફરજ સમજું છું. આ નવલકથામાં તેમણે વૃદ્ધ વિવાહથી થતી દુર્ગતિ અતિશય અસરકારક બાનીમાં દર્શાવી હતી.

સુંદર નામની એક બાળાના લગ્ન સુંદરલાલ નામના ૬૦ વર્ષના રમણાનંદપ્રિય મનુષ્ય સાથે કરાવ્યાં હતાં. નવવધુ સુંદરના આગમનથી સુંદરલાલના ઘરમાં થતા ઉત્પાતો તથા તેની બાનો ખરાબીનો ચિતાર વાંચી વાંચક હૃદયને અવશ્ય રોમાંચ અનુભવવો પડતો. સુંદરના સુંદરપણાથી સુંદરલાલ ચીથરેહાલ ઘરબાર, કુટુંબ મિત્ર વિનો રખડતા અંતમાં દૃષ્ટિગોચર થાય છે. લેખક અંતે પોતે તેને દિલાસો આપે છે. "

" આજ કાલ ભણેલા ગણેલા લોકો વૃદ્ધોના વિવાહ સાંભળી હસે છે. જો કોઇ વૃદ્ધને પરણવાની વાતચિત કરતો સાંભળે તો તેના તરફ તિરસ્કારની નજરે જુએ છે. જે નાતિમાં વૃદ્ધ વિવાહનો રિવાજ હોયછે, તે લોકો અશિક્ષિત સમાજમાં ગણાય છે. વૃદ્ધોએ તો એ અવસ્થામાં કેવળ રામ રામજ કરવું જોઇએ. જુવાનોનું જીવન ગાડું ચલાવવામાં ટેકો આપતી વખતેજ માત્ર આવી બાબતોમાં લક્ષ આપવા વૃદ્ધોને પરમેશ્વરે પરવાનગી આપી છે, જો વૃદ્ધોએ જાણી બુઝીનેજ કુવામાં કૂદી સફળ પ્રાપ્ત કરવું હોય, તોજ તેઓએ લગ્ન કરવાં."

(૩)

પ્રિયવદનની ઉમર હાલમાં તેની છેલ્લી નવલકથાના નાયક મિ. (સ્વ.) સુંદરલાલની સમાનજ હતી. ધીરે ધીરે તેમણે ઘડપણ સાથે સંપ જમાવવા માંડયો હતો. અને જુવાની સાથે મહાભારત યુદ્ધ જગાવ્યું હતું. પ્રભુ કૃપાથી પૈસે ટકે, પરિવાર વગેરે સર્વ રીતે સુખી હતા, પૌત્રને ત્યાં હમણાંજ એક પુત્ર રત્નની પ્રાપ્તિ થઇ હતી, અને સંભવ હતો કે થોડા સમયમાંજ પ્રપૌત્રને ત્યાં પણ પુત્ર થાત.

(૪)

પ્રિય વદન પ્રપૌત્રના દર્શન કરી હિંદુ શાસ્ત્ર પ્રમાણે સ્વર્ગમાં સ્થાન મેળવવા માટે આમ લાયકાત ધરાવતા થયા હતાં. એ સમયમાંજ એક ૧૬-૧૭ વર્ષની કન્યા સાથે પોતે અનુભવે લગ્ન કર્યું. આ નવા લગ્નનું નામ સાંભળી વાંચક આશ્ચર્ય પામશો. આ એનો નિર્ણય કથાના પ્રવાહમાં એની મેળેજ થશે. લગ્ન થયા ત્યારે લોકો કહેતા કે "જેના ઘરમાં ધનની કમી નથી, પરિવારનું સારું સુખ છે; રાજદરબારમાં તથા પ્રજામાં સારું સન્માન છે, પોતાના પુસ્તકોથી જેને વરસે દહાડે સારી આમદાની છે, તેને ઘરડે ઘડપણું આ શું સુઝયું?" લોકોમાં પ્રિય વદનની જ્યાં ત્યાં વાતો ચાલવા લાગી, સુધરેલો વર્ગ તો તેનો તિરસ્કાર કરતો હતો, પણ અણસુધરેલા વર્ગના લોક જેને ભણેલા તરફથી "અશિક્ષિત સમાજ"ની પદવી બક્ષવામાં

આની હતી, તે પણ તેને બમણા જોરથી નિન્દવા લાગ્યા. બાળ, યુવાન, વૃદ્ધ વગેરે સર્વ સ્ત્રી પુરુષ આ વાતમાં ઉત્સાહથી ભાગ લેતા હતા.

(૫)

આ ઉહાપોહના સમયમાંજ એક ટીખળી યુવકે મજાક સાહસ કર્યું. પરિણીત વૃદ્ધ પ્રિય વદન પાસે જઇ તેણે પૂછ્યું. "આપ વૃદ્ધ થયા છો, આપના અંગ-પ્રત્યંગ શિથિલ થયા છે. આપની લખેલી નવલકથા વાંચવાથી તો માલુમ પડે છે કે આપ વૃદ્ધ વિવાહના વિરોધી છો. તો શું આપે વ્યવહારથી આપના લેખનું ખંડન કર્યું છે?

પ્રિય વદને ગંભીર ચહેરે જવાબ આપ્યો, "હે સૌમ્ય! તું મારા ઉદ્દેશને સમજી શક્યો નથી. આજ સુધીમાં મેં જે જે નવલકથા તથા નાટકો લખ્યાં છે, તે સર્વ કલ્પના મૂલક છે. ઘડપણમાં વિવાહ કરી નવવધુના પ્રેમમાં ફસતાં કુટુંબીઓ સાથે શી રીતે કલેશનું કારણ ઉત્પન્ન થાય છે, પુત્રપુત્રી ધનની લાલસાથી વૃદ્ધની કેવી રીતે દુર્ગતિ કરે છે, દુષ્ટ લોકો નવ વિવાહિતા સ્ત્રીને કેવી રીતે ફસાવે છે, એને વ્યભિચારનો માર્ગ બતાવે છે, અને સાથે વૃદ્ધ પતિના પ્રાણ લેવાના ઉપાય પણ સુઝાડે છે, વગેરે ભાવોનો સંગ્રહ કરી મેં નવલકથા લખી છે. એ સર્વ મારા મગજની વિચારમાળાનું ફળ હતું. પરંતુ સંસારમાં ખરેખર એમ બને છે કે નહિ, એનો આજ સુધીમાં મને અનુભવ નથી. હવે હું લગ્ન કરી એ ભાવોને ચરિત્રમાં મૂકવા ચાહું છું, અને વૃદ્ધ મનુષ્ય નવ વધૂને સંતુષ્ટ કરવા ઉપરાંત સાથે કુટુંબના માણસો પણ સંતુષ્ટ રહી શકે કે નહિ. તેમજ હું દુષ્ટોનું દમન કરી શકું કે નહિ, એ યત્ન કરી જોવા માગું છું.

મારે મહેનત કરી મારી કલ્પનાની ભૂલ જોવી છે. જો હું કૃતાર્થ થઇશ, તો કલ્પના તે કેવલ કલ્પનાજ ઠરશે. અને પ્રત્યક્ષ બલવાન્ થશે, જો કલ્પના પ્રમાણે મારે પણ દુઃખ ભોગવવું પડશે, તો કલ્પનાની સિદ્ધિ થશે, અને પ્રત્યક્ષ અસંભવિતજ રહેશે. આ વિવાહનું જે પરિણામ આવશે, તે આજ પછીના પુસ્તકોમાં હું આલેખીશ.

(૬)

પ્રિય વાચક! મને (અને તમને પણ) પ્રિયવદનનો હેતુ સુંદર જણાય છે. પોતે પરીક્ષા કરી ફળાફળ જોવાની અભિલાષા પ્રશંસાપાત્ર છે. ડૉક્ટર હાનિમાને પણ એવીજ રીતે પોતાના ઓસડોની પરીક્ષા પોતાના ઉપરજ કીધી હતી, વિદ્વાન્ પુરુષોના ચરિત્રોની ખુબી મહત્ છે. આજ સુધી થતા વૃદ્ધ વિવાહના ઉપહાસને આજથી તિલાંજલિ મળી સમજો. ઘડપણે લગ્ન કરનાર સર્વેને એક સુંદર બચાવ આપણા આ લેખક જીવન ગુજારનારાવકીલે શોધી આપ્યો. લેખકોને જમાનામાં વધારે માન મળે છે, તેનું પણ એક કારણ આથી સહજ સમજાશે. આ લગ્નને આપણા કથા નાયક "અનુભવ-લગ્ન" કહે છે. પ્રિય વાચક સ્નેહ લગ્ન અને દેહ લગ્ન શબ્દ તો તમે વારંવાર સાંભળ્યા છે. કેવળ સ્નેહને લીધે આકર્ષાયલા સ્ત્રી-પુરુષોનું સહમીલન તે સ્નેહ લગ્ન, અને સંસારનું ગાડીરૂં ગાડું ખેંચવા સ્ત્રી-પુરુષની જો જોડમેળ, એ હેતુથી બે દેહનું જોડાણ તે દેહ લગ્ન. પરંતુ આ નવા લગ્ન તો "અનુભવ લગ્ન" અર્થાત્ કોઇપણ પ્રકારનો અનુભવ લેવા માટે થયલાં લગ્ન છે. વૃદ્ધ વિવાહનો અનુભવ લેવા પ્રિયવદને લગ્ન કર્યા છે અને આપણે આગળ ઉપર જોઇશું કે એના અનુભવનું શું પરિણામ આવે છે!

શારદા વિહાર સુરત] ભીખુભાઈ દાજીભાઈ દેસાઈ.

## -વિવિધ વિષય.-

### સર્વથી જુનું સમાચાર-પત્ર.

દુનીઆમાં સૌથી જુનામાં જૂનું સમાચાર પત્ર ચીનનું છે. જેને "કિન-પો" અથવા રાજધાનીની ખબરો આપવાવાળું પત્ર કહે છે. વિદેશીઓ એને પેકીન ગેઝેટ (Pekin Gazette). કહે છે. આ પત્ર એક હજારથી પણ વધારે વર્ષોથી પ્રકટ થાય છે. જેનો ઉદ્દેશ ચીન સરકારનો રાજ્ય હેવાલ સમયસર પ્રજાને સંભળાવવો, એ છે. એની વ્યવસ્થા યુદ્ધ વિભાગની એક કમિટિ દ્વારા થાય છે. ચીનના બાદશાહને એ કમિટિના પ્રમુખનું કામ કરવું પડે છે. અર્થાત્ બાદશાહ જાતે આ પત્રના પ્રધાન તંત્રી છે. જુદાં જુદા પ્રાંતોની ખબર લાવવા માટે દરેક પ્રાંત દીઠ રિપોર્ટરો રાખવામાં આવ્યા છે. પ્રત્યેક જીલ્લાના ચીફ મેજીસ્ટ્રેટ પોતાના જીલ્લાની ખબર લખી બંધ કરી પાકીટ રિપોર્ટરને આપે છે, અને રિપોર્ટરને ગામ બહાર સુધી વિદાય કરી છ તોપનું માન આપે છે. જ્યારે આ રિપોર્ટર પેકીનમાં "કીન-પો" કાર્યાલયમાં પહોંચે છે, ત્યારે તે પાકીટ બાદશાહ પોતે જાતે ફોડે છે. અને ત્યાર બાદ કમિટિ મેળવી કઇ કઇ ખબર આપવી, તેની ચૂંટણી થાય છે, અને છપાય છે.

"કીન પો" પત્રના દરેક અંકમાં પીળા રંગના પાતળા છાપેલા દશ-બાર પાનાં હોય છે, એ પત્ર દેખાવ તથા છપાઇમાં સુંદર જણાય છે. તેમજ જેમ એ બહારથી સુંદર લાગે છે, તેમ અંદરની બાબતો પણ ઘણી ઉપયોગી હોય છે.

### ચીનાઇ ભાષા.

ચીનાઇ ભાષામાં ગુજરાતી પ્રમાણે મૂળાક્ષર નક્કી કરેલા નથી. દરેક શબ્દના જૂદાં જૂદાં ચિહ્ન અથવા આકૃતિ બનાવવામાં આવે છે. આ આકૃતિઓથીજ ઇમારત ઉભી કરવામાં આવે છે. છાપખાનામાં શબ્દ ચિહ્નો (Word-Symvolo.) થીજ કામ લેવામાં આવે છે. ચીનાઇ ભાષામાં એવાં ૨૧૪ ચિહ્નો છે, એમાં ફેરફાર કરવાથી હજારો નવા શબ્દ બની શકે છે.

### કયસરનો ખજાનો.

આજ પીસ્તાળીશ વર્ષ પહેલાં ફ્રાન્સ-જર્મની વચ્ચે યુદ્ધ થયું હતું. તેમાં ફ્રાન્સ અતિશય પરાજીત થયું હતું, તે કારણથી ફ્રાન્સને કંઇ મૂલક સાથે લાખો રૂપિયા જર્મનીને આપવાં પડ્યા હતા. એમાંથી નવ કરોડ રૂપિયાની ગીનીઓ કયસરે એક જગ્યાએ અલગ રાખી મૂકી હતી. કારણકે જર્મનીની અંદર વધારવાને તેના મંત્રીમંડળે કોઇ દિવસ જાય કર યુદ્ધ કરવાનો નિશ્ચય કરી રાખ્યો હતો. વાત એમ હતી કે યુદ્ધનો ખર્ચ યુદ્ધમાંજ થવો જોઇએ.

જે દિવસને માટે એ રૂપિયા જૂદા રાખવામાં આવ્યા હતા: તે સમય હાલ ચાલુ છે. વચ્ચે કયસરને ઘણીએવાર પૈસાની જરૂર પડી હતી, ત્યારે તેણે આ અનામત રકમમાંથી નાણાં ન ઉપાડતાં ઉધાર ઉપાડ્યાં હતાં, અને એ રકમમાં તો દરવર્ષે નિયમિત વધારો કરવામાં આવતો હતો. ધીરે ધીરે એ રકમ નવથી વધીને છત્રીશ કરોડની થઇ. વર્ષમાં બે વખત કયસર પોતાની આંખે એ રકમ જોતા અને તોળાવતો. તેના ત્રાજવાં પણ એવાં કરાવ્યાં હતાં કે થોડીજ વારમાં તે તોળી શકાતું. આ ખજાનાને સાચવવા સખ્ત પહેરો રાખવામાં આવતો હતો. જમીનની અંદર એ દ્રવ્ય એવી રીતે રાખ્યું હતું, કે જરૂર પડતાં પાસેની નદીનું પાણી એમાં ભરી દ્રવ્ય ડુબાડી દઇ શકાતું હતું.

પીસ્તાળીશ વર્ષ બાદ એ ખજાનાની આજે જર્મનીને જરૂર પડી છે. જે યુદ્ધમાં જર્મની હાલ ફસ્યું છે, તે યુદ્ધમાં આ ખજાનો બીન છુટકે ખોલવો પડયો છે. આ ખજાનામાંથી નીકળેલી ગીનીઓ નોર્વે, સ્વિડન, ડેનમાર્ક, મારફતે લંડન આવી. લંડનની બેંક આવ્ ઇંગ્લંડના અધિકારીઓએ એને ઓળખ્યા કે એ ઇંગ્લંડની ગીનીઓ છે. આ ગીનીઓ જે થેલીઓમાં ભરાઇને ઇંગ્લંડમાં આવી છે, તે થેલીમાંની ઘણીએકપર બેંક આવ ઇંગ્લંડની જૂની ચીઠ્ઠીઓ છે. અને જર્મનીને આપવા માટે ફ્રાન્સે ઇંગ્લંડ પાસે ગીનીઓ લીધી હતી, તેથી તે પર બેંક આવ્ ઇંગ્લંડની મ્હોર પણ છે. આથી જણાય છે કે દ્રવ્યની કમીને લીધે કેઇસરને આ ખજાનો નિરૂપાયે ખોલવો પડ્યો છે.

"૨"ની દુર્ગતિ.

એક વિદ્યા રસિક ઇતિહાસના અગાધ મહાસાગરમાં ખૂબ ગોથાં ખાઇ એવી શોધ કરી છે કે એકજ વંશમાં, એકજ નામના બે રાજાઓ હોય, તેમાંના બીજાને દુર્ગતિમાં સપડાવું પડે છે. હાલના જર્મન સમ્રાટનું નામ વિલિયમ બીજો છે તે કારણથી એને અંતે મહાન્ વિપત્તિમાં સપડાવું પડશે. એવાં પ્રમાણ ઇતિહાસમાં મોજુદ છે કે જેમાંના ઘણાં અપકીર્તિને પાત્ર થયેલાં છે, તથા અતિદુઃખમાં પોતાના પ્રાણ ખોયાં છે.

| ઇંગ્લંડ. | જેમ્સ. ૨. પદભ્રષ્ટ કરવામાં આવ્યો. |
|---|---|
| એથલ્ રેડ. ૨. દુર્બળ તથા અભાગી. | જ્યોર્જ. ૨. એકાએક મરણ પામ્યો. |
| એડમંડ. ૨. ગળું કપાઇને મરણ પામ્યો. | ફ્રાન્સ. |
| વિલિયમ. ૨. બાણથી માર્યો ગયો. | ફિલિપ. ૨. આખું જીવન દુઃખમાં ગાળ્યું. |
| હેનરી. ૨. દુઃખથી મરી ગયો. | ચાર્લ્સ. ૨. ઝેર આપીને મારી નાંખ્યો. |
| એડવર્ડ. ૨. ગળું કપાઇ મરણ પામ્યો. | ફ્રાન્સિસ. ૨. શાન્તિથી રાજ્ય કરી શક્યો નહિ |
| રિચર્ડ. ૨. " " | હેનરી. ૨. ખેલમાં મરણ પામ્યો. |
| ચાર્લ્સ. ૨. કમનશીબે દુર્ગતિ થઇ. | નેપોલિયન. ૨. પદભ્રષ્ટ કરવામાં આવ્યો. |

જર્મની.

ફ્રેડિક. ૨. જાતિ બહાર થયો, પુત્રજ શત્રુ બન્યો, અને યુદ્ધમાં મરણ પામ્યો.
ફ્રેડિકવિલિયમ. ૨. ફ્રાન્સથી હારી આલ્સાસ અને લોરેન પ્રાન્ત ગુમાવ્યા.
ફ્રાન્સિસ. ૨. વારંવાર ફ્રાન્સ સાથે લડતાં હાર ખાધી. પણ જર્મનીના સિંહાસનથી ઉતરી આસ્ટ્રિયાના સિંહાસન ઉપર બેસતાં ભાગ્ય ચમક્યું હતું.

વર્તમાન વિલિયમ ૨. (શું થશે તે પ્રભુ જાણે ?)

બીજા દેશો.

સ્કોટ લેન્ડનો જેમ્સ. ૨. તોપ ફાટવાથી મરણ પામ્યો.
સ્પેનનો ફિલિપ. ૨. ઇંગ્લંડની રાણી "ખુની મેરી" સાથે વિવાહ કરવો પડ્યો.
પોલંડનો ઓગસ્ટસ. ૨. પદભ્રષ્ટ કરવામાં આવ્યો.
પોલંડનો આગસ્ટસ. ૨. સ્વીડનના ચાર્લ્સ ૧૨ માએ હરાવી પદભ્રષ્ટ કર્યો.
આસ્ટ્રિયાનો આલબર્ટ ૨. એનું બીજું નામ "રાજ્યાભિષેક રહિત રાજા"—એથી એનું અનુમાન કરી લો.
દિલ્હીનો અકબર. ૨. માત્ર નામનોજ રાજા.

જો ઇતિહાસ, મહાસાગરમાં હજીએ વધારે ઉંડા ઉતરવામાં આવે, તો આથી પણ વધારે બીજાં ઉદાહરણો મળી આવે.

**પાણી વિના જીવણાં પ્રાણી.**

પાણી સર્વ પ્રાણીઓનું જીવન મૂળ છે. પણ જગતમાં કેટલાંક એવાં પણ પ્રાણીઓ છે, કે જેઓ પાણી વિના જીવે છે. મધ્ય એશિયાના દેડકાઓ માત્ર લીલું ઘાસ ખાઇ "૫૦" અથવા એથી વધારે દિવસ સુધી પાણી વિના રહી શકે છે.

અમેરિકાના સંયુકત રાજ્યમાં નેશનલ ફોરેસ્ટ નામના જંગલમાં ચાયુટાહના રણમાં એવા દેડકાઓ જોવામાં આવે છે, કે જે જાત સાડાચાર મહિના સુધી પાણી વિના જીવી શકે છે.

ન્યુ મેકિસકોના અમેરિકન સહરા નામક રણમાં સૂઅર થાય છે. જે પ્રદેશમાં વર્ષમાં માત્ર નામનોજ વરસાદ વરસે છે. એથી આ જાનવરો કંદ અથવા એક પ્રકારના ઝાડના રસદાર પાંદડાંઓ ચાવી પોતાની તૃષા છીપાવે છે. આમ છતાં પણ એની સંખ્યા ઘણી વધે છે.

પાસિફિક મહાસાગરના પિટકેર્નબેટની લગભગ ૧૨૦ માઇલ દક્ષિણે એટલ નામનો બેટ છે. જ્યાં માણસ જાતની વસ્તી નથી. ત્યાં કેટલાક એવાં પ્રાણી જોવામાં આવે છે કે તેઓ પાણી વિના જીવે છે. એ બેટના છ માઇલના વિસ્તારમાં ઝાડ, પાંદડાં, કે પાણીનું બીજું કાંઇ પણ સાધન નથી.

કિન્તુ સર્વથી વિચિત્ર તો કોથળીવાળા ઉંદર છે, તે આ રણમાં થાય છે. એ ઉંદરોના ગાલની બાજૂએ એક કોથળી હોય છે, તેમાં ખાવાની ચીજ તે રાખી લે છે, અને ભૂખ લાગતાં બહાર કાઢી ખાય છે. પાણી પીવાની એને કદી ઇચ્છા પણ થતી નથી. કેટલેક ઠેકાણે એ ઉંદરોને કેવળ સુકું અનાજ ખવાડી પાણી પાયા વિના રાખવાના પ્રયોગ કરવામાં આવ્યા છે; આ મુદતમાં એને કોઇ પણ લીલી ચીજ કે પાણીનું ટીપું આપવામાં આવ્યું નહતું. છતાં પણ તેને કોઇ પણ જાતની ન્યૂનતા જણાતી નહતી. મુદત આખરે તેને તોળતાં તેનું વજન કૈં વધેલું માલમ પડયું.

**પાણીમાં ચાલવું.**

કલીવેલણના એક વિશ્વવિદ્યાલયના વિજ્ઞાન શાસ્ત્રના અધ્યાપક મિ. ફ્રાયરવેડન વાચે પાણીમાં ચાલવાનો અભ્યાસ કર્યો છે. તે બન્ને હાથ ઉંચે રાખી શરીરનો ભાર એવા કેન્દ્રમાં રાખે છે કે જેથી જમીનની માફક પાણી ઉપરે પણ ચાલી શકે છે. એઓ કહે છે કે જીવતાં માણસનું શરીર પાણીથી હલકું છે. પરન્તુ માણસ પોતાનું કેન્દ્ર પાણી ઉપર ન રાખી શકવાથી ડૂબી જાય છે. માટે જો પ્રત્યેક મનુષ્ય મારી માફક અભ્યાસ કરે તો અનાયાસે પણ પાણીમાં ચાલવાની શક્તિ મેળવી શકે છે. આ પ્રમાણે જો દરેક માણસ પાણીમાં ચાલવાનો મહાવરો કરી ચાલતાં શિખી જાય, તો પછી હોડી-વહાણ વગેરેની જરૂર અસમર્થ અને મોટા માણસોને માટેજ રહે!

**યુદ્ધ સંબંધી કેટલીક ગપસપ.**

ફ્રાન્સિસ એક એવી મોટી તોપ પોતાના ઉપયોગમાં લેનાર છે કે જેથી એક મિનિટમાં ૩૨૦૦ ગોળા છોડી શકાય છે.

જર્મનીને દર મહિને આ યુદ્ધમાં ૧૪૦૦૦૦૦૦૦ પાઉંડનો ખર્ચ થાય છે.

યુદ્ધના આરંભથી આજસુધી યુરોપમાં બધા મળીને ૫૦૦૦૦૦૦થી પણ વધારે માણસો માર્યા ગયા છે. ઘાયલોની સંખ્યા ૭૦૦૦૦૦૦ની બનાવવામાં આવે છે.

બંદુકો શત્રુના હાથમાં ન જાય માટે તેનો નાશ કરવામાં આવે છે, આ કામ થોડીકજ ડિનેમાઇટથી થાય છે. ડિનેમાઇટ એક જાતનો ભયંકર વિસ્ફોટક મસાલો છે. એ શિવાય બીજા ઘણા ઉપાયોથી બંદુકોનો નાશ કરી શકાય છે.

ઘણાનું અનુમાન છે કે સબમરીનો પોતાના શત્રુને જુએ છે, કે તરત હુમલા કરવાને ડુબકી મારે છે, એના કેપટનના હુકમની રાહપણ જોતી નથી; તેનો હુકમ થયા પહેલાંજ તે પોતાનું કામ કરી લે છે. પરન્તુ ખરી વાત એવી છે કે હાલની "એફ" નંબરની સબ-મરીનો પોતાનું કામ પંચ મિનિટમાં કરી લે છે. અને જુની બનાવટની સબ-મરીનોને દશ-પંદર મિનિટ લાગતી.                                        તંત્રી.



# સ્વીકાર અને સમાલોચના.

—⋙◎⋘—

**શ્રીમદ્ ભાગવત ભાષાંતર**—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી પાંચમી આવૃત્તિના પ્રકાશક રા. ઝવેરભાઇ ઉમેદભાઇ પટેલ, રીચીરોડ-અમદાવાદ પૃષ્ઠ ૧૧૨૫ (રોયલ આઠ પેજી) સચિત્ર કિંમત રૂ. ૨-૨-૦.

શ્રીમદ્ ભાગવત અષ્ટાદશ પુરાણમાંનું એક છે, અને તે શૈવ વૈષ્ણવ ઉભયનો પ્રીતિપાત્ર ગ્રંથ છે. એક સમય એવો હતો કે આ ગ્રંથની સો સો રૂપીઆ ખરચી હસ્તલિખિત પ્રત શ્રીમંતો વસાવતા, અને ચાતુર્માસમાં તેનું વાચન થતું. તેજ ગ્રંથ આજે આપણને કેવળ રૂ. ૨-૨-૦ માં છાપેલો મળે છે. આ ગ્રંથની આ પાંચમી આવૃત્તિ છે. આ આવૃત્તિમાં ચિત્રો ખાસ નવા જસતના બ્લૉક તૈયાર કરાવી છાપવામાં આવ્યા છે. આવી સસ્તી કીંમતે મળતાં આપણા શાસ્ત્રનાં અને અતિ બોધપ્રદ ગ્રંથો દરેકે પોતાની પાસે અવશ્ય રાખવા જોઇએ.

**બ્રહ્મચારિણી અથવા સમાજસેવિકા**-લેખક અને પ્રકાશક ડાહ્યાભાઇ રામચંદ મહેતા, મેનેજર, **સસ્તી વાર્તામાળા**, અમદાવાદ. કિંમત પાકા પુંઠાની રૂ. ૦-૧૨-૦, કાચાની રૂ. ૦-૮-૦

આ પુસ્તક સસ્તી વાર્તામાળાના ૪-૫-૬ પુસ્તક રૂપે પ્રકટ કરવામાં આવ્યું છે. સનાતન ધર્મપર હાલમાં અતિશય આક્ષેપો થાય છે. તેથી તેના રહસ્યનું નવલકથા રૂપે સ્ફોટન કરતું આ પુસ્તક આવકારદાયક છે 'કમલિની' નામક નવિકાને 'સમાજ સેવિકા' બનાવી તેની પાસે અખંડ બ્રહ્મચર્ય પળાવ્યું છે તે ઘડો લેવા જોગ છે. હિંદુ વિધવાને પુનર્લગ્નની શા માટે જરૂર નથી, તે પણ આ વાંચવાથી સહજ સમજાશે. આ નવલકથા મૂળ બંગાળીમાં પ્રશંસાપાત્ર છે. અને રા. ડાહ્યાભાઇ જેવા અનુવાદકે અનુવાદ કરેલી છે, જેથી વાંચકને તેમાં ક્વચિત્ પણ કંટાળો આવતો નથી.

જૈનહિતેચ્છુ-ત્રિમાસિક. પ્રકાશક રા. શકરાભાઈ મોતીલાલ શાહ. લવાજમ રૂ. ૦-૮-૦. પૃષ્ટ ૯૬.

આ ત્રિમાસિક તેના મુખ્ય લેખક રા. વડીલાલ મોતીલાલ શાહના લેખન બળથી પ્રકટ થાય છે. ટૂંકા લવાજમમાં નીડર સ્વતંત્ર વિચારો પ્રકટ કરતું ત્રિમાસિક, જેને જૈનોએ ઉમંગભેર વધાવી લેવું જોઇએ.

શહેનશાહ જહાંગીર—લેખક રા. ચીમનલાલ રતનલાલ દેસાઇ. પ્રકાશક રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા, મેનેજર સસ્તી વાર્તા માળા, અમદાવાદ પૃષ્ટ ૨૦૦ ઉપરાંત ( સુપર રૈયલ સોળપેજી ) કીમત પાકાં પૂઠાંની ૦-૯-૦ કાચાંની રૂ. ૦-૬-૦

સસ્તી વાર્તા માળાના પુસ્તક ૭-૮ તરીકે શહેનશાહ જહાંગીરનું જીવન ચરિત્ર જે જહાંગીરે જાતેજ લખેલું છે, તે અનુવાદ કરાવી રા. ડાહ્યાભાઇએ પ્રકટ કર્યું છે. આ પુસ્તક વાર્તામાળાના આજ સુધીના પુસ્તકો કરતાં જુદીજ શૈલિનું છે. નવલ કથાઓ સર્વને વાંચવી ગમે છે, પરંતુ આમાં કંઇ વાચકને જુદીજ નજર રાખવી પડે છે. શહેનશાહ જહાંગીર આ તેનું આત્મ કથન વાંચતા એક વિદ્વાન સાધુ જીવન ગાળનાર તરીકે આપણને દર્શન આપે છે. જહાંગીરની આજ્ઞાઓ ખરેખર લક્ષમાં લેવા જેવી છે. એક મુસલમાન નરેશ છતાં તે દુર્વ્યસન, અને જીવદયાનો ખરેખરો વિરોધી હતો. આમાંના ઘણાં વાક્યો હૃદયમાં કોતરી રાખવા જેવાં છે. રા. ડાહ્યાભાઇની પુસ્તક પસંદ કરવાની પદ્ધતિ પ્રશંસનીય છે. આ માળા વાર્ષિક ૧૫૦૦ પૃષ્ટના પુસ્તક વિષય સાથે કાગળ, છપાઇ, બાઇન્ડીંગ વગેરેમાં સુંદર માત્ર રૂ. ૨-૦-૦ આપે છે. જે જોતાં હરકોઇ વાચન રસિક ગ્રાહક થવા અવશ્ય વિચારેજ!

તરંગિણી—સચિત્ર હીંદી માસિક. સંપાદક શ્રીયુત વસંતરામ વ્યાસ બનારસ પૃષ્ટ સંખ્યા ( સુપર રૈયલ ) ૬૪, લવાજમ રૂ. ૩-૦-૦.

આ એક નવું હિંદી માસિક કાશીથી પ્રગટ થવા માંડ્યું છે. પ્રથમ બે અંકના વિષયો જોતાં તે હિન્દી સાહિત્યની સારી સેવા બજાવશે એમ લાગે છે. પ્રથમ અંકમાં બે ગુજરાતી લેખકો પણ દર્શન આપે છે. પહેલા અંકમાં જગતમાં મનુષ્યનો જન્મ, વટ. સાવત્રીની કથા, ભામિની વિલાસાદિ કાવ્યો તથા માનુષ જીવન સાફલ્ય, સ્વર્ગ વિચ્યુતિ આદિ ગદ્ય લેખો વાચકોને પ્રીતિ પાત્ર નીવડે એવા છે. સંપાદક તદન નિસ્વાર્થે હિંદી સાહિત્યની સેવા બજાવવા માગે છે, અને તે ઉત્સાહને લઇનેજ આ અંકો સારા સ્વરૂપમાં આપણને દર્શન આપે છે. તો વાચકોએ પણ એમના ઉત્સાહને ઉત્તેજિત કરવો અવશ્ય ઘટે છે.

ચિત્રમય જગત્-સચિત્ર ગુજરાતી માસિક. સંપાદક રા. રા. તુળજાશંકર ગૌરીશંકર યાજ્ઞિક. સદાશિવ પેઠ-પુના. વાર્ષિક લવાજમ રૂ. ૫-૮-૦ (આર્ટપેપર) અને ૩-૮-૦ (ગ્લેઝડ)

ગુજરાતી ભાષામાં ઈલસ્ટ્રેટેડ જરનલની પદ્ધતિ પ્રમાણે આ માસિક પ્રકટ થવા માંડ્યું છે. ચિત્રમયજગત્ આજ સુધી મરાઠી અને હીંદીમાં પ્રકટ થતું હતું, અને તે તે ભાષામાં લોકપ્રિય થઇ પડ્યું હતું. હાલમાં પુના જેવા તદન મરાઠી ભાષાના સ્થળમાં ગુજરાતી મુદ્રણાલય કાઢી આ સાહસ આરંભ્યું છે. લડાઇના સામયિક ચિત્રો, તથા બીજા ઉપયોગી ચિત્રો લડાઇને લગતા તથા બીજા ધાર્મિક, શારીરિક, ઉદ્યોગ હુન્નરને લગતા લેખો જોતાં આ માસિક ગુજરાતીમાં

અવશ્ય માન પામવા લાયક છે. સંખ્યાબંધ ચિત્રોના બ્લૉકો તૈયાર કરવા, તથા સારી છપાઇ વિષે વિચાર કરીએ, તો લવાજમ લેશ પણ વધારે જણાશે નહિ.

**શ્રી શંકરાચાર્યના અષ્ટાદશ રત્નો—લેખક શ્રીમાન્ નથુરામ શર્મા.** પ્રકાશક રા. રા. મણિલાલ મગનલાલ ત્રિવેદી, રાયપુર-અમદાવાદ પૃષ્ટ ૭૨×૭૪૭ ( રોયલ ૧૬ પેજી) કિંમત રૂ. ૧-૮-૦

શ્રી શંકરાચાર્યના અષ્ટાદશ રત્નો પર ગુજરાતીમાં ભાવાર્થ દીપિકા નામની ટીકા કરી આરંભમાં શ્રી શંકર ભગવાનના સંક્ષિપ્ત જીવન સાથે આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. શ્રી શંકર ભગવાનની પ્રસાદીનો આપણે આપણી ભાષામાં સરળ રીતે રસાસ્વાદ લેવા ભાગ્યશાળી થયા છીએ, તે માટે શ્રીયુત્ મણિલાલનો આભાર માનવાનો છે. તેઓ સનાતન ધર્મના સિદ્ધાંતોનું રક્ષણ કરનારા પુસ્તકો પ્રકટ કરી ગુર્જર સાહિત્યની નિઃસ્વાર્થ સેવા કરે છે.

આ પુસ્તકમાં આપેલા અઢાર રત્નોમાંના એક ' ચર્પટ પંજરિકા સ્તોત્ર ' નું ગુજરાતી ભાષાંતર આ પત્રમાં અમે એક વાર કવિતામાં સરલ ભાષાંતર પામેલું પ્રસિદ્ધ કર્યું હતું, તે વિના આમાં બીજાં સત્તર છે. જીવનનું શ્રેય ઇચ્છનારે આવાં પુસ્તકો ખાસ સંગ્રહવાજ જોઇએ. આમાંના ઘણાં રત્નો મુમુક્ષો પાઠ કરી નિત્ય તેનું મનન કરે છે. વળી આ પુસ્તક તેનાં પૃષ્ટ વગેરે જોતાં વાચકને તદ્દન સસ્તું જણાશે.

**ચેતન કર્મ ચરિત્ર—લેખક** રા. જીવનલાલ કસનદાસ કાપડીઆ. પ્રકાશક રા. રા. મૂળચંદ કસનદાસ કાપડીઆ, સંપાદક "દિગંબર જૈન" ચંદાવાડી, સુરત. પૃષ્ટ ૨૧૦ (રોયલ સોળપેજી) કિંમત રૂ. ૦-૪-૦,

ગુજરાતમાં ચાલતી બીજી સસ્તી સાહિત્યની સંસ્થાઓના ધોરણ પ્રમાણે રા. મૂળચંદ કાપડીઆએ "સસ્તી જૈન ગ્રંથમાળા" નામક સંસ્થાની યોજના ઘડી છે. તેના પહેલા મણકા તરીકે આ પુસ્તક પ્રકટ કર્યું છે. વાર્ષિક લવાજમ રૂ. ૦-૮-૦ રાખ્યું છે, જેમાં ૪૦૦ પાનાનું વાચન પૂરૂં પાડવા તેમણે નિશ્ચય કર્યો છે.

આ પુસ્તકમાં ચેતનને ચૈતન્યસિંહ નામનું પાત્ર કલ્પી તેને અનેક આપત્તિઓ પડવા છતાં પરમપદ મળે છે, ત્યાં સુધીનું બ્યાન છે. જૈનમતના ગહન સિદ્ધાંતો ઘરગથ્થુ ભાષામાં પ્રબોધવાનો રા. કાપડીઆના પ્રયાસ જૈનોએ સપ્રેમ વધાવી લેવો જોઇએ.

અમોને નીચેના પુસ્તકો મળ્યાં છે, જેને આભાર સાથે સ્વીકારીએ છીએ, સમાલોચના યથાવકાશે.

| | | |
|---|---|---|
| ૧ | ચંદ્રાખ્યાન. | રા. સા. મધુવચરામ બળવંતરામ હોરા. |
| ૨ | કારક મીમાંસા. | રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી. |
| ૩ | ૐકાર બ્રહ્મ-ઉપાસના અને મૂર્તિપૂજા | શ્રી પ. પ. શ્રીમત્પૂર્ણાનંદ સ્વરૂપ મહારાજ. |
| ૪ | ઉમાજી નાયક | રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. |
| ૫ | વિવેકાનંદ, એમના સદુપદેશ ભા. ૨ | સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. |
| ૬ | જ્ઞાનોદય. | શ્રીમન્મુકુન્દાનન્દ સરસ્વતી. |
| ૭ | અક્ષય પ્રકાશ. | કવિ વાઘજી છત્રસિંહ શર્મા. |

એ સિવાય બરવાળા બંધુ મંડળનો રિપોર્ટ, નડિયાદ અનાથાશ્રમનો રિપોર્ટ, સુરત બાળાશ્રમની ઉઘરાણીની પહોંચ, સુરતમાં જયંતિ મહોત્સવ વગેરે અમને મળી ચૂક્યાં છે.

તંત્રી.



જૈનહિતેચ્છુ-ત્રિમાસિક. પ્રકાશક રા. શકરાભાઇ મોતીલાલ શાહ. લવાજમ રૂ. ૦-૮-૦, પૃષ્ઠ ૬૬.

આ ત્રિમાસિક તેના મુખ્ય લેખક રા. વ ડીલાલ મોતીલાલ શાહના લેખન બળથી પ્રકટ થાય છે. ટૂંકા લવાજમમાં નીડર સ્વતંત્ર વિચારો પ્રકટ કરતું ત્રિમાસિક, જેને જૈનોએ ઉમંગ ભેર વધાવી લેવું જોઇએ.

શહેનશાહ જહાંગીર—લેખક રા. ચીમનલાલ રતનલાલ દેસાઇ. પ્રકાશક રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા, મેનેજર સસ્તી વાર્તા માળા, અમદાવાદ પૃષ્ટ ૨૦૦ ઉપરાંત ( સુપર રોયલ સોળપેજી ) કીમત પાકાં પૂઠાંની ૦-૯-૦ કાચાંની રૂ. ૦-૬-૦

સસ્તી વાર્તા માળાના પુસ્તક ૭-૮ તરીકે શહેનશાહ જહાંગીરનું જીવન ચરિત્ર જે જહાંગીરે જાતેજ લખેલું છે, તે અનુવાદ કરાવી રા. ડાહ્યાભાઇએ પ્રકટ કર્યું છે. આ પુસ્તક વાર્તામાળાના આજ સુધીના પુસ્તકો કરતાં જૂદીજ શૈલિનું છે. નવલ કથાઓ સર્વને વાંચવી ગમે છે, પરંતુ આમાં કંઇ વાચકને જૂદીજ નજર રાખવી પડે છે. શહેનશાહ જહાંગીર આ તેનું આત્મ કથન વાંચતા એક વિદ્વાન સાધુ જીવન ગાળનાર તરીકે આપણને દર્શન આપે છે. જહાંગીરની આજ્ઞાઓ ખરેખર લક્ષમાં લેવા જેવી છે. **એક મુસલમાન નરેશ છતાં તે દુર્વ્યસન, અને જીવદયાનો ખરેખરો વિરોધી હતો.** આમાંના ઘણાં વાક્યો હૃદયમાં કોતરી રાખવા જેવાં છે. રા. ડાહ્યાભાઇની પુસ્તક પસંદ કરવાની પદ્ધતિ પ્રશંસનીય છે. આ માળા વાર્ષિક ૧૫૦૦ પૃષ્ઠના પુસ્તક વિષય સાથે કાગળ, છપાઇ, બાઇન્ડીંગ વગેરેમાં સુંદર માત્ર રૂા. ૨-૦-૦ આપે છે. જે જોતાં દરેકોઇ વાચન રસિક ગ્રાહક થવા અવશ્ય વિચારેજ!

તરંગિણી—સચિત્ર હીંદી માસિક. સંપાદક શ્રીયુત વસંતરામ વ્યાસ બનારસ પૃષ્ટ સંખ્યા ( સુપર રોયલ ) ૬૪, લવાજમ રૂ. ૩-૦-૦.

આ એક નવું હિંદી માસિક કાશીથી પ્રગટ થવા માંડ્યું છે. પ્રથમ બે અંકના વિષયો જોતાં તે હિન્દી સાહિત્યની સારી સેવા બજાવશે એમ લાગે છે. પ્રથમ અંકમાં બે ગુજરાતી લેખકો પણ દર્શન આપે છે. પહેલા અંકમાં જગતમાં મનુષ્યનો જન્મ, વટ. સાવત્રીની કથા, ભામિની વિલાસાદિ કાવ્યો તથા માનુષ જીવન સાફલ્ય, સ્વર્ગ વિચ્યુતિ આદિ ગદ્ય લેખો વાચકોને પ્રીતિપાત્ર નીવડે એવા છે. સંપાદક તદ્દન નિસ્વાર્થે હિંદી સાહિત્યની સેવા બજાવવા માગે છે, અને તે ઉત્સાહને લઇનેજ આ અંકો સારા સ્વરૂપમાં આપણને દર્શન આપે છે. તો વાચકોએ પણ એમના ઉત્સાહને ઉત્તેજિત કરવો અવશ્ય ઘટે છે.

ચિત્રમય જગત્-સચિત્ર ગુજરાતી માસિક. સંપાદક રા રા. તુળજાશંકર ગૌરીશંકર યાજ્ઞિક. સદાશિવ પેઠ-પુના. વાર્ષિક લવાજમ રૂ. ૫-૮-૦ (આર્ટપેપર) અને ૩-૮-૦ (ગ્લેઝડ)

ગુજરાતી ભાષામાં ઇલસ્ટ્રેટેડ જરનલની પદ્ધતિ પ્રમાણે આ માસિક પ્રકટ થવા માંડ્યું છે. ચિત્રમયજગત્ આજ સુધી મરાઠી અને હીંદીમાં પ્રકટ થતું હતું, અને તે તે ભાષામાં લોકપ્રિય થઇ પડ્યું હતું. હાલમાં પુના જેવા તદ્દન મરાઠી ભાષાના સ્થળમાં ગુજરાતી મુદ્રણાલય કાઢી આ સાહસ આરંભ્યો છે. લડાઇના સામયિક ચિત્રો, તથા બીજા ઉપયોગી ચિત્રો લડાઇને લગતા તથા બીજા ધાર્મિક, શારીરિક, ઉદ્યોગ હુન્નરને લગતા લેખો જોતાં આ માસિક ગુજરાતીમાં

૨-૦-૦ ભીખાભાઇ રણછોડજી તથા કાનજી મોરારજી મુ. વાપી
૧-૦-૦ દેસાઇ ખંડુભાઇ હરીભાઇ વાપી
૧-૦-૦ પટેલ રણછોડજી મોરાર વાઘછીપા
૧-૦-૦ પટેલ ઉકાભાઇ ખુશાલ ,,
૫-૦-૦ શેઠ હોરમસજી રૂસ્તમજી બીલીમોરા
૫-૦-૦ શેઠ મથુરાદાસ જેઠાભાઇ ,,
૩-૦-૦ શેઠ ત્રિભોવનદાસ તાપીદાસ ,,
૩-૦-૦ શા કાનદાસ હરગોવનદાસ બીલીમોરા
૨-૦-૦ શેઠ કાશીદાસ જમનાદાસ ,,
૩-૦-૦ શેઠ દાદાભાઇ બરજોરજી દાંડીવાલાના છોકરાઓ તરફથી બીલીમોરા
૧-૦-૦ એક સખી પારસી ગૃહસ્થ ,,
૫-૦-૦ શેઠ ધનજી કુંવરજી ગબ્બા ,,
૨-૦-૦ શેઠ બાપાભાઇ જવેર કંટ્રાકટર ,,
૩-૦-૦ શેઠ રૂપાજી જીવાજી ,,
૧-૦-૦ શેઠ નાનચંદ ગોવંદજી ,,
૧૦-૦-૦ શેઠ કેસરીચંદ ભાણાભાઇ ,,
૧-૮-૦ ઘાંચી કુંવરજી દયાળ ,,
૫-૦-૦ શેઠ સોરાબજી શાપુરજી ,,
૨-૦-૦ શેઠ રતનજી જમશેદજી ,,
૧૫-૦-૦ શેઠ મંચેરજી અને રતનજી શાપુરજી દાદા બીલીમોરા
૧-૦-૦ શેઠ રસુલભાઇ તૈયબઅલી ,,
૧-૦-૦ શેઠ કસનદાસ લક્ષ્મીદાસ ,,
૧-૦-૦ મહેતા રેવાશંકર જીભાઇ ,,
૫-૦-૦ શેઠ પાલનજી જમશેદજી ,,
૩-૦-૦ શેઠ દીનશાહ બરજોરજી ખીસાવાળા,,
૨-૦-૦ શેઠ કાવશજી હોરમશજી વાડીયા ,,
૨-૦-૦ શેઠ જીવણભાઇ પ્રાણજીવનદાસ ,,
૧-૦-૦ મોદી મગનલાલ કુબેરદાસ ,,
૨-૦-૦ શેઠ ધનજીશા દાદાભાઈ ,,
૧-૦-૦ શેઠ કાવશજી મંચેરજી મારફતીયા,,
૩-૦-૦ શેઠ મોટાભાઈ બરજોરજી મેંધોરા,,
૨-૮-૦ ઠાકર નારણજી ગંગારામ ,,
૧-૦-૦ શા. દેવજી માવજી ,,

૫-૦-૦ ગણેમંડીના ગાડીવાળાના પંચ તરફથી હા. નગીનદાસ પરશુદાસ સુરત
૧૦૦-૦-૦ મરહુમ અમદાવાદવાસી (સ્વામી શ્રી પૂર્ણાનંદજીએ અમદાવાદ સારંગપોર મીલનો શેર-૧ અર્પણ કરેલો તેના છમાસના વ્યાજના
૬-૦-૦ મહેરબાન એમ. એસ. અડવાણી સાહેબ ડીસ્ટ્રીક્ટ જજ સાહેબ સુરત
૧૦-૦-૦ ખુદાવંત મહેરબાન સચીનના નવાબ સાહેબ બહાદુર તરફથી માસિક મદદના સચીન.
૨-૦-૦ ભાગળના તંબોળીના પંચ તરફથી હા. મનમોહનદાસ.
૨-૦-૦ પટેલ હરજીવનદાસ ફકીરચંદ વાડીફળીયા.
૧-૦-૦ શેઠ પરમાનંદદાસ સુરજરામ ગોપીપુરા અશ્વનીકુમારના ગલ્લામાં
૧-૦-૦ શેઠ ઠાકોરદાસ માણેકલાલની છોકરી લીલીના પુન્યાર્થે અશ્વનીકુમારના ગલ્લામાં મૈધરપુરા જદાખાડી.
૧-૦-૦ શા૰ ઉત્તમચંદ કલ્યાણચંદ અશ્વનીકુમારના ગલ્લામાં દીઆશેરી સુરત.
૪-૧૫-૬ વકીલ સાહેબ ભીમભાઇ હીમતરામના તરફથી તા. ૨૦-૭-૯૫ ના રોજ જમણ આપવામાં આવેલું તે દિવસના પરચુરણ ખર્ચના.
૫૧-૦-૦ મોંગલોરી નળીયાના વેપારી મહેરબાન બી. એમ. ડીસોઝા તરફથી.
૪૩-૪-૦ મહેરબાન ડીસ્ટ્રીક્ટ પોલીસ સુપ્રિટેન્ડેન્ટ સાહેબ તરફથી ઉઘરાણાના નીચેની વિગતે.

૨-૦-૦ સરદારશુત્ર મોહન બ્રધર્સ.
૩-૦-૦ શેઠ છોટાલાલ ચકુભાઇ
૧-૮-૦ શેઠ નાથુભાઇ લક્ષ્મીદાસ
૧-૦-૦ શેઠ પરસોતમ શંકર
૧-૦-૦ શેઠ ગોરાભાઇ દાવુદભાઇ
૨-૦-૦ શેઠ આત્મારામ પરસોતમ.
૨-૦-૦ શેઠ સોમનાથ બાપુજી
૧-૦-૦ શેઠ મગનલાલ અનુપરામ.
૧-૦-૦ શેઠ મણીલાલ છોટાલાલ
૧-૦-૦ શેઠ રતીલાલ લલ્લુભાઇ
૧-૦-૦ શેઠ કાળીદાસ હરીભાઇ
૧-૪-૦ શેઠ કુબેરભાઇ બાજીભાઇ
૧-૦-૦ શેઠ સોમા પાંભુ
૧-૦-૦ શેઠ મોતીલાલ છોટાલાલ
૨-૦-૦ શેઠ ફકીરચંદ કેશવજી.
૨-૦-૦ શેઠ જમાલ હાસમ
૧૦-૦-૦ દલાલોના પંચ તરફથી
૨-૦-૦ દલાલ બ્રધર્સ.
૨-૦-૦ શેઠ ભોગીલાલ કીરપારામ.
૨-૦-૦ શેઠ ગોવન દરગોવન
૩-૮-૦ રૂપીઆ એકથી ઓછી રકમનું ટોટલ.

---

૪૩-૪-૦

૩-૦-૦ દેશાઇ કસનજી પરાગજી મુ. સાલેજ, વાયા અમલસાડ.
૮-૦-૦ શેઠ મંછારામ સીવલાલ ખાંડવાળા વરસગાંઠની ખુશાલીમાં.
૩-૦-૦ શેઠ જમનાદાસ ઘેલાભાઇ નવસારી
૨-૦-૦ વૈદરાજ જદુરામ લક્ષ્મીરામ નવસારી.
૧-૦-૦ સોની છબીલદાસ પ્રેમાનંદ ગોલવાડગેટ નવસારી

૨-૦-૦ સોની જમનાદાસ પ્રેમાનંદ „ „
૨-૦-૦ શેઠ બેરામજી દાદાભાઇ દવાખાના „
૧-૦-૦ શેઠ ડાહ્યાભાઇ ગોકળદાસ પારેખ કુળીયા „
૧-૮-૦ સોની ગણપતરામ મગન દક્ષરૂચી „
૨-૦-૦ રા. રા કલ્યાણજી શંકરજી દેશાઇ અવલકારકુન સાહેબ જલાલપોર
૨-૦-૦ રા. રા. ખંડુભાઇ વલભરામ સબ રજીસ્ટર સાહેબ જલાલપુર
૨-૦-૦ રા. રા ગુલાબભાઇ ગોપાળજી પેનશનર „
૧-૦-૦ શેઠ રામજી ભિખાભાઇ જલાલપોર.,
૫-૦-૦ રાવસાહેબ મામલતદાર સાહેબ જલાલપોર.
૧-૦-૦ રા. રા. નરભેરામ દીનાનાથ ફોજદાર સાહેબ „
૧-૦-૦ રા. રા. નીછાભાઇ રણછોડભાઇ તલાટી કાલીયાવાડીવાળા જલાલપોર
૧-૦-૦ રા. રા. રણછોડભાઇ ખુશાલભાઇ તાલુકા સ્કૂલ માસ્તર. „
૧-૦-૦ શેઠ જીવણભાઇ ગોવિંદજી બજારમાં જલાલપોર
૧-૦-૦ શેઠ દુલભભાઇ હરીભાઇ બોદાલી નવાફળીયા.
૫-૦-૦ વૈદરાજ ફકીરભાઇ કૃષ્ણારામ બજારમાં જલાલપોર.
૨-૦-૦ રા. રૂદરજી હરીભાઇ બજાર જલાલપુર.
૧-૦-૦ શેઠ હાજીસલેમાન હુસેન મસીદ પાસે જલાલપોર.
૧-૦-૦ રા. ખંડુભાઇ મોરારજી માસ્તર સાહેબ બોદાલી.
૧-૦-૦ રા. રણછોડભાઇ હરીભાઇ બોદાલી
૧-૦-૦ પટેલ છીબાભાઇ ભાણાભાઇ „
૨-૦-૦ શેઠ લક્ષ્મણ દાજી „
૧-૦-૦ શેઠ રામજીભાઇ ભુલાભાઇ „

१-०-० શેઠ દયાળજી લાલભાઇ ,,
१-०-० શેઠ રવજીભાઇ ભુલાભાઇ ,,
१-०-० શેઠ દેવાભાઇ હરીભાઇ ,,
१-०-० શેઠ નારણજી હાંસજી ,,
३-०-० એક સદગૃહસ્થ હા. નાથુભાઇ મુળચંદ નવાપુરા-સુરત.
१-०-० બ્રાહ્મણ રણછોડભાઇ મોતીભાઇ નડીઆદવાળા ગાયવાડી કાહવેલ સ્ટ્રીટ મુંબાઇ.
१-०-० મોતીરામ રાઘવજી મોતી શેરી અશ્વનીકુમારની ગલ્લામાં.
१-०-० બે જેમતીના પુન્યાર્થે રા. રા. રણછોડભાઇ કાળાભાઇ ગોપીપુરા.
१-०-० દેવા ગોવન સગરામપુરા.
५-०-० મેહેરવાન સી. સી. મ્હેતા, સીવીલ મેડીકલ ક્વાર્ટર્સ ભાયકલા, મુંબાઇ.
५-०-० મે. G. G. Godbole ગ્રેંટ મેડીકલ કોલેજ ક્વાર્ટર્સ ભાયકલા, Bombay.
१-०-० શા. વ્રજદાસ પીતાંબરદાસે લાડુંનું જમણ આપેલું, તે સાથે લાકડાં વગેરે સારૂ આપેલા.
१५-०-० અશક્ત કેશવલાલ કરસનદાસના અનામત ખાતે.
७-८-० બાવા કીશોરીદાસના અનામત ખાતે.
२-०-० પ્રભામમલ મયખાંના અનામત ખાતે.
५०-०-० મે. ડીસ્ટ્રીક્ટ પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ બહાદુર મારફતે ઉઘરાણાના આવ્યા તે.
१-०-० રા. ગાંડાભાઇ નારણદાસ
१-०-० છાપગર નારણદાસ વલ્લભદાસ

१-०-० ,, રામદાસ વલ્લભદાસ.
१-०-० રા. ડાહ્યાભાઇ પરસુદાસ ચોકશી.
१-०-० રા. આતમારામ પરદાસ.
१-०-० ખતરી દુર્લભરામ રામજી
१-०-० કાનજીભાઇ પરસોતમ ભંડારી
१-०-० બુધીઆ ઉકા ભંડારી
२-०-० નવસારી બજારના કાપડબજારના પંચ તરફથી
१-०-० લધલા
१-०-० ફરામજી હોરમસજી તાડીવાળા
१-०-० અબ્દુલ રહેમાન
२-०-० ફકીરમહમદ જાનમહમદ
१-०-० કાજી શેખમહમદ હાફેસજી.
२-०-० નાનપુરાના અનાજના પંચ તરફથી.
१-०-० નાનપુરાના ગાંધીના વારા તરફથી.
१-०-० ઘાંચીપરભુદાસફકીરચંદ
१-०-० પરભુભાઇ નાનાભાઇ
१-०-० નાનપુરાના તંબોળીના તથા પાતરાં તંબાકુના પંચ તરફથી.
२-०-० રણછોડ ખુશાલ
२-०-० નવસારી બજારના મલાઇવાળા તરફથી.
१-०-० નવસારી બજારની ઘાંચીની પંચ
१-०-० આતમારામ પીતાંબર
१-०-० કલ્યાણદાસ વિઠલદાસ લંકાપતી.

૧-૦-૦ શા. પરમાનંદ સુરજરામ ઠે. ગોપીપુરા, સુરત
૧-૦-૦ ઠક્કર ડાકોરદાસ ફીરપારામ ઠે. ગોપીપરા
૧-૦-૦ રેવાળીના ટેકરાના ગાંધીઓની પંચ તરફથી હા. ડાહ્યાભાઇ નારણદાસ
૫-૦-૦ શા. નગીનદાસ પીતાંબરદાસના પુણ્યાર્થે (પોતીયાં માટે) હા. છગનલાલ ત્રિભોવનદાસ તારમાસ્તર
૧૦-૦-૦ શા. રૂપચંદ ખીમજી ઠે. ગોપીપુરા કાયસ્થ મહોલ્લો. (અશ્વનીકુમારના મહલામાં)
૧-૦-૦ સોની નગીનદાસ દોલતરામ ઠે. અંબાજીને ચકલે
૧-૦-૦ દેસાઇ અંબેલાલ ખંડુભાઇ એરૂ તાલુકે જલાલપોર
૧-૦-૦ ,, ગુલાબભાઇ લલ્લુભાઇ ,,
૧-૦-૦ શેઠ દોરાબજી જમસેદજી સીધવ
૧-૦-૦ પટેલ નરસીંદાસ દાજીભાઇ મોતી વાડા પોસ્ટ ઉદવાડા
૨-૦-૦ શેઠ ઝવેરચંદ નારણજી ગુલાલવાડી કોકાસ્ટ્રીટ નં. ૧૦૩ મુંબાઇ
૧-૦-૦ શેઠ અમરતલાલ મોહનલાલ ઉદવાડા સ્ટેસન
૨-૦-૦ રા. રૂદરજી સામભાઇ શેઠ ડુંગરી ગોળનું કારખાનું પોસ્ટ ઉંટડી
૧-૦-૦ સોનવાડી ગામના વેપારી મંડળ હા. દુર્લભભાઇ બીજવલ્લભ પો. ગણદેવી
૨-૦-૦ ઇચ્છાપોરના પંચ તરફથી હા. શેઠ ગુલાબચંદ વદાજી
૫-૦-૦ રા. ગુલાબચંદ વદાજી તથા અમીચંદ સરાજી તથા વીરચંદ ગુલાબ શુભ ખાતે ઇચ્છાપોર
૨-૦-૦ અનાવીલ પંચ તરફથી ઇચ્છાપોર
૧-૦-૦ રા. ખુશાલભાઇ ફકીરભાઇ વેમામ

૨-૦-૦ રા. માધવભાઇ નારણજી ખડસુખા પો. સુપા.
૧-૦-૦ શેઠ લાલચંદ ખુમાજી ,,
૧-૦-૦ રા. માસ્તર નરસીભાઇ કીકાભાઇ ,,
૧-૦-૦ શેઠ ગુલાબચંદ પાનાચંદ ,,
૧-૦-૦ રા. પ. દુલ્લભભાઇ રામાભાઇ ,,
૧-૮-૦ રા. પ. પરભુભાઇ હીરાભાઇ ,,
૧-૦-૦ રા. જીવણભાઇ માધવજી ,,
૧-૦-૦ રા. દાજીભાઇ ઉકાજી ,,
૧-૦-૦ રા. છીનાભાઇ ગોવીંદભાઇ ,,
૭-૦-૦ રા. રા. રંગનાથ બાલાજી શેઠજી વકીલ નવસારી
૩-૦-૦ રા. રા. દ્વારકાનાથ રંગનાથ શેઠજી વકીલ નવસારી
૧-૦-૦ રા. શેઠ બીજભુખણદાસ ધેલાભાઇ પારેખ મોહોલ્લો નવસારી
૧-૦-૦ રા. અમથાભાઇ ભુખણદાસ પારેખ મહોલ્લો ,,
૧૦-૦-૦ રા. રા. શેઠસાહેબ જમશેદજી બેરામજી વીમા દલાલ ,,
૫-૦-૦ રા. શેઠ રતનજી ફરામજી દાબુ ,,
૧-૦-૦ રા. ખરશેદજી બેજનજી ખોરી ,,
૧-૦-૦ રા. કંસારા ધેલાભાઇ કુંવરજી ગણદેવી.
૫-૦-૦ કંસારા પંચ તરફથી હા. જીવણભાઇ હરકીસન ,,
૨-૦-૦ શા. વરજદાસ ભગવાનદાસ ,,
૧-૦-૦ શેઠ ગાંડાભાઇ ગીરધરદાસ ,,
૧-૦-૦ રા. વૈદ્ય કીકાભાઇ રામશંકર ,,
૧-૦-૦ શા. દામોદર હરજીવન ,,
૨-૦-૦ ખત્રીના પંચ તરફથી હા. પીતામ્બર ગાંડા ,,
૧-૦-૦ રા. વિઠ્ઠલદાસ મનોરદાસ ,,
૧-૦-૦ શેઠ રાયચંદ દુલ્લભભાઇ કાળીયાવાડી
૧-૦-૦ રા દેવચંદ રામાજી બાઇ અમથી તરફથી ,,

૧-૦-૦ કેશુરચંદ પ્રેમચંદ ,,
૧-૦-૦ શેઠ લલ્લુ નાથજી ,,
૧-૦-૦ શેઠ જીવણ મેઘાજી હા. ડાહ્યા-ભાઇ રાયચંદ ,
૧-૦-૦ શેઠ ભવા કેશવજી ,,
૧-૦-૦ શેઠ ગુલાબચંદ રામજી ,,
૧-૦-૦ રા. ઝવેરચંદ વહાજી ,,
૨-૦-૦ ગંગાસ્વરૂપ કીકીબેન બાપુભાઇની છોકરી ,,
૧-૦-૦ શા. નેમચંદ ફકીરચંદ ,,
૧-૦-૦ શા. મગનલાલ નરોતમ આલી-પોર તા ચીખલી
૧-૦-૦ શા. ભુલા પનાજી ,,
૧-૦-૦ રા. કલ્યાણ હરિભાઇ ચીખલી
૨-૦-૦ રા. પટેલ ખુશાલ ઉકા કોઠમડી તા. જલાલપુર
૩-૦-૦ રા. રામભાઇ હરિભાઇ ખત્રી ,,
૧-૦-૦ રા. મોરારભાઇ જોગીભાઇ ,,
૧૦-૦-૦ રા. પટેલ કાળાભાઇ નાગરજી ,, ચોખા લેવા સારૂ
૧-૦-૦ શા. દુલભ મેઘાજી કરાડી મટવાડ
૧-૦-૦ શા. ભગાજી ધોરાજી ,,
૧-૦-૦ શા. ફુલચદ જીવાજી ,,
૧-૦-૦ પટેલ પાંચા રામજી ,,
૧-૦-૦ શા. રાયચંદ લખાજી ,,
૫-૦-૦ રા. રા. જી. જી. દેશાઇ કતારગામ
૭૦-૦-૦ રા. શેઠ સાહેબ ચીમનલાલ તથા રતનલાલ શેઠ મોતીરામ તાપીદાસના સ્મરણાર્થે મુંબઇ
૧-૦-૦ મોચી જુઠા આંબા નાગદેવી સ્ટ્રીટ મુંબઇ
૧-૦-૦ મોચી આણંદ અરજણ ,,
૨-૦-૦ મોચી વ્હાલા લાખા ,,
૨-૦-૦ અમરતબાઇ તે લધા વાલજીની વિધવા લક્ષ્મિનારાયણના મંદીરવાલા જામલી મહોલ્લો મુંબઇ

૧-૦-૦ રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી કાંદાવાડી મુંબઇ
૧-૦-૦ તારદેવની બજાર હા. કાનજી હીરજી
૩-૦-૦ રા. વીરજી તેજુની કું. નવા નાગપાડા
૧૧-૦-૦ તેજુ કાયાનીની કું. ,,
૧-૦-૦ શા. જીવણલાલ રાજલાલ નલબજાર ભીંડીબજારને નાકે મુંબઇ
૩-૦-૦ શા. મલુકચંદ કેશવજી ,,
૧-૦-૦ શા. રાયચંદ પરસોતમની કું. ,,
૧-૦-૦ શા. ગોવિન્દરામની કું. નલબજાર ડભુ સ્ટ્રીટ મુંબઇ
૫-૦-૦ અનુકંપા ફંડ હા. રા. ડાહ્યાભાઇ ન્યાલચંદ સરાફબજાર રા. બા. માણેકચંદ કપુરચંદની પેઢી
૨-૦-૦ ઝંડુફાર્મસીના માલીક રા. જુગતરામ, એલફીનસ્ટન રોડ મુંબઇ
૧૦-૦-૦ માંડવી પોળના ગાંધી મહાજન તરફથી હા. ખેમચંદ ઉત્તમરામ અમદાવાદ
૨-૦-૦ માસ્તર હીરાચંદ કકલભાઇ માંડવીની પોળમાં નાગજી ભુધરની પોળ ,,
૧૦-૦-૦ કંસારા મહાજન તરફથી– માંડવીની પોળમાં હા. કેવલદાસ ઉત્તમચંદ
૧-૦-૦ મોચી તલશી હરી રાવપુરા વડોદરા
૭-૦-૦ કપાશીઆના મહાજન તરફથી હા. ભગુભાઇ કેશવદાસ કાલુપુર અમદાવાદ
૪-૦-૦ કાલુપુર ઘી વાસાના મહાજન તરફથી હા. મગનલાલ જેઠાભાઇ
૨-૦-૦ શા. છગનલાલ દેવચંદ કાપડ બજાર ફુવારા સામે
૧-૦-૦ શા. જમનાદાસ જેચંદ ,,
૧-૦-૦ શા. પ્રેમચંદ પોચાભાઇ ,,
૧-૦-૦ શા. મણિલાલ હીરાચંદ ,,

૧-૦-૦ શા. ચીમનલાલ રતનચંદ ,,
૧-૦-૦ શા. નાથાલાલ સુનીલાલ ,,
૧-૦-૦ શા. મગનલાલ રવચંદ ,,
૧-૦-૦ બાબુ રામનાથ એન્ડ બ્રધર્સ ,,
૧-૦-૦ શા. મણિલાલ આશારામ ,,
૧-૦-૦ શા. મૂળજી પ્રેમાનંદ બીડીવાળા રીચીરોડ.
૫-૦-૦ શ્રી ચંદ્રવિલાસ હિંદુ હૉટલ હા. જોશી ચીમનલાલ હેમરાજ રીચીરોડ
૫-૦-૦ શા. સોમનાથ મગનલાલ દરજી રીચીરોડ
૧-૦-૦ લાલા જવાહરમલ જંગલીમલ અત્તરવાલા
૧-૦-૦ શા. મગનલાલ પ્રેમચંદ દુવારા સામે
૧-૮-૦ શા. શીવલાલ દયારામ રતનપોળ
૧-૦-૦ શા. ખોડીદાસ લલ્લુભાઇ ,,
૧-૮-૦ શા. જેસંગભાઇ કાલિદાસ ,,
૧-૦-૦ શા. બાલાભાઇ હકમીચંદ સામળાની પોળ
૧-૦-૦ શેઠ ભોગીલાલ પરસોતમ ,,
૧૦-૦-૦ રીચીરોડના બીડીના મહાજન તરફથી હા. બાલાભાઇ નગીનદાસ
૧-૦-૦ ઘડીઆળી લલ્લુભાઇ જેઠા નગીનાપોળ
૧-૦-૦ શા. લક્ષ્મીચંદ લહેરચંદ બીડીની દુકાન રીચીરોડ
૧-૦-૦ શા. ભુતાજી માનાજી ભુલાકુણીઆ પો. અજગામ
૧-૦-૦ બાઇ ભાવી તે શા. પના વજાની ધણીઆણી ભુલાકુણીઆ
૧૦-૦-૦ શા. ખુશાલભાઇ રાસાજી નેરા તળાવ પો. અજગામ
૭-૦-૦ શા. ખુબચંદ નથુજી
૩-૦-૦ ગામ નવાતળાવ પંચ તરફથી હા. રાયચંદ ખુશાલજી
૫-૦-૦ શા. મોતીજી ખીમાજી અજગામ
૩-૦-૦ ,, ખુશાલજી કેશાજી ,,
૩-૦-૦ ,, ગુલાબચંદ કેશાજી ,,
૩-૦-૦ ,, દેવચંદ કેશાજી ,,
૩-૦-૦ ,, વીરચંદ કેશાજી ,,
૧-૦-૦ ,, કરસન મોતીજી ,,
૨-૦-૦ ,, વજીંગ દેવાજી ,,
૧-૦-૦ ,, હીરાજી કેવડાજી ,,
૨-૦-૦ ,, ખુશાલજી રામાજી ,,
૧-૦-૦ ,, દેવચંદ અમનાજી ,,
૧-૦-૦ ,, વીરાજી ખીમાજી ,,
૫-૦-૦ ,, હીમાજી દલાજી ,,
૨-૦-૦ ,, મકનાજી લાલજી ,,
૧-૦-૦ ,, ઉકાજી ગમનાજી
૧-૦-૦ ,, ઝવેરચંદ ગોવીન્દજી ,,
૨-૦-૦ ,, ભાણાભાઇ જગાજી ,,
૧-૦-૦ ,, નથુભાઇ ભાણાજી ,,
૫-૦-૦ ,, લખાજી મોતીજી ,,
૨-૦-૦ ,, નથુજી પિતાંબર હા. બાઇ દેવી ,,
૨-૦-૦ રા. માસ્તર ભીમભાઇ મોહનભાઇ,,
૧-૦-૦ ,, ભગવાનજી ગોવનજી દેસાઇ ,,
૧-૦-૦ ,, રઘનાથજી ફકીરભાઇ દેસાઇ ,,
૧-૦-૦ ,, સોની પરશુદાસ ભીખાભાઇ ,,
૧-૦-૦ ,, લાલભાઇ પ્રાગજી ,,
૧-૦-૦ ,, ભગાભાઇ મોરારજી ,,
૧-૦-૦ ,, નારણજી મોરારભાઇ ,,
૧-૦-૦ ,, હરીભાઇ ધનાભાઇ ,,
૧-૦-૦ શા. ગુલાબચંદ ઉકાજી
૨-૦-૦ પા. હરિભાઇ દાજીભાઇ ભુલાકુણીઆ,,
૨-૦-૦ પા. લખાભાઇ વલ્લભભાઇ રજવાડા,,
૩-૧૨-૦ પાટી. ટ્રેડીંગ કું. જોહોનેસબર્ગ આફ્રીકા
૩-૧૨-૦ શેઠ વલ્લભભાઇ પરાગજી ,,
૭-૮-૦ શેઠ ગોવીંદજી નાથાભાઇ હિંદુ હોટલ ,,
૧૦૧-૮-૩ પરચુરણ, રૂપીઆની અંદરનું

૧૧૭૧-૮-૩ એકંદર કુલ.

# પંચાંગ.

સંવત્ ૧૯૭૧ના ભાદરવા વદિ ૧થી આસો સુદિ ૧૫ તા૦ ૨૪-૯-૧૯૧૫થી તા૦ ૨૨-૧૦-૧૯૧૫ સુધી.

| તારીખ. | વાર. | તિથિ. | નક્ષત્ર. | રાશિ. | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|
| ૨૪ | શુક્ર | વદ ૧ | ઉત્તરભાદ્ર. | મીન | શ્રાદ્ધ બેઠા. મહાલયારંભ. |
| ૨૫ | શનિ | ૨ | રેવતિ | મીન | પંચક ઉતર્યાં. |
| ૨૬ | રવિ | ૩ | અશ્વિની | મેષ | સંકટ ચોથ. |
| ૨૭ | સોમ | ૪ | ભરણી | મેષ | હસ્ત નક્ષત્રનો સૂર્ય (વાહન ગધેડાનું. |
| ૨૮ | મંગળ | ૫ | કૃતિકા | વરખ | |
| ૨૯ | બુધ | ૬ | રોહિણી | વરખ | |
| ૩૦ | ગુરૂ | ૭ | મૃગશિર | વરખ | વ્યતિપાત. વિષ્ટી ૧૧-૧૮ સુધી. |
| ૧ | શુક્ર | ૮ | આર્દ્રા | મિથુન | અકટોબર માસ બેઠો. કાળા આઠમ |
| ૨ | શનિ | ૯ | પુનર્વસુ | મિથુન | અવિધવા નોમ ( ડોશીનોમ ) |
| ૩ | રવિ | ૧૦ | પુષ્ય | કર્ક | |
| ૪ | સોમ | ૧૧ | આશ્લેષા | કર્ક | ઇંદિરા એકાદશી ( શિવમાર્ગીની ) |
| ૫ | મંગળ | ૧૨ | મઘા | સિંહ | ઇંદિરા એકાદશી (વૈષ્ણવોની) સંન્યાસીનું શ્રાદ્ધ |
| ૬ | બુધ | ૧૩ | મઘા | સિંહ | પ્રદોષ આજે કલિયુગ બેઠો હતો. જવાનિયાનું શ્રાદ્ધ. |
| ૭ | ગુરૂ | ૧૪ | પૂર્વાફાલ્ગુન | સિંહ | શિવરાત્રિ ઘાયા ભુડયાનું શ્રાદ્ધ |
| ૮ | શુક્ર | ૩૦ | ઉત્તરાફાલ્ગુન | કન્યા | સર્વપિત્રી અમાવાસ્યા છેલ્લું શ્રાદ્ધ. |
| ૯ | શનિ | સુદ ૧ | ચિત્રા | કન્યા | આસો માસ બેઠો. નવરાત્ર બેઠાં. માતામહ શ્રાદ્ધ, ઘટસ્થાપન |
| ૧૦ | રવિ | ૨ | સ્વાતિ | તુલા | ચાંદરાત ચિત્રા નક્ષત્રનો સૂર્ય. |
| ૧૧ | સોમ | ૩ | વિશાખા | તુલા | |
| ૧૨ | મંગળ | ૪ | અનુરાધા | વૃશ્ચિક | વિનાયક ચોથ. |
| ૧૩ | બુધ | ૫ | જ્યેષ્ઠા | વૃશ્ચિક | લલિતા પંચમી. ઉપાંગલલિતવ્રત. |
| ૧૪ | ગુરૂ | ૬ | મૂળ | ધન | સરસ્વતી આવાહન. |
| ૧૫ | શુક્ર | ૭ | પૂર્વાષાઢા | ધન | સરસ્વતી પૂજન. દુર્ગાઆઠમ. |
| ૧૬ | શનિ | ૮ | ઉતરાષાઢા | મકર | સરસ્વતી વિસર્જન |
| ૧૭ | રવિ | ૯-૧૦ | શ્રવણ | મકર | વિજયાદશમી (દશેરા). બૌદ્ધ જયંતિ દશમનો ક્ષય પંચક બેઠાં. |
| ૧૮ | સોમ | ૧૧ | ધનિષ્ઠા | કુંભ | પંચક. પાશાંકુશાએકાદશી સમીપૂજન (શિવમાર્ગીની) |
| ૧૯ | મંગળ | ૧૨ | શતતારા | કુંભ | પંચક ભાગવત પાશાંકુશા એકાદશી. |
| ૨૦ | બુધ | ૧૩ | પૂર્વાભાદ્ર. | કુંભ | પંચક પ્રદોષ બકરીઇદ |
| ૨૧ | ગુરૂ | ૧૪ | ઉત્તરાભાદ્ર. | મીન | પંચક |
| ૨૨ | શુક્ર | ૧૫ | રેવતિ | મીન | માણુકઠારીપૂનમ. શરદપૂર્ણિમા. કાર્તિક સ્નાનનો આરંભ નવાન્ન ભક્ષણ. પંચક ૨૯-૩૧ સુધી છે. |

# सत्संग.

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

| પુસ્તક ૭ મું. અંક ૩ જો. | [ માસિક. ] | આશ્વિન સં. ૧૯૭૨ |
|---|---|---|

## દીવાળીનું પુણ્ય પર્વ.

( વિષય હરિગીત. )

પુણ્ય પર્વ દીવાળીનું—
આવ્યું, ઉરે ભાવ્યું ઘણું !
સંભારી સારા વર્ષના સહુ કર્મને !
વિચારી પાપ ને પુણ્ય કેરા મર્મને !
બાકી દીવાળી ખેંચતાં શું ખોટ કે આવે નહિ ?
પ્રેરક થજો તે જાણી, કરવા જીવનનો ઉજ્જવલ સહિ !
હોએ નહિ તો પણ વધુ નવ લાભ મેળવવા તથા !
જો ખોટ રહે તો પૂરવા તે યત્નશાળી થજો યથા !

× × × ×

"દીનો અને દુઃખી જનો કેરાં હરી લઇ દુઃખને !
આશીર્વાદ લિયો અશક્ત-અનાથના દઇ સુખને !
ધાર્મિક પ્રવૃત્તિ તણા સહાયક થઈ પ્રીતે ઉદ્ધારજો !
તે ગામી પુણ્ય રૂપી નહિ ચિર સુખ અભિનવ પામજો!"

"રાસેશ્વરી-રમણ—

# -શીર્ષાભિષેક-

(મિશ્રહરિગીત)

આશીષ આ તુંજ શીર્ષ ઓ 'સત્સંગ' રંગ સુહાવજે;
શુભ શબ્દ સ્નેહ સ્વરૂપથી, નિજ નામ સાર્થ સ્મરાવજે.
કંઇ બોધથી, અનુરોધથી;
પ્રત્યેક માસે પંથમાં,
ગુંથાઇ મોટા ગ્રંથમાં,
વ્હાલા વિશારદ વાચકોમાં, ગાન તારૂં ગજાવજે,
ઉગતા પરોઢ ઞગાઉ સહુને **સ્નેહમંત્ર** સુણાવજે!
કંઇ શબ્દથી, કંઇ શૌર્યથી;
કંઇ જાણથી, અણજાણથી
અધુરાં ઉંણાં બેધાણથી;
સરખા સમાણા સ્નેહીઓના સંગમાં,
કે પામરોના પાપમય પાસંગમાં,
સર્જીવન બળે, સિંચાયલો, મર્દાની રંગ મચાવજે;
ઉર ના ઉંડા અંધારમાં પણ દિવ્ય જ્યોતિ જગાવજે ! ૨
આભારના ભારે ભર્યાં જન ભાખતા,
ત્રીશ દીવસ તારે કાજ તન તલસાવતા;
સૂચનો વડે, સ્મરણો વડે,
તન તૃપ્ત તેઓનાં કરી,
ભય ભ્રાંતિને ભીરૂતા હરી;
મધુરા મનોહર ટહુકડે; ઉર સાગરો ઉછળાવજે,
ધરી ઢાલ કરમાં ધૈર્યની ત્રયલોક આખું તપાવજે ! ૩
કિરણોરૂપી કરપલ્લવે,
જગ આખું જે રસથી દ્રવે,
તેવાં અને તેના સમાં
ગોરા રસિલાં ગાત્રથી, બંધાઇ જગની બાથમાં;
હો હિંદુ ચિના કે યહુદી, સવ જનના સાથમાં;
કવિ ભાઇશંકરજી તણો, સંદેશ આ સંભળાવજે,
ને અણુવિંધ્યાં આશ્ચર્ય શા ! આ શાંતિપાઠ શીખાવજે ! ૪

પ્રાણરક્ષક ઔષધાલય, કાલબાદેવી—મુંબઇ. } કવિ ભાઇશંકર વિ. વિદ્યારામ પંડિત.

## -બ્રહ્મચર્ય-

### સવૈયા-એકત્રીશા-લાવણી.

બ્રહ્મચર્ય વિણુ શૌર્ય બુદ્ધિનો, વ્હાલા વેગે થાય વિનાશ;
આર્ય તણું કાં બિરદ ડુબાવો, શોધી સત્ય લઈ અવકાશ;
પુરૂષ બીજ ત્યમ સ્ત્રીના રજની, કેમ પક્વતા આવે આમ ?
હૃદય ચક્ષુ લવ હવે ઉઘાડો, લાજે છે પૂર્વજનું નામ.
સાંપ્રતની શોભા શી જોવી. પરિ પાટી પકડો પ્રાચીન;
ધર્મ-કર્મનો મર્મ તજીને, મિથ્યા કેમ બનો છો દીન !
ઘર્ષણ, છેદન, તાપ, તાઢને, સોનાનો કસ છેવટ થાય;
બ્રહ્મચર્યને પંથે ચળતા, મનુજ જાતિનું મન પરખાય.
ગઈ ધીરતા કયાં સંતાઈ? ક્યાં ગયું સમજણનું નીર ?
સુશ્રુત વાગ્ભટને કયમ ભૂલો ? ધ્યાન ધરી ઉર સમજો વીર.
સોળ વર્ષની ત્રિયા યોગ્ય છે, પુરૂષ તણું વય વર્ષ પચીશ;
એનાથી જો ન્યૂન હોય તો, અબળ પ્રજા દુઃખ આવે શીશ.
આજ કાલ તો લોક રૂચિમાં, ફેરફાર દેખું હદ વ્હાર;
હાનિ થાય પણ નહિ છોડે, જરા જોય ના સાર અસાર.

**ઓધવજી રામજી મ્હેતા.**

મહુવા (કાઠીઆવાડ) ગૌરક્ષક સભાના ઓ. સેક્રેટરી.

---

## મનુષ્યત્વ પ્રાપ્ત કરવાનું પ્રથમ પગથીઉં.

આજ કાલ આપણા દેશમાં નાના પ્રકારના શિક્ષણ સંબંધી આન્દોલન ચાલી રહ્યાં છે. હવે શિક્ષણનો સવાલ વિદ્યાલયનીજ ચાર દીવાલમાં ફક્ત બંધ રહ્યો નથી. એના ગુરૂત્વ અથવા માહાત્મ્યને ધીરે ધીરે સર્વ કોઇ જાણવા લાગ્યા છે. અને વિદ્યાર્થી જીવનનું કર્તવ્ય શિક્ષણ-પ્રણાલી ઇત્યાદિ ઇત્યાદિ વિષયોમાં પોતાનો મત જણાવવા લાગ્યા છે. સઘળા દેશમાં પ્રસરેલું આ પ્રકારનું શિક્ષણનું આંદોલન ઘણુંજ આશાજનક છે. એનાથી એવું માલમ પડે છે કે આપણા લોકો પોતાનાં પુત્રોનું ભવિષ્યનું જીવન ધ્યાનમાં લઇને તેમને બચપણથીજ એવા રસ્તાપર લાવવા માગે છે. કે જે રસ્તે ચાલવાથી તેમનું ખરેખર ભલું થઇ શકે. હવે

શિક્ષણનો સઘળો ભાર એક કે બે શિક્ષકો પરજ રાખીને પોતે નિશ્ચિંત બેસી રહેવાની ઇચ્છાવાળા લોકો રહ્યા નથી. પણ જાતે પોતે આ વિષયની મીમાંસા (Solution) કરવાને માટે બની શકે એટલો સમયનો ભોગ આપી પરિશ્રમ કરવા લાગ્યા છે.

આપણામાંનો મોટો ભાગ શિક્ષણ લેવામાં અને પૈસો કમાવાના ઉપાયમાં કંઇ પણ ફેર સમજતો નથી. વિદ્યા જો એવી હોય કે તેમાથી પૈસા પેદા થઇ શકે નહિ, તો તેની કીંમત લોકોમાંહિ જેવીજ આંકે છે. લોકો વિદ્યાને અર્થોપાર્જન કરવાનો એક રસ્તો સમજે છે. અને તેનેજ લીધે નોકરીને માટે કેટલા રસ્તા છે, કયો કયો ધંધો કરવો આ વખતમાં લાભ કારકર્છે. અને કયામાં ફાયદો નથી. એવા એવા પ્રશ્નોનો પહેલેથી નિર્ણય કરી પછી શિક્ષણનો સવાલ હાથ ધરે છે. પરંતુ જો આજ દૃષ્ટિએ જોવાય તો શિક્ષણ-પદ્ધતિ એક નીચ વસ્તુ થઇ જાય છે. વાસ્તવિક રીતે તો વિદ્યાનું સ્થાન ઘણું ઉચ્ચ અને મહત્ત્વનું છે. વિદ્યાનો ઉદ્દેશ કેવળ ધન કમવું એટલોજ નથી, અથવા સાંપત્તિક ઉન્નતિ અને સમાજમાં આબરૂ એજ માત્ર એનું લક્ષ નથી.

અવશ્યજ જ્યારે મનુષ્યને શરીર છે તો શરીર ધારણ કરવાને માટે આર્થિક ઉન્નતિ પણ મનુષ્યને માટે આવશ્યક છે. એટલે જે શિક્ષણ-પદ્ધતિ ગ્રહણ કરવામાં આવે તેને વિદ્યાર્થીના ભવિષ્યત્ લક્ષ્યની સાથે સંબંધ રાખીનેજ ગ્રહણ કરવી જોઇએ. બાલ્યકાળના શિક્ષણથી જે ફળ મળે છે, તેની સહાયતા જુવાનીના દરેક કર્તવ્યોમાં ઉપયોગી થઇ પડે છે તો ઉચિત છે કે શિક્ષણના પ્રબન્ધની સાથે સાથેજ ભવિષ્યનો ખાવા પીવાના સવાલનો પણ નીવેડો થઇ જાય અને જે વખતે ભવિષ્યની તૈયારી થતી હોય, તેની સાથેજ ધન કમાવાનો ઉપાય પણ નક્કી કરી લેવો ઉચિત છે.

એટલા માટે પહેલાં જીવન શું કામમાં સમર્પણ કરવું એ વિષયને નક્કી કરવો જોઇએ. જો એવું નહીં થાય તો વિજ્ઞાનમાં કે ઇતિહાસમાં એમ. એ. પાસ થઇને અથવા ગણિતના અનુસન્ધાન કારી વિદ્યાર્થી (Research Scholar) બનીને ડેપ્યુટીગીરી અથવા વકાલત કરવા જેવાં અસ્વાભાવિક કામો કરવાં પડશે. જો જીવનનું લક્ષ્ય વિજ્ઞાન ચર્ચા હોય અથવા એવોજ વિચાર હોય કે એ દ્વારા જે કંઇ પૈસો તમે મેળવો તેટલાથીજ સંતોષ રાખવો, તો એને માટે નાનપણથીજ તૈયારી કરવી પડશે. આ ઉપાયથીજ વિજ્ઞાન કેવળ પુસ્તકની અંદરની વિદ્યા અથવા વિજ્ઞાનાગાર (Science Room) ની પરીક્ષાના જેવી તુચ્છ વસ્તુ નહીં રહેતાં પ્રકૃત જીવતાં જાગતાં સત્યના રૂપમાં મનની અંદર સ્થાન મેળવી શકે છે. આજ શિક્ષણ સુખદાયી છે એની અંદર થોડું મસ્તક-ઘુમાવવાથી પણ અધિક જ્ઞાન પ્રાપ્ત થાય છે.

આ કારણોને લીધે પૈસા કમાવાના અને ખાવા પહેરવાના વિષયને તદ્દન ઉડાવી દેવાની આવશ્યકતા નથી. કિન્તુ શિક્ષણને ઉપયોગી બનાવવાની આવશ્યકતા છે. વિદ્યાર્થી જીવનને ભવિષ્યના જીવનની સીડી રૂપે ગણવું પડશે, અથવા જેનાથી બાલ્ય જીવનની સાથે ભવિષ્યનો ઘનિષ્ટ અથવા સ્વાભાવિક સંબંધ રહે એવી ચેષ્ટા કરવી પડશે. કારણકે આપણું અન્તિમ લક્ષ્ય સ્થિર કર્યા શિવાય કાર્ય આરંભ કરવાથી વિદ્યા મેળવવામાં આન્તરિકતા રહે છે, છતાં મન માન્યું ધન તો મેળવી શકાતુંજ નથી.

જે લોકો વિદ્યાનો કેવળ પૈસા કમાવા અને ખાવા પહેરવાની સહાયક હોવાને કારણે આદર કરતા નથી, કિન્તુ વિદ્યાને મનુષ્યત્વવિકાસનો ઉપાય સમજેછે તે લોકો શિક્ષણને માટે જે કંઇ કહે છે તે ઘણું ખરૂં ગ્રહણ કરવા યોગ્ય હોય છે ખરૂં, પરન્તુ મનુષ્યની પૂર્ણતા કેવી રીતે પ્રાપ્ત કરી શકાય છે એ વિષયમાં ઘણા લોકોની ધારણા સ્પષ્ટ છે કે નહી એ વાતમાંજ સંદેહ છે. પ્રાતઃકાલથી પ્રારંભ કરી ને આખો દિવસ પુસ્તકો વાંચ્યા કરવાં, લખવા વાંચવાની આલોચના કરવી, વાદાનુવાદ સભા, (Debating Club) ને માટે ભાષણ લખવું અને તે વાંચવું, વગેરેજ એમના મત પ્રમાણે વિદ્યાર્થીઓનું કર્તવ્ય છે.

ઘણા લોકો એ પણ નથી સમજતા કે કામ કરવાની શક્તિનો વિકાસ વીદ્યાર્થી જીવનમાંજ થવો જોઇએ. કેવળ થોડા ઘણા સુન્દર ભાવો ગ્રહણ કરવાથીજ કર્તવ્ય પૂરૂં થતું નથી. ઘણા લોકોની સાથે હળી મળીને નાના પ્રકારની વિપત્તિ તથા મતભેદની વચમાં રહીને સ્થિર ચિત્તથી કામ કરવાનું શિક્ષણ મળવું પણ આવશ્યક છે. એ કામને માટે પહેલેથીજ કાર્યકારી શક્તિઓનો અભ્યાસ કરવો જોઇએ આ ઉદ્દેશથી કાર્ય-ક્ષેત્ર અને સ્વાધીન ક્રિયા શક્તિઓને ઉપયુક્ત પ્રયોગ સ્થળ તૈયાર કરી દેવું શિક્ષા ગુરૂઓનુંકર્તવ્ય છે. આ ઉપાયથી દેશભાવ દૃઢ અને કાર્ય તત્પર થાય છે. પ્રકૃત અથવા સત્ય નૈતિક ઉન્નતિ બીજા કોઇ ઉપાયથી થઇ શકવાની નથી. એકજ ઉદ્દેશને લઇને કાર્ય કરવામાં જેટલા પ્રમાણમાં સહિષ્ણુતા, ત્યાગ સ્વીકાર અને ધૈર્યની જરૂર પડે છે, એટલી બીજા કશામાં પડતી નથી. પોથીના સદુપદેશ કે વકૃતા દ્વારા એ સર્વ ગુણ મનુષ્યને શિખવી શકાતા નથી. એને માટે તો એવા કર્મક્ષેત્રની જરૂર છે, કે જ્યાં બાળક પોતપોતાની અવસ્થા અને સામર્થ્ય અનુસાર પોતપોતાના વિચાર તથા કાર્યદ્વારા કોઇ ચીજ કે કામ કરી શકે. આવી રીતે કાર્ય કરતા રહેવાથી વિદ્યાર્થી ભવિષ્યમાં દલબદ્ધ થઇને કોઇ મહાન્ કામમાં હાથ ઘાલવો, સ્વાધીન કામને અનુકૂળ અવસ્થા પેદા કરવી, ઇત્યાદિ કામને માટે તૈયાર થઇ શકે છે.

સત્ય તો એ છે કે જો માનસિક વૃત્તિઓનો પ્રયોગ અહારના કામોમાં નહિ કરવામાં આવે, તો તેને વધવાનો સમય મળતો નથી. મન ધીરે ધીરે તેજ રહિત તથા લંગડું થઇ જાય છે. કર્મ-ક્ષેત્રમાંથી પોતાને પુષ્ટ કરવા લાયક રસ ગ્રહણ કરી શકવાથીજ મન સબળ દૃઢ, અને સતેજ થાય છે. દાયિત્વ (Responsibility) ના કામો કરવાથીજ દાયિત્વ ગ્રહણની શક્તિ ઉત્પન્ન થાય છે. એટલા માટે સારૂં શિક્ષણ તો તેજ છે કે જે મનના ભાવોને પરિપૂર્ણ કરે, અને સાથે સાથે એ ભાવોને કાર્યમાં પરિણીત કરવાનો પ્રબન્ધ પણ કરી આપી શકે.

મનુષ્ય જીવનમાં કેવળ વિચારોનું લેણુ દેણુજ કરવાનું રહેતું નથી, પણ ઘણું ખરૂં કામ પણ કરવું પડે છે. સમાજમાં રહેતાં ઘણું કષ્ટ તેમજ નુકસાન સહન કરીને ચાલવું પડે છે, તથા ઘણો પરોપકાર પણ કરવો પડે છે. આ કઠોર કર્તવ્યમય જીવનને માટે જે અવસ્થામાં મનુષ્ય તૈયાર કરવામાં આવે છે તેજ અવસ્થામાં અર્થાત્ વિદ્યાર્થી જીવનમાંજ સંસારના સઘળા કામોમાં મન ઘાલવું આવશ્યક છે, એમ નહી કરવાથી ભવિષ્યને ઉપયુક્ત

થઇ શકાતું નથી. એનું ફળ પાછળથી ભોગવવું પડેછે. બીજી બાજુથી વિદ્યાર્થી જીવનમાં કામ કરવાનો સુયોગ મળવાથી મુખ્ય લાભ એ થાય છે કે બચપણથીજ સ્વાધીન કર્મનું શિક્ષણ મળી જાય છે, અને ઇચ્છા પેદા થવા માંડે છે. એનું ફળ એવું આવે છે કે ઘણાં લોકોને એક મતમાં લાવીને સર્વમાં ઐક્ય કરી અથવા સમાજો સ્થાપન કરીને મોટાં મોટાં કામો કરવાની યોગ્યતા આપે છે.

આપણા દેશના લોકો આ કામ કરવાની ઇચ્છા અથવા આકાંક્ષાનો ઘણોજ થોડો આદર કરે છે, એટલુંજ નહીં કિન્તુ એને શિક્ષણના અંગોમાં પણ ગણતા નથી. આ દૃષ્ટિથી શિક્ષણ બીલકુલ અન્તઃસારશન્ય નકામું તેમજ કષ્ટ જનક થઇ પડે છે. આજ કારણને લીધે ઇતિહાસનો ઉપદેશ આપણા મનમાં ઉત્સુકતા પેદા કરી શકતો નથી. ભૂગોળ ઘણીજ સુકી અને નીરસ વિષય લાગે છે. ઘણાએ વિદ્યાર્થીઓની ધારણા એવી હોય છે કે સંસ્કૃત શિખવાની કંઇજ આવશ્યકતા નથી. અને ઘણા લોકો ગણિતના આંકડાઓથી વાઘના જેટલા ડરે છે. તાત્પર્ય એ છે કે વિદ્યા ગ્રંથ-ગત વસ્તુ થઇ ગઇ છે. જીવનનાં પ્રતિદિનના કામની વસ્તુ રહી નથી. સમાજના દરેક જણને માટે શિખેલી વિદ્યાને અમલમાં લાવવી એ કઠણ કામ થઇ પડયું છે. કેવળ પરીક્ષા ગૃહ અથવા ગ્રન્થોની સન્મુખ નહિ બેસવાથી અથવા અમુક વાક્ય અથવા વિષય પોથીમાં કઇ જગ્યાએ છે એ બરોબર બતાવી (Localise) નહિ શકવાથી ભારી વિપત્તિમાં ફસવું પડે છે. એનો અર્થ "જ્ઞાન મનનું અંગ નહીં બનતાં બહાર ભ્રમણ કરી રહ્યું છે." એ શિવાય બીજો શું થઇ શકે ?

પુસ્તક વાંચવાના સંબંધમાં પણ ઘણા લોકોની ધારણા હોવી જોઇએ, તેવી સારી હોતી નથી. એ લોકોની સમ્મતિમાં વિદ્યાર્થીઓની એક માત્ર તપસ્યા, લખવા વાંચવાનીજ હોવી જોઇએ, પરન્તુ એ લોકો આ વાતને સમજવાની ચેષ્ટા પણ કરતા નથી. કે કયા ઉપાયથી આ લખવું વાંચવું એ પ્રકૃત શિક્ષણનું ઉપકરણ (Ingredient) બની શકે ?

એ વાત સમજી રાખવી જોઇએ કે સ્વાધીન મનન કરી શકવાથી બીજાના આપેલા ભાવ અને વિચાર આપણા મનમાં સ્થાન મેળવી શકતા નથી. ભોજન કેવળ પેટમાં નાખી લેવાથી શરીર પુષ્ટ થતું નથી. શરીરને પુષ્ટ કરવાને માટે ભોજનને રક્ત અને માંસ માં બદલી નાંખવું પડે છે. જેવી રીતે શરીરને સ્વાસ્થ્ય અને સ્વાભાવિક અવસ્થામાં રાખવા-ની આવશ્યકતા છે તેવીજ રીતે મનને સ્વાધીન બનીને કામ કરવાનો સંજોગ નહિ આપવા-થી પુસ્તકપાઠ તથા બીજાનો આપેલો ઉપદેશ ગ્રહણ કરવો પણ અસંભવ છે. સ્વાધીનતા પૂર્વક વિચાર નહિ કરવાથી મનની વૃત્તિઓ વિકાશ પામતી નથી. જો સદા બીજાનું ચાવેલું ચવણ ચવાયા કરે, તો શક્તિનું સંચાલન કયારે થઇ શકે ! અને બુદ્ધિ કામમાં કયારે વે ? એથી એવો પ્રબન્ધ કરવો જોઇએ કે વિદ્યાર્થીઓ પોતે પોતાના મનના વિચારોનો પ્રકાશ કરીને યથાર્થ લાભ ઉઠાવી શકે ! એને માટે અમુક માણસ શું કહે છે ? અમુક વ્યક્તિની સમ્મતિ શું છે ? એટલુંજ સમજી જાણીને નિશ્ચિત રહેવું ઉચિત નથી. કારણ કે ..- વિષયમાં (ભાષા, સાહિત્ય, ગણિત, ઇતિહાસ) અને પ્રત્યેક જાણવા યોગ્ય વાતમાં -ડ જાતિના જ્ઞાન ભંડારમાં અમારે પણ કંઇક વધારો કરવાનો છે.' એ વિચારથી

પનુપ્રાણિત થઇ વિદ્યાલયમાં દાખલ થવું પ્રત્યેક વિદ્યાર્થીનું કર્તવ્ય છે.

જો સ્વાધીન ચિન્તનની સૃષ્ટિ નહી કરી શકે તો શિક્ષણનું આયોજન પ્રશંસા યોગ્ય આપશે। દેશ, જાતિ, સમાજની સભ્યતા, ઇતિહાસ અને રીતિ નીતિ વિદેશીય ગ્રંથોમાં વાંચીનેજ સંતુષ્ટ રહેવું ઉચિત નથી. હું જાતે મારા દેશના ઇતિહાસને તેના સત્ય રૂપમાં શીખીશ અને યથાર્થ વાતોની ખોજ કરીને આપણી સ્વતંત્ર સભ્યતાનો ઉદ્ધાર કરવાનો યત્ન કરીશ. જો આ ભાવ વિદ્યાર્થીમાં નહી હોય તો તેનું શિક્ષણ પ્રકૃતિ શિક્ષણ નથી, જો દક્ષિણની વાતો, મહારાષ્ટ્રીય કવિઓની રચના તથા તામિલ અને તેલગુ ભાષાઓના પ્રસંગ ભારતવાસીને ન્યુઝીલાંડની વર્તમાન સભ્યતા અને પીરુ પ્રદેશના પુરાણા ઇતિહાસના જેવા માલૂમ પડે તો દેશમાં કેટલાઓ અનુસંધાન કની વિદ્યાર્થી (Research Scholar) કેમ નહી વધે ? અધિક M. Sc. Ph. D. પાસ કેમ નહિ થાય, સઘળું રાજનૈતિક વિજ્ઞાન (Political Philosophy ) કેમ નહી શીખવામાં આવે, તોપણ એટલું તો કહેવું પડેશે કે દેશનું શિક્ષણ હજી અધુરૂં છે.

સ્વાધીન ક્રિયા તથા ચિન્તન શક્તિ ઉત્પન્ન નહિ કરી શકવાથી શિક્ષણનો ઉદ્દેશ સિદ્ધ થઇ શકતો નથી, અથવા વિદ્યા મનુષ્યત્વ વિકાશના ઉપાય તરીકે કામ લાગતી નથી. વિદ્યાર્થીના મનમાં સ્વાભાવિક જે વિચાર સમૂહ અને ભાવો હોય, તેનો સદ્વ્યવહાર કરવાને માટે વિદેશીય પૃથાથી ઉદ્દેશ સફળ થઇ શકતો નથી. દેશમાં જે નિયમ અને આદર્શ સનાતન કાળથી ચાલી આવે છે તેને ઉપયુક્ત-શિક્ષણ પ્રણાલી જો નહિ બનાવવામાં આવે, તો વિદ્યાર્થીઓના મનમાં નીરસતા ઉત્પન્ન થઇ જાય છે. આવી રીતે શિક્ષણનો વિષય વિદ્યાર્થીઓના હૃદયપર આધિપત્ય જમાવી શકતો નથી. કેવળ બનાવટી શિક્ષણનો બોજ જબરદસ્તિથી શિરપર લાધવામાં આવે છે. એટલા માટે દેશની ઉપલબ્ધિ જેટલી જગ્યાએ કરવામાં આવે, જેવી કે ધર્મ, સમાજ, રીતિનીતિ, તીર્થ શિલ્પ, મેળા ઉત્સવ, મહાપુરૂષ એ સર્વની સાથે સંયુક્ત કરીનેજ શિક્ષણ આપવું જોઇએ.

શિક્ષણના સંબંધમાં એક બીજી પણ આવશ્યકતા છે, તે એ છે કે દેશના શિક્ષણના પરિચાલક અથવા ચલાવવાવાળા દેશના લોકજ હોવા જોઇએ. બહારના લોકો આપણું ગમે એટલું ભલું ચહાતા હોય, પરન્તુ તેમના મનની ગતિની સાથે આપણા મનની વૃત્તિઓ મેળ ખાઇ શકતી નથી. એક જાતિ બીજી જાતિના હૃદયની વાત સારી રીતે સમજી શકતી નથી. એને લીધે હજારો શુભ ઇચ્છાથી કામ આરમ્ભ કરવા છતાં પણ આપણું ભલું થઇ શકતું નથી. સ્વાધીનતાના તોર પર પોતપોતાના અભાવોને પોતે જાતે પૂર્ણ નહિં કરી શકવાથી મનને અનુસાર ફળ મળી શકતું નથી, દેશના શિક્ષણનો ભાર દેશના લોકોના હાથમાં રાખવાથી જે શક્તિની આવશ્યકતા પડે છે, તેજ શિક્ષણનું પ્રધાન અંગ છે.

સારાંશ—પ્રકૃત શિક્ષણ આપવાં માટે બાલ્યાવસ્થાથીજ ભવિષ્યના લક્ષ્ય ઉપર દૃષ્ટિ રાખવી જોઇએ, અને સ્વાભાવિક તેમજ સહેલાઇથી ગ્રહણ કરવા યોગ્ય વિષયોનું શિક્ષણ આપવું પડશે જે વિદ્યાનો સંગ વિદ્યાર્થીને સમાજની સઘળી ચિન્તા અને કર્મોનો બોજ સહન કરવાની સરળતા અને તરૂણ વયમાં પણ કર્મની ઉપર આધિપત્ય સ્થાપન કરવાની આકાંક્ષા પેદા કરે, એવી પ્રતિજ્ઞા કરવાની આવશ્યકતા છે.* D'Ray.

* હીંદી 'પ્રભા' ના એક લેખને આધારે.

# શ્રીમદ્ભગવદ્ગીતા.

(લેખકઃ—રા. રા. ભગવાન્ શિવશંકર ભટ્ટ—સુરત.)

---

અધ્યાય ૧૮ મો.

અર્જુન કહે, હે હૃષીકેશ ! હું જાણુવા ઇચ્છું વળી;
સંન્યાસ, ત્યાગનું સ્વરૂપ જુદું કહો તેજ કૃપા કરી.
શુણુ કામ્યકર્મનો ત્યાગ તે સંન્યાસ વિદ્વજ્જન લહે;
સહુ કર્મ ફલના ત્યાગને, કહે કૃષ્ણ, ત્યાગ ધીમત્ કહે.
વળી દોષવાળું કર્મ તેને ત્યાજ્ય કો પુરૂષો કહે;
ત્યમ યજ્ઞ દાન તપાદિ કર્મો અન્ય અત્યાજ્યજ લહે.
તવ કર્મત્યાગ વિષે તું અર્જુન શ્રવણુ કર મુજ નિશ્ચયો;
હે પુરૂષવ્યાઘ્ર! એ ત્યાગ છે ત્રણુ પ્રકારે નિશ્ચ કહ્યો.
છે યજ્ઞ દાન તપાદિ કર્મ અત્યાજ્ય કરવા યોગ્ય તે;
કારણુ ખરે એ કર્મ બુદ્ધિમન્તને પાવન કરે.
એ યજ્ઞ આદિ કર્મ પણ ફલ સંગનો ત્યાગજ કરી;
છે પાર્થ કરવા યોગ્ય અહેવો શ્રેષ્ઠ મુજ નિશ્ચય વળી.
વળી નિત્યનાં જે કર્મ તેનો ત્યાગ તે ઘટતો નહિ;
મોહે કરેલો ત્યાગ તામસ–ત્યાગ તેજ કહ્યો સહી.
ગણી દુઃખ, કાયા કલેશભયથી, કર્મત્યાગ કરે સહી;
જે ત્યાગરાજસ કરી, તે–કદિ ત્યાગ ફલ પામે નહિ.
હે પાર્થ કરવા યોગ્ય માની, નિત્ય કર્મ કરાય જે;
વળી સંગ ફલને ત્યાગીને સાત્વિકીત્યાગ મનાય તે.
નહિ દ્વેષ અકુશલ કર્મમાં, નહિ કુશલ કર્મે રાચતો;
આ ત્યાગી તત્વે વ્યાપ્ત જય, તત્વજ્ઞ નિસ્સંશય થતો
દેહાભિમાની અશેષે કરી કર્મ ત્યાગ શકે નહિ;
પણુ-કર્મ ફલનો ત્યાગી તે ત્યાગીજ કહેવાએ સહી.
વળી મિશ્ર ઇષ્ટ, અનીષ્ટ, ત્રિવિધિ, કર્મ ફલ પામે સહી;–
મૃત્યુ અનન્તર અત્યાગી; સંન્યાસી કો કાળે નહિ.
હે પાર્થ કારણુ પાંચ આ તું જાણુ મુજથી નિશ્ચયી;
જે સર્વ કર્મની સિદ્ધિસાટ, કૃતાન્ત સાંખ્ય કહ્યાં સહી,

શુણ આધિષ્ઠાન અનેજ કર્તા, કરણ વિવિધ પ્રકારનું;
છે વિવિધ ચેષ્ટા વળી તેમાં-દૈવ કારણ પાંચમું. ૧૪
વળી શરીર વાચા મન થકી નર કર્મ જે પ્રારમ્ભતો;
પછી ધર્મ્ય વા વિપરીત, તેનાં પાંચ છે આ હેતુઓ. ૧૫
એ છતાં એમાં મૂઢ જે આત્માજ કર્તા રૂપ જુએ;
અવિવેકી, બુદ્ધિ રહિત હોઈ, ન દેખતો દુર્મતિજ તે ૧૬
જે અહંકૃત વૃત્તિજ નથી નથી બુદ્ધિમાં લેપન થતો;
આ લોકને હણતોજ તે, હણતો નથી, નથી બાધતો. ૧૭
વળી જ્ઞાન, જ્ઞેયજ, પરિજ્ઞાતા; ત્રિવિધ કર્મનીં પ્રેરણા;
ત્યમ કરણ, કર્મ, અનેજ કર્તા, કર્મ-સંગ્રહ ત્રિવિધતા. ૧૮
વળી જ્ઞાન, કર્મ, અનેજ કર્ત્તા, ત્રિગુણ ભેદે વિવિધ જે,
છે સાંખ્ય શાસ્ત્ર વિષે કહેલાં, યથાવત તું શુણ તે. ૧૯
શુણ, સર્વ ભુત વિભકતમાં દેખાય છે જે જ્ઞાનથી;
અવિભકત, અવ્યય, ભાવ એકજ, જ્ઞાન તે સાત્વિક સહી. ૨૦
વળી સર્વ ભૂતે ભેદ ભાવે જુએ છે જે જ્ઞાનથી;
પૃથક, નાનાવિધિ આત્મા, જ્ઞાન તે રાજસ સહી. ૨૧.
ત્યમ, કોઈક કાર્યે પૂર્ણ રૂપ છે તેજ, હેતુ રહિત જે
વળી અલ્પ, અતત્વાર્થવત્, છે જ્ઞાન તામસ જ્ઞાન છે, ૨૨
વળી દ્વેષ-રાગે રહિત નિત્ય અસંગ કર્મ કરાય જે;
ફલતણી ઈચ્છા રહિત પુરૂષે; કર્મ સાત્વિક જાણતે. ૨૩
વળી સાભિમાની સકામ પુરૂષે, કામ્ય કર્મ કરાય જે;
અનિયત અને બહુ કલેશકારી; કર્મ રાજસ જાણ તે. ૨૪
અનુબંધ, ક્ષય, હિંસા અને સામર્થ્યને ન વિચારીને;
અવિવેકથી જે આદર્યું, કહેવાય તામસ કર્મ તે ૨૫
અભિમાન હીન, ઇચ્છા રહિત, વળી ધૃતિ ઉત્સાહે ભર્યો.
અવિલક્ષી પ્રાપ્તિ અપ્રાપ્તિમાં, સાત્વિકી કર્તા તે કહ્યો. ૨૬
ફલેચ્છાસહ, રાગી, લોભી, અશુચિ હિંસક વળી;
છે હર્ષ શોકે યુક્ત ફલમાં, રાજસી કર્તા સહી. ૨૭
વળી અયુત, પ્રાકૃત, સ્તબ્ધ, શઠ, ને, અનુપકારી, સુસ્ત જે;
ત્યમ અસંતોષી, દીર્ઘ સૂત્રી, તામસી કર્તાજ તે. ૨૮
વળી બુદ્ધિ, ધૃતિના સત્વ આદિ ગુણ થકી ત્રણ ભેદ જે;

કહું ભિન્ન ભિન્ન સમગ્ર હું, હે ધનંજય ! શુણુ તેહને. ૨૯
જે બુદ્ધિ કાર્ય, અકાર્ય ને પ્રવૃત્તિ, નિવૃત્તિ સહી;
વળી બંધ, મોક્ષજ જાણતી, તે બુદ્ધિ, અર્જુન ! સાત્વિકી. ૩૦
જે વડે ધર્મ, અધર્મ, કાર્ય, અકાર્ય જાણે છે વળી;
અયથાર્થ ને સંશય સહિત, તે જાણુ બુદ્ધિ રાજસી. ૩૧
વળી તમે આવૃત બુદ્ધિ જે, માનેજ ધર્મ અધર્મને;
ગણે પાર્થ વિપરીત અર્થ સૌ, તામસી બુદ્ધિ જાણું તે. ૩૨
જે ધૃતિએ મન પ્રાણુ ઇન્દ્રિય ક્રિયા નિરોધન કરે;
હે પાર્થ યોગે યુક્ત એવી, વૃત્તિ તે સાત્વિક ખરે ૩૩
હે પાર્થ ધારણ કર્યો જેણે ધર્મ, અર્થજ, કામને;
કર્તૃત્વ ભાવે ફલેચ્છાએ, વૃતિ રાજસી તેહ છે. ૩૪
જે વડે સ્વપ્ન, વિખાદ, મદ, વળી શોક, ભય ને દુર્મતિ;
નથી ત્યાગતો કો વેળ, અર્જુન ! ધૃતિ છે તે તામસી. ૩૫
હે પાર્થ વળી હાવે તું હુંથી ત્રિવિધ સુખ કર શ્રવણ તે;
જેમાં રમે અભ્યાસથી નર પામતો દુઃખ અન્ત તે. ૩૬
જે અગ્રમાં વિષવત્ દિસે પરિણામમાં અમૃત સમું;
વળી આત્મબુદ્ધિ પ્રસાદજ તે યોગીએ સાત્વિક કહ્યું ૩૭.
વિષયેન્દ્રિથી ઉત્પન્ન થતું જે અગ્રમાં અમૃત સમું.
પરિણામમાં હોય વિષ જાણે રાજસી તે સુખ કહ્યું. ૩૮
જે અગ્રને પરિણામમાં નિજ બુદ્ધિને મોહક વળી;
ત્યમ ઉંઘ, આળસ, પ્રમાદે ઉત્પન્ન થયું તે તામસી. ૩૯
નથી વિદ્યમાનજ પૃથ્વીમાં, વળી સ્વર્ગમાં કે દેવમાં;
પ્રકૃતિ જન્ય પદાર્થ કો, પૂર્વોક્ત—આ ત્રણ ગુણવિના. ૪૦

(અપૂર્ણ)

---



## અમીના

(ગતાંકથી ચાલુ)

મીરજાંએ કહ્યું—" ભાઈ લક્ષ્મીશંકર ! મને માફ કરો, હું કદી આવું કામ કરીશ નહી."
લક્ષ્મીશંકર—ખરા અંતઃકરણથી કહો છો અથવા ઉપર ઉપરથી ?
મીરજાં—નહિ, ભાઇ ! હું મારા હૃદયની વાત કહી રહ્યો છું.
લક્ષ્મીશંકર—મીરજાં ! તમારા ગુણના હું વખાણ કરી શકતો નથી. જ્યારે તે

સૌ વાતો યાદ આવે છે ત્યારે તમને દેવતા સમજી પૂજા કરવાનું મન થાય છે. ભાઇ! એકજ દોષથી તમારા તે સૌ ગુણો પર પાણી ફરવા લાગ્યું છે.

**મીરજાં**—લક્ષ્મીશંકર! હું સૌ સમજું છું, હું સૌ જાણું છું, પણ તમો મારા મનનું દુઃખ જાણતા નથી, મને તે વાતથી ઘણો ખેદ થાય છે

લક્ષ્મીશંકર—ઠીક, હું માની લઉં છું કે-તમારી ઘરવાળી ઘણી વાચાળ છે, તેનામાં સાચી પતિભક્તિ નથી, તમો તેની પ્રીતિથી સુખી નથી, તો શું તેથી તેનાં પર ગુસ્સો કરી તમો પોતાના પગ પર પોતેજ કુવાડો મારશો! તેથી તેજ થયું કે કોઇ થાળી ચોરી ગયું તો ધરતી પરજ ખાઇશું અને કદી થાળી લઇશું નહિ આ તમારી કેવી અક્કલ છે? તમારી તે અક્કલથી તમારાં આખા ઘરના માણસોને દુઃખ પહોંચી રહ્યું છે, તમો પણ તે જાણો છોજ.

**મીરજાં**—લક્ષ્મીશંકર! તમારાથી મેં કદી મારા મનની વાત સંતાડી નથી, સૌ વાતો તમો જાણો છો. મારી સ્ત્રી મારા મન જેવી નથી, વિવાહ થવા પહેલાં મેં જે સુખનું સ્વપ્નું જોયું હતું, તેનાથી તો હું સોએ ટકા નિરાશ થઇ ગયો છું, હૃદયમાં પણ ભારે આઘાત ખમી ચૂક્યો છું. મારા દુઃખની વાત તમને શું કહું? જ્યારે હું શરાબ પીતો પણ ન હતો, જ્યારે મને શરાબથી ઘણી ઘૃણા હતી, ત્યારે પણ મારી સ્ત્રી મારા પર શરાબ પીવાનો શક કર્યા કરતી હતી. આવી રીતે ઘૃણિત બની રહેવાનું દુઃખ કેવું ભારે હોય છે; જેણે કદી ભોગવ્યું છે તે સમજી શકે છે. સમજાવવાથી પણ તમો સમજશો નહિં. શરાબ શરીર અને મન બન્નેને નુકશાન પહોંચાડે છે, તે હું સારી રીતે જાણું છું. પણ હવે મેં જોઇ લીધું છે, તેનામાં એક ભારે ગુણ પણ છે જ્યારે હું કદી શરાબ પી લઉં છું, તે સમય મારા અસહ્ય દુઃખને ભૂલી જાઉં છું. આજ જે મેં શરાબ નહિં પીવાની પ્રતિજ્ઞા કરી છે તે મારા સારા માટે નથી કરી, મેં મારી સ્ત્રીનું મોઢું જોઇને કરી છે; પ્રતિજ્ઞા કરી છે તો મારી બ્હેન-અને માતાની વાત વિચારીને કરી છે. કાલે રાત્રે મારે તેમના સામે ઘણું લજ્જીત થવું પડયું હતું અને તે પણ હું સારી રીતે સમજું છું કે મારા આચરણથી તેમને ભારે દુઃખ વેઠવું પડયું છે. આજ ઘૃણાને લીધે મારો જીવ ચાહે છે કે પ્રાણ આપી દઉં."

આવી રીતે બોલતાં બોલતાં મીરજાંના નેત્રો અશ્રુથી ભરાઇ ગયાં. લક્ષ્મીશંકરે તેમનાં આંસુ લોહીને તેમને પોતાની છાતી સાથે દબાવી દીધાં.

### અષ્ટમ પરિચ્છેદ

સંધ્યાના સમયે લક્ષ્મીશંકર મીરજાં સહમદને તેમને મકાને મુકી આવ્યા અને મીરજાંની માતા ફાતમાને એકાંતમાં લઇ જઇ કંઇ સમજાવી ગયા. રાતની વાત કોઇએ કરી નહીં અને મીરજાં પણ કોઇ સાથે બોલ્યા નહીં. પોતાના સુવાના રૂમમાં ચૂપચાપ બેસી રહ્યા. ફાતમા તો સમીસાંજથી પથારીમાં સુઇ જવા પડયાં. અમીનાએ ઘણા યત્નથી ભોજન બનાવ્યું. પણ તેને તેમના સામે આવવાનો સાહસ થયો નહી, હસીનાએ પોતાના ભાઇને હોંશથી હોંશથી ભોજન કરાવ્યું. હંમેશાં જેમ જમતી વખત હસીના પોતાના ભાઇને તરેહતરેહની વાતો કરી આનંદ આપતી, તેમ આજે પણ દરરોજના રીવાજ પ્રમાણે વાતો કરી ભાઇનું મન આનંદી કરવા લાગી. તેમાં તેવી વાત આવતી ન હોતી, કે જે સાંભળી પોતાના ભાઇને

ખોટું લાગે અને પોતાના મનમાં અશ્રદ્ધા ઉત્પન્ન થઇ છે તેમ સમેજ હસીનાના પવિત્ર મનમાં કદી મલિનતા પ્રવેશ કરી શકિત નથી.

ખાઇ પીને મીરજાં જઇ પલંગ પર પડયા. તે પહેલાંથી અમીના આવી સૂઇ ગઇ હતી. તે રાત્રિ પતિ—પતિ વચ્ચે કાંઇ પ્રકારની વાતચીત થઇ નહીં. મીરજાંને જોઇ અમીનાએ પાસુ ફેરવી લીધુ, મીરજાંએ પણ પોતાનું મોઢું ફેરવી લીધું, ત્યાર પછી થોડા સમયમાં મીરજાં નિદ્રાવશ થઇ ગયા, પરંતુ અમીના આખી રાત્રિ તરફડતી રહી, પણ સવાર થતાં સુધી પણ તેને નિદ્રા આવી નહીં

બીજા દિવસે સવારે જયારે મીરજાં ઘર બહાર જઇ બેઠા. તેમનો એક પાડોશી તેમને મળવા આવ્યો. જેને તેઓ સન્માનની દ્રષ્ટિથી જોયા કરતા હતા, પાડોશી પણ તેમનો શુભ ચિન્તક હતો. પાડોશીએ આમ તેમની વાતો કરી પછી પૂછ્યુ "મીરજાં ! તમારે માટે એક વાત સાંભળી મને ઘણો અફસોસ થયો છે. વાત એવી ભયાનક છે કે એકાએક તેનો વિશ્વાસ થઇ શકતો નથી !"

મીરજાંના માથા પર વિજળી તૂટી પડી. તુરત કંઇ ઉત્તર તેમને જણાયો નહીં. ચૂપચાપ માથુ નીચું કરી બેસી રહયા. પાડોશી ફરી કહેવા લાગ્યો—", તમારા જેવા યુવકો, આજ કાલ થોડા છે, પછી કેમ તમારી બદનામી ફેલાય, મારા સમજવામાં કંઇ નથી આવતું."

મીરજાંએ આ વખતે ધીરેથી કહ્યું. "કેવી બદનામી ? કાકા ?" પાડોશી કંઇ અચકાતાં અચકાતાં બોલ્યો—"લોક કહે છે કે તમારી ચાલ ચલણ બગડી ગઇ છે. વેશ્યાસકત થઇ ગયા છે; રાત્રે ઘેર નથી આવતા, ઘેર આવો છો તો નશો કરીને આવો છો. આ કેવી વાત છે ? મીરજાં ?"

પાડોશીની વાત સાંભળીને મીરજાં થોડો વખત તો અવાક્ થઇ ગયા. પછી કંઇ સ્થિર થઇ બોલ્યા—"આપે આ વાત કોની પાસેથી સાંભળી છે. ?"

"વાત તો અમારા ઘરની દાસી કહેતી હતી, પણ તેણે તમારા ઘરના કોઇ માણસના મોઢેથી સાંભળી છે."

"ઘરનાજ કોઇ માણસે કહી છે ? તે કોણ ? તે જાણી લેવા માટે મીરજાંને ઘણો પરિશ્રમ કરવો પડયો નહિ. તે ધરતી "ડાકણ" અમીના. સિવાય બીજું કોણ હોઇ શકે ? એ કામ તેનુંજ છે. નિદાન તેજ અનુમાને તેમના મનમાં પાકું થઇ ગયું, અને આમ અનુચિત નિંદા ફેલાવવા માટે અમીનાપર ઘણો ક્રોધ થવા લાગ્યો એટલો ક્રોધ વધી ગયો કે કંઇ બદલો લેવાની ચેષ્ટા પણ કરી શકયો નહિં. પાડોશીનો અન્તિમ ઉપદેશ થયો—"જાણી શકાય છે કે બુરી સંગતમાં પડીને તમારા પવિત્ર જીવનપર કલંક લાગવા માંડયું છે. પણ પુત્ર ! ખોટું લગાડશો નહિ. હમારૂં કહેવું માનો, અત્યારેથી કુસંગતથી દૂર થાઓ. તમને કોઈ સમજાવનાર નથી તેથી તમને આવું કહું છું."

મીરજાં ચૂપ. અમીનાથી તેનો બદલો કેમ લેવાય, તેજ ચિંતા તેમના મનમાં ઉદ્ભવવા લાગી. અમીના તો આમાંનું કંઇ જાણતી ન હોતી, તેનું મૂળ તો પેલી બટક બોલી

દાસી હતી. ઉપરથી પેલી દાસીએ મીઠું મરચું ભભરાવીને વાત ઘણી વધારી દીધી હતી. આ ચરિત્ર સમજવાની શક્તિ દેવતાઓમાં પણ નથી, અને દાસી ચરિત્ર સમજવાની શક્તિ દેવતાઓના દેવમાં પણ નથી, તો માનવ જાતિની સ્ત્રી ચરિત્ર આગળ ગણતરી શી?

(અપૂર્ણ)
દીવાન.

---

# પશુપક્ષી પ્રતિ દયા.

(રા. રા. દયાચંદ્ર ગોયલીય, બી. એ.ના હીંદી પુસ્તક પરથી)

પાઠકગણ, એકવાર બહાર આવી જુઓ. નદી, સરોવર, વન, ઉપવનની કેવી શોભા થઇ રહી છે! વેલા, ગુલાબ, ચંપક, ચંબેલી, ઇત્યાદિ સુગંધી સુંદર પ્રફુલ્લ કુસુમરાશિ ચિત્તમાં એક અનિર્વચનીય નિર્મલ આનંદ આણી આપે છે. મધુપાનના ઉન્માદમાં પ્રમત્ત થતાં ભ્રમરકુલ ગુંજારવ કરે છે, અને ફુલનો પરાગ લુંટી પલાયન થાય છે. સુંદર સુંદર નાના વર્ણનો પક્ષીસમૂહ કોઇ વેળાએ લતા પર, તો કોઇ વેળાએ વૃક્ષની શાખાપર, અથવા કોઇ વેળાએ ઉપડતાં ફુલપર બેસી કેવું મિષ્ટસ્વરે ગાન કરે છે. પાઠકગણ! આ સ્વચ્છંદ વિચરણ કરનાર; વિહંગમકુલની મનોરમ કોમલ આકૃતિ દેખી આપનું હૃદય શું આનંદની સુધાધારાથી ભરાઇ ઉઠતું નથી! એઓના અસ્પષ્ટ મિષ્ટ કિલ કિલના શ્રવણથી આપનું ચિત્ત શું મોહિત થતું નથી? આ સર્વે નિરપરાધી નાના નાના પક્ષીનું માંસ ભક્ષણ કરી તેને આપનું જીહ્વાનું તૃપ્તિ સાધન કરવા ચાહો છો? પ્રકૃતિના (કુદરતના) આ વિચિત્ર સૌંદર્યની અપેક્ષાએ એઓને મારીખાઇ જવામાં શો લાભ થવાનો! કદિ પણ નહી. જે વસ્તુ દેખાતાં ચિત્ત સ્વતઃજ આનંદ પ્રાપ્ત કરે, તેનો નાશ કરવાનું કદિ પણ ચાહે નહી, તેના ઉપર એક પ્રકારનો સ્નેહ આવી જાય એટલે કે સર્વદા તેને દેખવાની આકાંક્ષા જાગૃત રહે છે. તેનો વિયોગ (અભાવ)ના નામે હૃદય કંપી ઉઠે, શરીર રોમાંચિત થાય, મનુષ્યને પશુ મધ્યે આ નાનો સરખો ભેદ છે જે મનુષ્યને વિચારશક્તિ છે. તેમનામાં વિવેચના (વિવેક) છે. અને પશુને તે વિવેક મનુષ્યની અંદર પશુ એવી શ્રેણી જાતિ છે કે જેઓ રસનાની ક્ષણિક તૃપ્તિની ખાતર વધીઘાત ઘણા રિવેક જુદી જીવનુ (ભયંકર) નિર્દયતાનું અવલંબન કરે છે. પાઠક ગણ! ચાલો વધભવને (કસાઇ ખાનામાં) જઇ જોઇએ. કેટલાં બકરીના બચ્ચાં કેદીની પેઠે ઉભાં રહ્યાં છે અને ક્ષુધા તૃષાનું દુઃસહ દુઃખ સહન કરે છે. વધભવનના દ્વાર ખુલતાંજ તેઓ ખાવા પીવાની આશામાં બહાર આવી અને આકુલનેત્રે જોઇ પુછડી હલાવતાં હલાવતાં આગળ થવાને ઉદ્યમ કરે છે. તેઓના નેત્રમાંથી નિર્મળ વિશ્વાસ અને ખાવાનું મળવાની આશા ફુટીને બહાર આવે છે. પરંતુ દુઃખનો વિષય છે કે ક્ષણવારમાં તેઓ પોતાની દશા સમજી લે છે ને બહાર હોવાનું ચાહતાં નથી ને ભયથી કાંપવા લાગે છે, અરે જુઓ, એઓની મધ્યમાંથી એક બકરીના બચ્ચાંને વ...ધ...ને માટે જુદું કરેલ છે. સહાય વિનાનું નિરપરાધી પશુ

"તે ગમે તેમ હો, તે મારી માતા છે, તથા ઘડપણમાં તેની પાસે રહી તેનું સંરક્ષણ કરવું મારૂ કર્તવ્ય છે. આપણે બંને ગયાં હોત તો સારૂં થાત! પણ આખરે મારે તો જવુંજ જોઇએ."

"જો આપ જશો તો ત્યાં કેટલાક દિવસ રહેશો? એકાદ અઠવાડીઉંજ કે વધારે? પણ નહિં.-તમે બેચાર દિવસથી વધુ રહેશો નહિં. મને તમારા વિના બીલકુલ ગોઠવાતું નથી."

"હું જઇશ.-જીવનભર ત્યાંજ રહીશ! મારેજ જો તું આવી હોત તો સારૂં થાત?"

"હું તો આવવાનીજ નહિંજ, પણ આપને એક અઠવાડીઆંથી વધારે રહેવા દેવાની નથી. અત્યારે તમારે જવું હોય, તો જાઓ. હું એક અઠવાડીઆંની મુદત આપું છું. હવેથી આ સંબંધે મને આપ બીલકુલ ત્રાસ આપશો નહિ."

"વાહ વાહ! તુંએ આવતી નથી, અને મને પણ જવા દેતી નથી! એ તો જુલમજ કહેવાય ને! તું આવે અગર ન આવે, પણ હું જવાનો છું એ તો નક્કી જ!"

"જ્યારે આપની માતાએ આપને વેચ્યા, ત્યારે એવો કરાર ન હતો. અત્યારે આપ મારા છો. જે વખતે આપ ઘર જમાઇ થયા, તે વખતથીજ આપની માતાનો આપના પરથી હક ઉડી ગયો છે. ઘર જમાઇ એટલે વેચાતી લીધેલી વસ્તુ પ્રમાણેજ રહેવું જોઇએ, તેને સ્વતંત્ર રહેવું શક્ય જ નથી. એ ઉદ્દેશથીજ મારા પિતાએ આપનાં શિક્ષણ સારૂ આટલો ખર્ચ કર્યો હતો.

## (૨)

કૃષ્ણરાવ ગર્ભશ્રીમંત હતા. સુશીલા એ તેની એકનું એક છોકરૂં! પુત્રીમાં તેનો સર્વ જીવ સમાયો હતો. તે હંમેશાં પોતાની પાસે રહે તે માટે તેમણે ઘર જમાઇ કીધો હતો.

પ્રભુદયચંદની ઘરની સ્થિતિ ગરીબ હતી. ઘેર ફક્ત તેની માતા જ હતી. તેના મનમાં ભણવાની ઇચ્છા પુષ્કળ હતી પરંતુ ગરીબીને લીધે તેને તે દાબી દેવી પડી. કિન્તુ સુદૈવે લગ્નનો યોગ આવતાં અઢાર વર્ષની વયે કૃષ્ણરાવનો જમાઇ બન્યો, અને ત્યાં તેની ભણવાની ઇચ્છા પૂર્ણ થઇ.

સુશીલા સ્વરૂપવાન્ હેઇ તેણે પ્રવેશ પરીક્ષા (મેટ્રીકયુલેશન) સુધી શિક્ષણ લીધું હતું. પણ મા બાપના લાડને લીધે તેનો સ્વભાવ ભમતી બન્યો હતો. આપણી કથા શરૂ થઇ તે વખતે પ્રભુદયચંદ્ર બી. એ. ના કલાસમાં હતો બી. એ. થયા પછી એકાદ નોકરી શોધી કાઢી પોતાની મા સાથે સ્વતંત્રપણે જઇ રહેવું, એવો વિચાર હતો, પરંતુ તે ઘર જમાઇ હોવાને લીધે તેને સાસરાંની પરવાનગી વિના શું કરવું તે સુઝતું ન હતું. તેણે કૃષ્ણરાવને એક બે વાર પોતાની ઇચ્છા જણાવી, પરંતુ તે તેને પસંદ પડી નહી. તથા એ પછી પોતાની પાસે માનું નામ પણ કાઢવું નહી, એવી તેણે છેવટે પ્રભુદયચંદ્રને તાકીદ આપી. આથી પ્રભુદયચંદ્રનો જીવ સ્વાભાવિકજ અકળાયો. તેના મનમાં હજારો વિચારો જન્મ પામવા લાગ્યા "શું સ્ત્રી માટે તથા સંપત્તિ માટે મારાં કર્તવ્યને મુકું? મારી જન્મદાતા માતાને ઘડપણે મારી પાસેથી શું કંઇજ સુખ મળી શકે નહિ?" આમ એકને માટે બે હજાર વિચાર તેના મનમાં ઘોળાતા હતા. છેવટે તેણે એક વિચાર નક્કી કર્યો.

( ૩ )

પ્રબુદ્ધચંદ્ર અત્યારેજ બી. એ. થઈ અભ્યાસ ક્રમથી હમણાંજ છૂટો થયો હતો. પુનઃ તેના પૂર્વના માતા સંબંધીના વિચાર શરૂ થયા.

તેને સાસરામાં સુખની મણા નહતી. તેના ખાવા પીવાની, કપડાં લત્તાની, વગેરે વ્યવસ્થા તેના સાસરાં તરફથી ઉત્તમ પ્રકારે થતી હતી. દુઃખમાં દુઃખ કહીએ તો એટલુંજ કે તેને પોતાની માતાને મારે પૈસા, અગર બીજી કાંઇ એકાદ પણ જણસ મોકલવાની સખ્ત મનાઇ હતી, એટલુંજ તેને દુઃખ ! માતાનેજ અહીં આણવી તે પણ તેને યોગ્ય લાગ્યું નહિ, તેમજ તેને ત્યાં જઇ રહેવાની સંમતિ પણ મળતી નહિ.

પ્રત્યક્ષ પોતાની માતુશ્રીને પોતે ઘડપણમાં જરાએ મદદ કરી શકે નહિ, એટલો બધો પરતંત્ર ! પછી ભલે બીજા સર્વ સુખો હોય તેનો શો ઉપયોગ ? " પરતંત્ર અવસ્થામાં ગમે એટલા સુખો હોય, તે સર્વ સુખ ન હોઇ ઉલટાં કેવળ દુઃખજ હોય છે ! " પોતાની માતુશ્રીનો જીવન નિર્વાહ એક નાની બાગાયતી જમીન પર શી રીતે ચાલતો હશે ? તેના કોણ જાણે શા હવાલ થતા હશે ? અને હું માત્ર અહીં ખાવાની, ચેન બાજીની મોજો ઉડાવું, અને પ્રત્યક્ષ મારી માતાને-જન્મ દાતા જનનીને દુઃખો સહી જેમતેમ નિર્વાહ કરાવું, એના જેવી દુઃખદસ્થિતિ બીજી કઇ હશે ? એવા એવા તેને પ્રતિક્ષણ વિચારો ઉદ્‌ભવતા હતા.

સસરાની તો ઇચ્છા નથી. પરંતુ આખરે પોતાની પત્નીના વિચાર કેવા છે તે જોઇએ, નહિતો પછી પોતાનો વિચાર તો નક્કી છેજ. એવો વિચાર કરી તેણે પોતાની ઇચ્છા સુશીલાને જણાવી. તેનું તે પ્રસંગે થએલું સંભાષણ આરંભમાં આપ્યું છે.

( ૪ )

ઉષઃકાળ હમણાંજ થયો હતો. ભગવાન્ સહસ્ર રશ્મિ-દિવાકર હમણાંજ ઉદય પામી પોતાની કોમળ હેમ કાંતિ પૃથ્વીતળ ઉપર પસારતા હતા. સુશીલા પથારીમાં હમણાંજ જાગૃત થઇ હતી. તેણે ઉંઘમાં કંઇ સ્વપ્ન જોએલું હોવાને લીધે તેનો ચહેરો ઉદાસીન જણાતો હતો. તેણે આંખો ઉઘડતાંજ કાતરે બ્હાવરે ચહેરે એક વાર ચારે તરફ જોયું, તથા પોતે જોએલી સ્થિતિ ખરી ન હોઇ સ્વપ્ન હતું, એની ખાતરી કરી લીધી.

તે જાગૃત થયા પહેલાંજ પ્રબુદ્ધ ઉઠયો હતો. બિછાનાપર પતિરાજ નથી, એવું જોઇ "તે ક્યાં ગયા હશે વારૂ ?" એવો વિચાર ક્ષણ માત્ર તેના મનમાં આવ્યો. થોડી વારે તે ઉઠી, તથા પોતાના નિત્ય ક્રમે વળગી. સવારના આઠ વાગ્યા, સાડા આઠ વાગ્યા, પ્રબુદ્ધચંદ્રની રોજની ચાહ લેવાની વેળા વીતી ગઇ ! પણ તેનો પત્તોજ ન હતો. અત્યારે માત્ર તપાસ શરૂ થઇ, પરંતુ પ્રબુદ્ધચંદ્રની કંઇ પણ ભાળ જડી નહિ.

છેવટે તપાસ કરતાં કરતાં એક નોકર બોલ્યોઃ—"જમાઇજી મધ્યરાત્રિને સુમારે ક્યાં એકલાજ ગયા છે. 'હું સાથે આવું કે ?' એમ મેં પૂછ્યું, પરંતુ દેમણે ના કહી, અને મને ચિઠ્ઠી આપી નીકળી પડયા."

તે પ્રબુદ્ધચંદ્રનો પત્ર હતો.

"પ્રિય સુશીલે !

હું ગરીબ છું, મારી શ્રીમંત પાસે રહેવાની જરાય મરજી નથી. આ ઉપરાંત તું ગમે એટલો આગ્રહ કરે, કુબેરની સંપત્તિ આપવા કબૂલ કરે, તોપણ હું તારે ઘેર આવવા ઇચ્છતો નથી. માતુશ્રી મારૂં પરમ દૈવત છે. તેને મૂકી પરતંત્રપણામાં તારા હુકમમાં હું રહેવા ઇચ્છતો નથી. વધુ શું લખું ?

તારો ગરીબ પતિ,
પ્રબુદ્ધચંદ્ર."

આ પત્ર વાંચી સર્વને ઘણું આશ્ચર્ય લાગ્યું. વિશેષે કરી સુશીલાને તો ઘણુંજ આશ્ચર્ય લાગ્યું ! પોતાની ઉદ્ધતાઇનું આ પરિણામ! પોતાને ગમતા શબ્દ બોલી પોતાના પતિને પોતાના પૂજ્ય દૈવતને અતિશય ત્રાસ આપ્યો, તથા પોતે પણ જાતે ત્રાસ વ્હોરી લીધો એવું હવે તેને લાગ્યું ! તેનું કહેવું વાજબી હોઇ મે માત્ર વીતંડવાદ કીધો ! જો હું તેના કહેવા પ્રમાણે કબૂલ થાત તો આવું પરિણામ આવત નહિ, એમ તેને હવે જણાવા લાગ્યું.

પ્રબુદ્ધચંદ્ર ચાલ્યા ગયા પહેલાં તો તેને કેટલો પ્રિય છે તે સમજાતુ નહતું ! ખરાબર છે. ઉનાળાનો તાપ સહ્યા વિના શીતળતાનું મધુર સુખ શી રીતે મળી શકે ? ક્રોધના માર્યા ચાલ્યા ગયા હશે, તે કેટલાક દિવસ ગયા બાદ પસ્તાઇ પરત આવશે. એમ જેમ તેમ પોતાના મનનું તેણે સાંત્વન કર્યું.

(૫)

પ્રબુદ્ધ કૃષ્ણરાવને ત્યાંથી ગયાને લાગલાગટ ત્રણ વર્ષ થયાં. એ મુદતમાં સુશીલાનો પૂર્વનો મમતી સ્વભાવ હવે બદલાયો હતો. અત્યારે તેને પોતાના ઉદ્ધતપણાનો ઘણો પશ્ચાત્તાપ થતો હતો. આવી સ્થિતિમાં જીવવા કરતાં મરવું સારું, એવું તેને વાજબી જણાતું. તે દિને દિને એકસરખી સુકાતી ચાલી. કૃષ્ણરાવે પોતે જાતે પુષ્કળ શોધ કરી, પરંતુ પ્રબુદ્ધચંદ્ર ક્યાં ગયો, તે કંઇજ સમજાયું નહિ !

છેવટે એક દિવસે કૃષ્ણરાવ પર પ્રબુદ્ધચંદ્ર તરફથી એક પત્ર આવ્યો. તેમાં તેણે એવું લખ્યું હતું કે, " મને સાધારણ રીતે કુટુંબનો નિર્વાહ કરવા જોગી નોકરી મળેલી છે, એથી આપની શ્રીમંત પુત્રીની જો અહીં આવી રહેવાની ઇચ્છા હશે, તો જણાવશો. "

આ પત્રથી સર્વને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું ! સુશીલાનો આનંદ તો ગગનમાં એ સમાય ના ! કૃષ્ણરાવે આપણે નોકરીની જરૂર નથી, આપ તથા માતુશ્રી અહીંઆજ રહેવા આવો." એવા આશયનો ઉત્તર જમાઇને મોકલવા નક્કી કર્યું. પણ આ ઉત્તરથી પ્રબુદ્ધચંદ્રને પુનઃ ક્રોધ ઉભરશે ! તથા મને માત્ર દુઃખ-ઔદાસિન્ય એમાંજ જન્મ ગુમાવવો પડશે, માટે આવો ઉત્તર મોકલશો મા, એવી હઠ સુશીલાએ લીધી. છેવટે તેની તે દુઃખદ સ્થિતિ જોઇ તેને પતિ પાસે જઇ રહેવાની કૃષ્ણરાવે તથા તેની માતાએ રજા આપી, અને તે પ્રમાણેજ પ્રબુદ્ધચંદ્રને પત્ર લખાવ્યો.

બે ચાર દિવસે પ્રબુદ્ધચંદ્ર આવ્યો. તેનો પોશાક ગરીબના જેવો જણાતો હતો. તથા

સાથે સામાન-સુમાન કંઇ જણાતો ન હતો. બે દિવસ સાસરામાં રહી તેણે સુશીલાને સાથે લઇ જવાનો પોતાનો વિચાર છે, એમ જણાવ્યું. તેને કૃષ્ણરાવ તરફથી સંમતિ મળી એ કહેવુંજ નકામું છે!

(૬)

તે ઘર કહેતાં એક ઘાસની ઝુંપડી હતી, ત્યાં સુશીલાની તબીયત જાળવવા દાસ દાસી, નોકર ચાકર વગેરે કોઇ ન હતા. પ્રબુદ્ધચંદ્રે તેને સ્પષ્ટ કહ્યું હતું કે, જો તારે મારી સાથે રહેવું હોય તો સર્વ અડચણો સહન કરવી પડશે, તથા ઘરમાંના સર્વ કામકાજ જાતેજ કરવા પડશે. આ પોતાના નવીન ઘરમાં સુશીલા પણ આનંદથી રહેવા લાગી, પ્રથમ તેને થોડી અડચણ લાગી. પરંતુ થોડા સમયમાંજ સર્વ કામકાજ. તે જાતેજ કરવા લાગી. તે જે કામ કરતી તે વ્યવસ્થિત કરતી, એવી રીતે કે જાણે તેણે નવીન ચરિત્રની શરૂઆત કરી હતી.

આવી સ્થિતિમાં સુમારે પંદર વીશ દિવસ ગયા બાદ તેને પ્રબુદ્ધચંદ્રે એક બંગલામાં કેટલાક દિવસ રહેવા માટે મોકલી ત્યાં નોકર ચાકર વગેરે સર્વ વ્યવસ્થા હતી. સુશીલાને કંઇજ કામ કરવું પડતું ન હતું.

" અહીં હજી કેટલાક દિવસ રહેવાનું છે ? ઘરની કંઇ સંભાળ લેવી નથી શું ? " સુમારે ચારેક દિવસ ગયા બાદ સુશીલાએ પોતાના પતિને પૂછ્યું.

" એટલે ? તે ભીખારી ઝૂપડીમાંજ રહેવાની તારી ઇચ્છા છે ને ! પણ ત્યાં પાણીના નળ નથી, ગ્યાસ લાઈટના દીવા નથી, એક બે......"

આગળ પ્રબુદ્ધચંદ્રને બોલવા દીધો નહિ. ત્રણ વર્ષ પૂર્વેના પોતાના વાકયનું સ્મરણ થતાં તે ગળગળી થઇ ગઇ. તે કાતર સ્વરે બોલી " ના, ના, એવા શબ્દો બોલશો ના ! તમારૂં સુખ તેજ હવે મારૂં સુખ, અને તમારૂં દુઃખ તેજ હવે મારૂં દુઃખ. તમારી સાથે ઘાસની ઝૂપડીમાં જે સુખ હશે, તે રજવાડામાં પણ તમારા સિવાય મળનાર નથી, એવી મારી પાકી ખાતરી થઇ છે."

આ પછી "આખરે મમત મૂકયો ને ! એટલુંજ હસતાં હસતાં પ્રબુદ્ધચંદ્ર બોલ્યો, તથા તેણે સુશીલાને છાતી સરસી ચાંપી.

તે બંગલો પ્રબુધ્ધચંદ્રનોજ હતો, એ સુશીલાને પાછળથી જણાયું. ઝુંપડીમાં પોતાની પરીક્ષા કરવા સારૂ તેને પંદર દિવસ રાખી હતી, એ તરતજ સુશીલાના લક્ષમાં આવ્યું આ સર્વ ઐશ્વર્ય પ્રબુદ્ધચંદ્રે ત્રણ વર્ષમાં પોતાની જાતિ મહેનતથી મેળવ્યું.

ત્યાર પછી આ યુગલ આનંદથી રહેવા લાગ્યું, પ્રબુદ્ધચંદ્ર ઘરજમાઇ થઇ રહ્યો હતો, ત્યાં જે સ્થિતિમાં રહેતો હતો, તે કરતાં હમણાં તે ઘણાજ આનંદમાં તથા ઉતમ સ્થિતિમાં છે. હાલ સુશીલા પણ પતિની તથા સાસુની સેવામાં હાજર રહેવામાંજ ઘણું સુખ માને છે.

"શારદા-વિહાર"
સુરત.

છોટુભાઇ દાજીભાઇ દેશાઇ.

## —સીતાન્વેષણ—

( તોટક )

ધિક્ હા ! મુજ રક્ષણ માટ જ તેં—
વનમાંહ્ય પ્રયાણ અનર્થ કર્યું !
રૂડી પર્ણ-કુટી થઇ પ્રેત—કુટી,
વનમાં અતિ સાહસ વ્યર્થ કર્યું. ૧
અથવા વિધિ પ્રેરિત તું થઇને—
મનમાં ઉપદેશ ન મુજ લહ્યો,
હતી શક્ર-પ્રિયા શી, સીતા ગઇ ક્યાં ?
બતલાવ મને, ચુપ કેમ થયો ? ૨

( માલિની. )

કુસુમ-શયન છોડ્યું, પ્રીતિથી મૈથિલીએ,
નિજ નિયમ નિભાવ્યા, નીતિથી મૈથિલીએ;
હૃદય રહિત એથી, ચૂર્ણ જાણે થયું આ,
વદ અનુજ મરાલી-ચાલવાળી ગઈ ક્યાં ! ૩
હતી જનક સુતા તે, તો થઈ રામ-જાયા,
વળી તૃણ-ગૃહ આવી, દુઃખ કેવાં ઉઠાવ્યાં;
મમ વિરહ સહાશે, કેમ તેથી અધુના !
વદ વિમલ ગુણોની જાલવાળી ગઈ ક્યાં ? ૪
સર નિકટ એકેલી, શું ગઇ છે નહાવા ?
ડરી કંઇથી મને એ, કે ગઇ છે બુલાવા ?
સ્મરણ સ્ફુરણ થાતાં, છાય છે શોક-છાયા,
વદ વિધુ-રૂચિશાલી, ભાલવાળી ગઇ ક્યાં ? ૫

× × × ×

રાજ્ય ગયું, છૂટી માતાઓ, પિતા દશા શી થઈ અરે !
અલગ થયો હું હાય ! ભરતથી તોપણ વિધિ શું રૂઠ્યો ખરે !
કે જેથી આ વિપદ્ બીજી હા ! એણે નાંખી છે શું નવી !
અનુજ ! બતાવ, તે જિતમધુપાલી-અલકાવાળી ક્યાં ગઈ ? ૬

'રાસેશ્વરી-રમણ'.

# -વિવિધ વિષય.-

## વિજળી દ્વારા વર્ષા.

આસ્ટ્રેલિયન કૉમનવેલ્થના વાયરલેસ એક્સપર્ટ મિ. જે. જી. વાલસિસીનું કહેવું છે કે તે વિજળીદ્વારા મેઘ બનાવી પાણી વરસાવી શકે છે. થોડી મુદતમાં તેઓ પોતાના સિદ્ધાન્તના વ્યાવહારિક પ્રયોગ કરનાર છે. ન્યુંસાઉથ વેલ્સની સરકારે એને માટે આર્થિક સહાયતા આપવાને કબુલ કર્યું છે. મિ. વાલસિસી વિજળી દ્વારા પાણી વરસાવવાનો પ્રયત્ન આજે ચાર પાંચ વર્ષથી કરી રહ્યા છે. સિડનીસન ( Syduysun ) ની મદદથી વિજળીની ધારા ( Current ) બલૂન દ્વારા ૭ સાત હજાર ફુટની ઉંચાઇએથી લાવવામાં આવશે. વિજ્ઞાનની બલિહારી છે! જો આ યોજના બર આવે તો ભવિષ્યમાં સહુનું સુખ થાય! દુકાળના તો સમણુએ નહિ આવે?

## એક વિચિત્ર રોશની.

મિસ્ટર એડવર્ડ મેરટનને એક અદ્ભુત ચૂર્ણ બનાવ્યું છે. આ ચૂર્ણને જે ચીજ સાથે લગાડીએ, તે ચીજ પ્રકાશમાન થઇ જાય છે. અને તેનાથી એક લેમ્પનું કામ નીકળી શકે છે. રોશનીમાં ગરમીનું તો નામ નિશાન પણ નથી. તેમજ તેનાથી કોઇ ચીજ પણ બળતી નથી. એટલે સુધી કે ફુલોમાં પણ એ રોશની આવી શકશે,. પરંતુ તે કરમાશે સુદ્ધાં નહિ. આપણા ભરતખંડમાં જે પ્રકાશિત પત્થરની વાતો ચાલે છે, તે હવે થોડા આ જાણી માનશે ખરા!

## થાક ઓછો કરવાના ઉપાય.

જે લોકોને ઘણી વાર પગની મુસાફરી કરવી પડે છે, તેમના પગોમાં ફાટ પડી જાય છે. એટલે સુધી જોવામાં આવ્યું છે કે એના પગ લોહી લોહાણુ થઇ જાય છે, અને લાચાર થઇ હોસ્પિટલનો આશ્રય લેવો પડે છે. એને માટે એક વિદ્વાને એનો સહેલો ઉપાય બતલાવ્યો છે. તેનું કહેવું છે કે તેણે મુસાફરી કરવાં પહેલાં ત્રણ દિવસ પહેલાંથીજ પોતાના પગોને હંમેશાં ઠંડા અથવા ગરમ પાણીમાં અડધા કલાક સુધી બોળી રાખવા. પાણીમાં થોડું (બે મૂઠી) મીઠું અગાઉથી નાંખી રાખવું. તે કહે છે કે એ પછી ૧૦૦ માઇલ સુધી આદમી ચાલ્યો જાય, પણ પગ ખરાબ થશે નહિ, જો કે સાથે બૂટ જોડાં અને ગરમ મોજાંનો ઉપયોગ કરવો પડશે. આમાં સંદેહ નથી. સૈનિકોને માટે આ ઉપાય લાભદાયક છે. આપણાં પગપાળા ભટકતા ફરતા સાધુ બાવાઓને પણ આથી ફાયદો થશે, પરંતુ તેઓ જો બુટ મોજાં પહેરી ફરવામાં હરકત ન ગણે તો!

## ક્રીસસનો સુવર્ણનો સિક્કો.

લીડીયન રાજા ક્રીસસ (ઇ. સ. પૂ. ૫૦૦)ના સમયનો એક સિક્કો મેળવવામાં આવ્યો છે; કહેવાય છે કે તે સિક્કો સિંધુ નદીની આસ પાસના એક મારીના વ્યાપારી પાસે મિ. મૃત્યુંજયરાય ચોધરીએ લીધો હતો. એનો આકાર કંઇક લંબગોળ જેવો છે; અંતિમ

ભાગ ગોળ ગોળ બિન્દુઓથી બનાવેલો છે. એની એક પીઠપર સિંહ અને બળદની છબી છે, તથા બીજી બાજુ બે ચિત્રો અંકિત છે. જેમાં એક ચિત્ર બીજાથી કંઇક મોટું છે. આવો સિક્કો પહેલાં કદીએ જોવામાં આવ્યો ન હતો.

લીડિયન રાજાઓનો નાશ થયા પછી ઈરાનના ડેરિકસે એ સિક્કાનો વ્યવહાર એશીઆના વ્યાપારમાં કર્યો. મારી શહેર સિન્ધુને કિનારે કાલાબાગની દક્ષિણે દટાયલું છે. અહીં જેલમ રાવલપિંડીની સડકો સિંધુને મળે છે. ત્યાંથી એક સડક કાબુલ તથા બીજી ગીઝની જાય છે. સંભવ છે કે પહેલાં એ તરફ વ્યાપારનો સંબંધ હતો, અને તે દ્વારા આ સિક્કો પણ અહીં આવ્યો હશે.

સિક્કાનો દેખાવ તથા ઝલક હજી સુધી નષ્ટ થઇ નથી. એથી અનુમાન કરાય છે કે અલેકઝાન્ડરના ભારતમાં આવ્યા પહેલાં આ સિક્કો આવી ગયો હશે. બાદ ક્યાં ધૂળમાં દટાઇ રહ્યો હશે, જે આજ ૨૫૦૦ વર્ષે કોઇના હાથમાં લાગી ગયો!

<u>હૈદરાબાદમાં અશોક સ્તંભ.</u>

હૈદરાબાદમાં એક નવો અશોકનો સ્તંભ જોવામાં આવ્યો છે. એ મદ્રાસના હટ્ટીપ્રાંતની સોનાની ખાણ પાસે છે. રાય સાહેબ કૃષ્ણ-શાસ્ત્રી એની તપાસ કરે છે. જેઓ થોડી મુદતમાં તેની વિગત પ્રકાશિત કરશે.

<u>અવિવાહિતો પર કર.</u>

જર્મન પ્રજા પોતાની આબાદીના ઘટાડાના પ્રશ્ન પર હાલમાં વિચાર કરી રહી છે. એઓ થોડી મુદતમાં વધારે ઉમરના અવિવાહિત સ્ત્રી પુરુષો પર એક પ્રકારનો નવો ટેક્ષ નાંખનાર છે. ખેર, સારી વાત છે. આ ટેક્ષથી બચવાને માટે જુવાન કુમારીઓ તો ઝટ બચી શકશે, પરંતુ જેના કાંઠે લાકડા પહોંચ્યા હશે તેનું શું થશે?

જર્મન પ્રજા જેની પ્રજાની વૃદ્ધિ કે જે દશ વર્ષમાં લગભગ બમણી થાય છે, ત્યાં હજી પણ વધારો કરવાના ઉપાયો યોજાય છે, તો પછી બિચારી ફ્રાન્સની પ્રજા અપુત્ર સ્ત્રી પુરુષો પર ૩ પૌંડનો કર નાંખે, તેમાં અજાયબ પણ શું થયું?

<u>કીડા જેવા જંતુઓની શક્તિ.</u>

બેલ્જીયમના ફેલિકસ ફેટ નામનો એક વિદ્વાન્ એક હિસાબ પ્રકટ કરે છે કે જો મનુષ્યની શક્તિ પણ પાણીમાં રહેતી કેટલીક મોટી માછલીઓની શક્તિ બરાબર હોત, તો મનુષ્ય કોણ જાણે કેવાં રાક્ષસી અને અસંભવિત કાર્ય કરી બતાવતે. મોટી માછલી પોતાની પીઠપર એક ચોરસ ઇંચ જેટલી જગામાં ૩૦૩ પૌંડ જેટલું વજન ઝીલી શકે છે. જો આ પ્રમાણેની શક્તિ મનુષ્યોને આપવામાં આવી હોત, તો તે આગગાડીની એક હારને સહેલાઇથી ઉઠાવી શકતે.

ભૂમધ્ય સમુદ્રમાં એક પ્રકારની માછલી થાય છે, જે પોતાના વજનથી ૪૯૨ ગણું વજન વધારે ઉઠાવી શકે છે.

મધમાખી પોતાના વજન પ્રમાણે ઘોડાથી ૩૦ ગણી શક્તિ રાખે છે. અર્થાત્ મધમાખી ઘોડાની બરાબર બનાવવામાં આવે, તો તેમાં ૩૦ ઘોડાની શક્તિ હોય છે. જ્યારે સાધારણ ઘોડા પોતાનાથી ૫ કે ૬ ગણું વજનમાં ખેંચી શકે છે.

## કરચલો અને વીંછી.

હાલમાં એક વૈજ્ઞાનિકે વીંછીના વિષની પરીક્ષા કરી સિદ્ધ કર્યું છે કે જૂદા જૂદા જીવો પર એ વિષની જૂદી જૂદી અસર થાય છે. કેટલાક જીવ વીંછીનો ડંખ લાગતાંજ મરી જાય છે, કેટલાક બેશુદ્ધ થઇ જાય છે, અને કેટલાક અત્યંત દુઃખથી તફડવા માંડે છે. એઓમાં મનુષ્ય પણ સામેલ છે. કિન્તુ કેટલાક એવા પણ જીવ છે, કે જેના પર આ વિષની કંઇ પણ અસર થતી નથી. એવા જીવોમાં કેટલાકના નામ ગણાવ્યાં છે, તેમાં કરચલો મુખ્ય છે. આંખે જોએલી વાત કહે છે, કે એક મોટા કરચલાએ એક બે ઇંચ લાંબા વીંછીને મોંમાં દાબી રાખ્યો. વીંછી ઝડપબંધ ડંખો મારતો હતો, પરંતુ કરચલાને ખબર પણ પડતી નહિ ઉલટ તે ડંખ સહિત વીંછીને ગળી ગયો હતો.

## હવા પર મિથ્યા કલંક.

હજી સુધી અનેક ડૉક્ટરો તથા જન-સાધારણની એવી દૃઢ માન્યતા છે, કે મેલેરિયા પીતજ્વર, પ્લેગ આદિ રોગના જંતુઓને પોતાની સાથે લઇ હવા બીજા લોકોને પહોંચાડે છે. પરંતુ કેટલાક સમયથી ડૉક્ટરોનો આ વિશ્વાસ ઓછો થતો જાય છે, અને હાલમાં સાબિત થઇ ગયું છે, કે હવા બિચારી પર આજ સુધી નકામું કલંક લગાડયું છે. એક નામી ડૉક્ટર શાપીને સિદ્ધ કીધું છે, અને ઘણાએ ડૉક્ટરોએ માની લીધું છે કે રોગના જંતુ વાયુ-દ્વારા નહિ, પરંતુ પાણી અને ખાદ્ય પદાર્થો દ્વારા અથવા સ્પર્શથી ફેલાય છે. ડૉક્ટરી વિદ્યાના પ્રસિદ્ધ માસિક પત્ર "લૈંસેટ"માં પણ એ વિચારનું સમર્થન થયું છે.

## એક નવું એંજિન.

અમેરિકાની સધર્ન પાસિફિક રેલ્વેએ એક નવી જાતનું એંજિન બનાવ્યું છે, તે આખી દુનીઆભરના સર્વ એંજિનોમાં મોટું છે. એમાં કોયલાની જગાએ જમીનમાંથી નીકળતું તેલ (Mineral oils) બાળવામાં આવે છે મોંઘા મૂલના એંજિનોની કોયલાની ગાડી ઝડપમાં એની પાછળ રહે છે. આ એંજિનનું વજન આશરે સવા સાત હજાર મણનું છે.

## ઉંદરોની વૃથા હત્યા.

કલકત્તા મ્યુનિસિપાલિટિના હેલ્થ ઓફિસર મિ. ક્રેકે હાલમાં પ્રગટ કર્યું છે કે ઉંદરો મારવાથી પ્લેગ ઘટવા કરતાં વધે છે. જ્યાં ઉંદરો સેંકડે ૫૦થી ૮૦ સુધી મારવામાં આવ્યા; ત્યાં પ્લેગ બમણો વધ્યો છે. અને જ્યાં બીલકુલ મારવામાં આવતા નથી, ત્યાં એની મેળેજ પાંચ વર્ષથી કમી થતો આવે છે. માટે પ્લેગ અટકાવવાના નામથી મારવામાં આવતા ઉંદરોની પ્રથાને બંધ કરવી જોઇએ. અને આજ સુધી તેમની કરેલી વૃથા હત્યા માટે ગણેશજીની ક્ષમા ચાહવી જોઇએ.

આ પુસ્તક બ્રહ્મભટ્ટ જ્ઞાતિ શુદ્ધ " બ્રાહ્મણ " છે, તે સપ્રમાણ દર્શાવે છે બ્રહ્મભટ્ટ જ્ઞાતિ જેણે આપણા ઇતિહાસ પૃષ્ઠો પર મોટા મોટા ઉપકારો કર્યા છે, તે તેના જીવનના માંની લીપેલા સાહિત્યો ઓછાં થતાં તથા વચગાળાના સમયમાં વિદ્યાહીન થતાં તે પોતે બ્રાહ્મણ છે, એવું તેમાંના પણ કેટલાક જાણતા નથી. લેખકે જ્ઞાતિ પ્રતિના પ્રેમથી આ પુસ્તક લખવાં માટે અતિ શ્રમ લીધો છે.

**રૂપસુંદરી**—લેખક આશાલાલ અમુલખ શાહ. પ્રકાશક રા. રા. મુળચંદ કેસનદાસ કાપડીઆ. સંપાદક, દિગંબર જૈન–સુરત પૃષ્ટ ૬૬ ( ડેમી આઠ પેજી ) કિં. રૂા. ૦–૪–૦

દિગંબર જૈનના આઠમા વર્ષની છટ્ઠી ભેટ તરીકે આ બોધક કથા પ્રકટ કરવામાં આવી છે, સત્સમાગમનું ફળ મિષ્ટ છે તે બતાવવાનો આ પુસ્તકનો ઉદ્દેશ છે. રૂપસુંદરી જેવી સ્વચ્છંદી સ્ત્રી, તથા તેની પાછળ પડેલા દેવદત્તની સત્સમાગમથી થતી શુભ સ્થિતિનું દર્શન વાચક સમક્ષ દર્શાવે છે.

**સુરતીલાલ**—લેખક શ્રીયુત નગીનદાસ મંછારામ ઘેલાભાઇ. પ્રકાશકઃ—રા. રા. ચુનીલાલ મગનલાલ શાહ, બુકસેલર–સીમંડાચોક, સુરત. પૃષ્ટ સંખ્યા ૩૧૬ ( રોયલ સોળ સોળ પેજી–રબેઝડ) ૧૬ ચિત્રો સાથે પાકું પૂઠું સોનેરી નામ સાથે. કીમત રૂ. ૧–૦–૦

**'સત્સંગ'ના ગ્રાહકોને ખાસ માત્ર રૂા ૦–૧૨–૦ થી મળશે.**

આ નવલ કથા લેખક તરફથી કેટલાક વર્ષ પર પ્રકટ થઇ હતી, તેની આ બીજી આવૃત્તિ એ પુસ્તક પ્રતિ લોકોનો અતિ પ્રેમ જોઇ પ્રકાશકે પ્રકટ કરી છે. સટ્ટા ઉપરજ જીવન ગુજારનારા કહેવાતા શેઠીઆનું આન્તરિક રહસ્ય દર્શાવવું, એ આ પુસ્તકનો મુખ્ય હેતુ છે. સુરતીલાલ પિતાની નામરજી છતાં મુંબાઇ જઇ સટ્ટાના ધંધામાં સપડાય છે. શરૂઆતમાં ઠીક લાભ થવાથી તે ખરેખરો સટોળીઓ બને છે, પરિણામે નાયિકાના ફંદમાં સપડાઇ પડતાં હૃદયની સારાસારતાનાં વિચારો નષ્ટ પ્રાય થઇ જુવાર થઇ જાય છે, આ સ્થિતિમાં તેનો એક સન્મિત્ર મોહનલાલ તેને ખરેખરો સહાય કર્તા નીવડી ખરેખરો મિત્ર ધર્મ બજાવે છે. લેખકની કલમ પ્રતિભાશાળી હોવાથી વાંચતા હૃદય રસલીન બને છે. આવાં બોધપ્રદ પુસ્તકનો બહોળો ફેલાવો થવો જરૂરનો છે. હાનિકારક ઉડાઉ ધંધાઓથી લોકોની થતી દુર્ગતિ અટકે, ત્યારેજ ભારત ઉન્નતિનાં ચિહ્ન કંઇ જોઇ શકશે. આ નવી આવૃત્તિમાં કેટલાક જોડણીના દોષો સ્થળેસ્થળે આવી ગયા છે, પરંતુ તેથી ગ્રંથની ઉત્તમતા ઓછી થતી નથી.

નીચેના પુસ્તકો અમને મળ્યાં છે, જે સાભાર સ્વીકારીએ છીએ. સમાલોચના યથાવકાશે કરીશું.

| (પુસ્તક) | (લેખક) |
|---|---|
| ૧ પાપપુંજ | રા. રા. છગનલાલ નારાયણદાસ મૈત્રી. |
| ૨ સાક્ષર અને તેની સ્ત્રી. | રાણા દોલતસિંહ સીસોદીઆ. |
| ૩ મહારાણા હમીરસિંહ | પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ. |
| ૪ શાન્તિ નિકેતન. | રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા. |

| | |
|---|---|
| ૫ કાવ્ય કુંજ | રા. જનાર્દન ન્હાનાભાઇ પ્રભાસ્કર. |
| ૬ શાંત અને સાદું જીવન. | રા. રા. ભગવાનદાસ ભૂખણદાસ પરેલ. |
| ૭ શિરહીન શબ | રા. પન્નાલાલ ડાહ્યાભાઇ ઝવેરી. |

**રા. રા. જીવનલાલ અમરસી મહેતા તરફથી**

| | |
|---|---|
| ૮ હાસ્ય મંદિર. | રા. બ. રમણભાઇ નીલકંઠ અને સૌ. વિદ્યાગૌરી |
| ૯ શ્રી પ્રહ્લાદ. | સ્વર્ગસ્થ શ્રી હરિલાલ હર્ષદરાય ધ્રુવ. |
| ૧૦ બાળ મહાભારત. | સ્વર્ગસ્થ શ્રી નારાયણ હેમચંદ્ર |
| ૧૧ ગોપાળકૃષ્ણ ગોખલેનું જીવન ચરિત્ર. | રા. રા. જીવનલાલ અમરસી મહેતા. |
| ૧૨ યાત્રી ઊર્મિલા. | રા. રા. મણિલાલ વિશ્વનાથ યાજ્ઞિક |
| ૧૩ પ્રેમદા દેવી | રા. રા. મણિલાલ વિશ્વનાથ યાજ્ઞિક. |

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી**

| | |
|---|---|
| ૧૪ શ્રી ભગવતી ભાગવત | સ્વ. કાલિદાસ ગોવિંદજી |
| ૧૫ શ્રી શિવાજી છત્રપતિ. | રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. |
| ૧૬ જોન ઓફ આર્ક | રા. હાસમ હીરજી ચારણીયા. |
| ૧૭ ભારતની દેવીઓ. | |
| ૧૮ મહાન્ અલેકઝાન્ડર. | રા. વ્રજલાલ જીવરાજ ઠક્કર. |

રા. રા. લલ્લુભાઇ ગુલાબચંદ ઝવેરી, જીવદયા જ્ઞાન પ્રસારક ફંડ-મુંબઇના ઑનરરી મંત્રી તરફથી જીવદયાને લગતાં સાહિત્યનાં પુસ્તકો ૧૪૪ (નાનાં મોટાં સાથે) અમારા સન્માનાર્થે મોકલી આપ્યાં છે, તે બદલ આ પત્ર તથા મંડળ તરફથી અમો આભાર માનીએ છીએ.

ઉપર સિવાય કોન્ફરન્સ પ્રકાશનો પર્યુષણ પર્વનો અંક, ઉદીચ્ય જીવનનો શ્રાવણી અંક, રા. કેશવ હ. શેઠ તરફથી સાક્ષર શ્રી ગણપતરામ અ. વ્રજાડીનું સંક્ષિપ્ત જીવન, રા. ગોવર્ધન લલ્લુરામ વસો નિવાસીનાં ૭ પુસ્તકો વગેરે અમને મળી ચુક્યા છે.

તંત્રી.

# ભારતનું પ્રાચીન ગૌરવ અને મુકર્દમા.

ભારત વાસીઓની આજ કાલની નિર્ધનતા અને દરિદ્રતાનાં કારણોમાંનું એક મુકર્દમા પણ છે. જે લોકોને ઐતિહાસિક ગ્રંથો વાંચવાનો અવસર પ્રાપ્ત થયો હશે, તે લોકો તો જાણતા હશે કે પ્રાચીન સમયમાં ભારતવાસીઓ આ દોષથી કેટલા મુક્ત હતા.

સાતમા સૈકામાં એક ચીન દેશનો તીર્થયાત્રી ભારત વર્ષની યાત્રા કરીને જ્યારે પોતાના દેશમાં પહોંચ્યો, ત્યારે તેણે ભારતવાસીઓના સંબંધમાં એવું કહવું હતું કે "ભારતવાસી જુઠું બોલવું, 'એ મહાપાપ સમજે છે. તેટલા માટે તે લોકો બીલકુલ 'જુઠું' બોલતા નથી" આ વાત તેણે તેના એક સ્વરચિત પુસ્તકમાં પણ લખીછે.

મેગેસ્થાનીશ કહે છે કે " ચોરીતો ભાગ્યેજ થાય છે. તેઓ એવા સાચા છે, કે એક બીજાને ત્યાં થાપણ મૂકતા સહી સિક્કા સાક્ષીઓની જરૂર પડતી નથી ઘર તથા માલમીલકતને તાળાં ચોકીપણ હોતાં નથી તેઓ કોર્ટે પણ ભાગ્યેજ ચડે છે. ખોટી સાહેદી પૂરે તેના હાથ કાપી લેવામાં આવે છે. સત્ય ને સદાચાર માટે તેને બહુ માન છે. "

૧-૦-૦ બણુ બહેનના પુણ્યાર્થે, અશ્વનીકુમારના ગસ્લામાં ઠે. ક્રીરપારામ મહેતાના ખાંચામાં.

૩-૦-૦ શેઠ માણેકજી સોરાબજી વડોદરા મોદીખાનું.

૩-૦-૦ કંટ્રાક્ટર ફરામજી કાવસજી વડોદરા સ્ટેશન પાસે.

૧-૦-૦ બારેટ અમરસીંગ ત્રીકમજી ઘોડદોડ નવલ બાગ વડોદરા.

૨-૦-૦ રા, રા. વકીલ સાહેબ નંદલાલ લલ્લુભાઇ અમદાવાદીપોળ વડોદરા.

૧-૦-૦ રા, રા. છોટાલાલ ઝવેરભાઇ વકીલ જોગીદાસ વીઠલદાસની પોળ વડોદરા

૧-૦-૦ રા. રા. વકીલ સાહેબ મન્નુલાલ સેવકલાલ લીમડાપોળ વડોદરા.

૫-૦-૦ રા. રા. સી. એમ. શામલબેચર વડોદરા.

૧-૦-૦ મે. જેશંકર પ્રેમાનંદ જોષી ડે. એ. ઇ. પેટલાદ.

૧-૦-૦ રા. રા. ઇશ્વરભાઇ પરસોતમ બોર્ડિંગ હાઉસ પેટલાદ

૨૫-૦-૦ રા. રા. તારણભાઇ કેશવભાઇ જુની રંગશાળા પેટલાદ

૧૧-૦-૦ રા. પરીખ મોતીલાલ જમનાદાસ નવી રંગશાળા પેટલાદ

૧-૦-૦ રા. રા. ,, મણીલાલ શામળદાસ ઇજનેર પેટલાદ ઓઇલ મીલ

૨-૦-૦ રા. શેઠ નાથાભાઇ મુરજીદાસ

૯-૭-૦ પેટલાદ ઓઇલ, મીલના વર્કશોપ તરફથી પરચુરણ ભેટના

૧-૦-૦ રા. છોટાલાલ નરોતમદાસ મુંબાધવાળા પેટલાદ

૩-૦-૦ શેઠ જીવણદાસ નારણદાસ પોરેમા મનોરદાસ સ્ટ્રીટ ૨૧-૨૩ કોટ મુંબાઇ

૨ આશ્રમને મદદ ખાતે

૧ જન્માષ્ટમીની સામગ્રી માટે

૮૦-૯-૦ રા. રા. ઠાકોરદાસ રંગીલદાસ મારફતે સધર્ન રોડેસીઆ સાઉથ આફ્રીકાના સરીસબરી પોસ્ટ ઓફીસ બોક્ષ નં. ૫૯ આવ્યા તે

પૈ.સિ.પૈ.

- ૦-૧૦-૦ રા. રા. ગુલાબભાઇ મકનજી
- ૦-૧૦-૦ શેઠ અલીમહમદ ઇશાક
- ૧-૫-૦ દુદા મહેરામણ બ્રધર્સ
- ૧-૦-૦ મેસર્સ કલ્યાણજી ભગવાનદાસ એન્ડ કો૦
- ૦-૧૦-૦ શેઠ કાસમ એન્ડ ઇબરાહીમ એન્ડ કો૦
- ૦-૫-૦ શેઠ ઉસમાન જાનમહમદ
- ૦-૫-૦ શેઠ પ્રેમજી રાણજીની કું૦
- ૦-૨-૦ શેઠ ગોપાળજી કીકાભાઇ
- ૦-૫-૦ શેઠ જાદવજી કાનજી
- ૦-૨-૦ શેઠ કાનજી અમરશી
- ૦-૪-૦ શેઠ પરસોતમ મોરારજી
- ૦-૫-૦ શેઠ નુરમહમદ મની
- ૦-૨-૦ શેઠ નુરમહમદ હાજી
- ૦-૨-૬ શેઠ મોહનલાલ ગંગાદાસ
- ૦-૨-૦ શેઠ દુલભ દેવજી

---

૫-૯-૯

---

૬-૫-૯ મનીઓર્ડરના કમિશનના બાદ જતાં નક્કી રૂા. ૮૦-૯-૦

૫-૦-૦ આશ્રમમાં નિરાશ્રિતોની બહુનામી યાંની કીમતના

૧-૦-૦ મુંબાઇવાળા શા. મંગળદાસ રંગીલદાસ હ. બહેન શીવગંગા મોતીરામ ખાંડવાળા માસિક મદદનો

૨-૦-૦ શા. છોટાલાલ વજેચંદ હરીપુરા સૂરત

૧-૦-૦ શા. રંગીલદાસ ચુનીલાલ ,, ,,

૧-૦-૦ શા. શીવચંદ વજેચંદ વડાચૌટા ,,

૨-૦-૦ શા ફુલચંદ પાનાચંદ ,,

૧-૦-૦ શા. મગનભાઇ નગીનદાસ નાણાવટ સુરત
૧-૦-૦ મી. પરસોતમ લાલભાઇ વડાચૌટા
૧-૦-૦ શા. રતનચંદ ધીરચંદ વડાચૌટા
૧-૦-૦ શાહખાતે દા. શા. નગીનદાસ છગનભાઇ છાપરીઆશેરી
૨-૦-૦ શા. ગુલાબચંદ મલુકચંદ છાપરીઆશેરી સુરત
૩-૨-૦ છાપરીઆ શેરીનાં બૈરાંના અપાશરા તરફથી
૨-૦-૦ શા. રંગીલદાસ નરોતમદાસ છાપરીઆશેરી
૧-૦-૦ બહેન લીલાવતી હરીપુરા સુરત
૧૦-૦-૦ શેઠ દારાશા કે. સુનાવાલા અને બહેનો ધુળીયા
૩૦-૦-૦ શેઠ લલ્લુભાઇ ધરમચંદની પુત્રી બેન જયાગૌરીના પૂણ્યાર્થે ગોપીપુરા
૧-૦-૦ શા. મંછુભાઇ કસ્તુરચંદ ગોપીપરા સુરત
૧-૦-૦ શાહખાતે વડાચૌટા
૫-૦-૦ શાહખાતે હરીપુરા
૬-૪-૦ વડાચૌટાના અપાશરાના બૈરાં તરફથી
૮-૦-૦ ટાંકલ તાલુકે ચીખલી પોષ્ટ રાનકુવાના જૈન મહાજન તરફથી દા. ભવાન લુખાજી
૧-૪-૦ શા. ગુલાબચંદ કલ્યાણજીની ધણીઆણી બાઇ લાડુ ટાંકળ
૧-૪-૦ શા. હેરીગજી જીવાજી ટાંકળ
૧-૪-૦ શા. કરસનજી હીમાજી ટાંકળ
૨-૦-૦ શા. રામાજી અસરાજીની ધણીઆણી બાઇ પારવતી ટાંકળ
૧૦-૦-૦ શેઠ સાહેબ કાવસજી ધનજીભાઇ ધનપુરાવાળા વલસાડ
૧-૦-૦ શેઠ ભગવાનજી મોનાજી પોતાની ભોજાઇ બાઇ રામીના પુણ્યાર્થે નોગામા તાં ચીખલી
૧-૦-૦ શા. રામા માનાજી શુભ ખાતે નોગામા
૧-૦-૦ શા. ખુશાલજી ભગાજી નોગામા
૧-૦-૦ પટેલ દુર્લભભાઇ જીવણભાઇ પારડી તા. ચીખલી પોસ્ટ અષ્ટગામ
૧-૦-૦ પટેલ મોરાર ભગા પારડી તા. ચીખલી પોસ્ટ અષ્ટગામ
૧-૦-૦ શા. માનાજી કુસલાજી સરપોર તા. ચીખલી
૧-૦-૦ શા. પુનમચંદ બાલાજી ,, ,,
૧-૦-૦ શા. મોતીજી રઘાજી તરફથી ઝવેરભાઇ વીરચંદ સરપોર
૨-૦-૦ શા. હીરાભાઇ અમરચંદ સીસોદરા તા. જલાલપોર
૧-૦-૦ શા. રામાજી પનાજી ,, ,,
૧-૦-૦ શા. મંગજી પનાજી ,, ,,
૩-૦-૦ શા. દલાભાઇ સુંદરભાઇ ,, ,,
૨-૦-૦ શા. ગોવીંદજી અમરાજી ,, ,,
૧-૦-૦ રા. રા. મણીલાલ ડી. પટેલ ,, ,,
૨-૦-૦ શા. ખુશાલજી વદાજી ,, ,,
૫-૦-૦ શા. પેમાજી વદાજી ,, ,,
૨-૦-૦ શા. માનચંદ કૃષ્ણાજી ,, ,,
૨-૦-૦ શા. નરસીંહ ભાઇચંદની વિધવા બાઇ નંદી ,, ,,
૧-૦-૦ સોની ધરજારામ જગનભાઇ ,, ,,
૧-૪-૦ શા. દુલભચંદ કસ્તુરચંદ મુનસાડ તા. જલાલપોર
૫-૦-૦ શા. છગનલાલ માણેકલાલ સરભોણવાળા હે. નવસારી બજારમાં
૧-૦-૦ શા. નરોતમદાસ જીવણલાલ દેસાઇપુરા અમૃતી કુમારના મહલ્લામાં
૨-૦-૦ શા. પુરૂષોતમદાસ દરગોવનદાસ ભાગાતળાવના કાપડ બજારના વારામાંથી
૧૦-૮-૦ શા. તારાચંદ પાનાચંદ હરીપરા એક દિવસના અશક્તોના ભોજન વિગેરેના ખર્ચના

## આ પુસ્તકમાળા વિષે કેટલાક વિદ્વાનો તરફથી મળેલા અભિપ્રાય

આ યોજના બહાર પાડતાં પહેલાં અભિપ્રાય તથા સલાહ માટે અમે તે ગુર્જર નેતાઓને મોકલી હતી. તે ઉપરથી જે અભિપ્રાય મળ્યા છે, તેમાંના કેટલાક નીચે પ્રમાણે છે.

**રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ,** બી. એ.—પ્રોસપેક્ટસ હું ધ્યાનથી વાંચી ગયો છું. યોજના ખરેખર યશ આપનારી છે.

**રા. સા. જમીયતરામ ગૌરીશંકર શાસ્ત્રી,** બી. એ. ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર—તમે જે કામ કરવા ધાર્યું છે તેને હું ફત્તેહ ઇચ્છું છું.

**રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ,** બી. એ.—યોજના પુરેપુરી ફતેહમંદ થાઓ એમ હું ઇચ્છું છું.

**રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા,** બી. એ. ભાવનગર સ્ટેટના કેળવણી ખાતાના ડીરેક્ટર:—આપની યોજનાથી ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં સારો લાભ થવા સંભવ છે; અને એ યોજના ઉત્તેજનને પાત્ર છે.

**રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા,** જુનાગઢ સ્ટેટના ચીફ એજ્યુકેશનલ ઑફિસર—યોજના વાચકવર્ગને લાભકારક જણાય છે, અને તેમાં આપે પ્રસિદ્ધ કરવા ધારેલાં પુસ્તકો પણ આજસુધી ગુર્જર પ્રજા સમક્ષ મૂકાયેલાં નાહે હોવાથી અભિરાય ઉત્પન્ન કરે એવાં છે.

**રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી,** બી. એ., એલ્એલ્. બી.—મુંબઈ સ્મૉલકૉઝ કોર્ટના જજ—તમારી ધારેલી યોજના સારી છે.

**રા. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડી**—તમારી પ્રવૃત્તિ શુભ તથા પ્રગતિવાળી હોવાથી મને આનંદ થાય છે. આપણા સાહિત્ય પ્રત્યેની આપની પ્રીતિ, તેના પ્રસાર માટે આપનાં ઉત્સાહ અને સાહસ તથા તેને આચારમાં મુકવા માટેની યોજના હું વર્ષોથી જોતો આવ્યો છું ને હાલમાં તેનો સાક્ષાત અનુભવ થતાં એ લોકહિતના તથા સાહિત્યની અભિવૃદ્ધિના કાર્યમાં તમારો જય ઇચ્છું છું.

**ઑન. રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ,** બી. એ., એલ્એલ્. બી.—યોજના બહુ ઉપયોગી છે. એ રીતે વાંચવા લાયક પુસ્તકોનો સારો સંગ્રહ સસ્તી કિંમતે વાચકવર્ગના હાથમાં આવશે, અને સાહિત્યભંડારમાં ધીમે ધીમે વધારો થતો જશે.

**મે. કૈખુશરૂ અરદેશર બાલા,** બી. એ., પ્રે. ર. ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ—તમે જ્ઞાનવર્ધક પુસ્તકમાળાની યોજના કરવા ધારી છે તેના પ્રૉસ્પેક્ટ્સ ઉપરથી જણાય છે કે, જો તેજ પ્રમાણે તે યોજના અમલમાં મૂકાય તો પસંદ કરવા જેવી થઇ પડે.

**રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારિઆ,** એમ. એ., એલ્એલ્. બી. મુંબઈની નિશાળોના ઇન્સ્પેક્ટર—તમારો પ્રયાસ વાચકોને યોગ્ય લાભ આપી પ્રકાશકોને વેચાણની ખાત્રી આપનારો સર્વ પક્ષને લાભકારક છે એમ મારું માનવું છે; અને ગુર્જર પ્રજા તેને આનંદથી સ્વીકારે તેવો છે.

**રા. રા. રણજીતરામ વાવાભાઈ મહેતા,** બી. એ.—યોજના ઘણી સારી છે. તમને સારૂં ઉત્તેજન મળશે એવી આશા છે. તમ પસંદગી (પુસ્તકોની) પણ સારી કરી છે.

**રા. રા. હીરાલાલ વ્રજભુખણદાસ શ્રોફ,** બી. એ. વડોદરા શ્રી સયાજી હાઇસ્કૂલના પ્રિન્સિપાલ—યોજના અતિ આવકારદાયક છે.

ઠે. પીરમશાહ રોડ, અમદાવાદ.

**જીવનલાલ અમરશી મહેતા,**
મેનેજર, જ્ઞાનવર્ધક પુસ્તકમાળા.

ન્યુબિલ્ડ પ્રીન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું, સલાપોસ રોડ—અમદાવાદ.

# सत्संग.

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥


| પુસ્તક ૭ મુ. અંક ૪ થો. | [ માસિક. ] | કાર્તિક. સં. ૧૯૭૨ |
| --- | --- | --- |


## નૂતન વર્ષની નન્દન વાણી
## –દીનતણી એ છે દીન લ્હાણી.

[ અનુષ્ટુપ વૃત્ત ]

નૂતન વર્ષનો આજે, તેજઃપુંજ જગે જગે !

धीमही ! કરો સત્કાર, ને સિંચો પ્રેમ શૌર્ય રગે રગે ! कर्मण्येवाधिकारस्ते ।

જનની જન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસી !

ઉતારો દેતપી દેવે, સેવા એજ બલીયસી !

વધો શ્રી, ધી અને આયુ, સદા હો શાંતિ, સન્મતિ

શ્રીપતિ સર્વને આપો, નવા વર્ષે નવી ગતિ !

ડો. ભાઈ ડાહ્યાભાઈ [illegible]

## શું નવું ?

( પુષ્પિતાગ્રા. વરસ પુરૂં થયું બધાં વદે છે.
હૃદય રસિક સુહર્ષથી ભરે છે.
' નવલ સુખદ ' એમ સૌ ભણે છે,
જન મન આશ નવીન કૈં ધરે છે.

( ઉપજાતિ ) જનો જૂનાને વિસરી જઈને,
નવિન પંથે પળતાં જણાયે.
નવિનતામાં જન મોહ રાખે,
જુનું તજી નિત્ય નવું ચહે છે.
વર્ષો ગયાં કૈંક હજુય જાશે,
' નવું જૂનું ' એમ સદા વદાશે.
પરંતુ વિશ્વે નવું શું બને છે ?
અન્તે નવું સર્વ જૂનું ઠરે છે.

( વંશસ્થ. ) અનન્તમાં નાશ ન વસ્તુનો બને,
રૂપાન્તરોથી ભ્રમ થાય છે મને.
સત્ય સ્વરૂપે ન વિકાર સંભવે,
ભ્રમે કરી કિન્તુ નવું ગણાય છે.

ભારતીમંદિર, } ધીરજ.
બરવાળા. }

---

## ફટાકા

( માલિનિ. )

નહિ નહિ નહિ કીધું કામ દેશાભિમાની,
નહિ નહિ સુખ દીધાં દીનનાં કષ્ટ વામી.
બળ કળ છળથી હા ! નિત્ય કીધા ધડાકા.
ફટ ફટ ફટ તેને આજ કે'છે ફટાકા.
તન–મન–ધન જેણે દેશી કાજે ન ધાર્યું.
અબુધ–અધમ સંગે આયુઃ સર્વે ગુમાવ્યું.
નવલ વરસ આવ્યું તોય કીધા તડાકા,
ફટ ફટ ફટ તેને આજ કે'છે ફટાકા.

ભારતીમંદિર }
બરવાળા તા. ધંધુકા. } ધીરજ.
દીપોત્સવી ૧૯૭૧. }




એક દિવસે સાંજે ફરતાં ફરતા શહેર બહાર બગીચામાં જઇ પહોચ્યા. આમ તેમ ઘુમી રહ્યા હતા, ત્યાં પાસેજ એક પર્ણકુટીની સમીપમાં એક બાવાજીને જોયા.

બાવાજી મૃગચર્મ પર ધ્યાન લગાવી નેત્ર મીંચી બેઠા હતા: મેં સર્વને એમની પાસે જવાની સૂચના કરી. મિત્રોમાંથી એકે કહ્યું, ત્યાં શું રાખી મૂક્યું છે, એવા ઢોંગી તો આજ કાલ ઘણાએ રખડયા કરે છે." બીજાએ કહ્યું, " જો સાચા સાધુ આમ સ્થળે સ્થળે મળી આવે, તો પછી શું જોઇએ. " આમ કેટલાક પક્ષમાં તો કેટલાક વિરોધમાં બોલ્યા: પરંતુ અંતે સહુએ ત્યાં જવા ખુશી દર્શાવી.

બાવાજીની પાસે જઇ અમે પ્રણામ કરી ગોળાકારમાં વીંટાઇ બેઠા. થોડીવારમાં બાવાજીએ નેત્ર ખોલ્યાં, અને અમો સર્વને આશીર્વાદ દીધા, તથા ભગવદ્ ભક્તિ સંબંધી ચર્ચા કરવા લાગ્યા. એમનું શુદ્ધ ભાષામાં થતું સંભાષણ સાંભળી અમને આશ્ચર્ય લાગ્યો વિના રહ્યું નહિ.

આવી રીતે થોડા એક વાર્તાલાપ થયા બાદ એકાએક બગીચામાં કોઇનો ગાવાનો અવાજ સંભળાયો. સહુનો કાન તે તરફ આકર્ષાયા. ઘણી મુશ્કેલીથી અમે તે સમજી શક્યા. ગાયન તો પૂરૂં સમજવામાં ન આવ્યું, પરંતુ તેની ટેક

વ્રજ જાઓ તજી કયમ નાથ !

એ હતી.

આ પદ સાંભળતાં વાર બાવાજીનું આખું શરીર પુલકાયમાન થઇ ઉઠયું, અને એમના નેત્રોમાં પાણી ભરાઇ આવ્યું. બાવાજીની આવી દશા જોઇ અમે સર્વ હસી પડયાં. બાવાજીએ પૂછયું, " કેમ; હસો છો શાને ?"

હું:—બાવાજી ! વારૂ આ ગીતમાં એવી શી બાબત હતી કે જેથી આપ રડવા લાગ્યા?

બાવાજી—તમે એનો કંઇ મર્મ સમજો છો, કે આમ પાગલની માફક હસવા લાગ્યા.

હું—એમાં સમજવાનું શું છે? એનો અર્થ તો સ્પષ્ટજ છે.

બાવાજી—ત્યારે એનો અર્થ કહો.

હું—રાધાજી કૃષ્ણને કહે છે, કે હે નાથ ! તમે વ્રજને કેમ છોડી જાઓ છો !

બાવાજી—વારૂ, વ્રજ કોને કહે છે !

હું—વ્રજ એ દેશનું નામ છે, જે ભારતના મધ્ય ભાગમાં છે, ત્યાં શ્રી કૃષ્ણ ગોપીઓની સાથે વિહાર કરતા હતા.

બાવાજી—વત્સ, તું ઘણો ભલો છે જુઓ, પાણિનિએ કહ્યું છે, કે મજ ગમને મજ ધાતુનો અર્થ ગમન કરવું, ચાલવું, જવું એવો થાય છે.

હું—આ વ્રજ ધાતુ વળી કેવી ? સુવર્ણ વગેરે આઠ ધાતુમાં તો એ નથી આવતી ?

બાવાજી—તું તો કેવળ પાગલજ જણાય છે. કેવળ હસી જાણે છે. વ્રજનો અર્થ જે ચાલે તે વ્રજ.

હું—એ તો ઘણા આશ્ચર્યની વાત છે, આપ ચાલો છો, અમે ચાલીએ છીએ, પશુપંખી વગેરે સર્વ પ્રાણી ચાલે છે, તો શું તે વ્રજ છે ?

બાવાજી—હા સર્વ વ્રજ છે. આખો સંસાર વ્રજ છે. સંસાર પણ સૃ ધાતુ પરથી થએલો છે. એનો પર્યાયવાચી શબ્દ છે 'જગત,' એ પણ गम् ધાતુથી થયો છે, જેનો અર્થ જવું, ચાલવું થાય છે.

હું—સાધુજી ! પણ વૃન્દાવનનેજ સર્વ વ્રજ દેશ કહે છે, એ શાથી ?

સાધુજી—એ વૃન્દાવન તો કોઇ સંન્યાસીએ વસાવ્યું. વૃન્દાવનનો મૂળ અર્થ તો 'વનભૂમિ' જ્યાં વૃન્દા વાસ કરે છે.

આટલું બોલી સાધુજી ફરી મસ્ત થઇ એ ગીતની ધુનમાં ઝૂકવા લાગ્યા. અમે એમનો ભક્તિભાવ, તથા પ્રેમાશ્રુ વિસર્જન જોઇ આનન્દાશ્ચર્યથી ચકિત થઇ ગયા. અમે માંહોમાંહે એમની પ્રશંસા સૂચક વાતો કરવા લાગ્યા.

થોડીવારે જ્યારે મહાત્માજીની નજર મારી તરફ કરી, ત્યારે ફરીથી મેં પૂછ્યું, "મહારાજ ! દયા કરી એટલું કહેશો કે વૃન્દા કોણ છે ?"

સાધુ—વૃન્દા રાધાનું બીજું નામ છે.

હું—શું રાધા, ગોપની કન્યા રાધા ?

સાધુ—સાંભળો, રાધા राध् ધાતુપરથી થયો છે. જેનો અર્થ 'આરાધના કરવી' થાય છે. જે આરાધના કરે તે રાધા. હું રાધા, તમે રાધા, તમામ ભક્ત વૃન્દ રાધા.

હું—ત્યારે વારૂ નન્દનો શો અર્થ હશે ?

સાધુવર—જે આનન્દ, તે નન્દ અહીં 'આ' ઉપસર્ગનો લોપ થઇ ગયો છે.

હું—ત્યારે કૃષ્ણચંદ્ર 'આનન્દ'ના પુત્ર શાથી ?

સાધુવર—તમે ભૂલો છો. વિચાર કરો. કૃષ્ણને નન્દનો પુત્ર કોઇ કહેતું નથી. તે તો વસુદેવનો પુત્ર છે, જે નન્દના ઘરમાં રહે છે, અને શ્રીકૃષ્ણ 'આનન્દ' ધામ છે.

હું—સાધુજી, ત્યારે સાથે આ પણ કૃપા કરી કહો, કે યશોદા કોણ ?

સાધુવર—શ્રીકૃષ્ણના યશને પોતાના હૃદયમાં ધારણ કરે તે યશોદા.

હું—અને ગોપિની ?

સાધુવર-ભૂલો છો, ગોપિની નહિ ગોપી કહો. 'ગો' શબ્દનો અર્થ પૃથ્વી છે, એની જે રક્ષા કરે, એને પાળે તે ગોપ.

હું—સાધુવર ! તે ગોલોક ક્યાં છે ?

સાધુવર-! ગોલોક તે આ પૃથ્વી લોક.

હુ-( અધીરો થઇ ) મહારાજ ! કૃપા કરી કહો કે શ્રી કૃષ્ણચંદ્રનો પણ કોઇ બીજો અર્થ છે ?

સાધુવર-હા, હા, કૃષ્ણ ! કૃષ્ણ 'कृष आकर्षणे' ધાતુથી બન્યો છે. જે ભક્તના ચિત્તનું આકર્ષણ કરે, તે શ્રી કૃષ્ણ છે.

આટલું કહેતાં કહેતાં સાધુવર ફરી પુલકિત થઇ ગયા. અમે પણ રોમાંચ અનુભવ્યો. સાધુ મહારાજે આકાશ તરફ મુખ રાખી સજળ નેત્રે આનંદપૂર્ણ મધુર સ્વરથી કહ્યું—

"જય જય કૃષ્ણ કૃષ્ણ જય કૃષ્ણ"

અમે બધા પણ ઉન્મત્ત થઇ એકદમ બોલી ઉઠયા.

"જય જય કૃષ્ણ કૃષ્ણ જય કૃષ્ણ."



## શ્રીમદ્‌ભગવદ્‌ગીતા.

(લેખકઃ—રા. રા. ભગવાન શિવશંકર ભટ્ટ—સુરત.)

અધ્યાય ૧૮ મો ગાંતકથી શેષ.

હે પાર્થ બ્રાહ્મણ, ક્ષત્રી ને વળી વૈશ્ય તેમજ શુદ્રનાં;
કર્મો કહું હું સ્વભાવ જન્ય ગુણો વડેજ જુદાં જુદાં. ૪૧
શમ, દમ, અને તપ, શૌચ, તેમજ ક્ષાન્તિ ને વળી આર્જવ;
વળી જ્ઞાન ને વિજ્ઞાન, આસ્તિકય, બ્રહ્મકર્મ સ્વભાવજ. ૪૨
શૌર્ય, તેજજ, ધૃતિ, દાક્ષ્યજ, યુધ્ધથી અપલાયન,
વળી દાન, ઈશ્વરભાવ એ સહુ, ક્ષાત્રકર્મ સ્વભાવજ. ૪૩
કૃષિકર્મ, ગોરક્ષા અને વાણિજ્ય એ સહુ વૈશ્યનું;
આ ત્રિવર્ણોની શુશ્રુષા એ સહજ કર્મજ શુદ્રનું. ૪૪
નર પામતો સંસિધ્ધિને નિજ કર્મમાં અભિરત થઈ;
જે પેર આ નિજ કર્મરત લહે-સિધ્ધિ તે તું શુણ સહી. ૪૫
ઉત્પત્તિ જેથી સર્વ ભૂતની, વ્યાપ્ત આ સહુ જે વડે;
સંતોષી તે ઇશ્વર સ્વકર્મે, સિધ્ધિને માનવ લહે. ૪૬
સુ—અનુષ્ઠિત પર ધર્મથી, વિસ્મૃત સ્વધર્મજ શ્રેય છે;
નિજ કર્મને કરતો છતો નર પામતો નથી પાપને. ૪૭
સહજ કર્મ સદોષ પણ હે પાર્થ! નર ત્યાગે નહિ;
કાં-ધૂમ-આવૃત અગ્નિવત, સહુ ધર્મ દોષાવૃત સહી. ૪૮
સર્વત્ર બુદ્ધિ આસક્ત, જીત આત્મા નિસ્પૃહ અધિકારી જે,

નૈષ્કર્મ્ય સિદ્ધિ પરમ જે સંન્યાસથી પામેજ તે. ૪૯
હે પાર્થ સિદ્ધિ, પ્રાપ્ત, પામે બ્રહ્મને જે રીતથી;
વળી પરાનિષ્ઠા જ્ઞાનની, તું શૃણુ કહું સંક્ષેપથી. ૫૦
વિશુદ્ધ બુદ્ધિ યુક્ત ધૈર્યે, નિયમી આ સંઘાતને;
શબ્દાદિ વિષયો રાગ દ્વેષજ ત્યાગી પામે બ્રહ્મને. ૫૧
એકાન્તવાસી, મિતાહારી, વાણી મન કાયા જીતી;
નિત ધ્યાન યોગ પરાણ નર, વૈરાગ્યનો તે આશ્રયી. ૫૨
હુંભાવ, ને બલ દર્પ કામજ, ક્રોધ, પરિગ્રહે ત્યાગી જે;
મમતા રહિત, વળી શાન્ત સાક્ષાત્કાર માટ સમર્થ તે. ૫૩
વળી બ્રહ્મ ભૂત પ્રસન્ન આત્મા, ન શોચે નથી ઇચ્છતો;
સામાન્યદર્શી સર્વ ભૂતે; પરાભક્તિ પામતો. ૫૪
ભકિતજ વડે જે તત્ત્વથી મુજ સ્વરૂપને જાણે ખરે;
તે વડે તત્ત્વે જાણી હુંમાં પ્રવેશે દેહાન્તરે. ૫૫
કરતો છતો સહુ કર્મને જે શરણાગત થાતો મુને;
શાશ્વત અને અવ્યય-હુંપદને, પામતો મુજ અનુગ્રહે. ૫૬
ચિત્તે સમર્પી કર્મ સહુ હું વિષે મુજ આધીન થઈ;
સ્વીકારી બુદ્ધિ યોગને મમચિત્તી સદા તું થા સહી. ૫૭
હું પ્રસાદે મમચિત્તી થઇ, કામાદિ દુર્ગ જઈશ તરી;
યદિ અહંકારે શૃણીશ નહિ મુજ વચન તો નાશીશ સહી. ૫૮
અહંકારમાં જઇ એમ માને કદી યુદ્ધ કરૂં નહિ;
મિથ્યાંજ નિશ્ચય એ ખરે, પ્રેરશે તુજને પ્રકૃતિ. ૫૯
વશીકૃત થએલો પ્રાય તું નિજ સ્વભાવજ કર્મે કરી;
જે યુદ્ધ મોહે ન ઇચ્છે તે કરીશ તું પરવશ થઇ. ૬૦
હે પાર્થ અન્તર્યામી હું ભૂત હૃદય દેશે સ્થિત થતો;
માયાથી યંત્રારૂઢવત સહુ ભૂત ભ્રમણ કરાવતો. ૬૧
હે પાર્થ તવ સર્વ પ્રકારે પામ ત્હેના શરણને;
પામીશ ત્હેનો પ્રસાદે પરશાન્તિ શાશ્વત સ્થાનને. ૬૨
અતિ ગુહ્યમાં પણ ગુહ્ય એવું કહ્યું મેં આ જ્ઞાન તો;
અથ ઇતિ એને વિચારી કર જે પ્રકારે ઇચ્છતો. ૬૩
શૃણુ ફરીથી અત્યંત ગૂઢ વળી પરમ આ મુજ વચન જે;
કારણ તું અતિશય પ્રિય મ્હને તે માટ કહું હિતજ ત્હને. ૬૪

થા ભક્ત પૂજક માહરો, નમ મ્હને મન હુંમાં ધરી;
પામીશ મ્હને, પ્રિય મ્હને છે, કહું-પ્રતિજ્ઞા સાચી કરી. ૬૫
પરિત્યાગી સર્વે ધર્મને શરણે રહે એકજ મ્હને;
તું શોચમાં, હું કરીશ, સર્વે પાપથી મુક્તજ ત્હને. ૬૬
વળી ભક્તિ ને નિગ્રહ રહિતને, યોગ્ય નહિ ઉપદેશવા;
નહિ તેમ શુશ્રુષા અને અનુરાગ હિતને, કહિજ આ. ૬૭
આ પરમ ગુહ્યજ શાસ્ત્રને મમ ભક્તમાં સ્થાપેજ જે;
હુંમાં પરાભક્તિ કરી, પામે મ્હને નિશ્ચેજ તે. ૬૮
વળી મનુષ્યોમાં તેથી કોઇ હું વિષે અતિ પ્રિયકર નથી;
નહિ થશે, નથી વળી પૃથ્વીમાં કો અન્ય પ્રિય મમ તે થકી. ૬૯
વળી આપણો આ ધર્મ્યરૂપ સંવાદ અધ્યયન જે કરે;
નિશ્ચે હું થાઉં જ્ઞાન યજ્ઞે તેહને પૂજીત ખરે. ૭૦
શ્રદ્ધાળુ, અસુયા દોષહીન થઇ શ્રવણ આ નર જે કરે;
પંઇ મુક્ત તે પામે વળી પુણ્ય કર્મના શુભ લોકને. ૭૧
કહે, પાર્થ ! આ તેં સાંભળ્યું કે કેમ ? એકજ ચિત્તવડે;
અજ્ઞાનનો તુજ મોહ પામ્યો નાશ કે નહિ-તે કહે. ૭૨
અચ્યુત ! આપ પ્રસાદથી, મળી સ્મૃતિ; મોહજ દૂર થયો;
કહે પાર્થ માનીશ આપનું નિશંક આજ્ઞામાં રહ્યો. ૭૩
સંજય કહે ધૃતરાષ્ટ્ર મહાત્મન કૃષ્ણને અર્જુન તણો;
રોમાઞ્ચ આ અદભૂત હું સંવાદ સાંભળતો હવો. ૭૪
આ પરમ ગુહ્યજ યોગને હું-વ્યાસ પ્રાસાદિત થયો;
જે કૃષ્ણ યોગેશ્વરે પોતે કહ્યો તે શુણતો હવો. ૭૫
વળી પુનિત આ સંવાદ અદભૂત કૃષ્ણને અર્જુનનો;
બહુ હર્ષને હું પામું, રાજન્ ! નિરન્તર સ્મરતો થકો. ૭૬
અદભૂત અતિ શ્રી કૃષ્ણનું તે વિશ્વરૂપ સ્મરતો થકો;
અતિ પામતો આશ્ચર્ય, રાજન્ ! વારંવારજ હર્ષતો. ૭૭
જ્યાં કૃષ્ણ યોગેશ્વર અને જ્યાં ધનુર્ધર પાર્થજ વળી;
શ્રી, વિજય, ભૂતિ, નીતિ, ત્યાં, છે અવશ્યે એ મુજ મતિ. ૭૮

શ્રી કૃષ્ણાર્પણમસ્તુ.






(ગતાંકથી ચાલુ)

---

### નવમ પરિચ્છેદ.

પાછલા પ્રકરણમાં કહેલી બીનાથી અમીનાપર મીરજાંના ક્રોધે ભારે જડ પકડી લીધી, તેથી પોતાની પત્ની સાથે વાતચિત કરવી પણ મુકી દીધી અને આ તરફ પતિના આવા આચરણથી અમીનાનું અભિમાન પણ વધતું જતું હતું અમીના તનમનથી તેજ ઇચ્છતી હતી કે પતિ સાથે કોઇ પણ રીતે પોતે પ્રથમ તેમને બોલાવી પોતાના મનની દુર્બલતા બતાવવી નહિં. પરંતુ જયારે પતિએ તેની સાથે બોલવું પણ બંધ કરી દીધું, ત્યારે માનિતી અમીના બીજુ શું કરે ? તેના અભિમાનનાં કારણો પણ બહુ કંઇ હતાં. તેથી આ વિષયમાં તેને દોષ આપી શકતા નથી. મીરજાંના મનમાં વાત જેવી જામી ગઇ હતી, તેથી પોતાની પત્નિ પર ક્રોધ કરવાનાં કારણ પણ થોડાં ન્હોતા, તેથી આવી હાલતમાં મીરજાને પણ આપણે કેવી રીતે દોષી કહીએ ? ત્યારે કહો આ વિષયમાં દોષ કોનો છે ? કોનો દોષ બતાવીએ ? વધુ ઘાથી આવાજ પેચ પડી જાય છે, ઘણાંક કુટુંબ આવી રીતે અશાંતિમય બને છે. આનંદ ત્યાં કલેશ થાય છે.

આવી રીતે બે ત્રણ દિવસ વીતી ગયા, પતિ પત્નીમાં પ્રેમાલાપ થયો નહિ. મીરજા નિયમિત સમયે નોકરી પર જવા લાગ્યા, કદી કોઇ મિત્રાદિ સાથે પણ મળવા જતા નથી. સંધ્યા થતાં પહેલાંજ ફરવા માટે જતા હતા, હવે તેમણે તે ફરવાનું પણ મુકી દીધું છે. પણ મીરજાંના મનમાં સુખ ન્હતું. રાત્રિ દિવસ મન મારી ઉદાસ રહ્યા કરતા મનનું દુઃખ કોઇને કહી દેવામાં આવે તો દુઃખ ઘણુંજ હલકું થાય છે. પરંતુ મીરજાં માટે તેવો અવસર પણ દુર્લભ હતો. કોઇને પોતાનાં મનની વાત કહીને પોતાનું દુઃખ હલકું ન થવા વજન દિવસે દિવસ વધવા લાગ્યું. તેમના સો મિત્રોમાંથી લક્ષ્મીશંકર તેમની સાથે એક ડોકટરખાનામાં કામ કરતા હતા; જેથી બંનેને નિત્ય ભેટ થતી હતી, તેમ છતાં પણ મીરજાંએ પોતાના મનની વાત તેમને કહી નહિં. તેમના કલંકની વાત તેમની પત્નીએ મીઠું મરચું ભભરાવી મહોલ્લામાં ફેલાવી દીધીછે, તે વાતને પોતાના પરમસ્નેહી મિત્ર લક્ષ્મીશંકરને કહેવાને પણ લજ્જિત થતા હતા. જ્યારે મીરજાંની એવી દશા હતી, તે સમય એક દિવસ નોકરીપરથી ઘેર પાછા ફરતા સમય માર્ગમાં મુરારીલાલની ભેટ થઇ ગઇ. મુરારીલાલે

મીરઝાંને જોતાંજ કહ્યું—" કેમ ભાઈ! હકીકત શી છે? આજકાલ તો આપ જણાતાજ નથી? અને કદી મારે ત્યાં નથી આવતા, શું આ સેવકથી કંઇ ભૂલ થઇ ગઇ છે?

બહુ અધિક કોઇ પણ વાત સારી નથી થતી. મિજાજ પણ બહુ અધિક સારૂં નથી લાગતું. અધિક સ્નેહ તે દુશ્મનાઇમાં ફેરવાઇ જાય છે. ગુણ પણ આવશ્યકતાથી અધિક થઇ જવાથી ખરાબ ફળ આપવા લાગે છે! તેજ હાલ આંખની શરમનો પણ છે. મીરઝાંની આંખોમાં શરમ હદથી વધુ હતી તે મનમાં ને મનમાં મુરારીલાલની ઘણી ઘૃણા કરતાં હતા, પરંતુ મુખથી કહેવું તેમને માટે કઠિન થઇ પડતું હતું. તેમણે કહ્યું—"તમારી કંઈ પણ ભૂલ નથી? મારૂં શરીર સારૂં નથી, તેથી સંધ્યા થઇ જવા પર ઘરથી બહાર નિકળતો નથી."

મુરારીલાલે જરા હસીને કહ્યું-" શરીર સારૂં નથી! ડયુટીપર તો રોજ જાવ છો, કામકાજ સૌ કરો છો, અને દોસ્તોને મળવું હોય ત્યારે તબીયત ખરાબ થઇ જાય છે!"

મીરઝાં—કંઇ વાત થોડીક બીજી પણ છે. મેં પ્રતિજ્ઞા કરી લીધી છે કે શરાબ હવે કદી પણ પીશ નહિં."

મુરારીલાલ—વાહ! વાહ! બહુ સારી વાત છે. પણ શું હું એક વાત પૂછી શકું છું?—આપે એવા શપથ એકાએક કેમ ખાઇ લીધા છે?

મીરઝાં—મારા વિષયમાં મારે માટે ઘણી નિન્દા થાય છે. આટલા દિવસ કોઇ જાણતું ન હતું, હવે બહુ લોકોના જાણવામાં આવી ગયું છે.

મુરારીલાલ—જો નિંદાની બીક હતી તો પ્રથમ કોઇના જાણી લીધા પહેલાં પ્રતિજ્ઞા કરવી હતી! જ્યારે સૌને માલૂમ થઇ ગયું છે તો, હવે કોનો ડર છે? અને તેમાં નિંદાની વાત પણ શી છે? આજકાલ દારૂ-તાડી કોણ નથી પીતું?

મીરઝાં—જે લોક દારૂ- તાડી પીએ છે, તેનાં કોઇ વખાણ કરતા નથી.

મુરારીલાલ—જે લોક નિંદા કરતા ફરે છે તેજ સંતાઇ ચોરીથી શરાબ પીયા કરે છે. નિંદા કરવીજ, જેનો ગુણ છે તે તો જરૂરજ નિંદા કરશે- સારા માણસો કદી બદનામ નથી કરતા. ભાઇ! હું તો કોઇની નિંદા ખંતથી નથી કરતો."

મીરઝાં—બીવડાવવા માટે તમારે છેજ કોણ, તમારી બીકથી સૌ લોક થરથર કાંપ્યા કરે છે. મારી પેઠે તમારે મા બ્હેન હોત તો હું તમને જોત- તમારા સગામાં પણ કોઇ નથી તો પછી તમને બીક છે કોની?

મુરારીલાલ—પછી તમો પણ ન્હાના ધાવણા બાળક નથી કે મા બ્હેનની આટલી બીક માનો. પોતાનો પસેવો વહેવડાવી રૂપિયો કમાઓ છો, ને સૌનું ભરણ પોષણ કરો છો. અને પોતાના આરામ માટે કંઇ પણ નહિ કરો? તમારી પત્નિની આંખોમાં તો દુશ્મન છો. તમને, ભાઇ? દુનિયામાં કયું સુખ છે? અરે! ઘડી બે ઘડી ભાઇબંધો સાથે જીવને આરામ આપો તો કોઇનું શું બગડશે. તમારે તેટલુંજ બસ છે. જો તેને તજી દેશો તો પછી જીવીને શું કામ?

આટલા સમય બાદ મુરારીલાલની વાતો મીરજાંના મનમાં ઠસી. હવે તેમને પોતાની ભૂલ જણાવા લાગી. તે વિચારવા લાગ્યા–" સત્ય તો છે, દુનિયામાં મને સુખ પણ શાનું છે! આખો દિવસ મહેનત કરીને ઘેર જાવું છું, ત્યાં જઇને મને કયું સુખ મળેછે.

અકસ્માત્ મીરજાંના વિષાદથી ભરેલા અંધારા હૃદયની અંદર સ્નેહમયી માતા અને ભક્તિમતી સહોદરાની મૂર્તિ તેમના માનસી નેત્રોના સમક્ષ આવીને ઉભી થઇ ગઇ. શું તે વહાલી અમ્મા અને ભ્રાતા માટે પોતાના પ્રાણ કુરબાન કરી દેનારી હુસીનાની સાચ્ચી પ્રીતિથી મીરજાંને સુખ નથી મળી શકતું ? મુરારીલાલની વાત સાંભળી જેટલું હૃદય મીરજાંનું આગળ વધી ગયું હતું. માતા અને બ્હેનના શુદ્ધિ આવર્તાજ તેટલું ફરી પાછળ હટી ગયું તે મુરારીલાલને કંઇ કહેવા ચ્હાતા હતા, પણ તેમના મુખની વાત મુખમાંજ રહી ગઇ ગઇ. તે ચૂપચાપ મનમાંજ વિચારવા લાગ્યા.

ત્યારે ફરી મુરારીલાલ કહેવા લાગ્યો–દોસ્ત ! સાંભળો. તમોએ ઘરમાં સ્ત્રી શું પણ એક વાઘણ પાળી છે. ઘેર બેઠા રહેશો તો તેને લીધે તમને આરામ કેમ મળશે ! દિલને આરામ મળતો ન હોય તો ચૈન ઉડાવવા માટે પ્રયત્ન કરો. યાર ! સત્ય કહેજો, શરાબથી વધીને દિલને આરામ પહોંચાડનાર બીજી કંઇ વસ્તુ છે !

મુરારીલાલના આ પ્રશ્નના સાથે મીરજાંની ચિંતા હવામાં ઉડી ગઇ. તેમણે કહ્યું.— "થોડી ઘણી પીવાથી તબીયત જરૂર ખુશ થઇ જાય છે, "

વખત જોઇ મુરારીલાલે જોરથી કહ્યું-ઠીક, તમો કહો છો તેજ સારૂં. થોડીક થોડીક પિયા કરો, વધારે કેમ પીઓ છો ?

મીરજાંના મનની જડ ઢીલી પડી ગઇ હતી. બહુ ફાંફાં મારવાં છતાં પણ પોતાને સંભાળવા છતાં પણ, તે ત્યાં બહુ વાર સુધી થોભી શક્યા નહિં. સમજ્યો તે ભારે જાળમાં ફસાઇ ગયા છે. શું કરવું, તે વિચારી શકયા નહિં જ્યાં સુધી તે મુરારીલાલ સાથે વાતો કરતાં કરતાં ચાલી રહ્યા હતા, તે સમય ચાલતાં ચાલતાં એક એવી જગ્યાપર આવી પહોંચ્યા જ્યાંથી સડક બે ભિન્ન દિશાઓમાં ચાલી ગઈ હતી એક સડક પોતાના મકાન તરફ જતી હતી, બીજી મુરારીલાલના ઘર તરફ, મુરારીલાલે કહ્યું–" ચાલો, મારે ત્યાં ચાલો. આ સેવકનું મકાન પાવન કરો. અત્યારથી ઘેર જઇ શું કરશો ? "

મીરજાં ઘણા વિચારમાં પડી ગયા. કયે રસ્તે ચાલવું, તેજ વિચારવા લાગ્યા. ચિત્ત ડામાડોળ થવા લાગ્યું. એક વાર વિચાર્યું—" નહિં ઘેરજ ચાલીશ, તેનો સંગ અન્તમાં દુઃખ દેશે." ફરી વિચાર્યું—" નુકસાન શું છે, ચાલો ઉભા ઉભા તેને ઘેર પણ જતા જઇએ." તેમને ચૂપચાપ વિચારતા જોઇ મુરારીલાલે તેમનો હાથ પકડી પોતાના ઘર તરફ ખેંચ્યો. ત્યારે શું થયું ! મીરજાં પણ મુરારીલાલ સાથે ચાલવા લાગ્યા. વેગવતી નદીના પ્રવાહમાં મીરજાં પણ વહી ચાલ્યા. સારાસારનો વિચાર કરવાની શક્તિ પણ તેમનામાં રહી ન હતી. તેમના પોતાના ઘરમાં લાવી મુરારીલાલના આનંદની સીમા ન રહી. ખોયેલું ધન ફરી મળનારને પણ આટલો આનંદ થતો નહિં હોય !

આ જગતમાં કુસંગતિજ સર્વ નાશની જડ છે. તેની સાલય પર જય મેળવવી દુર્બલ ચિત્તનું કામ નથી. મનુષ્ય પોતાની પ્રતિજ્ઞામાં કેટલો દૃઢ, કેટલો ધર્મથી બીનાર, શિક્ષણમાં ગમે તેટલો વધેલો કેમ ન હોય, એક વખત ખરાબ સંગતિમાં લપેટાયા પછી બચી શકતો નથી. યદિ સંસારમાં સારૂં નામ મુકી જવાની ઇચ્છા મનમાં હોય, તો સત્સંગ રૂપી ધ્રુવતારાની તરફ જોઇ પોતના લક્ષપર તીક્ષ્ણ દૃષ્ટિ રાખીને આ સંસાર સાગરમાં પોતાની નાવ—જીવનરૂપીનાવ ચલાવો. કંઇ એક વખતપણ પાપની છાયામાં પડી જશો, તો સહજમાં તેનાથી તમારો છુટકારો થશે નહિં. હાય! સંસારના મનુષ્ય કેવા દુર્બલ છે, પછી મનુષ્ય કઇ વાતપર ઘમંડ કરે છે? થઇ વાતપર આટલો અહંકાર કરે છે, આટલો ગર્વ કરે છે? (અપૂર્ણ)

દીવાન.



# ધાર્મિક જીવહિંસા.

## દયાળુ હિંદીવાનોને અપીલ.

(૧) ધર્મને નામે હીંદુઓ સેંકડો બીચારી વિધવાઓને જીવતી બાળી નાંખતા હતા, અને તેમાં પુણ્ય માનતા હતા. ખરેખરી સતી હોય તે તો આજે પણ પોતાનો જીવ કાઢી નાંખે છે. પ૦ અગાઉના વખતમાં તો સંખ્યા બંધ બાઇઓને જીવતી બાળી નાંખવામાં આવતી હતી, તેમાં ખરેખરી સતી કેટલી હશે! હજારમાં ભાગ્યે એક!

(૨) ધર્મને નામે રોમન કેથોલીક સત્તાવાળાઓ પ્રોટેસ્ટંટ લોકોને જીવતા બાળી નાંખતા હતા, અને પ્રોટેસ્ટંટ સતાવાળાઓ રોમન કેથોલીક લોકોને ફાંસી દેતા હતા, અને તે બંને પંથના લોકો તેમાં પુણ્ય માનતાહતા. ( "Before Elizabeth's death she had hanged as many Roman Catholics for their religion as Mary, her sister, had burnt Protestants for theirs." *A First Book of British History by T. F. Tout, M. A.*)

(૩) ધર્મને નામે હીંદુઓ મુસલમાનો તથા ખ્રીસ્તીઓ એક બીજા જોડે લડી મરતા હતા, અને તેમાં પુણ્ય માનતા હતા.

(૪) ધર્મને નામે જ્યારે ખુદ માણસોના ખુન કરવામાં પુણ્ય માનવામાં આવતું.—અને એ રીતે હજારો માણસોના ખુનો થયાં છે,—તો પછી બીચારાં મુંગાં જનાવરોને મારી નાખવામાં પુણ્ય માનવામાં આવે તેમાં નવાઇ નથી.

(૫) જેમ જેમ જમાનો સુધરતો ગયો તેમ તેમ ધર્મને નામે થતાં ઘાતકી કામો સામે દયાળુ અંગ્રેજો તથા બીજા યુરોપીઅનોએ પોકાર ઉઠાવવા માંડ્યો અને ધર્મને નામે માણસ જાતને હેરાન કરવી એતો મહા પાપ છે, એમ આજે લાખો ખ્રીસ્તીઓ, મુસલમાનો, હીંદુઓ તથા બીજી કોમોના લોકો માને છે.

દંપતીએજ ફ્રાન્સમાં જન્મ લીધો હોય. લૉર્ડ કેલવિને લંડનના રૈયલ ઇન્સ્ટીટ્યુશનમાં ભાષણ આપવાને માટે એ દંપતીને બોલાવ્યા હતા. અને ભાષણ સમાપ્ત થતાં સુવર્ણ પદકથી એ દંપતીનું સન્માન કરવામાં આવ્યું હતું.

આ જગ્યાએ અત્યન્ત શોક સાથે કહેવું પડે છે કે અગીયાર વરસ વિજ્ઞાનની આલોચના કરતાં અને ગવેષણા પૂર્વક કાર્ય કરતાં કરતાં મિ૦ પિયારીએ ઇસ્વીસન ૧૯૦૫માં આપણી ચરિત્ર નાયિકાને સદાને માટે દુઃખસાગરમાં ડુબાવી સ્વર્ગ પ્રતિ પ્રયાણ કર્યું.

આ દારૂણ શોકમય ઘટનાની સાથેજ શ્રીમતી કુરીના સર્વ સુખનું પણ મૃત્યુજ થયું. કેમ નહીં થાય ? જે સ્ત્રીનો સર્વસ્વ પ્રાણ તેનો પતિજ છે, જે પોતાના શાન્તિ સુખનું સાધન પોતાનો પતિજ છે, એમ સમજે છે, તેને માટે પતિના સ્વર્ગવાસથી દુઃખ નહી થાય એવો સંભવજ કયાં છે ? તો પણ અસીમ ધૈર્ય ધારણ કરીને જે પણ પતિના હાથથી અધુરૂં રહી ગયું હતું, તથા જે કાર્યમાં મી૦ પિયારિનું અધિક મન લાગેલું હતું તે કાર્યને આગળ ચલાવવાનો એણે આરંભ કર્યો. પેરીસના વિશ્વવિદ્યાલયમાં પતિનું અધુરૂં રહેલું કામ પુરૂં કરવાને માટે તે પદ પર કુરીજ નિયુક્ત થઈ. સર્વ લોકો એક મતથી સ્વીકાર કરતા હતા કે આ કાર્યને માટે કુરી સિવાય બીજું કોઇજ નથી.

શ્રીમતી કુરી પેરિસ વિશ્વ વિદ્યાલયમાં પ્રથમ અધ્યાપિકા હતી. અત્યંત દક્ષતા સાથે એકામનું તેણે સંમ્પાદન કર્યું. સ્વામીના મૃત્યુ પછી તેના પદપર નિયુક્ત થયા પછી જે દિવસે કુરી ભાષણ આપવાની હતી, તે દિવસે મોટા મોટા નાગરિકો તથા દૂર દેશીય પંડીતગણો પધાર્યા હતા. શ્રીમતી કુરી જે વખતે ભાષણ આપવાને માટે સ્થાન પર ગઇ તે વખત સર્વ કોઇ અત્યુત્સુક થઇ જોઇ રહ્યા હતા.

પેરીસથી કંઇક દૂર એક ગામમાં પોતાના વૃદ્ધ શ્વશુર તથા પોતાની બે કન્યાઓની સાથે તે રહેતી. એ કન્યાઓની ઉપર આ સમે ક્રમશઃ પંદર અને અગીયાર વર્ષની છે. શ્રીમતી કુરી વિશ્વવિદ્યાલયનું કામ કરીને રેલ્વે ટ્રેન દ્વારા પોતાને ઘર આવી આ કન્યાઓને શિક્ષણ આપવામાં તત્પર રહેતી હતી. જે દિવસે તે પોતાના શ્વશુરની સેવા કરતી અને કન્યાઓને શિક્ષણ આપતી તે દિવસે તે પોતાને ધન્ય માનતી હતી. આ પછીજ તેણે રેડિયમ અને પાલોનિયમ ધાતુઓની શોધ કરી.

વ્હાલી ભગિનીઓ ? કૃપા કરી તમે પણ આ પ્રકારે પરિશ્રમ અને કાર્ય દક્ષતા કરવાને માટે તત્પર થઇ જાઓ ! ભારત વર્ષની પડતી દશાને સુધારો ! ભારતની જીવન મરણની દોરી હવે તમારે હાથજ છે.



# સ્વર્ગનો સંદેશો.

( હરિગીત છંદ )

વીર જનનીના ઓ વંશજો, હિત વચન મુજ હઇડે ધરો,
શીદ સ્વાર્થમાં અથડાઇ ઉત્તમ લાભ આ અળગો કરો;
નથી તીર્થ નિરાશ્રિત સેવા જેવું નિશ્ચય છે વડો,
પ્રભુ પાઠવે સૌ પ્રેમીને આ સ્વર્ગથી સંદેશડો.*
તન મન ધનેથી જ્યમ કરો નિજ પુત્રની પ્રતિપાલના,
ત્યમ હો સદા ત્રાતા તમે જગમાં નિરાશ્રિત બાળના;
ફળ એ સમાન ફળે ન ગંગાસ્નાન ગિરનારે ચઢો,
પ્રભુ પાઠવે સૌ પ્રેમીને આ સ્વર્ગથી સંદેશડો.
જન માત્રનું છે જીવન શિશુબળ વૃદ્ધિમાંહી સમાયલું,
બીજ પોષણે જ્યમ વૃક્ષ રે ' રૂડી રીતથી રક્ષાયલું.
સમજ્યાથી એ સિદ્ધાંત સહુને સ્વર્ગનો પથ ઢુંકડો,
પ્રભુ પાઠવે સૌ પ્રેમીને આ સ્વર્ગથી સંદેશડો.
મળતી નથી મહીમંડળે ગૌદાનથી પણ જે ગતિ,
પણ માગી દે તે આવીને તમ આંગણે દીન સંતતિ;
તત્ તુલ્ય તૃપ્તિ ન દઈ શકે કદી દેવગૃહનો દીવડો,
પ્રભુ પાઠવે સૌ પ્રેમીને આ સ્વર્ગથી સંદેશડો.
ઉપકારી થાવું અનાથ પર કુળવાનનું એ કર્મ છે,
દીન દુખંળોને પોષવા ધનવાનનો એ ધર્મ છે.
ફરી જાય જે એ ફરજથી ફિટકાર તેને શીર ખડો,
પ્રભુ પાઠવે સૌ પ્રેમીને આ સ્વર્ગથી સંદેશડો.
મણુમાંથી મસ નહીં તો મુઠી પણ દાનમાં જો કઈ શકો,
સંભાળનાર ન સહુઅના પણ એકના જો થઈ શકો;
પ્રભુ તો ગણી લે પૂર્ણ, દિલ શ્રદ્ધા ધરી દો દોકડો,
પ્રભુ પાઠવે સૌ પ્રેમીને આ સ્વર્ગથી સંદેશડો.
દીન જનની ધરજો દાઝ દીલ નિજ દૃષ્ટિમાં ધરજો દયા,
અમ્બરીષ ધ્રુવ પ્રહ્લાદ એ રીત કીર્તિ અત્ર કરી ગયા;
શિશુ આશિષે સહુ સિદ્ધિ છે ગ્રહતાં પછાતજ હો પડો,

---

*'સંદેશડો' શબ્દ અમને પ્રિય નથી, પણ કવિતાના ભાવ અમને રૂચિકર હોવાથી આ કાવ્ય પ્રકટ કર્યું છે.                તંત્રી.

કોઇ સ્વપ્ને પણ વિચાર લાવે તો તેને મનુષ્યના રૂપમાં કેવળ ગધેડોજ સમજવો જોઇએ. નહીં નહીં શહેરની શોખીન ભગિનીઓ? ન મારે તો તમારી વિલાયતી બ્હેનો પાસેથી જે નાચ નખરાં તમે મેળવ્યા છે તેનાથીજ પતિરામોને પ્રસન્ન રાખ્યા કરવા, અને કોઇ કોઇ વખત હીરટીરીયાની [illegible] એને બહેકાવ્યા કરવો.

જેઠાણીએ દેરાણીને બેલાવી. એકવાર બે વાર ત્રણવારનું "ઉઠ ઉઠ" જ્યારે વ્યર્થ ગયું, ત્યારે ધીરેથી સાંકળ ખખડાવતી જેઠાણી બોલી "કેમ આજે કંઇ પતિદેવ ઘેરે આવવાથી ભારી થઇ ગઇ છે કે શું ? આટલું થતાં પણ જેને બેલાવવાને માટે પ્રયત્ન થયો હતો તે તો નહીંજ બોલી. પરંતુ એક બીજોજ અવાજ આવ્યો " કેમ ધુમ શું કરવા માંડી કરો છો ! " અવાજ દેરાણીનો નહીં પણ શ્રીમાન્ દીયરજીનો હતો. જરા મચકોડાતી ભોજાઇ બોલી. "નહીં ધુમ નહીં મારો " ચાલ ઝટપટ ઉઠીપડ રે નાની. "

દીયર—કેમ જરાવાર પણ નિરાંતે સુવા દેવો નથી. એને તો મેંજ જરા કામમાં રોકી રાખી છે.

ભોજાઇ-તે તો મને ખબર છે. તમેજ રોકી રાખો છો, ને તમે નહીં તો બીજો કોઇ આવીને રોકી શકવાનો હતો ? તમારે સુવું હોય તો સુઓને મઝાથી પગપસારીને, હું ક્યાં ના પાડું છું. પણ મારી દેરાણીને રોકી રાખવાનો હવે તમને શો હક. હવે તો દીવસ થયો એટલે એના પર અમારો હક્ક થયો, ચાલો છોડો એને, ચાલ નાની ! બહાર આવ તો"

નાની ધીરેથી સાંકળ ખેલી ધીરેથી બારણાને અલગ કરી બહાર આવી. જેઠાણી બોલી, "જો સૂર્યનારાયણ ઉગવાની તૈયારીનો વખત થઇ ગયો છે. આપણા જેવાને આટલા વખત સુધી પડી રહેવું ચાલે ખરું કે ? અરે પણ આમ તું રડેછે શું કરવા? મારી છે કે શું?

નાનીએ માથું હલાવીને સમજાવી દીધું કે મારી નથી. જેઠાણી દેરાણીની રડવાથી સુજીને લાલ થયલી આંખોમાંથી સરતી મોટી આંસુધારને લુગડાના છેડાથી સાફ કરતી બોલી. " ચાલ, વ્હેલી ચાલ, ઘરનાં સૌ કોઇને જાગવાનો વખત થઇ ગયો છે. એ મોટા ધમકાવવાવાળા, મોટા મારવાવાળા, જોઉં તો ખરી એનામાં કેટલુંએક પાણી છે તે આજે એની હું ખુબ સરખી ખબર લઇશ અને દેખાડી આપીશ કે મારામાં પણ કેટલું પાણી છે. બન્નેએ ચાલવા માંડયું. આંગણાનાં નેવાણામાં મુકેલા જળથી ભરેલા પીતળના લોટાઓમાંથી એકેકો ઉપાડી, જમીનને ખબર નહીં પડે એવાં હલકાં પગલાંથી પણ ઘણીજ ત્વરાથી ચાલતી તે બન્ને હજુનો અંધારૂં છે તે પહેલાં ઘેર પાછા પણ આવી પહોચી પછી ઘર કામમાં રોકાયાં. એ ઘર કામની વાત સાંભળીને અમારી શહેરી ભગિનીઓને કદાચ બેહોશ થઇ જશે. લોટ દળવો, કઠોળની દાળ કરવી, મોટાં મોટાં આંગણાઓ ઝાડીને સાફ કરવાં, રાતના સુવાના ખાટલાઓ આડા કરવા, ઉપરના બીછાનાંઓ ઉંચકી ઉંચકીને ઝાટકવાં, ઘરની પરસાળો તેમજ ઘર આગળના ઓસારો છાણ મરોડાથી લીપવા, કાંસાં પીતળના વાસણો, ત્રાંબાના ઘડાઓ અને લોઢાંની રોલ સુદ્ધાં ઘસીને અજવાળી પચાશ હાથ ઉંડાં કુવામાંથી પાણી ખેંચી તે વાસણો ધોવાં, છોકરાઓને દિશાપાણીથી સાફ કરવાં તેથી જરા મોટા હોય તેને નહવડાવી ધોવડાવી તેમનો નિયમ સરનો નાસ્તો પાણી કરાવી, કપડાં લત્તા પહેરાવી,

આની સાક્ષી દેવાને તૈયાર છે. વિદ્વાન હેકાને લાધેલ નાની ઉમરનો બાળક આસ્તિક જન્મેજય સર્પ યજ્ઞમાં વૃદ્ધ બ્રાહ્મણોને પણ "બેટા" કહીને બોલાવતો હતો. કુરુક્ષેત્રમાં જઇ ખૂબ સંસ્કૃત ભણેલો એક વિદ્વાન શાસ્ત્રી પોતાના મૂર્ખ કાકાને "બેટા" કહેતો હતો. નહીં મોટાભાઇને ફક્ત મારા કરતાં બે પાંચ વરસ પહેલાં જન્મવાના કારણસર માન આપવાની જરૂર નથી. હા જો તે સારો અંગ્રેજી ભણેલો હોય, જો બી. એ. કે એમ. એ. એલ. એલ. બી. પાસ હોય, તો તે ભલે તે માનની આશા રાખે. પણ જે એક સાધારણ કારકુન, મક્ષિકાના સ્થાનપર મક્ષિકા બનાવવાવાળો જેના નામ માત્રથી પણ તબીયત બગડી આવે છે જે અંગ્રેજી રાજ્યના નિતાન્ત દયાના જીવરૂપ ઓફીસરોના બુટની ઠોકરો ખાવાને માટેજ જન્મ્યા છે અને કુતરાં બીલાડાંની માફક કોઇ પણ મોટું કામ કર્યા શિવાય ખાઇ પીઇ, એક દીવસ દાંત કાઢી પાડી મરી જવાના છે. એવા નિન્દિત ઘૃણિત, કલંકરૂપ મનુષ્ય ભલે ને મોટોભાઇ કેમ નહીં હોય. પણ મારા સમાન ઇન્ટર મીડીએટ કલાસમાં ભણતા વિદ્યાર્થીના જેટલું કદી માન મેળવી શકતો નથી. આવો ભાવ મનસુખરામના મનમાં મહાસુખરામને માટે પેદા થયો.

(૬)

વખતસર કોઇ કોઇ આવીને મહાસુખને કહેતું કે "તમારો મનસુખ બહુજ મગરૂર થવા લાગ્યો છે. તમને કંઇ માલમ નથી પડતું." ફક્ત માથું હલાવ્યા ઉપરાંત મહાસુખરામ એને માટે બીજો કશો ઉત્તર વાળતા નહીં. મહાસુખરામના આંખો કંઇ કમતેજ નહતી. જે વાત પ્રસંગ ઉપરજ જોવા સાંભળનારાઓ કલ્પી શકે, તેવી વાત રાતદીવસ જોતા સાંભળતા સમજી નહીં શકે, એટલા કમઅકલ મહાસુખરામ ન હતો. છતાં પણ બે વખત જમવાનું તૈયાર કરી યત્નપૂર્વક ખવડાવવું અને ખરા પ્રેમથી પૂર્વવત્ આદર અને પ્રેમનો વર્તાવ બંધ કરી મહાસુખરામ કદી મનસુખને એક બોલ ખોજવાઇને કહેતા નહીં. આનાથી કોઇ સમજદાર પાઠક ભલે એમ સમજી લે કે હદથી વધારે પ્રેમને લીધે કંઇપણ ધાક રાખવાની કમજોરી તથા બેવકુફીને લીધે મહાસુખરામ જાતેજ નાનાભાઇને બગાડે છે. પણ મહાસુખરામ સમજતા કે તેના પાણીના પ્રવાહને અટકાવવા માટે ભગિરથ પ્રયત્નની જરૂર છે. ફક્ત નામના પ્રયત્નથી એ પ્રવાહનું જોર ઘટવાને બદલે વધે છે. મહાસુખરામ પોતા તરફના નાનાભાઇના રોજના વધતી જતી અશ્રદ્ધા કેંઇ બરાબર સમજતા હતા કે જે ઘી આગને વધારવાવાળું છે. તેજ ઘી આગને કદી પણ બુઝાવી શકવાનું નથી. હું કે જે મનસુખનો ઘૃણાપાત્ર છું. તે જો મનસુખને ધમકાવે તો તેનું પરિણામ ઉલટું આવ્યા વગર રહેશે નહીં. એટલા માટે કરી તરતજ તોડફોડ કરી નાખવા કરતા ચાલે ત્યાં સુધી નભાવી રાખવાની ડાહી રીત મહાસુખરામના મનને ઠીક લાગતી. બારીક સ્થિતિમાં પણ ચાલે ત્યાં સુધી ચલાવ્યા કરવાથી નિત્ય બગડતા જતા મનસુખના વિચારોને અચાનક કોઇ દિવસ પણ ધક્કો લાગી જઇ રસ્તે આવી જવાની પણ કંઇક આશા મહાસુખરામને હતી.

મનસુખ ન મુંબાઇ લાગ્યા સિવાય આજકાલના ઢંગનું રોજગારી શિક્ષણ આપનાર બીજો કોઇ રસ્તો નહોતો મુંબાઇમાં લાવવાથી કુસંગના પ્રભાવમાં પડી જઇ બગડવાની ધાસ્તી પણ વિરૂપ હતી. તથાપિ મનસુખના ભાગ્ય ઉપર આધાર રાખી તેને શિક્ષણ સંપાદન કરવાની જગ્યા મુંબઇની નિત્ય વધતી જતી રોશનીમાં લાવવોજ પડ્યો. ઉમર અને વિદ્યા

વધવાની સાથે મનસુખની ગતિ સર્વત્ર વધવા લાગી, નાનપણમાં પૂજા પાઠ આદિનો જે અભ્યાસ કરાવ્યો હતો તે 'આજકાલના વિદ્વાન' કહેવડાવનારાઓમાં નહી જોતાં મનસુખ વિચારવા લાગ્યો કે આ બધું પણ મોટા ભાઇની માફક થોડું ભણેલા અને નિરક્ષર ગમારોની બેવકુફીનું જ ધતીંગ છે: થોડું ભણવાને લીધે મોટા ભાઇપરની ભક્તિ ઉડી જવાની સાથેજ થોડું ભણેલા મોટા ભાઇના આચાર વ્યવહાર પણ મનસુખની કૃપા અને ભક્તિમાં ટકી રહી શક્યા નહી; ભણવાની અનુચિત પુસ્તકો વાંચવાની જરૂર આવી અભક્તિની ચીજોને ક્રમશઃ છોડાવવા લાગી, મોટા ભાઇની ભકતથી બચેલો અને તેના આચાર વિચારથી છુટો થએલો મનસુખ પોતે જેને મોટા માનતા હતો તે મોટાઓના જેવી વિદ્યામાં પોતાને આગળ વધતો જોઇ પોતાનાજ બડાઇથી રંગાવા લાગ્યો. પોતાના વિચારના પોતાના વડિલોની વાત સાંભળી સાંભળીને 'સ્ત્રીઓને પણ પોતાની માફકનું શિક્ષણ આપવા પ્રત્યક્ષ પ્રયોજન મનસુખને સુઝવા લાગ્યું. એની સાથેજ પોતાની સ્ત્રીને ભણાવી ગણાવી પોતાના જેવી બનાવી દેવાની પ્રબલ ઇચ્છા એને થવા લાગી.

ભણેલી ગણેલી સ્ત્રીઓ જે સ્વતંત્રતાથી બગીમાં બેસીને હવા ખાવા જાય છે, તેની માફક પોતાની સ્ત્રીના સાથે વિચરવાની પ્રબળ ઇચ્છા મનસુખને પણ થવા લાગી. અહા "ગઉન" પહેરવાથી સ્ત્રીઓનું સૌંદર્ય કેવું ખીલી નીકળે છે ?

સુગંધી ચીજોનો પમરાટ અને ફુલના શણગારથી તેઓ કેવી મનોહારિણી બની જાય છે ! મનસુખના મનમાં પોતાની સ્ત્રીને પણ એવી બનાવી દેવાની વાસનાના આગ નિરંતર સળગાવા લાગી. પતિવ્રતા તો તેજ છે કે જે સ્ત્રી પતિના મનની વાત સમજી તેવોજ વર્તાવ રાખે, બહારથી જેઓ ઘરમાં આવે તેવીજ દોડીને સામે આવે હસી હસીને વાતો કરી મારૂં મન ભરપુર પ્રફુલ્લતાથી ભરી દે. હું કપડાં ઉતારૂં તો તેમાં પણ મને કંઇ નહીં ને કંઇ મદદ કરે, જ્યાં સુધી હું ઘરમાં રહું ત્યાં સુધી મારીજ બગલમાં બેસી રહે. જ્યારે હું ભોજન કરવા બેસું તે વખતે તે પંખો હલાવ્યા કરે, અને આ ખાઓ, પેલું ખાઓ કહીને મને ઠીક રીતે ભોજન કરવામાં મદદ કરે. આ પ્રકારે મારા સુખની વ્યવસ્થા કરવા સિવાય એને માટે નિરંતરનું કોઇ બીજું કામજ નથી. મારી સ્ત્રીને બીજા સાથે શું મતલબ! તેતો ભાભીની માફક મૂર્ખ પતિની પત્ની નથા કે ગૃહસ્થના ઘરની વીશીની જંજાળમાં પડી રહી મૂળ પતિની બગલમાં હાજર રહેવાનું કામ ભુલી જાય? જીવનના આવા ઉચ્ચ ધ્યાશ્રેની સમજ મોટાભાઈની સમજમાં આવી શકવાનીજ નથી. આવે, ક્યાંથી? એ ભણ્યાજ શું છે? ઉચ્ચ જીવનનો પત્તો મેળવ્યા સિવાય કોઇ ઉચું સુખ મેળવી શકતું નથી. મોટાભાઇને જરા જરા વાતમાં હસીને આનંદ માનતા જોઇ મારો જીવ બળી જાય છે. ઘેર જાય તો ભાભી સાથે પુરૂં એમને મગવાનું પણ થતું નથી. હું કદી એવી મૂર્ખતાનું જીવન પસંદ પણ કરવાનો નથા, અને ભાભીના જેવી મારી સ્ત્રીને થવા પણ દેવાનો નથી. સાથીઓની સાથે ફરતો તેમના વાતો સાંભળતો અને મુંબઇના તરેહ તરેહના ઢંગ જોતો મનસુખ પોતાના દામ્પત્ય જીવનને આવા રીતે બનાવી દેવાનો અનુરાગી થયો હતો, અને તેટલા માટેજ આ વખતે તહેવારની રજામાં મોટાભાઇની સાથે ઘેર આવી મનસુખ પોતાની પત્નીને પોતાની મરજી

માષ્ટરની તાલીમ આપવા લાગ્યો. સારી રાત જે [ શિક્ષણ ચાલ્યું હતું તેમાં સવારના પહોરમાં ભાભીએ આવીને જે વાધો નાંખ્યો તેથી મનસુખ સીઆઇને રાખ થઇ ગયો.

પોતાની સ્ત્રી ભાભીની સાથે ચાલી ગઇ તેથી મનસુખ મનમાને મનમાં ધુંધવાતો વિચારવા લાગ્યો કે ભાભીના બુરા સંગથી મારી સ્ત્રી પુરી બગડી ચુકી છે. હવે અધિક નહીં બગડે એવો બંદોબસ્ત જરૂરજ કરવો જોઇએ. નહીં તો મારી જીંદગીના સઘળા સુખનો નાશ થઇ જશે. બસ આ વખત મુંબઇ ગયો કે તરતજ કોઇ સ્કુલમાં માસ્તરની નોકરી શોધી કહાડીશ અને નોકરી કરતાં કરતાંજ ક્રમશઃ, ઇન્ટર, બી. એ. આદી પરીક્ષા પાસ કરીશ. સ્ત્રીને હવે અહીંઆ રહેવા દેવી નહીં, હવે તો સાથેજ રાખીને તૈયાર કરવી પડશે. તો પણ જેટલા દિવસ હજી આ રસ્તો લેતાં વાર થાય. એટલા દીવસમાં એ વધારે નહીં બગડે એને માટે ખુબ ધમકાવીને અને ભાભીને પણ કડવું પાઇને આ વખત જવું પડશે. ભાભીને શું શું કડવું પીવડાવવું પડશે, એનો વિચાર કરતો આખી રાત જાગતો રહેલો મનસુખ નિદ્રાધિન થયો.

જેઠાણીએ દિવસનું ઘરકામ કરતાં કરતાંજ દેરાણી પાસેથી દિયરજીની રાતની વાતનો ભેદ જાણી લીધો એક વખત પતિને બોલાવીને પણ કંઇક વાતો કરી; સ્ત્રી બોલી " પોતાની સાથે રાખ્યા છતાં પણ ભાઇને બગાડી મુક્યો ને ?

પતિ—તેં કેમ જાણ્યું ? તને કોણે કહ્યું !

સ્ત્રી—તમારી સ્ત્રીમાં એટલી થોડી અક્કલ પણ નહીં હોતે તો પછી આ તમારા ગૃહસ્થાશ્રમના ખટલાને કેમ સમાલતે ? તમારા ભાઇને બગડવાનું મૂળ કારણ તો એજ છે. કે તે તમારૂં કહેલું કંઇ સાંભળતોજ નથી. કેમ મેં ધાર્યું છે તે ખરૂં છે ને ? કેમ ચૂપ કેમ થઇ ગયા ?

પતિ—ચુપ કંઇ અમથો નથી થયો; તારી અગાધ જ્યોતિષ વિદ્યાથી તાજુબ થઇ ચુપ થઇ ગયો છું. રામ રામ જોશીજી મહારાજ જરા કૃપા કરીને એટલું તો કહો કે આ વખતે મને છોકરો થશે કે છોકરી ?

સ્ત્રી—અહાહાહા તમારી તો બુદ્ધીજ બહુ વધી પડી છે. કોણ જાણે શું જોઇને ફાટી ગયા છો, તમારીએ ખબર લેવી પડશે. પણ આજ પહેલા નંબરના આસામીને ઠીક કરવો છે, જોજો તમારા ભાઇજીને કેવી કરામત દેખડાઉં છું તે, સીધાવો; હવે સીધાવવું હોય તો આપને.

પતિ-દક્ષિણાના લાલચુ બ્રાહ્મણ ખાલી હાથે સીધાવવાનું જાણતાજ નથી.

પણ સીધાવવુંજ પડ્યું. દક્ષિણાની રકઝક શરૂ થાય તે પહેલાં તો દાતાગૃહીતા બન્નેને આઘું પાછું થવું પડ્યું. "કાકાભાઇ ! શુકલજી મહારાજ મળવા આવ્યા છે." કહેતો કહેતો મહાસુખરામનો પાંચ વર્ષનો નાનો બાળક ત્યાં આવી પહોંચ્યો. પ્રસન્નમુખી જેઠાણી અને દેરાણી ઘરકામ પુરૂં કરી ચુકી છે. છોકરાંની મા જેઠાણી દરેક કામમાં દેરાણી તરફથી ઘણીજ રાહત મેળવી છતાં પણ હદ ઉપરાંત કામનો બોજો દેરાણી પર પડવા દેતી નહીં. તે મનમાં વિચારતી કે એના આવ્યા પહેલાં સઘળું કામ હું એકલીજ કરી લેતી હતી. તો હવે એ જેટલું સમાલી લઇ શકે તેટલુંજ બહુ છે. જેમ જેમ મોટી થતી જશે, તેમ તેમ

કામ ઉપાડી લેતી જશે. હાલને હાલ એકદમ કામનો બોજો નાંખવાથી તો કામ બરાબર કરી શકશે ને નહીં. મારી સાથે બ્હેન જેવો વર્તાવ રહેશે. આવો વિચાર નહીં રાખવાવાથી અક્કલ વિનાની સ્ત્રીઓ ઘરને સુખ અને સંતોષના સ્થાન બદલે દુઃખ અને જીવ બાળવાનો જ્વાળામુખી રૂપ બનાવી મુકે છે. કામ કરવાની પણ રીત હોય છે. આપણો વર્તાવજ એવો હોવો જોઇએ કે સામા માણસને બેસી રહેતાં શરમજ લાગે સામું માણસ પોતાના ઘરનું પોતાનું ધારીને કામ કરે. એવો બનાવ હોવો જોઇએ. ગરીબ માબાપની છોકરી અને ગરીબ માબાપને ત્યાંજ ગૃહસ્થાશ્રમની સાચી કેળવણી પામેલી જેઠાણી સાસુ સસરાનો સુખ અને સ્વાસ્થ્યભર્યો ગૃહસંસાર જોઇ શિક્ષણ પામેલી જેઠાણી ધાર્મિક અને હૃદયવાન્ પતિના સંસર્ગથી પતિની સાચી સહભાગિની બનેલી જેઠાણી અને પોતાના બાળકો તરફ કોમળ વાત્સલ્ય રાખતાં શીખેલી જેઠાણી પોતાની દેરાણી પાસે જરી વધારે તેમ નહીં ઓછું કામ લેતી તેને પણ ગૃહસંસારની કેળવણીમાં આગળ વધારી રહી છે. પ્રેમ અર્પી સામો પ્રેમ મેળવી રહી છે. બન્નેના મધુર હૃદયોના મધુરતાનું વિતરણ બન્નેના કર્મમય જીવનની કર્મશીલ હાથેને થાકવા નહીં દેતાં મુખોને નિરંતર મધુરાં હાસ્યથી રંગેલું રાખે છે.

કર્મ પરંપરાની વચમાં મધુર હૃદયના માધુર્યને સ્થિર રાખીને સ્ત્રીઓને કર્મકુશળ અને હૃદયવતી બનાવવાવાળી હિંદુશિક્ષણની આ નિર્મળ, નિર્દોષ અને સુંદર રીતિ છે. આપણા જે વિદ્યાસાગરો આજકાલ સ્ત્રીઓને પુસ્તકીય શિક્ષણ અપાવીને શબ્દોચ્ચારણનું જીવતું યંત્ર બનાવવાને માટે કમર કસીને તૈયાર થઇ ગયા છે. તેઓએ આપણી સ્ત્રી સમાજની કર્મકુશળતા અને હૃદયવતી સ્થિર રહેશે કે નહીં તેને માટે પણ વિચાર કીધો છે ખરો કે ? યાદ રાખવું કે જેઠાણી અને દેરાણીનું જે નિત્યકર્મ ઉપર બતાવ્યું છે, તેમાંનું એક પણ ઓછું થવાનું નથી. યાદ રાખવું કે એમાંનું એક પણ કામ નહીં થઇ શકવાથી કે બગડવાથી ગૃહસંસારનો સુખનો તાર તુટી જશે. યાદ રાખવું કે આપણા હાલના કેળવાયલા યુવાનો જેવી રીતે પોતાની સ્ત્રીને પોતાની ઇન્દ્રિય લોલુપતાનું કેવળ રમકડું બનાવવા માંગે છે તેવું રમકડું અમારી પુત્રીઓ થઇ શકશે નહી. યાદ રાખવું કે હિન્દુ રમણી કેવળ પોતાના પતિની સ્ત્રી માત્ર નથી તે તેના સાસુ સસરાની પુત્રી પણ છે તે પોતાના દીયર નણંદ, દેરાણી જેઠાણીની બ્હેન પણ છે, તે પોતાના બાળકોની માતા પણ છે. આથી જણાશે કે સ્ત્રીના પતિનું મૃત્યુ થતાં કેટલાએ ગાઢ પ્રેમ સંબંધમાંથી ફક્ત એક સંબંધ તુટે છે. એટલા માટેજ જ્યારે આપણે કન્યાદાન કરીએ છીએ ત્યારે યુરોપીયનોની માફક ફક્ત વરનેજ નહીં જોતાં આપણે આપણી પાકી બુદ્ધિથી વરના ઘરની અણુએ અણુની તપાસ કરીએ છીએ. વરના માબાપ કેવાં છે. વરના ભાઇ, કાકા, કાકીની પ્રવૃત્તિ કેવી છે એ સર્વેની તપાસ કર્યાં પછીજ આપણે વરને પસંદ કરીએ છીએ. એટલા માટેજ પુત્રીને એવો આશીર્વાદ આપવામાં આવે છે કે ધ્રુવ નક્ષત્ર જેવું આકાશમાં અચળ છે તેવીજ રીતે તું ( પતિમાં નહીં પણ ) પણ પતિકુળમાં અચળ થા. યાદ રાખવું તમારા પ્રયત્નથી આ સર્વે આવશ્યક વાતોમાંથી કોઇની જડ તુટી જાય નહીં.

ઉપર કહી ગયા છીએ કે જેઠાણી અને દેરાણી બપોર સુધીનું કાર્ય પુરૂં કરી ચુકી છે, આજે દેરાણીને જેઠાણીએ જાત જાતની મીઠી મીઠી વાતોથી ખુશ કરી મુકી છે. કારણ

ભારતનું દુર્ભાગ્ય.

# સર ફીરોજશા મહેતા આજ આ સંસારમાં નથી.

'छिद्रेष्वनर्था बहुली भवन्ति' એ કહાણી અભાગી ભારતપર આજે ચરિતાર્થ થઇ રહી છે. હજી ભારત હિતૈષી સર હેનરી કૉટનનાં શોકનાં આંસુ પૂરેપૂરાં લૂછાયા નથી, તેના શોકના અક્ષરો હજી પૂરેપૂરા સુકાયા નથી, તેવામાં આ બીજો પ્રબળ આઘાત!'કોણ જાણે, આ હતભાગી ભારતના ભાગ્યમાં શું લખ્યું હશે?' જે વખતે દેશમાં ભારતના હિતૈષી, ભારતના સપૂત-ભારતના યોગ્ય પુરૂષોની આવશ્યક્તા છે, તે સમયે એક એક કરી એકેકથી ચઢતાં બહુ મૂલ્ય રત્નો ભારતથી અલગ થતાં જાય છે.

બાબૂ ગંગાપ્રસાદ વર્મા, ડૉકટર શતીશચંદ્ર, અને મિ. ગોખલેના વિયોગના આઘાતની ભારતને હજી મૂર્છા વળી નથી, તેવામાં આ પ્રબળ આઘાત લાગ્યો છે. નવ વર્ષ ઉપર એક વખતે એક માસમાંજ જેવી રીતે ડબલ્યુ. સી. બેનરજી, બદરૂદ્દીન તૈયબજી, તથા આનંદમોહન ઘોસ જેવા ત્રણ મહાન્ ભારત સેવક નેશનલ કોંગ્રેસના પ્રમુખોનું એક બીજાની પછી, જલદી જલદી ભારતથી અલગ થવાનું દુઃખ ભારતવાસીઓને સહન કરવું પડ્યું હતું, તેવોજ અથવા તેથીએ અધિક હૃદય વિદારક વખત અત્યારે ઉપસ્થિત છે.

હજી 'મિ. ગોપાલ કૃષ્ણ ગોખલેના વિયોગને દશ મહીના થયા નહીં એ એવામાં સર હેનરી કૉટનના શોક સમાચાર સાંભળવા પડયા, અને બન્ને હાથથી પોતા... કરતાંજ ...ખો સર ફીરોજશાહ મ્હેતાના વિરહનો ઘોર વજ્રઘાત બેસી ટોપી સીવી રહી છે જરા ફીરોજશાહ મ્હેતાની અવસ્થા અત્યારે ૭૦ વર્ષની માટે શોક કરવો બહુ જરૂરનો નથી, પરંતુ નીચે એક બીલાડી સુઇ રહી તિશય હાનિકર્તા છે. આ સમયે ભારતને પાપડ વણી રહી છે. દરેક ચીજ સૈ છે. તે સંભાળવું આપણે ઘણું મૂશ્કેલ પડશે. જાગતોજછે પણ જાગતો મનસુખ બેનરજી અને મ્હેતા એ ત્રણે સર્વને માનનીય એની સાથે જો હજાર વજ્રઘાત ; કોઈ જઈ શકવા સમર્થ નહતું. ઇ. સ. વધારે આશ્ચર્ય ચકિત નહીં કરી શકતે. પ્રમુખ થનાર હતા. ભારતના દુર્ભાગ્યે તે

હું! મોટાભાઇ બી૰ એ. પાસ હિ. એમને સ્થાને સર ફીરોજશાહ મ્હેતા પુંજાપાઠી ખણેણુ અને અભણ નકલ જ પ્રમુખ નીમ્યા. તેમણે એ કાર્ય એવી છું. મનસુખના સુકા પડી ગયલા હ આશ્ચર્ય સાથ વાહ વાહ કેવી પડી. "ભાભી! મોટાભાઇ બી. એ. પાસ છે, ...રે તુરતજ કહ્યું હતું "મ્હેતા સુવર્ણ હોય એવો દેખાવ કરી ભાભી બોલી,' મ્હેતા આજ આ સંસારમાં નથી.

સર ફીરોજશાહ મ્હેતાનો જન્મ ઇ. સ. ૧૮૪૫ના આગષ્ટમાં થયો હતો. સ્કુલ અને કોલેજોમાં તેમની બુધ્ધિનો ચમત્કાર જોઈ તેમના અધ્યાપક વિસ્મિત થતા હતા. ૧૯ વર્ષની અંદર તેઓ *M. A.* થઈ ચુકયા હતા, ત્યાર બાદ તેઓ વિલાયત ગયા. ત્યાં ડબલ્યુ. સી. બેનરજી સાથે રહી બારિસ્ટર થયા. એ ઉભય મિત્રો ત્યાં દેશભક્ત દાદાભાઈ નવરોજજીની સલાહ પ્રમાણે ચાલતા હતા. દાદાભાઇને દેશ સેવા કરતાં ઘણો વખત થયો હતો, તેનુંજ અનુકરણ સર ફીરોજશાહે કર્યું હતું.

વિલાયતથી બેરિસ્ટર થઇ સર ફીરોજશાહ ઈ. સ. ૧૮૬૪માં ભારતમાં આવ્યા. અહીં આવી જીવન પર્યંત એમણે દેશ સેવા કરવામાંજ પોતાનું કર્તવ્ય માન્યું છે. મુંબાઇની મ્યુનિસિપાલિટિના પોતે ૪૫ વર્ષ સુધી મેમ્બર રહ્યા હતા તેમજ મુંબાઇ કોરપોરેશનનું ભારતમાં અગ્રસ્થાન એમનેજ આભારી છે. ચાર વાર તેના પ્રમુખ થયા હતા. મુંબાઈની મ્યુનિસિપાલિટિમાં મ્હેતાની સરખામણી વિલાયતના ઉદાર પક્ષના મિ. ગ્લેડસ્ટન સાથે સ્વર્ગવાસી મિ. ગોખલેએ કરી હતી. મુંબાઈના ગવર્નરની સભામાં મ્હેતા ૨૨ વર્ષ સુધી માનનીય મેમ્બર તરીકે પસંદગી પામ્યા હતા. ત્રણ વાર એઓ વાઇસરાયની ધારાસભાના સભ્ય તરીકે પસંદગી પામ્યા હતા. પરંતુ પછીથી ઇ. સ. ૧૯૦૧માં મિ. ગોખલેને માટે ભારતીય કૌંશિલના પદનું એમણે રાજીનામું આપ્યું. આ કેટલી ઉદારતા! કેવળ માનાભિલાષ માટે મ્યુનિસિપાલિટિ, ધારાસભા વગેરે સ્થળે સભ્ય થનારાઓને આમાંથી શિક્ષા લેવી ઘટે છે.

પૂનામાં ઈ. સ. ૧૮૯૨માં ભરાએલી મુંબાઇની પ્રાન્તીય કોન્ફરન્સના પ્રમુખ નીમાયા હતા. ઇ. સ. ૧૮૯૦માં કલકત્તામાં ભરાએલી કોંગ્રેસના પ્રમુખ નીમાયા હતા. બે વાર કોંગ્રેસની સ્વાગત કારિણી સભાના પ્રમુખ નીમાયા હતા. આ પ્રમાણે દેશની પ્રબળ સેવા કરવા છતાં સરકારમાં પણ એમનું અધિક માન હતું. સરકારે ઇ સ. ૧૮૯૪માં સી. આઇ. ઇ. અને ૧૯૦૪માં કે. સી. આઇ. ઈ.ની પદવી એનાયત કરી હતી. આ પ્રમાણે દેશભકત અને રાજસન્માન પ્રાપ્ત ભારતના સુપૂત, મુંબાઇના વિના તાજના રાજા સર ફિરોજશાહ મ્હેતા ગઈ તા૦ ૫મી નવેમ્બરને દિવસે બાર વાગે આ સંસારને છોડી ગયા છે. ભારતને આ અતિ જરૂરને વખતે તેમના વિયોગથી બેશક અતિ પ્રબળ આઘાત લાગ્યો છે. ભગવાનને શું કરવું મંજુર છે, તે તેજ જાણે! કોણ જાણે! કદાચ તે ભારતના હિતને માટે ઈશ્વરે આવા યોગ્ય ભારતહિતૈષીઓને બોલાવી પોતાની પાસે "ભારત દુઃખ મોચન કમિશન" બેસાડવું ધાર્યું હોય! નહિં તો આવા ભારતહિતૈષી મહાનુભાવોના વિયોગ આ સંસારમાંથી આવા જરૂરને પ્રસંગે કદાપિ થાત નહિ!

C. D.

# વિવિધ વિષય.

## એક્સ-રેઝનો ચમત્કાર.

એક્સરેઝ એક પ્રકારના કિરણોનું વૈજ્ઞાનિક નામ છે. ચિકિત્સા વગેરે ઘણાં કામો એની મદદથી થાય છે એ કિરણો મનુષ્યના શરીર ઉપર નાંખવાથી શરીરનું હાડપિંજર સારી રીતે જોઇ શકાય છે. બંધ પેટીઓપર નાંખવાથી અંદરની સર્વ ચીજો એવી રીતે દેખાય છે, કે જાણે તે ચીજો કાચના શીશાની અંદરજ મુકેલી છે. રોગીના શરીરની અંદરની સ્થિતિ કેવી છે, અથવા ગોળી લાગતાં અંદર કયે ઠેકાણે ભરાઇ બેઠી છે, તે સહુ જાણવાને ડોકટરોને આ કિરણોથી ઘણી મદદ મળે છે.

હાલમાં એક જર્મન વૈજ્ઞાનિક શ્વાર્જે પોતાના અનુભવથી સિદ્ધ કર્યું છે કે આ કિરણોથી જંતુઓ અથવા મનુષ્યના તંતુઓ ઘણી ઝડપથી વધે છે. એક કીડા ઉપર રોજ ૨૦ મિનિટ એ કિરણો નિયમિત નાખી જોતાં ત્રણ અઠવાડીઆમાં તે કીડો તે જાતના કીડા કરતાં બમણો મોટો થઇ ગયો. આ શોધ પૂર્ણતઃ સત્ય નીવડે તો અન્યને હાસ્ય પાત્ર થતાં બટુક મનુષ્યોને માટે એક રામબાણ નુસ્કો તૈયાર થશે.

## દીવાળી પર લક્ષ્મીજીનો તાર

પ્રિય ભારતી તારે ત્યાંથી વિદાય થઇ હું યુરોપમાં રહેતી હતી, પરંતુ કંઇ કારણોને લીધે મારે ત્યાંથી નાશવું પડયું છે. હાલ હું અમેરિકામાં રહું છું. પરંતુ મારાં જૂના ઘરનું મને વારંવાર સ્મરણ થયા કરવાથી દીવાળીમાં બે ઘડીને માટે તમારે ત્યાં આવી રહીશ પરંતુ જરૂર યાદ રાખજો કે હું બે ઘડીથીવધારે જરાવાર પણ થોભી શકીશ નહિ.

**લિ. તમારી પૂર્વ પરિચિતા લક્ષ્મી.**

એનું પૂરૂં શિરનામું " **મિસ લક્ષ્મી. C/o. મેસર્સ રાકેફેલર, કાર્નેગી, મોર્ગન** એન્ડ કંપની. U. S. A. અમેરિકા.

મિ. કાર્નેગી આજ દુનીઆમાં સૌથી વિશેષ ધનિક ગણાય છે. એના જેટલું દ્રવ્ય આજ બીજે કોઇ સ્થળે નથી. એમણે એકવાર જાહેર કર્યું હતું કે પ્રતિ સેકંડ હું ૨૫૦ પૌંડ ખરચું તો પણ મને મારા જીવન્ દરમિયાન કશી હરકત નડે એમ નથી. આટલું દ્રવ્ય છતાં પણ હજી તેઓ ખંતથી ધંધો કર્યા જાય છે **પાંચ પૈસાની આમદાની થતાં શેઠ બની આળસુ નિરૂદ્યમી થઇ મોજ ઉડાવનારા ભારતવાસીઓને આથી શિખામણ લેવી ઘટે છે.**

## લોહ ભક્ષક કીડાઓ.

પાશ્ચાત્ય વિજ્ઞાન વિશારદોએ આજ સુધીમાં અનેકાનેક જીવો સંબંધી શોધ ખોળ કરી છે. હાલમાં એક અંગરેજ વૈજ્ઞાનિકે એવા જંતુ શોધી કાઢયાં છે કે જેઓ લોઢા જેવી સખત ધાતુની પણ ચટની કરી નાખે છે. એક નહેરમાંના લોઢાના નળમાંથી મિ. મમફોર્ડ કેટલાક કીડા એકઠા કરી તેની પરીક્ષા કરી,

જેથી જણાયું કે વાયુની તેના પર કશી અસર થતી નથી. તેઓ પાણીમાં, જમીનમાં યા જમીનની તદન અંદરના ભાગમાં ભમી સર્વત્ર લોહીનોજ ભક્ષ શોધ્યા કરે છે.

**લગ્ન આહત.**

સર્વ ધર્મના નીતિનિયમો મુજબ કોઇ મરદ પોતાની સ્ત્રી જીવતાં બીજી સાથે લગ્ન કરી શક તો નથી. આવો પ્રતિબંધ હોવા છતાં પણ યુરોપ–અમેરીકામાં બહુ લગ્નની વિચિત્ર ઘટનાઓના હેવાલ આપણા સાંભળવામાં આવે છે. દક્ષિણ આફ્રિકાના એક બોર સ્ત્રી ડી બોસંને પતિ હાલમાં મરી ગયો છે. તે આ સ્ત્રીનો છઠ્ઠો પતિ હતો. છએ પતિથી મળી બોસંનો પોતાને જીવતાં મરેલાં મળી ૪૯ છોકરાં છોકરી તેમજ પૌત્ર પૌત્રી, તથા દોહત્ર–દોહિત્રી મળી ૨૭૦નો પરિવાર છે. બે પતિ કુંવારા તથા ચાર રંડેલા હતા. જેમના પોતાના આગળનાં બાળ બચ્ચાં હતાં તે તો જુદાં.

કેટલાક દિવસ પર અમેરીકાની એક સ્ત્રી શમીરને બહુ લગ્નના અપરાધ માટે જેલમાં મોકલવામાં આવી છે. સ્ત્રીની ઉમર ૨૭ વર્ષની હતી. ૧૭ વર્ષની ઉમરમાં એનો પ્રથમ વિવાહ થયો, ત્યારથી ૧૦ વર્ષની અંદર તે સ્ત્રીએ ૧૨ પતિનો ઉપભોગ કર્યો. તે સ્ત્રીએ અતિ બેપરવાહપણે કોર્ટમાં માત્ર એટલોજ જવાબ આપ્યો " જે હો તે, મને સર્વ પતિથી સુખ મળ્યું છે "

કેલાક વર્ષની વાત છે કે રૂશીઆમાં એક કુલીન ઘરની ઘણી ભણેલી ગણેલી અને અતિ રૂપવાન સ્ત્રી એકી સાથે ઘણા લગ્ન કરવાના અપરાધમાં દેશનીકાલની સજા પામી સૈબિરિયાના બફરીસ્તાનમાં મોકલી દેવામાં આવી હતી. તે સ્ત્રી લગ્ન કરવા કરતાં આર્થિક લાભ ઉપર ખાસ ધ્યાન આપતી હતી. ૨૦ વાર તે પત્ની બની, અને તે વીસેનું દ્રવ્ય હરી લઇ તે બધા સાથે છુટા છેડા કર્યા. આપણા વેશ્યાસહગામી બાંધવો આવા બનાવો જાણી કંઇ ધડો લેશે એવી આશા છે.

પુરૂષોના સંબંધમાં સ્ત્રીઓને પણ લજાવે એવી વાતો બહાર પડેલી છે. આ સર્વમાં સૌથી શ્રેષ્ઠ એક વ્યક્તિ જોર્જવાઇજરે જેણે એ સર્વમાં પોતાના કુલની હદ કરેલી છે. છેલ્લી જાણ પ્રમાણે એનાથી વધારે હજી કોઇ માલમ પડ્યું નથી. એને લગ્ન કરવાની ખરેખર ટેવ પડી ગઇ હતી. જોર્જવાઇજરે સહુ મળી ૧૦૦ લગ્ન કરી ચુક્યો છો એકવાર એક અઠવાડીયામાં આઠ લગ્ન કર્યા હતાં. પાશ્ચાત્ય રંગ ઢંગમાં મુગ્ધ બનેલ પાઠક પાઠિકાઓ, આનું અનુકરણ કરતાં બચે, એવી અમે પ્રભુ પાસે યાચના કરીએ છીએ.

**સર્વથી શ્રેષ્ઠ હોટલ.**

અમેરીકાના ન્યૂયોર્ક નગરમાં એક હોટલ તૈયાર થાય છે. જે હોટલ દુનીઆની સર્વ હોટલથી મોટી થશે. એ હોટલમાં ૧૮૦૦ ઓરડાઓ બનાવવામાં આવનાર છે. અને એના ખર્ચ માટે રૂપીઆ ચાર કરોડનો અંદાજ આંકવામાં આવ્યો છે.

**છાતીના ધબકારા.**

પ્રત્યેક વ્યક્તિની છાતીની ડાબી બાજુ એક એવો અવયવ છે, જે હમેસ ધબક ધબક થાય છે. તેને હૃદય કહે છે. જ્યારે એના આકારની સરખામણી એના ધબકારાની શક્તિપર કરવામાં આવે તો એના અસ્તિત્વ માટે પણ સંદેહ થાય. એનું વજન કેવળ ૧૧ ઔંસ છે. પ્રતિ દિન તે લગભગ ૧૨૦ ટન જેટલું વજન એક ફુટ ઉંચે ઉંચકી શકે છે. અર્થાત્ દરેક ૨૪ કલાકમાં સાધારણ હૃદયમાં ઉક્ત વજન ઉઠાવવાની શક્તિ હોય છે. પ્રત્યેક ધબકારે હૃદય ૬ ઔંસ લોહી શરીરની રગોમાં પહોંચાડે છે. પોતાની નાડીપર આંગળી રાખતાં, જે

હૃદય સુસ્વસ્થ અથવા સામાન્ય દશામાં હોય તો નાડી એક મિનિટમાં ૭૦ વાર ચાલશે, અને પ્રત્યેક વખતે ૬ ઔંસ ( ૩ અધોળ ) લોહી શરીરની રગોમાં ફેલાશે. આ અવયવ ૨૪ કલાકમાં ૧૦૦૮૦૦ વાર અર્થાત એક વર્ષમાં ૩૦૦૦૦૦૦૦ વાર ધડકે છે,

મનુષ્યના જીવનની સાધારણ અવધિ ૭૦ વર્ષ છે. જે દરમિઆન ધબકારાની સંખ્યા ૨૫૦૦૦૦૦૦૦૦ થશે. દરેક ધબકારામાં ૩ અધોળ લોહી શરીરની રગોમાં પહોંચે છે. અને દરેક મિનિટે ૭૦ ધબકારા થાય છે. એ હિસાબે એક મિનિટમાં પોણાત્રણશેર ને બે અધોળ લોહી રગોમાં પહોંચે છે. અર્થાત્ એક વર્ષમાં એ લોહીનું વજન લગભગ ૨૭૧૮૫ શેર થયું.

## પક્ષીદ્વારા ગાયન વિદ્યાની કેળવણી.

યૂરોપની એક પાઠશાળામાં છોકરાંને ગાયન શીખવવાને માટે પક્ષીઓની ઘણી મદદ લેવામાં આવે છે. જ્યારે ગાયનનો સમય થાય છે, ત્યારે પક્ષીઓ મધુર મધુર અવાજે બોલવા મંડી જાય છે, અને આખો ઓરડો એની ચીચીઆરીઓથી ગાજી ઉઠે છે. નાની ઉમરના બાળકો એ પક્ષીઓ સાથે એની બોલીઓની નકલ કરી ગાવા મડે છે. આ પણ જમાનાની એક બલિહારી છે ! કુદરતનો પૂરેપૂરો ઉપયોગ કરવો અને સૃષ્ટિકર્તાની પ્રત્યેક ચીજ કોઇને કોઇ પ્રકારે માણસના હિતને માટેજ છે એની સિદ્ધતા, આ બુદ્ધિવાદના જમાનાનો મહાન્ આશય છે !

## માથાંનાં વાળનાં વસ્ત્ર.

જાપનીઓએ માણસના માથાંના વાળના કપડાં બનાવવાં શરૂ કર્યા છે. જાપાનની સ્ત્રીઓના વાળ લાંબા, સુંવાળા, ચળકતા, અને ચીવટ હોય છે. અમેરીકા અને ફ્રાન્સમાં એ વાળની ઘણી સારી કદર થાય છે. એઓ એ વાળને રંગી રેશમની સાથે મેળવી રીટ વગેરે જાતનું કાપડ બનાવી વેચે છે. જે કાપડ એક ગજના અમુક પૈંડ વેચાય છે. આ વાળનો વેપાર ઘણો સારી રીતે ચાલે છે. ચાલો ઠીક છે. ઘેટાંની માફક સ્ત્રીઓના વાળની પણ ઠીક કદર થવા લાગી છે. સ્ત્રીઓના મહા પ્રયત્ને વધતા પરંતુ નકામા જતા વાળનો આવો સદુપયોગ થતો જોઇ પાશ્ચાત્ય દેશના બુદ્ધિમંતો પ્રતિ આશ્ચર્યસહ સન્માન ઉત્પન્ન થયા વિના રહેતું નથી.

## પ્રકીર્ણ.

સર્વે સ્થળે મળી પોસ્ટની ટિકિટ એકવીસ હજાર કરતાં પણ વધારે જાતની છે.

સત્તરમા સૈકામાં પુરૂષ પોતાની પત્ની અથવા છોકરાંને ચુંબન કરે એ ઇંગ્લંડમાં ભારી શિક્ષા થવા જેવો ગુન્હો ગણાતો. હવે ભર મનુષ્યની મેદની વચ્ચે પણ એવા કૃત્યથી કોઇને આશ્ચર્ય લાગતું નથી. અર્થાત્ હવે ત્યાં એવો શિરસ્તો થઇ ગયો છે. ઉલટું આ પ્રમાણે ચુંબન ન લેનાર ગમારમાં ગણાય છે.

એક જર્મન કારીગરે એક વિલક્ષણ ઘડીયાળ શોધી કાઢયું છે. તેણે ઘડીયાળ સાથે ફોનોગ્રાફની યોજના કરી છે. ઘડીયાલમાંનું ફોનોગ્રાફ મધુર અવાજથી કેટલા વાગ્યા તે બોલે છે,

એક ઉંદરના જોડાંથી ત્રણ વર્ષમાં ત્રણ હજાર પ્રજા ઉત્પન્ન થાય છે.

નોર્વે દેશમાં પતિપત્ની બંને સાથે હોય તો દોઢગણા દરથી રેલ્વેમાં મુસાફરી કરવા દે છે હિંદુસ્થાનની રેલ્વે કંપનીઓએ આવો સુધારો કરવો ઘટે છે.

દુનીઆના સુધરેલા દેશો પૈકી કોઇપણ કરતાં રૂશિઆમાં ડૉકટરોની સંખ્યા ઘણી ઓછી છે.

તંત્રી.

# અશક્તાશ્રમની પહોંચ.

## લેડી વિલીંગ્ડન અશક્તાશ્રમ—રામપુરા—સુરત.

મહેરબાન " સત્સંગ " પત્રના અધિપતિ સાહેબ,

નમ્રતાપૂર્વક સલામ સાથે વિજ્ઞપ્તિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ દેશદાઝી વીરપુરૂષોએ મોકલવા કૃપા કરી તે ઓ. સેક્રેટરી ડૉ૦ ડી. જે. એદલબેહરામ ઘણા માન તથા આભારસહ સ્વીકારે છે. રૂપીઆ એકની અંદરની પહોંચ સ્થાનાભાવથી લીધી નથી, પરંતુ તેમનો આભાર પણ ઓછો નથી.

તા. ૧ થી તા. ૩૧-૧૦-૧૫ સુધીમાં મળેલી મદદની યાદી.

૧-૦-૦ પારેખ ઇશ્વરલાલ પ્રાણજીવનદાસ વાડીફળીઆ રણછોડદાસ વકીલની શેરી.
૧-૦-૦ શા. વીજભુખણદાસ પરમાનંદદાસ ની ભોજાઇ ઘી કાંટા.
૧-૦-૦ જમનાદાસ પ્રેમચંદની ધણીઆણી નવાપરા.
૬-૦-૦ મેહરબાન એમ. એસ અડવાણી સાહેબ તરફથી માસીક મદદ
૧૦-૦-૦ શેઠજી સોરાબજી રૂસ્તમજી સુનાવાળા શંકર શેઠના દેરા પાસે તાડદેવ મુંબઇ.
૧-૦-૦ શેઠ ફેખશરૂ નસરવાનજી શાહેર નાનપરા.
૨-૦-૦ શેઠ છબીલદાસ ગુલાબચંદ હરીપરા
૧-૦-૦ એક શખી ગ્રહસ્થ વાડીફળીઆ.
૧૦-૦-૦ ખુદાવંત મેં૦ સચીનના નવાબ સાહેબ માસીક મદદ.
૨-૦-૦ મીસીસ એમ. એ. અડવાણી સાહેબ.
૨-૦-૦ શા. પ્રાણજીવણદાસ સીવલાલ ખાંડવાલા વાડીફળીઆ.
૧૨-૦-૦ સૌ બેન જમનાબાએ પોતાના પીતાશ્રી દલસમાચેકલાલ બગુભાઇ ના પુન્યાર્થે શ્રી રામચંદ્રજીની ભેટના, ઘીના દીવા સારૂ
૭-૦-૦ શેઠ નગીનદાસ પ્રચ્છાલાલ હસ્તક આવેલી રકમ.
૪-૦-૦ શેઠ શીમાભાઇ દેશાઇ ભાઇ પાલેજ
૧-૦-૦ શેઠ કેશવલાલ છગનલાલ
૧-૦-૦ મીઆ ગોવર અલ્લી યારી ,,
૧-૦-૦ શેઠ કુશેનુદીન નુરદીન,,
૧-૦-૦ ઇશ્વરલાલ નખમીદાસ પારેખ વાડીફળીઆ રણછોડદાસ વકીલ ની શેરી.
૧૦-૦-૦ કે. કે. સુનાવાલા સબ જડજ સાહેબ ભુશાવળ
૧-૦-૦ જી. આર. ગોખલે વકીલ સાહેબ,,
૨-૦-૦ વી. શી. વકીલ ,,
૧-૦-૦ ડબલ્યુ. પી. દારતાને ,,
૧-૦-૦ આર. પી. દેશમુખ ,,
૨-૦-૦ કે. એસ. પાટણકર ,,
૫-૦-૦ એદલજી અને અરદેશર કાવસજી અમરાવતીવાલા ભુશાવળ
૧-૦-૦ બમનજી પેસ્તનજી અમરેલીવાલા ભુશાવલ
૫-૦-૦ બમનજી આર. કોટવાલ ,,
૨-૦-૦ ફીરોઝ હો. દસ્તુર ,,
૫-૦-૦ રૂસ્તમ તથા જહાંગીરજી મંચેરજી પટેલ ,,
૨-૦-૦ દાદાભાઇ પેસતનજી ,,

૫-૦-૦ મંચેરજી માણેકજી ગણદેવીઆ,,
૧-૮-૦ ગણેશ નારણ એકઝેક્યુટીવ મ્યુનીસીપાલીટીના ચીફ ઑફીસર.
૫-૦-૦ શેઠ ખરશેદજી ફરામજી કેળાવાળા ભુશાવળ
૧-૦-૦ કુંભાર ડાયા કરશન ,,
૧-૦-૦ પીરોજશા પેસ્તનજી અમરેલીવાલા ,,
૨-૦-૦ પેસ્તનજી હોરમસજી અમરેલીવાળા
૨-૦-૦ કેખશરૂ જહાંગીરજી શરાફ ,,
૫-૦-૦ અરદેશર રૂસ્તમજી કોટવાલ એનજીનડ્રાઇવર ભુશાવલ
૩-૦-૦ રૂસ્તમજી બહેરામજી બત્તીવાલા ઇ. ડ્રાઇવર ભુશાવલ ,,
૩-૦-૦ એફ. એસ. કેકોબાર ગવર્નમેંટ ટેલીગ્રાફ ઓફીસ.
૧-૧૦-૦ મ્યુનીસીપાલીટી કચેરીના કારકુન તરફથી હા. સદાશીવ હેડ કારકુન,,
૮-૩-૦ ભુશાવલ એ. વ. સ્કુલ તરફથી W. R. Madholkar.
૧-૬-૦ એ. વી. સ્કુલના છોકરાઓ તરફથી હા. હેડ માસ્તર ,,
૧-૪-૦ નંબર ૧ની શાળાના માસ્તરો તરફથી હેડ માસ્તર ,,
૫-૦-૦ શેઠ કેખશરૂ જહાંગીર પીચ્છાપોરીઆ ,,
૫-૦-૦ શેઠ ફરામજી કાવશજી પટેલ ભુશાવલ
૧-૦-૦ નવરોજી પેસતનજી બાલાપરીઆ,,
૧-૦-૦ ધનજીશાહ કાવશજી અમરેલીવાલા ,,
૨-૦-૦ રૂસ્તમજી કાવશજી ,,
૬-૦-૦ આરદેશર કાવશજી ,,
૨-૦-૦ શેઠ નશરવાનજી બરજોરજી ડ્રાઇવર ,,

૨-૦-૦ શેઠ માણેકશા હોરમશજી ડોક્ટર,
૧-૦-૦ મરહુમ દોરાબજી હોરમસજી ,,
૧-૦-૦ બરજોર કુવરજી ડ્રાઇવર ,,
૨-૦-૦ માણેકશા દોરાબજી અમરેલીવાલા ડ્રાઇવર ,,
૨-૦-૦ હોરમસજી કુંવરજી, ડ્રાઇવર ,,
૧-૦-૦ શેઠ પેશતનજી કુંવરજી ફાયરમેન ,,
૨-૦-૦ જહાંગીરજી દોરાબજી કલફાટી ડ્રાઇવર ,,
૧-૦-૦ હો. એ. મશાની પ્રેસ ભુશાવળ
૧-૦-૦ એદલજી કુવરજી મસાલવાલા ,,
૧-૦-૦ સોરાબજી મંચેરજી ઘડીઆલી ,,
૬-૦-૦ શોરાબજી માણેકજી બીલીમોરીઆ,
૧-૦-૦ શોરાબજી માણેકજી પાવરી ,,
૫-૦-૦ ફરામજી રતનજી નરીમાન ,,
૧-૦-૦ જીવણજી કુવરજી માખણીઆ ,,
૧-૦-૦ પેશતનજી હીરજીભાઇ ,,
૧-૦-૦ જહાંગીર પેશતનજી ,,
૧-૦-૦ બરજોરજી હીરજીભાઇ ,,
૧-૦-૦ પે. ધ. પટેલ ,,
૩-૦-૦ ફરામજી હોરમશજી ભદર ભુશાવળ
૨-૧-૦ ડી. ડી. ભાવે ગવરમેન્ટ ટેલીગ્રાફ ઑફીશ ,,
૧-૦-૦ વામન વી. કેલકર વકીલ ,,
૨-૦-૦ લક્ષમણ નારાયણ ,, ,,
૨-૦-૦ ડોંગરજી કે. પાટીલ કોર્ટ ભુશાવલ ,,
૫-૦-૦ શેઠ ગુલાબચંદ નારમલ ,,
૫-૦-૦ મુલચંદ ધનજી ,,
૨-૦-૦ કનૈઆલાલ પીરલ ,,
૩-૦-૦ છોગમલ હીરાલાલ ,,
૧-૦-૦ જીતરમલ મોતીરામ ,,
૨-૦-૦ કીશનલાલ હરકરણ ,,
૧-૦-૦ વીરલદાશ રામપ્રસાદ ,,
૧-૦-૦ શેઠ નથમલ હજારીમલ ,,

૨-૦-૦ શેઠ હશનઅલી મહમદઅલી „
૧-૦-૦ ઇસમાઇલ અલાબખસ „
૧-૦-૦ રતનલાલ ભોલારામ „
૧-૦-૦ સુરમલ બુધમલ „
૧-૦-૦ હજારીમલ લછીરામ „
૪-૦-૦ શેઠ સીવબક્ષ રામચંદ „
૩-૦-૦ કેળાપીઠના તંબોલીના પંચ તરફથી હા. શા. પ્રચ્છારામ મોતીરામ સુરત
૧-૦-૦ મુંબઇવાળા મંગલદાસ રંગીલદાસ તરફથી બહેન સીવગંગા મોતીરામ ખાંડવાલા માસીક
૧૩-૭-૬ શા. ડાહ્યાભાઇ પાનાચંદ રૂવાલાએ મેવા લાપસીના જમણના ખરચના આપ્યા તે કલજુગ મહોલ્લા હરીપુરા
૫-૦-૦ નાનપુરાની કણબીઆની પંચ તરફથી હા. રતનચંદ ફુલચંદ
૧-૦-૦ શા. નગીનદાસ નરોતમદાસના છોકરાના પુન્યાર્થે હરીપુરા
૨-૦-૦ લીમડાચોકના કાપડ બજારના પંચ તરફથી હા. શા. જીવણલાલ જેકીશનદાસ
૧-૦-૦ શા. રંગીલદાસ જમનાદાસની છોકરીના છોકરા બાબુના પુન્યાર્થે સોનીફળીઆ
૨-૦-૦ શેઠ છગનલાલ હરદેવ બજાર ભુસાવલ
૧-૦-૦ સુધારક ઉમરાવતી
૧-૦-૦ એક ગૃહસ્થ ભુસાવળ
૨-૦-૦ બાળકરાન વીઠલ કેળકર પો. કચેરી „
૧-૦-૦ ગોવીંદ બાબાજી પવાર ગ્રાન્ટ રજીસ્ટર „
૧-૦-૦ આત્મારામ કેશવ કુલકરણી કચેરી „

૧-૮-૦ મ્યુનીસીપાલ મરાઠી સ્કુલના હેડમાસ્તર નારણ ગંગાધર રાવેર
૧-૦-૦ શેઠ પીરોજશાહજી કાવસજી મહેતા ગામડીઆ પ્રેસ. રાવેર પુર્વખાનદેશ
૫-૦-૦ અગરવાલા શેઠ દેવીદાસ દેવલાલ રાવેર „
૧-૦-૦ શેઠ પ્રચ્છારામ રાજારામ ચીતોડવાલા બજાર રાવેર
૧-૦-૦ શેઠ તારાચંદ હીરાચંદ ખડાયતા રાવેર
૧-૦-૦ શેઠ ગુરૂ લાલચંદ હા. હરીસીપતી ચીતોડેવાલા રાવેર
૧-૦-૦ રતનજી સોરાબજી વાણીયા રાવેર બજાર
૧-૦-૦ જહાંગીર મંચેરજી પરેલ „
૧-૮-૦ કુંજલાલ દેવચંદ અગરવાલા „
૧-૦-૦ બાજીરાવ ફકીરચંદ વાણીયા „
૧-૦-૦ રા. સાહેબ ગણેશ ગંગાધર નાતુ ફોરેસ્ટ રેન્જર રાવેર
૬-૦-૦ રા. ભીમરાવ ગુરૂરાવ ચીફકુલ „
૧-૦-૦ રા. લીલકંઠ શંકરપીળ પોલીસ સ્ટેશન „
૧-૦-૦ શેઠ હયીબમીંઆ મુનીરમીંઆ પોલીસ „
૨-૦-૦ રા. રા. રઘુનાથરાવ જેકૃષ્ણ દેશમુખ દેશ પાંડે „
૧-૦-૦ મામલતદાર સાહેબ આનંદરાવ બાબાજી „
૧-૦-૦ શેઠ દામોદરદાસ રણછોડદાસ „
૧-૦-૦ ધનજીભાઇ પાલણજી બોધવડ તા. ભુસાવળ
૧-૦-૦ પેસ્તનજી પાલણજી પજીફદાર બોધવડ તા. „
૧-૦-૦ રૂસ્તમજી કાવસજી ઉદીઆવાલા બોધવડ „

૫-૦-૦ શેઠ હોરમશજી દાદાભાઇ બોમ્બેવાલા ,,
૧-૦-૦ ઝવેરલાલ ઊટાલાલ ઇજનેર જીનીંગ ફેક્ટરી બોધવડ
૫-૦-૦ શેઠ જમશેદજી મહેરવાનજી કંત્રાક્ટર બોધવડ
૧-૦-૦ મે. કૃષ્ણાજી ભાસ્કર ગોખલે સ્ટેશન માસ્તર બોધવડ
૧-૦-૦ શંકરરાવ દાજીબા હાપમેકાપર બોધવડ
૫-૦-૦ રા. વાસુદેવ વ્યંકટેશ પી. વ. ઇન્સ્પેકટર બોધવડ
૧-૦-૦ રા. પાટીલ જગદેવની લીસીંગ નાંદગામ
૧-૦-૦ પા. માહાધવ યાગી ,,
૧-૦-૦ એસ. એ. કુલકરણી સબ ઇન્સપેકટર બોધવડ
૩-૦-૦ શેઠ મોતીલાલ રામધન ,,
૨-૦-૦ કૃષ્ણરાવ છોડોબા દેશમુખ ,,
૧-૦-૦ શેઠ બંકટલાલ ગણપતલાલ ,,
૧-૦-૦ રાધા કીશન સુનીલાલ ,,
૧-૦-૦ મુલતાન તનસુખદાસ ,,
૧-૦-૦ રૂધનાથદાશ લક્ષમણદાસ ,,
૧-૦-૦ મુલચંદ લાલચંદ રૂધનાથ ,,
૧-૦-૦ માનમલ ચાંદમલ ,,
૧-૦-૦ શ્રીકૃષ્ન રામગોપાળ ,,
૧-૦-૦ માલસી પુંજા ,,
૧-૦-૦ લક્ષુરામ જીવણરામ ,,
૧-૦-૦ મેં૦ ખાનસાહેબ વજીરભાઇ હીદાયત ઓ. સે. મે. ,,
૧-૦-૦ ઝવારમલ રામધન ,,
૧-૦-૦ ઠાકોર સુરસંગ એનુસીંગ ,,
૧-૦-૦ ફતેરાજ સીવનાથ ,,
૧-૦-૦ માહાવીર માતાદીન ચરીણ ઇજારેદાર બોધવડ

૧-૦-૦ મરેઠી શાળાના હેડ માસ્તર આસીસ્ટંટ માસ્તર તરફથી
૧-૦-૦ ડેપ્યુટી સ્ટેશન માસ્તર બાજી સાવ
૧-૦-૦ રામજી લક્ષમણ નાડ ગામ સ્ટેશ
૧૧-૦-૦ શેઠ છગનલાલ નરસીદાસ ગામ તાલુકે ભુશા
૫-૦-૦ તુકારામ હરી ચૌધરી ,,
૪-૦-૦ કાસીનાથ બાલાજી વરણ
૬-૦-૦ અંબારામ દયારામ ,,
૨-૦-૦ રંગુ મુલાખી ,,
૨-૦-૦ કચ્છી ગની હાજી કાશમ ,,
૨-૦-૦ દોરાબજી મંચેરજી દારૂવાલા ચાડી વારણા ગામ
૧૦-૦-૦ શેઠ ચુનીલાલ ગંગાદાસ વરણ
૪-૦-૦ હીરાચંદ નંદલાલ
૫-૦-૦ ગણેશરામ દેવચંદ
૧-૦-૦ ચંદુલાલ રૂપલાલ
૨-૦-૦ ગોરધનદાસ ગંગાદાસ
૨-૦-૦ શેઠ હાજીદાઉદ હાજીકાશમ
૨-૦-૦ હરી સાંડુ ચોધરી ટાકલી
૨-૦-૦ શા. સુ. ગોવીંદા માહાજન
૨-૦-૦ મરેઠીશાળા નં. ૧ના હેડ મ વરણ
૨-૦-૦ રામુ ગનુ વાતી
૧-૦-૦ મોતીરામ બાજીરામ
૨-૦-૦ તુકારામ ગંગારામ
૧-૦-૦ બાબા સાહેબ દેશમુખ
૨૫-૦-૦ અમદાવાદ થાનકવાસી મંડળ... તળીઆનીપોળ
૧-૦-૦ ગોવીંદરામ મુળશંકર નાયાણ અશ્વનીકુમારના ગલ્લામાં
૫-૦-૦ શેઠ જગમોહનદાસ પ્રાણજીવન વસઇ
૧-૦-૦ શેઠ નાથુ જેઠાજી મહુવા

# પંચાંગ.

સંવત્ ૧૯૭૨ના કાર્તિક વદિ ૧થી સંવત ૧૯૭૨નામાર્ગશીર્ષ સુદી ૧૫ તા. ૨૨-૧૧-૧૫થી
તા૦ ૨૧-૧૨-૧૯૧૫ સુધી.

| તારીખ. | વાર. | તિથિ. | નક્ષત્ર. | તિથિ ઘડી-પળ. | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|
| ૨૨ | સોમ | વદ ૧ | કૃતિકા | ૪૪-૨૯ | |
| ૨૩ | મંગળ | ૨ | રોહિણી | ૪૫-૩૮ | |
| ૨૪ | બુધ | ૩ | મૃગશિર | ૫૪-૪૬ | |
| ૨૫ | ગુરૂ | ૪ | આર્દ્રા | ૫૯-૪૩ | સંકષ્ટ ચતુર્થી. |
| ૨૬ | શુક્ર | ૫ | પુનર્વસુ | ૬૦- ૦ | |
| ૨૭ | શનિ | ૫ | પુષ્ય | ૩-૨૭ | |
| ૨૮ | રવિ | ૬ | આશ્લેષા | ૬-૨૨ | |
| ૨૯ | સોમ | ૭ | મઘા | ૮- ૮ | |
| ૩૦ | મંગળ | ૮ | પૂર્વાફાલ્ગુન | ૮-૩૪ | |
| ૧ | બુધ | ૯ | ઉત્તરાફાલ્ગુન | ૭-૪૦ | ખ્રીસ્તી ડીસેમ્બર માસ બેઠો. |
| ૨ | ગુરૂ | ૧૦ | હસ્ત | ૫-૨૯ | |
| ૩ | શુક્ર | ૧૧ | ચિત્રા | ૨-૨૦ | ઉત્પત્તિ એકાદશી. |
| ૦ | શુક્ર | ૧૨ | | ૫૫-૫૮ | બારસનો ક્ષય છે. |
| ૪ | શનિ | ૧૩ | સ્વાતિ | ૫૩-૧૭ | |
| ૫ | રવિ | ૧૪ | વિશાખા | ૪૮- ૬ | |
| ૬ | સોમ | ૩૦ | અનુરાધા | ૪૨-૨૭ | સોમવતી અમાસ. |
| ૭ | મંગળ | સુદ ૧ | જ્યેષ્ઠા | ૩૬-૩૩ | માર્ગશીર્ષ માસ બેઠો. |
| ૮ | બુધ | ૨ | મૂળ | ૩૦-૪૨ | ચાંદરાત. |
| ૯ | ગુરૂ | ૩ | પૂર્વાષાઢા | ૨૫- ૬ | |
| ૧૦ | શુક્ર | ૪ | ઉત્તરાષાઢા | ૧૯-૫૪ | વિનાયક ચોથ. |
| ૧૧ | શનિ | ૫ | શ્રવણ | ૧૫-૨૦ | પંચક ૩૫-૪૨ પછી બેસે છે. નાગ પંચમી. |
| ૧૨ | રવિ | ૬ | ધનિષ્ઠા | ૧૧-૩૬ | ચંપા ષષ્ઠી. |
| ૧૩ | સોમ | ૭ | શતતારા | ૮-૪૯ | |
| ૧૪ | મંગળ | ૮ | પૂર્વાભાદ્ર. | ૭-૧૭ | |
| ૧૫ | બુધ | ૯ | ઉત્તરાભાદ્ર. | ૬-૪૮ | ધન રાશિનો સૂર્ય. |
| ૧૬ | ગુરૂ | ૧૦ | રેવતિ | ૭-૪૯ | પંચક ૫-૫૯ સુધી છે. |
| ૧૭ | શુક્ર | ૧૧ | અશ્વિની | ૧૦- ૨ | મોક્ષદા એકાદશી. |
| ૧૮ | શનિ | ૧૨ | ભરણી | ૧૩-૨૪ | |
| ૧૯ | રવિ | ૧૩ | કૃતિકા | ૧૭-૪૫ | |
| ૨૦ | સોમ | ૧૪ | રોહિણી | ૨૨-૪૩ | |
| ૨૧ | મંગળ | ૧૫ | મૃગશીર્ષ | ૨૭-૫૯ | શ્રી મોટી અંબાજીની યાત્રા, દત્તજયંતિ. |

# સાહિત્ય ક્ષેત્રમાં નવીન પુષ્પ.

સુજ્ઞ મહાશય !

અમારા તરફથી એક તદ્દન નવીન નવલકથા ટુંક સમયમાં પ્રસિધ્ધ થનાર છે, અને તે કેવી અને કેટલી ઉત્તમ છે, તથા તેમાં કેવા કેવા વિષયોનો સમાવેશ કરવામાં આવેલો છે, તેની સંપૂર્ણ પ્રકરણવાર માહિતી આ સાથે આપવામાં આવેલ છે, આશા છે કે આપ ઉકત પુસ્તકના ગ્રાહક થશોજ એમ ધારી આ પત્ર, હેન્ડબીલ તથા ઓડર ફોર્મ આપના ઉપર મોકલવામાં આવેલ છે, તો આપ મહાશય પોતે તથા પોતાના મિત્રમંડળમાં ભલામણ કરી અગાઉથી ગ્રાહક થનાર તરીકે નામ નોંધાવશો. ઓર્ડર ફોર્મ આ સાથેનું ભરી મોકલશો, તેમજ બીજા જોઇતા માલનો ઓર્ડર આપશો. હાલ એજ વિનતિ

લી૦ ચુ. મ. શાહ.

## તાકીદે નામ નોંધાવો ! આજેજ ગ્રાહક થાઓ !

દરેક દરેક વિષયથી ભરપુર, લાયબ્રેરીના શણગારરૂપ નવીન નવલકથા. સાંસારિક ધાર્મિક અને રાજકીય વિષયોથી ભરપુર, વીર, શૃંગાર કરૂણા અને હાસ્યરસથી છલબલ અતિ ઉત્તમ બોધપ્રદ નવીન નવલકથા.

# ઉમા સુન્દરી.

## ભાગ-૧-૨ સાથે

લગભગ ૪૫૦ પૃષ્ટ, ઉત્તમ કાગળ, સળંગ છીટનું મનમોહક સુવર્ણ અંકિત બાઇડીંગ્સ છતાં કીંમત માત્ર રૂા. ૧-૮-૦ અગાઉથી ગ્રાહક થઇ નામ નોંધાવનારને માત્ર ૧-૪-૦

અગાઉથી આશ્રય આપનાર મહાશયનાં મુબારક નામ પુસ્તકની દરેક દરેક નકલમાં પ્રસિદ્ધ કરવામાં આવશે. માટે તમારૂં નામ આજેજ નોંધાવો. આવી સોનેરી તક ગુમાવશો નહી.

હાથ કંકણને જોવા માટે આરસીની જરૂર રહેતી નથી. કસ્તુરીની સુવાસ માટે સર્ટિફીકેટ હોતું નથી, તેમજ ઉકત પુસ્તકની વધુ પ્રશંસા નહિ કરતાં તેમાં આવેલાં પ્રકરણો આ નીચે આપીને તે તરફ આપશ્રીનું ધ્યાન ખેંચીએ છીએ, જે ઉપરથી પુસ્તકની વસ્તુ સંકલના યથાઘટિત સમજાયા સિવાય રહેશે નહિ.

ભાગ ૧ લો—૧-ભાઈ બ્હેન. ૨-અંગીચો. ૩-ઉમાનું શયનગૃહ. ૪-ભયંકર સ્વપ્ન. ૫-ભવિષ્યની રાજરાણી. ૬-રાજકુમાર. ૭-ભીષ્મ પ્રતિજ્ઞા. ૮-આશા સફળ થઈ. ૯-પ્રધાનની પ્રપંચ જાળ. ૧૦-આન્દોલન. ૧૧-ધર્મ સંકટ. ૧૨-મિત્રોપદેશ. ૧૩-સંગતિદોષ. ૧૪-કન્યા નિરીક્ષણ. ૧૫-સૌન્દર્ય મોહ. ૧૬-વિચિત્ર ઘટના. ૧૭-કલકત્તામાઉમાસુન્દરી. ૧૮-મનોરમા. ૧૯-નિરૂપમા. ૨૦ શરચ્ચંદ્ર. ૨૧-મહાત્મા ૨૨-નિરાશામાં આશાનું કિરણ. ૨૩-અપૂર્વ દશ્ય. ૨૪-ગુપ્ત સંકેત. ૨૫-લગ્નના ભણકારા. ૨૬-વધામણી. ૨૭-સ્ત્રી સ્વભાવ. ૨૮-એક નવીન સંકેત. ૨૯-રીત રિવાજ. ૩૦-લગ્ન.

ભાગ ૨ જો—૩૧-વિદાયગીરી. ૩૨-રંગમાં ભંગ. ૩૩-ઘોષ બાબુ, ૩૪-દિવાનની દુર્જનતા. ૩૫-કારસ્થાન. ૩૬-માતૃ ઘાતક. ૩૭-પોલિટિકલ એજંટની ધમકી. ૩૮-પાસા ઉંધા પડયા. ૩૯-દાદીમા. ૪૦-ચંદ્રિકા. ૪૧-સત્યનો જય. ૪૨-સહધર્મિણી ૪૩-રાજ્યમહેલ. ૪૪-રાજ્ય લક્ષ્મી. ૪૫-પત્ની મીલન. ૪૬-અન્તર્ધાન. ૪૭-પડતા પર પાટુ. ૪૮-પાપ ભાગી. ૪૯-ચિત્ત વ્યથા. ૫૦-પ્રાયશ્ચિત. ૫૧-શોકાવશેષ. ૫૨-પતિ ભક્તિ. ૫૩-શબ્દબાણ. ૫૪-મિત્ર ધર્મ. ૫૫-વિયોગ. ૫૬-વિચારમાળા. ૫૭-દેશમાં અશાન્તિ. ૫૮-વિધિ નિર્માણ. ૫૯-ભ્રાન્તિ નિવારણ. ૬૦-જાતીય કર્તવ્ય. ૬૧-મૈત્રી. ૬૨-દિવ્યજ્ઞાન. ૬૩-માતૃ મંડળ. ૬૪-પવિત્ર પ્રેમ. ૬૫-બ્રહ્મચારિણી. ૬૬-જીવન સાફલ્ય. ૬૭-સંન્યાસિની અને ઉપસંહાર.

વાંચક મહાશય ! આપને આથી વિશેષ માહિતીની જરૂર છે ? હવે જો તમારી ઇચ્છા ધર્મ, સંસાર અને વ્યવહારની શ્રેષ્ટતા પ્રાપ્ત કરવાની હોય તો આજ ને આજ વગર ઢીલે આ સાથેનું ઓર્ડર ફાર્મ ભરી મોકલો. પુસ્તક તૈયાર થએ વી૦ પી૦થી રવાને કરવામાં આવશે. આવી અમૂલ્ય તક આપને કવચિત્‌જ મળશે. વળી ઉકત પુસ્તકની બે હજાર પ્રત પ્રકટ થવાની હોવાથી જાહેર ખબર આપનારા અને વેપારીઓને ઉત્તમ સાધન થઈ પડશે.

**ફકત એકજ ફર્માની ચુંટી કહાડેલી જા. ખ. લેવાની હોવાથી તાકીદે તમારી જાહેર ખબર મોકલાવી ભાવ માટે પુછાવો.**

**ચુનીલાલ મગનલાલ બુકસેલર.**

માલેક

મનહર પુસ્તકાલય લીમડાચોક—સુરત.

# सत्संग.

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥


| પુસ્તક ૭ મું. | ➳ [ માસિક. ] ➳ | માર્ગશિર્ષ. |
| --- | --- | --- |
| અંક ૫ મો. | | સં. ૧૯૭૨ |


## વિરહવાણી.

વિભુ ! વેદના વિરહે વધી, કયમ દિલદરદ દહતો નથી ?
આપણ હતા બે એક એ ઘટના તું કયમ સ્મરતો નથી ?
વિખુટો કર્યો જે દિવસથી દિલદાર ! કંઈ ગમતું નથી !
ખાવું-પીવું કે ખેલવું અફસોસ ! કંઈ રૂચતું નથી !
શા માટ દીધો દ્રોહ એ પરિપૂર્ણ સમજાતું નથી !
કયારે થશે સયોગ એ પણ કોઇ અહિં કહેતું નથી !
દુનિઆ થઇ દોઝખ વિભુ ! દિલથી કશું ન્હાતો નથી !
અંતર વધી વ્રણ વેદના મરહમ મને મળતો નથી !
મમ સખ્ત સીનાને ચીરે આવેમ દિલે રહેમન નથી !
બેઝાર બેમોતે મરૂં તલબાર મમ કિમ્મત નથી !
નાદાન છું, હેવાન છું, તુજ ધ્યાન આવડતું નથી !
મુજ દુઃખનું વિશ્રામ સ્થળ વિભુ ! કોઇ અહિં જડતું નથી !
ભુખું-ભસું કે રોઉં પણ શાન્તિ જરી મળતી નથી !
અફસોસ ! ત્યાગું તોય રે ! જંજાળ આ ટળતી નથી !

ત્યાગી ફીકર ફકીરી ધરે તેનેય તું ! મળતો નથી !
કર ! દર ગુઝર સહુ વાંક, વિનતિ કેમ સાંભળતો નથી ?
કંઈ ઈશિ ! મુજપર કર ! કૃપા જુદાઇ આ લાઝિમ નથી !
તું ! હું સદા બે એક એ ત્વિતુ ! કેમ કૈં માલમ નથી ?
તુજ મ્હેર જો મુજપર સદા તો કોઇની પરવા નથી !
ब्रह्मोऽस्मीति સૂત્રો વિના તરણી બીજી તરવા નથી !

ભારતી મંદિર.
ખરવાળા, તા. ધંધુકા. } ધીરજ.

---

## પ્રાણાયામ-ધ્યાન.

### (લાવણી)

આ દુનીયામાં બડા અટપટા, અજબ ખેલ અબધુતનકા;
ગગન ગુફામેં ગુપ્ત શેહેર જ્યાં, ડરપ નહીં જમદુતનકા !
પંચ પંચ યમ નિયમ સાધકે, ધોતી નેતી કરતા હે,
દેહ પ્રાણકી શુદ્ધિયું કરકે, ધ્યાન નિરંતર ધરતા હે !
ચોરાશી આસનકો સાધે, કસરત એસી નિત્ય કરે,
સિદ્ધાસન પદ્માસન સાધકે, સકળ દેહકો રોગ હરે !
મોહ માન મેવાશી બંકા, કામક્રોધકો કેદ કરે,
આશા તૃષ્ણા દૂર નિવારી, સત્ય નામ શમશેર ધરે !
શૂરવીર નર પુરન ખેલ એ, કોઇ પુત્ર સપુતનકા.—આ દુનીયામાં
ઈડા નારમેં શ્વાસ પુરકે, મધ્ય લાયકે સ્થિર કરે,
રેચક નારી કરે પિંગળા, પ્રાણાયામ યું સાધ્ય સરે !
પિંગળા ઈડા યુંહી નીકાસે, ફીર ફીર યું સાધે શ્વાસા,
એક દીલમેં એસા કુંભક, ચતુષ્ટ કાળ નિત્ય અભિયાસા !
ઘુર પ્રયાસે એહી પ્રાણસે, પાતક સકળ મલઝલ જાતા,
પીછે સાધકર પ્રત્યાહાર નર, નિરમળ મન વહી દીખલાતા !
બાહ્ય વૃત્તિકો અંતર લાકે, અંતર વૃત્તિકો ગગન ભરે,
અનહદ નાદ બજે નિશવાસર, તામે મન લયલીન કરે !
દેખ દીલમેં કરી ધારના, ખેલ પંચ મહા ભૂતનકા.—આ દુનીયામાં

મહુવા-કાઠિઆવાડ. } ઓધવજી રામજી મ્હેતા
ઑનરરી સેક્રેટરી, મહુવા ગૌરક્ષક સભા.

# આત્મજ્ઞાન

લેખક-રા. શામળદાસ ન્હાનુભાઈ યાજ્ઞિક.

મોક્ષ મેળવવાના અનેક રસ્તા છે. કર્મ, ઉપાસના, જ્ઞાન વગેરે આ સર્વ રસ્તાઓ ઇષ્ટ સ્થળે પહોંચવાના માત્ર ભિન્ન ભિન્ન પથો છે. જેમ એકજ સ્થળેથી બીજે સ્થળે આપણે જુદા જુદા માર્ગ દ્વારા જઇ શકીએ છએ; તેમ " रुचीनां वैचित्र्यादृजुकुटिल नानापथजुषां नृणामेको गम्यस्त्वमसिपयसामर्णव इव " કેટલાક સરલ માર્ગે જાય છે કેટલાક કુટિલ-વાંકે માર્ગે જાય છે, એમ ભિન્ન ભિન્ન માર્ગો લોકો સેવે છે. પણ જેમ બધું જળ સમુદ્રમાં જાય છે, તેમ ભિન્ન ભિન્ન માર્ગે જનારા લોકોને પણ હે શિવ તું એકજ ગમ્ય છે ! આ સર્વ માર્ગમાં પૂજ્યપાદને જ્ઞાન માર્ગ ઇષ્ટ છે, તેમજ ઉત્તમ છે. " ऋते ज्ञानान्न मुक्तिः " જ્ઞાન વિના મુક્તિ નથી. એ વેદ વાક્ય અને ज्ञानाग्निः सर्व कर्माणि भस्मसात्कुरुतेऽर्जुन " ભ—ગી. નું વાક્ય જ્ઞાનનું ગૌરવ સૂચવે છે. જ્ઞાન તે અમુક વિષયનું નહિ, સાયન્સનું નહિ, ગણપતિનું નહિ, ગણિત શાસ્ત્રનું નહિ, પણ સર્વથી પર જે આત્મજ્ઞાન તે મોક્ષ મેળવવાને આવશ્યક છે.

આત્મજ્ઞાનને અમુક વિદ્યા સાથે, ધન સંપત્તિ સાથે સંબંધ નથી. કોઇ પટ્શાસ્ત્ર ને અઢારે પુરાણનો પાઠક હોય પણ તે "आत्मवत् सर्व भूतेषु " એ મહા મંત્રથી અજ્ઞ હોય છે. કોઇની પાસે પુષ્કળ ધન હોય, રાજ સેવકો હોય, પણ તે આત્મઘાતી હોય છે. રાવણ પટ્શાસ્ત્રજ્ઞાતા ને વેદ પાઠી હતો, છતાં ઘાતકી હતો. ચાણાક્ય સમર્થ વિદ્વાન હતો, છતાં હજારોનાં ગળાં કાપતો. દુર્યોધનને જરાસંધાદિ, ધન સંપત્તિ યુક્ત હતા છતાં, પોતાનું શ્રેય કરી શકયા નહોતા, એથી ઉલટું ધન સંપત્તિ ઘણું કરી અનાચારને સહાય્યકારક છે.

સુખ-આનંદ બહુ વિધ છે, વિષયાનંદ-પાંચ ઇન્દ્રિય જન્ય પાંચ સુખો તેનાથી મેળવી શકાય છે.—રૂપ. રસ, ગંધ, સ્પર્શ અને શબ્દ પણ તે ક્ષણિક છે વિદ્યાનંદ, આત્માનંદ અર્થાત્ બ્રહ્માનંદ, ઉપરોક્ત સુખોમાં આત્માનંદ સિવાયના આનંદો સાપેક્ષ સુખો છે, અર્થાત્ એક એકને મુકાબલે સુખ છે, પણ આત્માનંદ એ નિરપેક્ષ સુખ છે. આનંદનું મૂર્તિમાન સ્વરૂપ છે. આત્માનંદ એ આત્મજ્ઞાન અને આત્મ સંયમથી મેળવાય છે, આત્મા એજ સુખ દુઃખ અને સ્વર્ગ નરકનો અપાવનાર છે. "आत्मैवह्यात्मनो बंधुरात्मेव रिपुरात्मनः" અર્થાત્ આત્મા એજ આત્માનો બંધુ અને આત્માનો શત્રુ છે.

" મન જીત્યું તેણે જગત જીત્યું " એવી લોકોક્તિ આપણામાં પ્રચલિત છે. ઉત્તાનપાદના પુત્ર બાળધ્રુવજી તપ કરતા હતા, ત્યારે રાનમાં ભયંકર પ્રાણી પણ તેનાથી ડરતા, તેના મિત્ર બનતા ! એક વિદ્વાન્ કહે છે કે " કોઇ રાજાના પરાક્રમ વાંચી આપણે પ્રસન્ન

ત્યાગી ફીકર ફકીરી ધરે તેનેય તું ! મળતો નથી !
કર ! દર ગુઝર સહુ વાંક, વિનતિ કેમ સાંભળતો નથી ?
કંઇ ઈશ ! મુજપર કર ! કૃપા જુદાઇ આ લાઝિમ નથી !
તું ! હું સદા બે એક એ વિભુ ! કેમ કૈં માલમ નથી ?
તુજ મ્હેર જો મુજપર સદા તો કોઇની પરવા નથી !
બ્રહ્મોડસ્મીતિ સૂત્રો વિના તરણી બીજી તરવા નથી !

ભારતી મંદિર.
બરવાળા, તા. ધંધુકા } ધીરજ.

## પ્રાણાયામ-ધ્યાન.

### (લાવણી)

આ દુનીયામાં બડા અટપટા, અજબ ખેલ અબધુતનકા;
ગગન ગુફામેં ગુપ્ત શેહેર જ્યાં, ડરપ નહીં જમદુતનકા !
પંચ પંચ યમ નિયમ સાધકે, ધોતી નેતી કરતા હે,
દેહ પ્રાણકી શુદ્ધિયું કરકે, ધ્યાન નિરંતર ધરતા હે !
ચોરાશી આસનકો સાધે, કસરત એસી નિત્ય કરે,
સિદ્ધાસન પદ્માસન સાધકે, સકળ દેહકો રોગ હરે !
મોહ માન મેવાશી બંકા, કામક્રોધકો કેદ કરે,
આશા તૃષ્ણા દૂર નિવારી, સત્ય નામ શમશેર ધરે !
શૂરવીર નર પુરન ખેલ એ, કોઇ પુત્ર સપુતનકા,—આ દુનીયામાં
ઈડા નારમેં શ્વાસ પુરકે, મધ્ય લાયકે સ્થિર કરે,
રેચક નારી કરે પિંગળા, પ્રાણાયામ યું સાધ્ય સરે !
પિંગળા ઈડા યુંહી નીકાસે, ફીર ફીર યું સાધે શ્વાસા,
એક દીલમેં એસા કુંભક, ચતુષ્ટ કાળ નિત્ય અભિયાસા !
ધુર પ્રયાસે એહી પ્રાણસે, ઘાતક સકળ મલઝલ જાતા,
પીછે સાધકર પ્રત્યાહાર નર, નિરમળ મન વહી દીખલાતા !
બાહ્ય વૃત્તિકો અંતર લાકે, અંતર વૃત્તિકો ગગન ભરે,
અનહદ નાદ બજે નિશવાસર, તામે મન લયલીન કરે !
દૃઢ દીલમેં કરી ધારના, ખેલ પંચ મહા ભૂતનકા.—આ દુનીયામાં

મહુવા-કાઠિઆવાડ. } ઓધવજી રામજી મ્હેતા
ઑનરરી સેક્રેટરી, મહુવા ગૌરક્ષક



મનુષ્ય ત્રિદંડ ધારણ કરે, મૌન રાખે, મસ્તક પર જટા રાખે, મુંડન કરાવે, વલ્કલ ધારણ કરે વ્રત નિયમો પાળે, વારંવાર સ્નાન કરે, તપથી શરીરનું શોષણ કરે પણ જેનો આત્મા પવિત્ર નથી, વશ નથી તેને સર્વ અફળ છે-નિરર્થક છે. ખરો ધર્મ તો અહંતાનો ત્યાગ ને આત્મજ્ઞાન છે. અહંતા મોક્ષબાધક છે. એ માટે એક રમુજી દાખલો સ્વામી રામતીર્થમાંથી આપીશું. "એક બાઇએ આખા જન્મારામાં ફક્ત ગાજરનું પુણ્ય કર્યું હતું. મૃત્યુ વખતે તે ગાજર તેની સંમુખ આવ્યું, તેને લઇ તે સ્વર્ગ ભણી ગમન કરતું હતું, તે બાઇને વળગી બીજાં તેનાં સંબંધીઓ ચડતાં ચડતાં સ્વર્ગદ્વાર સમીપ જતાં તે બાઇએ નીચે જોયું, તો મનુષ્યોની તેણે હાર જોઇ, અને કહ્યું કે ગાજર તો મારું છે. એટલું બોલતામાંજ ગાજર ચાલ્યું ગયું, અને બાઇ સમસ્ત પરિજન સાથે પૃથ્વી પર પડી ! !

" अयं निजः परोवेति गणना लघुचेतसाम्
उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् "

રાતા, લીલા, પીળા, વાદળી, નારંગી, અંતર્ગોળ-બાહ્યગોળ પાસાવાળા આદિ ભિન્ન ભિન્ન કાચમાં આપણી આકૃતિઓ જેમ જેમ જુદી દેખાય છે, તેમ આ સર્વ પ્રાણી માત્ર આપણા આત્માના જુદાં જુદાં રૂપ છે, એમ માણસ જ્યારે સમજે ત્યારેજ 'आत्मवत् सर्व भूतेषु' એ સૂત્ર અમલમાં મૂકી શકે ' अहं ब्रह्मास्मि, तत्त्वमसि ' એ પૂજ્યપાદ શંકરની ઉક્તિઓ ત્યારેજ 'યથાર્થ' સમજાય, બાકી ઉપર્યુક્ત ઉક્તિઓનો મિથ્યાડંબર સર્વ ધારણ કરી શકે, ને બકી શકે. તેનો કંઇ કોઇએ ઇજારો રાખેલ નથી.

આવી રીતે પોતાનામાં સર્વને અને સર્વમાં પોતાને માનનાર મનુષ્યને મિત્ર-શત્રુ, આપણું-પારકું, આદિ છુટી જાય છે, અને તેથીજ મોક્ષ મળે છે. સર્વ ભક્તોમાં જ્ઞાની શ્રેષ્ઠ છે. તે ભગવાનને અતિપ્રિય છે. અરે ! ભગવાન કહે છે કે મારોજ આત્મા છે. મારા આત્માનું ધારણ તેના વિના નથી. "प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं सच मम प्रियः आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम्" આત્મજ્ઞાનીને સર્વેલબ્ધ છે. તેને કંઇ કરવાની આવશ્યકતા નથી, તે તો તીર્થ પરમેશ્વર સર્વ પોતામાંજછે, એમ જાણે છે. " आत्मानदी संयमपुण्यतीर्था: सत्य: ह्रदा शीलतटा दयोर्मिः तत्राभिषेकं कुरुपाण्डुपुत्र न वारिणा शुध्यति चान्तरात्मा" ।। અરે તે તો મનુષ્યકક્ષાને ઉલ્લંઘી આધ્યાત્મિક દશાની પરાકાષ્ટા ને પહોચી ધણી નીચે પ્રમાણે કથે છે. જગતને મિથ્યા માને છે. इतो न किंचित् परतो न किंचिद् यतो यतो यामि ततो न किंचित् । विचार्य पश्यामि जगन्न किंचित् स्वात्मावबोधादधिकं न किंचित् ॥



# મનુષ્ય કેવી વસ્તુઓનો ઉપયોગ કેમ કરે છે?



તેનું એ કારણ છે કે મનુષ્ય તે વસ્તુઓનો પ્રયોગ એટલી અધિકતાથી કરે છે જે ઉપકાર કરવાના સ્થાનમાં પ્રત્યેક રીતે તેમનો અપકાર કરે છે, અને તેમને બેહોશ કરવામાં સહાયક થાય છે ? શરાબ, તંબાકુ, અફીણ અને તે શિવાય ઘણી બીજી ઉન્માદક વસ્તુઓ એટલી જનપ્રિય કેમ થઇ રહી છે ? તેના પ્રયોગની ટેવનો જન્મજ કેમ થયો? અને તે ટેવ સભ્ય અને અસભ્ય જાતિઓમાં આટલા વેગથી કેમ ફેલાય? અને કેમ અહર્નિશ ફેલાતી જાય છે ? તેનું કારણ એ છે કે જ્યાં બીર, ચેમ્પેન આદિનું અસ્તિત્વ નથી. ત્યાંનો જન-સમૂદાય અફીણ અને કોકેનનો વ્યવહાર કરે છે. તંબાકુનું તો કંઇ કહેવાનુંજ નથી. તે તો સર્વ વ્યાપી અને સર્વ પ્રિય છે. મનુષ્ય આવા પ્રકાર પોતાના ચેતનને નષ્ટ કરવાની ચેષ્ટા કેમ કરે છે ?

કોઇ મનુષ્યને પૂછો કે તેં મદિરાપાન કેમ આરંભ કર્યું અને કેમ એકવાર આરંભ કરીને તેનો પરિત્યાગ કરી શકતો નથી ? તેનો ઉત્તર મલશે-" મદિરાપાન ઘણું આનંદદાયક હોય છે. એક વાર મદિરા પિવાથી મનુષ્યનું મન પ્રફુલ્લિત થઇ ઉઠે છે. તેનું હૃદય-કમલ ખીલી ઉઠે છે અને સૌ કોઇ તેથી પીએ છે." તે લોક જેમણે તે વિચાર કરવાને કષ્ટ કદી લીધું નથી કે મદ્યપાન હાનિકારક અથવા લાભદાયક હોય છે. તે કહેશે કે મદિરાપ્રયોગ મનુષ્યના સ્વાસ્થ્યને ઠીક રાખે છે અને તે બળને વધારે છે. તે ઘણીજ એવી એવી વાતો બકશે જે વ્યર્થ સાબિત થઇ ચુકી છે. એક તંબાકુ પીનારને પુછીશું કે તેણે તંબાકુ પિવી કેમ આરંભ કરી અને હવે કેમ પીએ છે તો કદાચિત તે તે ઉત્તર આપશે કે "સમય વિતાડવા માટે અને સૌ કોઇ પીએ છે તે માટે." અફીણ ઇત્યાદિનો પ્રયોગ કરનાર પાસેથી પણ એવોજ ઉત્તર મળવાની સંભાવના છે કે "સમય વિતાડવા માટે, મનને પ્રસન્ન રાખવા માટે સૌ કોઈ પિએ છે તે માટે" તેજ પ્રાયઃ સૌના ઉત્તર થશે કે "ચિત્તને પ્રસન્ન રાખવા માટે, સમય વિતાડવા માટે, સૌ પીએ છે તે માટે. હાથ પગનું હલાવવું, પિપુડીનું વગાડવું, સિતારનું વગાડવું તે સૌ ખોટું નથી, પરંતુ પ્રકૃતિના ભાંડારનો આવા પ્રકારે અપવ્યય કરવા જેને ઉત્પન્ન કરવામાં એટલાં ધન, એટલા પરિશ્રમનો વ્યય થયો છે તેનો એક પ્રકારથી દુરૂપયોગ કરવો એક અસન્ત ધૃણિત કર્મ છે. તંબાકુ, અફીણ ઇત્યાદિને ઉત્પન્ન કરવાને માટે લાખો મનુષ્ય દિનરાત અથાગ પરિશ્રમ કરે છે, એટલો પરસેવો વહેવડાવે છે કે યદિ તે એક બૃહત્કુંડમાં એકત્રિત કરવામાં આવે તો તેથી સૌ ખેતીનું સિંચન થઇ શકે છે. બાગાયત ભૂમિના હજારો વીઘાં તેની ઉત્પત્તિ સારૂ ઉપયોગમાં લેવામાં આવે છે. પરંતુ તે સૌ વાતો તેમના સંકુચિત મસ્તિષ્કમાં નથી સમાતી, અને તે મહા નિર્દયપણે તે માલનો અપવ્યય કરે છે. તેમ નહિં, તે વસ્તુઓનો પ્રયોગ ઘણો હાનિકારક છે અને માનવ જાતિના મ્હોટા મ્હોટા દુર્નિવાર્ય દુઃખોનો ઉત્તરદાતા છે. મહા મહા સંગ્રામોથી, સંક્રામક રોગોથી એટલા અધિક લોક નથી મરતા જેટલા આ વસ્તુઓના પ્રયોગથી મરે છે. સૌ મનુષ્યો એ

વાનને જાણે છે-માને છે, પરંતુ ત્યારે પણ જ્યારે તે કહે છે કે સમય વિનાડવાને માટે, મન પ્રસન્ન રાખવા માટે, તે તંબાકુ ઇત્યાદિનો પ્રયોગ કરે છે તો તેમની વાતો નિષ્પ્રયોજન બકવાદ સિવાય બીજું શું હોઇ શકે ?

તેનું બીજું કારણ છે. હમો ઘણા એવા મનુષ્યો સાથે બરાબર મળતા છીએ જે પોતાનાં સન્તાનોને પ્રાણોથી પણ અધિક પ્યાર કરે છે, અને તેમને માટે કોઇ પણ પ્રકારની હાનિ ઉઠાવવાથી અચકાતા નથી, પરંતુ તેજ લોક શરાબ, તંબાકુ અને અફીણમાં એટલું ધન ઉડાવી દે છે કે તેના દારિદ્રયાભિભૂત ભૂખ્યા બાળકોને ખાવાને લીધે એક પૈસો સુદ્ધાં પણ રાખતા નથી. પરિણામ એ થાય છે કે ભૂખથી બેહાલ થયલા કોમલ બાલકો થોડા સમય બાદ મૃત્યુ શરણ થાય છે. હાય! શરાબ! અફીણ! તંબાકુ ! એક મનુષ્ય જેના અનુસરણાર્થે બે માર્ગ ખુલ્લા છે. સીધા અને ઉપયોગી માર્ગને તજીને આડા અને દુઃખદાયી માર્ગનું અવલંબન કરે, પોતાના વહાલા પરિવારનાં કષ્ટ નિવારણનો વિચાર ન કરતાં ઉન્માદક વસ્તુઓનો પ્રયોગજ સ્વીકૃત કરે, તે વિચારથી તે નથી કરતો કે તેને આનંદ મળે છે અથવા તેનું ચિત્ત પ્રસન્ન થાય છે, તે કોઇ મહાન કારણના પ્રભાવમાં પડીને એવું કરે છે.

ટૉલસ્ટૉય કહે છે,-"તે કારણ જ્યાં સુધી હું આ વિષયમાં અધ્યયન મનન કરવાથી અને બીજા મનુષ્યોના તરફ પોતાના તે અવસ્થા ના આચરણોને, જ્યારે હું શરાબ ઇત્યાદિનો પ્રયોગ કરતો હતો, ત્યારે સારી રીતે જોઇ શકયો છું, તે એ છે કે. જ્યારે મનુષ્ય પોતાના જીવનનું અનુસંધાન કરે છે તો તે તેમાં બે વૃત્તિઓને પામે છે. એક તો (blind) તથા શારીરિક (Physical) વૃત્તિ, અને બીજી દૃષ્ટિ યુક્ત (seeing) અને આત્મિક (spritual) વૃત્તિ. એક તુટેલી મશીનની પેઠે (blind) અને પાશવિક વૃત્તિનું કામ ખાવું, પીવું, સુવું, આરામ કરવું, ચાલવું ફરવું છે. બીજી અર્થાત્ આત્મિક વૃત્તિ પાશવિક વૃત્તિ માટે નિબંધ છે, સ્વયં કંઇ કરી શકતી નથી, તે પાશવિક વૃત્તિના આચરણને જોયા કરે છે અને જ્યારે તેના સાથે સહમત થાય છે તો તેની સાથે મળીને કાર્ય કરે છે, નહી તો અલગ થઇ જાય છે."

આ જીવનાનુસન્ધાનની સમતા દિશાનિરૂપણ યંત્રની સોયથી કરી શકાશે છે, જેનો એક છેડો ઉત્તર તરફ અને બીજો દક્ષિણ તરફ રહે છે. જ્યાં સુધી આપણા લોકોએ કરેલું અનુસન્ધાન અને તે સોય એક દિશાનું દિગ્દર્શન કરાવે છે, ત્યાર સુધી તે ભેદ એક અનિર્વચનીય આચ્છાદનથી આચ્છાદિત રહે છે, પરંતુ મનિવિપરિત્ય થતાંજ ભેદ તુરત જાણવામાં આવી જાય છે.

આવી રીતિની દૃષ્ટિ યુક્ત આત્મિકવૃત્તિ જેને હમો અંતઃકરણ (Concience) ના નામથી સંબોધીએ છીએ. એક કિનારાથી ઉચિત અને બીજાથી અનુચિતનું દિગ્દર્શન કરાવે છે, અને તેના અસ્તિત્વનું જ્ઞાન હમોને ત્યાં સુધી નથી થતું, જ્યાં સુધી હમો તેના બતાવેલા માર્ગનું અનુકરણ કરીએ છીએ. અર્થાત્ અનુચિતને મુકીને ઉચિતનું અવલંબન કરીએ છીએ. પરંતુ જેવું તેની આજ્ઞા વિરુદ્ધ હમો કોઈ કાર્ય કરીએ છીએ તેના અસ્તિત્વનું જ્ઞાન હમોને થવા લાગે છે, અને તે પણ જાણવામાં આવી જાય છે કે કેવા પ્રકારે પાશવિક વૃત્તિ અંતઃકરણના વિરુદ્ધ ચાલી તે એક નાવિક જેવું તેના જાણવામાં આવી જાય છે, કે તે

પોતાની હોડીને આડે માર્ગે લઇ જાય છે તે નાવને રોકી દે છે, અને જ્યાર સુધી તે સીધા રસ્તાને જાણી નથી લેતો, ત્યાં સુધી તે નાવ રોકી રાખે છે. તેવી રીતે પ્રત્યેક મનુષ્ય જે પાશવિક વૃત્તિ અને અંતઃકરણ બન્નેને અસ્તિત્વથી અભિજ્ઞ છે, ત્યાં સુધી કોઇ કાંઇ નથી કરી શકતો. જ્યાર સુધી અથવા તો તેનામાં અંતઃકરણના અનુકુળ ચાલવાનું સાહસ કિંવા તેના આદેશોનો તિરસ્કાર કરવાની ધૃષ્ટતા ન હોય અથવા તો તેને અંતઃકરણ દર્શિત માર્ગપર ચાલવું પડશે અથવા તેને પોતાનાથી તે ચિહ્નો સંતાડવા પડશે. જેનો પ્રાદુર્ભાવ ત્યારે થાય છે, જ્યારે અંતઃકરણ અવલંબિત માર્ગની પ્રતિકૂલ પોતાની સમ્મતિ પ્રગટ કરે છે.

સંપૂર્ણ માનવીય જીવન તે બે વાતોથી ભરેલું હોય છે (૧) પોતાનાં કાર્યોને અંતઃકરણના આદેશોના અનુકૂળ કરવાં અને (૨) પૂર્વવત્ અર્થાત્ અનુચિતનું અવલંબન કરી રહેવાને લીધે અંતઃકરણના આદેશોને પોતાનાથી છુપાવવા.

ઘણાએ પહેલી વાત કરે છે અને ઘણાએ દ્વિતીય વાત કરે છે. પ્રથમ વાત કરવામાં સમર્થ થવાને માટે એકજ માર્ગ છે. નૈતિક ઉન્નતિ, દ્વારા પોતાનાથી અંધકારને દૂર કરવો અને પ્રકાશને વધારવો, જેથી અંતઃકરણ દ્વારા દર્શિત માર્ગ સારી રીતે જણાય. અંતઃકરણના આદેશોને પોતાનાથી છુપાવવાના બે માર્ગ છે—એક બાહ્ય અને બીજો આંતરિક. બાહ્ય અવલંબનમાં મનુષ્યને પોતાને જ્ઞાનમાં પ્રવૃત્ત રહેવું પડે છે, જેથી કે અંતઃકરણની વાત સંભળાય નહિં અને આંતરિક અવલંબનમાં અંતઃકરણનેજ ચૂપ કરી દેવું પડે છે. મનુષ્ય પોતે સામેની વસ્તુને જોવા ન ઇચ્છે તો બેજ વાતો કરી શકે છે. તે—તે તરફ ન જોઇ બીજી અધિકાર ચિત્તાકર્ષક વસ્તુઓને જોવા લાગે અથવા પોતાની દૃષ્ટિનો કોઇ રીતે અવરોધ કરી લે. આવી રીતે મનુષ્ય અંતઃકરણના આદેશોને પોતાનાથી બે રીતે સંતાડી શકે છે (૧) બાહ્ય અવલંબનદ્વારા અર્થાત્ પોતાના મનને રમતમાં અને વિવિધ પ્રકારના કાર્યોમાં પ્રવૃત્ત કરવાથી (૨) આંતરિક અવલંબન દ્વારા અર્થાત્ અંતઃકરણને ચૂપ કરવાથી. તે મનુષ્યોને લીધે, જેની કે સદ્વિચારની શક્તિ એટલી તીવ્ર નથી, તે ચિહ્નોને સંતાડવા માટે જેના દ્વારા અંતઃકરણ તેમની અનુચિત જીવન નિર્વાહની પ્રણાલીનો પ્રતિવાદ કરે છે. બાહ્ય અવલંબનજ પરતંત્ર છે. પરંતુ તેમને લીધે જેનામાં વિવેક તે અવસ્થાને પહોંચી ગયો છે, જ્યારે કે કોઇ અનુચિત કાર્ય કરવું કઠિનજ નહિં. પરંતુ અસંભવ થઇ જાય છે ત્યારે કોઈ પ્રકારે બાહ્ય અવલંબન દ્વારા પોતાનાથી અંતઃકરણના આદેશોને સંતાડવા પર્યાપ્ત નથી થતા. જીવન નિર્વાહ પ્રથા અને અંતઃકરણનો સંયોગભાવના જ્ઞાનને છુપાવવા માટે બાહ્ય અવલંબન પર્યાપ્ત નથી તે જ્ઞાન મનુષ્યના જીવન નિર્વાહ કરવામાં મ્હોટી મ્હોટી આકૃતીનો આશ્રય કરવો પડે છે, અને પૂર્વવત્ અનુચિત રીતિથી રહેવાના નિમિત્ત આંતરિક અવલંબન દ્વારા અંતઃકરણને ચૂપ કરવાને માટે ઉન્માદક વસ્તુઓના પ્રયોગથી પોતાના મસ્તિષ્કને નકામું કરવાની ચેષ્ટા કરે છે.

એક મનુષ્ય અંતઃકરણના આદેશોને ન માનીને પોતાની ઇચ્છાનુસાર જીવન નિર્વાહ કરે છે. તે જાણે છે કે તે અંતઃકરણના આદેશોનો તિરસ્કાર કરે છે, પરંતુ તેમાં એટલું માનસિક બળ નથી કે તે પોતાના જીવનનો સુધારો કરી શકે. તે પોતાના મનને રમત ગમતમાં લગાડીને અંતઃકરણના ઉપદેશોને ભૂલવાની ચેષ્ટા કરે છે. જ્યારે તે નિષ્ફળ પ્રયત્ન થાય છે, ત્યારે તે શનૈઃ શનૈઃ ઉન્માદક વસ્તુઓના પ્રયોગથી પોતાના સાચ્ચા મિત્ર અંતઃકરણને નષ્ટ કરવાના પ્રયત્ન કરે છે અંતઃકરણના દેદીપ્યમાન પ્રકાશને હોલવવાથી નિબિડ અંધકાર ફેલાઇ જાય છે અને પછી તે મનુષ્ય નિર્ભય થઇને દુર્માર્ગનું અનુકરણ કરે છે.

દીવાન.




## દશમ પરિચ્છેદ.

હવે આવો, તમને મુરારીલાલનો પુરો પરિચય કરાવી દઇએ. સાચું પૂછો તો મુરારીલાલનો સંપૂર્ણ હેવાલ અમને પણ માલુમ નથી. પરંતુ જેટલો જાણવામાં આવ્યો છે, તેટલોજ અમો અહિંઆં કહીશું. સુરતની પાસે જે ગામમાં મુરારીલાલનું ઘર હતું, તેનું નામ અમને યાદ નથી. પણ અમે એટલું સાંભળ્યું છે કે ત્યાં તેનું ઘરબાર—જમીન જે કંઇ હતું તે હવે તેના અધિકારમાં નથી. તે સૌને વેચી નાખી મુરારીલાલે ગામથી સંબંધ સંપૂર્ણ રીતે મુકી દીધો છે. તેથી તેના ઘરબારની હકીકત કેમ મળી શકે ? આપણે તેના જાણવાની એટલી આવશ્યકતા પણ શી છે ?

પહેલાં મુરારીલાલ તે તરફજ કોઇ જીલ્લામાં કોઇ જમીનદારને ત્યાં નોકર હતો. કંઇ છ-સાત વર્ષથી તેની તે નોકરી પણ છુટી ગઇ છે. જેવા તેના દૈવથી તેને નોકરી પરથી દૂર કરવામાં આવ્યો નથી. તે અપરાધ એટલો ભારે હતો કે નોકરી પરથી દૂર કરી દીધાથી પોતે પોતાનું અહોભાગ્ય માન્યું હતું. તેને અધિક દંડ—સજા થાત, પણ બચી ગયો. ત્યારથી તે વડોદરામાં આવી નોકરીની તલાશમાં ફરવા લાગ્યો. પરંતુ તેને કંઇ નોકરી ચાકરી ન મળી, ત્યારે તેણે જુદી જાતનું કામ કરવાનો આરંભ કર્યો. જમીનદારીમાં ઘણા દિવસો સુધી કામ કરી ચૂક્યો હતો, તેથી કચેરીની નીતિરીતિમાં બહુ કુશળ હતો. તેથી બહુધા મુકર્દમાની પેરવી કરીને પણ દશ રૂપીઆ કમાઇ લેતો. તે સિવાય ધનવાનોના છોકરાઓને ફોસલાવી તેમની પાસેથી પણ પોતાની મતલબ પૂરી કરતો હતો. વાત આમ છે, જેવા તેવા મુરારીલાલની આવક બહુ થોડીજ ન હતી. પરંતુ તેટલા ધન માટે તેને દુઃખ પણ ઉઠાવવું પડતું, ત્યાં સુધી કે કદી તેને ઉપવાસ પણ કરવા પડતા. પછી જ્યારે ચાર પૈસા હાલ આવી જતા, તે દિવસ મુરારીલાલના આનંદનો પાર રહેતો નહિં. જ્યાર સુધી હાથમાં પૈસા રહેતા, ત્યાં સુધી તે કમાવવાની ચેષ્ટા કરતો નહિં; પરંતુ જ્યારે ખર્ચી ખુટતી, તો તેજ ઠગવિદ્યા. લાગ ફાવતું તો મિત્રોને ભુલાવામાં નાંખી તેમનો માલ ઉડાવી લેતો, આ સૌ વાતોનો તેને પૂરો અભ્યાસ હતો. બે ચાર રૂપીઆ માટે જુઠી સાક્ષી પુરવી તેને માટે બહુ કંઈ મોટી વાત ન હતી. સત્ય તો આમ છે, ગમે તેમ કરીને મુરારીલાલને પોતાનું કામ ચલાવી લેવાનું હતું. ધર્મ અધર્મની ચિંતા તેને માટે બનાવવામાં ન્હોતી આવી.

હવે પ્રશ્ન એ છે કે આટલું ધન મેળવવા છતાં પણ મુરારીલાલને ભુખ્યું કેમ મરવું પડતું હતું. તેના ઘરમાંથી દારિદ્ર કેમ દૂર થતું ન્હોતું. તેનું કારણ પણ આપ સમજીજ ગયા હશો. તે નશાબાજ—મદિરા સેવક હતો. ધન હાથમાં આવતાંજ વસ્ત્ર, ભોજન, સૌ વાતોમાં તે બે હિસાબ ખર્ચ કરી દેતો હતો. ધન મળતાંજ તે જ્યાં સુધી તેને ફેંકી દેતો

નહિં ત્યાં સુધી તેને ચેહેન પડતું નહિં. અધર્મના પૈસા આવી રીતે ઉડી જાય છે. તે આજ સુધી કોઇની પાસે રહ્યા નથી.

મુરારીલાલના પરિવારમાં તેની સ્ત્રી, દશ વર્ષની એક કન્યા અને ૭ મહિનાનો એક પુત્ર બસ આટલાજ હતા. તેની જબરદસ્તીથી કોઇ તેને ત્યાં વધારેવાર નોકર ચાકર રહેતું નહિં. દાસદાસીઓની બદલી સર્વદા થયા કરતી હતી. બહુધા દાસ-દાસી કોઇ રહેતુંજ ન્હોતું. મુરારીલાલની સ્ત્રી રાધા પોતાના હાથોથીજ સૌ કામ ધંધો કરી લેતી હતી તેની કન્યા સુખદેવીએ પણ આટલી નાની ઉમ્મરે સૌ ગૃહકાર્ય શીખી લીધું હતું, તેમ તે પણ પોતાની માતાને સહાયતા કરતી હતી. રાધા પોતાના પતિના અત્યાચાર એટલા સહી લેતી કે જોનાર ચકિત થઇ જતા. મુરારીલાલ નિત્ય મદિરા અગર તો તાડી પીતો, અને રાધાને પીને મારવી તે તેનું પ્રથમ અને પ્રધાન કાર્ય હતું. મારવું તે પણ જેવું તેવું નહિં; સમય સમય પર રાધાના પ્રાણ પર આવી બનતું હતું. બાલિકા સુખદેવી પણ મારખાવાથી બચી જતી ન્હોતી, પરંતુ તે પણ ચુપચાપ સૌ સહી લેતી. પણ હા, સૌ સમય મુરારીલાલ તેમને મારતો નહોતો, ઉન્મત્ત દશામાંજ સૌ અત્યાચાર થતા હતા. સ્વાભાવિક દશામાં તેમને તે કંઇ પણ કહેતો નહોતો. બલિહારી છે મદિરાની !

હવે મીરજાં મહમ્મદને મુરારીલાલથી પરિચય કેમ થયો, તે પણ સાંભળો. મુરારીલાલ પહેલ વહેલાં જ્યારે વડોદરામાં ઉમેદવારી કરી રહ્યો હતો, તે સમય મીરજાંને સાહેબની જમીનદારીમાં એક ચતુર માણસની આવશ્યકતા હતી. મુરારીલાલે દોસ્તી બાંધી તેમનાથી પરિચય વધારી દીધો. અને મીરજાંને સાહેબના વિશ્વાસ પાત્ર જાણી એકજ અઠવાડિયામાં તેમની સાથે ઘણીજ મિત્રતા વધારી દીધી. મીરજાંના મનમાં તે વાત જામી ગઇ કે મુરારીલાલ જમીનદારીના કામમાં ઘણો ચતુર છે, તેથી મુરારીલાલની નોકરી માટે તેમણે સાહેબને સિફારસ પણ કરી, અને સાહેબે પણ તેને નોકર રાખવા માટે સ્વીકાર કર્યો, પરંતુ ઉચિત જામીન નહિં આપી શકવાથી તેને તે નોકરી મળી શકી નહિં. મુરારીલાલે એવો ઢંગ ફેલાવ્યો કે મીરજાં સ્વયં જામીન થવા તૈયાર થયા. મીરજાંનો સ્વભાવ જેવો સીધો સાદો હતો, તેથી તેમણે હા કહી હતી, પરંતુ તેમના મિત્ર લક્ષ્મીશંકરે એક અપરિચિત મનુષ્યના માટે જામીન બનવાથી તેમને રોકી દીધા.

પરંતુ મુરારીલાલે મીરજાંનો સ્વભાવ જાણી લીધો. આવા પરોપકારી સરલ સ્વભાવના મનુષ્યથી ભવિષ્યમાં બહુ કામ નિકળશે આટલું સમજી તેણે ધીરે ધીરે મીરજાં સાથે પોતાની મિત્રતા દૃઢ કરી લીધી વડોદરામાં મીરજાંથી ઘણા મોટા મોટા માણસોથી મિત્રતા હતી, તેથી પોતાની મતલબ સાધવા માટે મુરારીલાલ બહુધા મીરજાંની સહાયતા લેવામાં ચુકતો નહોતો. તે ઉપરાંત ધનનો અભાવ હોવા છતાં પણ મીરજાં મુરારીલાલના સંબંધમાં કંજુસાઇ કરતા નહોતા. તો પછી આવી સોનેરી ચકલી હાથમાં આવેલી મુરારીલાલ કેમ ઉડાડી દે. પણ એટલું હમો કહીશું કે મુરારીલાલ મીરજાંનો હિતેચ્છુ હતો. કોઇ કંઇ તેમની નિંદા કરતું, તો મુરારીલાલ પોતાના પ્રાણ આપી તેમને બચાવવા તૈયાર થઇ જતો હતો. પણ હા, પોતાના સ્વાર્થ માટે મિત્રના હિત અહિત પર દૃષ્ટિ રાખવી મુરારીલાલની

જન્મપત્રિકામાં લખ્યું ન્હોતું. તેથી મુરારીલાલ પોતાની મતલબ પુરી કરવા કદી કોઇના શુભાશુભનો વિચાર કરતો નહતો. મીરજાંનાં અસાધારણ પરોપકારી ગુણજ બહુધા દોષ બની જતા હતા. અને તેથી મુરારીલાલને એક એવું અસાધારણ મિત્ર રત્ન હાથ આવી ગયું હતું.

મીરજાંના મદિરાસક્ત થવાનું કારણ પણ તેજ મુરારીલાલ હતો. આપણે લોક મીરજાંને જેવા સજ્જન અને બુદ્ધિવાન જાણીએ છે. એકલી અમીનાની તીવ્રબુદ્ધિતાજ મીરજાંના અધઃપતનનું કારણ નથી. મુરારીલાલની જાલમાં ફસાઇ મીરજાં અમીનાના હૃદયમાં સંતાયેલો પવિત્ર પ્રેમનો કંઇ પત્તો મેલવી શકયો નહિ. મુરારીલાલ પોતાની સ્ત્રી સાથે કેવો વર્તાવ કરતો હતો, તે પણ હમો કહી ચૂકયા છીએ. જેથી આવા મિત્રની સંગતિમાં રહેનારા પતિથી મનાવતી અમીના શી આશા કરી શકે ?

## એકાદશ પરિચ્છેદ.

મનુષ્ય કેટલો વિદ્વાન, બુદ્ધિમાન અને ગુણવાન કેમ ન હોય, એકવાર ધર્મના માર્ગ પર ચાલતાં ચાલતાં તે ઠોકર ખાઇને પડી જાય તો પછી સંભાળવું તેને માટે કઠિન થઇ પડે છે. મીરજાંનું ચરિત્ર નિષ્કલંક હતું. જે સમય તે કોલેજમાં ભણતા હતા તે સમય તે પોતાના વિશ્વ-વિદ્યાલયના ભૂષણ સ્વરૂપ સમજવામાં આવતા હતા. કોઇને કોઇ વિષયમાં સમ્મતિની જરૂર થતી તો તે પહેલાં મીરજાંના પાસે આવતો અને તેમને પૂછતો. તેમના બરાબર વિદ્યાવાન, પરોપકારી, મિષ્ટ ભાષી સજ્જન વિરલાજ જણાય છે. પરંતુ હાલ તેજ મીરજાં ઠોકર ખાઇ એવા પડી ગયા છે. હવે તેમનામાં બેઠા થવાની શક્તિ પણ રહી નથી. પ્રતિજ્ઞા પર દૃઢ રહી શકયા નહી. ત્રણ દીવસ પણ થવા ન પામ્યા કે તેમની દૃઢ પ્રતિજ્ઞા શિથિલ થઇ ગઇ. એવી કોઇ પણ વાત નથી, કે જેથી આવા સ્વભાવવાળા મનુષ્યના ન તુટી શકે.. એક નીચ પ્રકૃતિનો મનુષ્ય—જેની સાથે મીરજાં હૃદયથી ઘૃણા કરે છે—તેનાજ કહેવાથી તેમણે પોતાની પ્રતિજ્ઞા તોડી નાખી! તેથી હમો કહી ગયા હતા કે મનુષ્ય ગમે તેટલો ઉન્નત કેમ ન હોય એક વખત નીચે પડવા લાગે તો પછી તેના બચવાનો ભરોસો રહેતો નથી.

પાપની શક્તિ એવીજ મોહિની હોય છે. મુરારીલાલે એક વખત ફોસલાવ્યો, અને મીરજાં સત્યાસત્ય ભૂલીને પોતાની બુદ્ધિ ખોઇને તેની જાલમાં ફસાઇ ગયો. તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. યદિ તે મુરારીલાલની વાત ન માનત તો હાનિ શી થાત? આટલાથીજ મીરજાંની પ્રતિજ્ઞાનું મૂલ્ય સમજવામાં આવી જશે. મીરજાંની આકાંક્ષાનો અગ્નિ તેમના હૃદયની ભિતર રાખમાં દબાઇ પડયો હતો. મુરારીલાલે એક વખતે તેને ફુંકયો અને તે ભભુકી ઉઠયો. મીરજાંએ પોતાના મનની બુરી વૃત્તિને દબાવવાની કંઇ પણ ચેષ્ટા કરી નહીં. માતાનો સ્નેહ અને બ્હેનની પ્રીતિ, સારે જોરે કર્યા ગઇ. મીરજાં મુરારીલાલ સાથે તેના ઘેર જઇ પહોંચ્યા.

તે સમય મીરજાંના મનમાં કોઇ તરેહની ફુર્તી નહોતી. કોઇ ખરાબ કાર્ય કરતાં પહેલાં થાય છે, મીરજાંના મનની દશા પણ તેવીજ હતી. સારે પછી ફુર્તી—દાયિની સુરેશ્વરીના પ્રસાદથી તેમના ઉદાસ હૃદયમાં ફરી આનંદ ભરાઇ ગયો, પરંતુ આજ તેમણે ઘણી સાવધાનીથી થોડો દારૂ પીધો. મુરારીલાલે પણ તે માટે વાંધો લીધો નહી. પરંતુ પોતાના ભાગમાં અધિક આવેલો જેથી મનમાં ને મનમાં ઘણો પ્રસન્ન થયો. બીજા દિવસોમાં મીરજાંને તે અધિક પીવાને કહ્યા કરતો હતો. તેનું એક કારણ તે હતું કે ઉન્મત્ત અવસ્થા થવાથી મીરજાં

પોતાની ગાંઠના પૈસા કંઇ પણ વિચાર કરે ખર્ચ કરતા હતા. પરંતુ આજ કંઇ વિચાર કરી મુરારીલાલે તેમને અધિક પીવાને આગ્રહ કર્યો નહી. તેથી પોતે અધિક લેવાય તેની ઉન્મત્તતા પણ અધિક થઇ ગઇ. એને ઉન્મત્તતાના વધતાંજ તેની પૈસાચિક ક્રિયા પણ વધવા લાગી. મદિરા પીને મુરારીલાલ એવા ધૃષિત કાર્યો કરવા લાગ્યો, તેને જોઇને મીરજાને ઘૃણા થઇ અને તે નારાજ થઇ ઘેર ચાલ્યા ગયા.

જે મનુષ્ય જે સ્વભાવનો હોય છે, ઉન્મત્ત દશામાં તેનો તે સ્વભાવ ઘણા સહજમાં પ્રકટ થઇ જાય છે. તે સમય તેની ચાલ ચલણ પર પડદો રહેતો નથી, શીલ, લજ્જા, ભય કંઇ પણ તેના મનમાં રહેતું નથી. તેનો અસલી સ્વભાવ પોતેજ ઉઘાડો પડી જાય છે. નીચ જાતિના લોક તેથી મદિરા પીને કેવો નિંધ વર્ત્તાવ કરે છે, તે કોઇથી ગુપ્ત નથી. કોઇ કોઇ સીધા સાદા ભદ્ર પુરૂષો પણ તેથી ઉન્મત્ત થઇને શિષ્ટાચાર ભૂલીને નીચ જાતિના લોકથી પણ અધિક ખેરાબ આચરણ દેખાડે છે. મુરારીલાલનો સ્વભાવ તો આપણાથી ગુપ્ત નથી તે ઉન્મત્ત થઇને પહેલાં નીચ ભાષામાં બોલવા લાગ્યો. પછી તેનાથી એક કોટડીમાં ટકી શકાયું નહિં. સડક પર નિકળી આડોશીપાડોશીઓને ગલીચ—બિભત્સ ગાળો દેવા લાગ્યો. તે મહોલ્લામાં ઘણા સરલ સ્વભાવના માણસો રહેતા હતા. એવા સરલ મનુષ્ય મુરારીલાલના શિકાર બની જતા હતા. તે તે બિચારાઓ પર મનમાં આવે તેમ અત્યચાર કરતો હતો.

આજ એક બળવાન યુવક ત્યાંથી ચાલ્યો જતો હતો. મુરારીલાલની દુષ્ટતા તેનાથી જોઇ શકાઇ નહિં. તે ઉભો થઇ જઇ મુરારીલાલને બિભત્સ નહિં બોલવા સમજાવવા લાગ્યો. તેથી મુરારીલાલથી તે ક્ષણ વાર થઇ ગયું. અને તે યુવાન મુરારીલાલને ધરતીપર પછાડી ખુબ મેથીપાક જમાડયો.

યુવક ચાલ્યો ગયો. તેણે માર્યો પણ સારી રીતે. પરંતુ તેના ચાલ્યા જવા પછી મુરારીલાલના વિક્રમનું ઠેકાણું રહ્યું નહિં. મહોલ્લાના ગરીબો પરજ તેના ક્રોધની માત્રા ઉતરી પડી. લોકોએ ગભરાઇને કમાડ બંધ કરી દીધાં. બીકને લીધે કોઇ બોલ્યું પણ નહિં. મુરારીલાલ તેમને સડક પરથી લાખો ગાળો દેવા લાગ્યો.

તેના પર જે માર પડયો હતો. જ્યારે તેની જવાળા તેથી પણ ન મટી, ત્યારે કોઇને પોતાના હાથોથી માર્યા સિવાય તેની જ્વાળા કેમ શાંત થાય? કોને મારે? આ સમય સડક પર બહુ ભીડ થઇ ગઇ હતી. એક વખત મુરારીલાલ માર ખાઇ ચુકયો હતો, તેથી કોઇને છેડવાનો સાહસ તેને થયો નહી. તે લોક પણ તેનાં તેવાં આચરણથી ક્રોધ દેખાડવા લાગ્યા. સંભવ હતો કે ઘણો જલદી તેને તેમનાથી દંડ મળત. અકસ્માત્ ફરી માર ખાવાની વાત યાદ આવી ગઇ. મુરારીલાલ પોતાના મકાનમાં પેસી ગયો. બહારનાં કમાડ તેણે બંધ કરી દીધાં અને પોતાની સ્ત્રી પર પોતાની શક્તિની પરીક્ષા કરવા લાગ્યો. ( અપૂર્ણ )

દીવાન

# *દયાળુ અંતઃકરણના શિકારીઓને એક અરજ

તા૦ ૭મી અક્ટોબર ૧૯૧૫ના બોમ્બે ક્રોનીકલમાં મી. બાર્નેસે અકસ્માતથી ડુક્કર એક માણસને ગોળી મારી છે. એવું જાણતાં દયાળુ અંતઃકરણના શિકારીઓને નીચેની બાબતપર ધ્યાન લગાડવા વિનતિ કરૂં છું.

૧—લીંબડીના ગાદીવારસ જ્યારે શીકારે ગયા હતા, ત્યારે તેમના પગમાં અકસ્માત ગોળી લાગી હતી.

કાઠિયાવાડ ટાઇમ્સ ૬–૧–૧૯૧૫

૨—મીસીઝ આર૦ ડબલ્યુ૦ ફેર્મબી, બેલરીના એક્ઝીક્યુટીવ ઇન્જીનીયરની ધર્મપત્નીનું પક્ષીઓનો શિકાર કરતાં તેના પતિના હાથેજ અકસ્માત ગોળી લાગી મરણ નીપજ્યું હતું.

ટાઇમ્સ ઓફ ઇંડીયા ૭–૧–૧૯૧૫

૩—શિકાર કરતાંજ હીઝ હાઇનેસ ધી જામસાહેબને મ્હોડાંપર ગોળી લાગી હતી.

ટાઇમ્સ ઓફ ઇંડીયા ૩–૯–૧૯૧૫.

શિકારથી થતો પ્રાણીવધ—મેઇનીસ બીગ ગેમસીઝન કેટલોએક વખત થયાં બંધ કરવામાં આવી છે. સ્ટેટના ઇન્સપેક્ટરોએ સાધારણ ગણત્રી કરી છે કે દશહજાર હરણો બસો મુઝ, અને સત્તર માણસોનો આ શિકારી શોખમાં ઘાણ નીકળ્યો હતો.

" ક્યાં સુધી ! અરેરે ક્યાં સુધી ! સુધારાના આગળ વધવા ઉપર, નમ્ર લાગણીઓના પ્રાદુર્ભાવ ઉપર આ મારી નાખવાની રાક્ષસી પ્રેરણા જીત મેળવશે. " ડો. વીલીયમ એ૦ સ્ટીલમેન, પ્રેસીડંટ ઓફ ધી અમેરીકન હ્યુમન એસોશીએસન ( આલ્બની ) ન્યુયોર્ક.

ધી નેશનલ હ્યુમન રીવ્યુ માર્ચ ૧૯૧૪.

"ઓ શિકાર તારા નામ હેઠળ કેવાં કેવાં ભયંકર કામો થાય છે?" જ્યોર્જ ગ્રીનવુડ એમ૦ પી૦

(ફ્રીલીંગ ફેર રપોર્ટ પબ્લીશ્ડ બાય ધી હ્યુમેનીટેરીયન લીગ લંડન)

## વિનંતિ

હું વિનંતિ કરૂં છું કે, દયાળુ અંતઃકરણના શીકારીઓ ગરીબ પ્રાણીઓ ઉપર શિકારથી ગુજરાતાં ઘાતકીપણા ઉપર તેમજ મનુષ્યની જીંદગીનો જોખમ કે જેને માટે આ લોહીલુહાણ ભર્યો શિકારજ જોખમદાર છે, તેના ઉપર વિચાર કરીને દયાભાવે આ મુંગા પ્રાણીઓનાં દુઃખ, બીક અને મોતમાંથી મઝા શોધી કહાડવાનું બંધ કરવા ઠરાવ કરશે.

દયાળુઓજ ઇશ્વરી આશીર્વાદ મેળવે છે.

| જુનાગઢ<br>ઇંડીયા<br>૧૦ આક્ટોબર ૧૯૧૫ | } | લાભશંકર લક્ષ્મીદાસ. |
|---|---|---|

* ઉપરનું લખાણ અમને અંગ્રેજીમાં મળ્યું હતું, પરન્તુ સર્વ સાધારણ જનસમૂહને ઉપયોગી થાય, એવા હેતુથી અમે તેનું ગુજરાતી કરી અત્રે પ્રકટ કર્યું છે.

તંત્રી,

# પેગંબર સાહેબના ફરમાનો.

**હઝરતઅલી સાહેબે ફરમાવ્યું છે કે:—**

**મીસરો.**

॥ फला तजअलू बुतूनकुम मकाबरल हयूवानात् ॥

અર્થ.

તું પશુ—પક્ષીઓની કબર તારા પેટમાં કરીશ નહિ. અર્થાત્ પશુ—પક્ષીઓને મારી તું ખાઈશ નહિ.

ફારસીબેત.

नसाझी मकामे शिकपरा तुयूर । जेवेहरे बहायम जेबेहरे तूयूर ॥

અર્થ.

તું પશુ—પક્ષીઓની કબર તારા પેટમાં કરીશ નહિ. અર્થાત્ પશુ—પક્ષીઓને મારી તું ખાઇશ નહિ.

**કુરાનનાં પ્રમાણો.**

કુરાને સરીફમાં **સુરાઅન આમ** આયત ૧૪૨ માં અલ્લાતાલાએ સાફ ફરમાવ્યું છે કે:-

व मिनल अनआमे हमूलतंव् वफर्शा । कुलूमिम्मा रजक कुमुल्लाहो ॥

અર્થ.

અલ્લાએ ચોપગાં જાનવરોમાંથી કેટલાંક ભાર ઉપાડવા માટે પેદા કીધાં છે, અને ખાવા માટે જમીનને લગતી વનસ્પતિ તથા અનાજ ઉત્પન્ન કર્યું છે તે તમે ખાઓ.

**સુરાઅન આમમાં લખ્યું છે કે:—**

**તમે ન ખાઓઃ**—લોહી અને ડુક્કરનું માંસ. મોતથી મરે તેનું માંસ, કોઇ મૂર્તિના નામથી મારવામાં આવે તેનું માંસ, ગળે ફાંસો દઇ મારવામાં આવે તેનું માંસ, ઘાથી મારવામાં આવે તેનું માંસ, પડવાથી મરે તેનું માંસ અને કોઇ બીજા પ્રાણીના મારવાથી મરે તેનું માંસ ખાવું નહિ.

અલ્લા, મક્કે સરીફમાં શિકારની મનાઇ કરે છે, વાંચો કુરાનમાં **સુરાઉલમાયદ** સિપારા ૪ મંજલ ૩ આયત ૩ લખ્યું છે કે:-

મક્કામાં તેની હદ સુધીમાં કોઇએ જનવર મારવું નહિ; અને કોઇ ભુલથી મારે તો તેને બદલે પોતાનું પાળેલું જનાવર મૂકી દેવું, અથવા બે ડાહ્યા માણસો જે કીમત ઠરાવે તેટલી કીમતનું ખાણું ગરીબોને ખવરાવવું.

બકરી ઇદના દિવસે બકરી ન મારવા વિષે કુરાનમાં **સુરાન હજની** ૩૬ મી આયાતમાં અલ્લાતાલાએ ખુદ ફરમાવ્યું છે કે:—

**" માંસ અગર લોહી મને પહોંચશે નહિ. પણ એક પરહેજગારી પહોંચશે. "**

**ઇબ્રાહીમ પેગંબર** જ્યારે ઇમાનમાં આવ્યા, ત્યારે તેમના ઇમાનની પરીક્ષા કરવા સારૂ અલ્લાએ તેમને કહ્યું કે—તારી વહાલામાં વહાલી ચીજનો ભોગ આપ. તે ઉપરથી

ઇબ્રાહીમ પેગંબરે પોતાના એકના એક છોકરા ઈસ્માઇલને મારવા તૈયાર કર્યો, અને પોતાની આંખોએ પાટો બાંધી તેને છરી વડે મારવા જાય છે, તેવામાં ઇશ્વરની કુદરતથી છોકરાને ઠેકાણે એક ઘેટું (દુમ્બો) આવી ઉભું રહ્યું (એક ફેરસ્તાએ છોકરાને ઉઠાવી લઇ તેની જગ્યાએ ઘેટું મુકયું.) અને તે કપાઇ ગયું. અને છોકરો બચી ગયો. અલ્લાએ ઘેટાને પણ સજીવન કર્યું.

આ ઉપરથી જાણવું જોઇએ કે અલ્લાએ તો પેગંબર સાહેબના ઇમાનની પરીક્ષા કરવા માટે ઉપરોક્ત પ્રયત્ન કર્યો હતો, નહિં કે ઘેટાનો ભોગ માગેલો. માટે બન્ધુઓ દયા લાવી કોઇ પણ પ્રાણીનો વધ સમજુ વર્ગે છોડી દેવો જોઇએ, કારણ કે કુરાનમાં સૂરેઆનઆમમાં લખ્યું છે–

वमामिन् दाब्बतिन् फिद्ध अर्दवला तेरून

यतीरो वजनाहीय्ये ईल्ला अममून अमसालोकुम ॥

અર્થ

"અને જે પશુ પૃથ્વી ઉપર ચાલે છે, અને જે પક્ષી પોતાની પાંખો વડે ઉડે છે, તે બીજું કાંઇ નથી, પણ તમારા જેવાજ લોકો છે. (મતલબ કે તેમને તેમનું જીવન તમારા જેવુંજ વહાલું છે.)

M. T. W.



## વર્તમાન યુદ્ધ અને સાધુ ફકીર

ભયાનક યુદ્ધને લીધે ઉપસ્થિત થએલા આ બારીક સમયમાં પ્રત્યેક ભારતવાસીનું એ કર્તવ્ય છે, કે **યથા સંભવ આપણી બ્રિટિશ સરકારને સહાયતા કરવી.** ધનવાન લોક ધનથી સહાયતા કરી શકે છે, કિન્તુ લાખો એવા ગરીબ માણસો પણ છે, કે જેની સેવાને જો સારી રીતે ઉપયોગમાં લેવા ધારીએ, તો તેઓ પણ ઉપયુક્ત વિધિઓ દ્વારા સહાયતા કરી શકે છે. આ યુદ્ધના મોકા પર ભારતના સાધુ અને ફકીરોની સેનાને કામે લગાડવા તરફ ઇમ્પીરિયલ રિલીફ ફંડ અને ભારતના હિતચિન્તક તથા રાજભક્ત સજ્જનોનું ધ્યાન ખેંચું છું. જો કે સાધુ અને ફકીરો લડી શકશે નહિ, કિન્તુ તેમને **જૉન એમ્બ્યુલેન્સ કોર્પ્સમાં** ભરતી કરી ઘાયલ થએલાઓની સેવાને માટે તૈયાર કરી શકાય એમ છે. યુદ્ધ સમય ઉપર બારીકીથી જોતાં અનુમાન થાય છે કે ઘાયલોની સંખ્યા ઘણી વધી જશે. મારે સાધુઓ અને ફકીરો સાથે વધારે વખત રહેવાનું થાયછે, અને તેથી હું મારા લાંબા વખતના અનુભવથી કહી શકું છું કે જો એમની સેવાઓને ઉપયોગમાં લાવી, એમને ઉપયોગી બનાવવા તરફ વિશેષ કાળજી રાખવામાં આવે, તો તેઓ સહર્ષ સેન્ટ જોન એમ્બ્યુલન્સ કોર્પ્સમાં ભરતી થવાને તૈયાર થઇ જશે.

મને આશા છે કે ભારતના હિતચિન્તક અને રાજભક્ત નાગરિકો મારી આ સલાહને સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવશે.*

ટહલરામ ગંગારામ
જમીનદાર
ડેરા ઇસ્માઇલખાં (પંજાબ)

* શ્રીયુત ટહલરામ તરફથી કેટલાક હિંદી લેખો અમને ઘણા વખતથી મળેલા છે. તેમાંના એકને ગુજરાતી કરી અત્રે પ્રકાશમાં મૂકયો છે. તંત્રી.

# શ્રીમતી અન્નપૂર્ણા

લેખક Mr. D'Ray.

હિંદી ઉપરથી, વૃદ્ધિ, વૃદ્ધિ સાથે અનુવાદ

વિષ્ણુકાન્ત એક ઉજળાં ભવિષ્યની આશા આપતો નવયુવક છે. વિદ્યાભ્યાસમાં તે એવો તેજ છે કે કોલેજનાં અધ્યાપકો તેને કોલેજનું રત્ન સમજે છે બોર્ડિંગના સુપ્રીન્ટેન્ડન્ટ કોઇ વિદ્યાર્થીમાં કોઇ વાતનો દોષ જુએ તો તેને સુધારવાને વિષ્ણુકાન્તનું દૃષ્ટાંત આપે છે. વિદ્યાભ્યાસમાં આગળ અને નિર્મળ ચરિત્રનો હોવા ઉપરાંત વિષ્ણુકાન્તમાં એક વિશેષતા એ છે કે હજુ તો આજ સાલ બી. એ. થયો, તે પહેલાં એની વક્તૃત્વ શક્તિ એટલી તો ખીલી નીકળી હતી કે કેટલીએ વખત થયાં શહેરની દરેકે દરેક સભાઓમાં વિષ્ણુકાન્તને આગ્રહપૂર્વક નિમંત્રણ થતું હતું, અને કંઇ પણ બોલવાને માટે અનુરોધ થતો હતો. કેળવણીના પ્રતાપે જે મહિલાઓ પડદા પાંજરામાંથી બહાર નીકળી સ્વતંત્રતાની આબોહવામાં વિચરવા લાગી છે. તેના સમાજમાં પણ વિષ્ણુકાન્તનો વિલક્ષણ આદર સત્કાર થતો હતો. તે લોકોની સભામાં પણ વિષ્ણુકાન્તને જરૂર નિંત્રણ થતું. વિષ્ણુકાન્તનું સ્વરૂપ જેવું મનલોભાવન છે, તેવોજ તેનો વિનય નમ્ર મધુર સ્વભાવ છે. ભાષણ કરતાં વિષ્ણુકાન્તનો મધુર અવાજ સર્વના મન હરી લઇ પ્રબળ અસર કરતો હતો. વિષ્ણુકાન્તના જેટલું સમાજમાં માન તેના સહાધ્યાયી કોઇ પણ વિદ્યાર્થીને મળતું નહોતું. આ સર્વ બાબતમાં વિષ્ણુકાન્ત પૂર્ણ સુખી હોવા છતાં તે સંપૂર્ણ સુખી નહોતો. આ સર્વ સુખથી ભર્યા દુગ્ધપાત્રમાં એક દુઃખરૂપ દહીંનો છાંટો પડી ગયો છે. તેનું આ દુઃખ એ પિતા માતાના મૃત્યુનો શોક નથી. તેમજ કોઇ સ્વજન નહીં હોવાને લીધેનું પણ નથી. ધનવાન નહિ હોવાનું દુઃખ તો તેના મનથી આનંદનું કારણ હતું. તેની એવી માન્યતા હતી કે ગર્ભ શ્રીમંત જન્મી ધની કહેવડાવવામાં કંઇજ સુખ નથી પણ નિર્ધન માબાપને ત્યાં જન્મી ધનવાન થવું એજ પુરૂષત્વ છે. તેની શક્તિમાં પણ તેને દૃઢ વિશ્વાસ હતો. એટલે વખત પરત્વે ધનોપાર્જન કરવું એ તેને મન સ્હેલ હતું. વાસ્તવમાં ધનવાનનો પુત્ર ન થયો એ તેના મનથી કંઇ પણ દુઃખ જેવું નહોતું. વિષ્ણુકાન્ત આ સર્વ વાતમાં દુઃખથી બચ્યો હતો, છતાં પણ દુઃખનો બોજ તેનાપર કંઇ ઓછો નથી. તે દુઃખ કેવળ એક જ છતાં એટલું તો ભારી છે કે તેના સર્વ સુખનું તોલ તે એક દુઃખ કરતાં હલકું છે. ખાતાં, પીતાં, સુતાં, જાગતાં, ઉઠતાં, બેસતાં, લખતાં, વાંચતાં, બોલતાં, ચાલતાં, કોઇ પણ દશામાં આ ભયંકર દુઃખ તેના સર્વ સુખોને દબાવી દઇ તેના જીવનને નૈરાશ્યના ઝુલણામાં ઝુલાવ્યું રાખે છે.

પોતાના મિત્રમંડળમાં આ નૈરાશ્યજનક દુઃખને તે જાહેર કરી ચુકયો છે, અને તેમનાં તરફથી તેને દીલાસો પણ મળી ચુકયો છે. વિષ્ણુકાન્તનું આ દુઃખ વાસ્તવમાં અસાધારણજ

છે. દુઃખ એ છે કે તેની નાનપણમાં પરણેલી સ્ત્રી ભણેલી ગણેલી નથી, અને તેને કોઇ પણ કાળે ભણાવી ગણાવી શકાવાનો સંભવ પણ નથી, કારણ કે તે એક મોટા પૈસાદાર જમીનદારની છોકરી છે. અને તેનો બાપ એવો તો પુરાણી માટીનો ઘડેલો છે કે તે સ્ત્રીઓને ભણાવવું ગણાવવું એ, તેમના વખતને નિરર્થક નષ્ટ કરનારૂં અને તેમના શુદ્ધ મધુર સ્ત્રી સ્વભાવનો ધ્વંસ કરનારૂં માને છે. બીજી આફતની વાત એ છે કે વિષ્ણુકાન્ત એજ શ્વશુરના પૈસાથી વિદ્યાભ્યાસ કરી રહ્યો છે, તેથી કરીને હાલ તો તે શ્વશુરને તે નારાજ કરી શકતો નથી. પણ વિદ્યાભ્યાસ કરી રહ્યા પછી પણ કૃતજ્ઞતાને ખાતર તે સાસુ શ્વસુરની મતાનુસારિણી પત્નીને નારાજ કરવું એ પણ અનુચિતજ છે. અરેરે પત્નીની સાથે આ કેવો વિકરાળ સંબંધ ખડો થઇ ગયો? કૃતજ્ઞતાનો સબંધ પત્ની સાથે? ઉપકાર અને કૃતજ્ઞતાના સબંધથી શું કદી પવિત્ર પ્રેમની નિર્મળ મંદાકિની વહી શકે છે? એક બીજાના ગુણથી, કાર્યથી, સ્વભાવથી, પૂર્ણ પરિચિત થયા વિના, અને પરિચય થયા પછી એ ગુણપર, એ કર્મ પર અને એ સ્વભાવ પર મુગ્ધ થયા વિના વિશુધ્ધ પ્રેમનું ઉત્પન થવું અસંભવ, અસંભવ, નિતાન્ત અસંભવજ છે. અને વિશુધ્ધ પ્રેમવિના વિવાહ કેવો? વિશુધ્ધ પ્રેમનું પાત્ર નહિ હોય તે પત્ની કેવી? આ ઉલ્લુ જેવા હીંદુઓના ઢંગ તો જુવો. અહીં તો પ્રેમ ઉત્પન્ન કરવાની ચેષ્ટા કર્યા વિનાજ બે જણાની ગાંઠ જોડી દેવી, અને તે પણ એવી મજબુત, કે કદી છુટી ન શકે.

વિષ્ણુકાન્તની આ મનની સ્થિતિમાં જો તેના મિત્રમંડલ તરફથી સહાનુભૂતિ નહીં મળતી હોત તો તે જરૂર દિવાનો થઇ ગયો હોત। તેના ઓળખાણવાળાઓમાં ઘણાઓ એવા છે કે જેની સ્ત્રીઓ ભણેલી નહિં હોય, પણ ત્યારે તેમને દરેક રીતે ભણાવી શકાવાનો સંભવ છે. વિષ્ણુકાન્તના આ દુઃખમાં ખરાં અંતઃકરણથી ભાગ લેનાર ડોકટર રામલાલ ડયુબે અને અને તેની પુત્રી લીલી છે. શહેરમાંની સ્વતંત્ર નારી સમાજમાં લીલીથી વધારે ગુણવતી કોઇજ નથી, કારણકે લીલાને વિલાયતી સાંચામાં ઢળાવાની ટક મળી ગઇ હતી. આઇ. એમ. એસ. થવાની કામનાથી વિલાયત જઇ જેમ રામલાલ ડયુબે, ડાકટર આર.એસ. ડયુબે થઈ આવ્યા હતા. તેમજ તેની સ્ત્રી અને છોકરી પણ સાથે જઇ બદલાઇ ગઇ. તે વખત ની ૧૩-૧૪ વરસની લીલા ત્રણ વરસ સુધીના ત્યાંના યુવક યુવતિ આદરથી લીલી પુન્હીવાના કહેવડાવી અહીં આવનાં પાછી લીલા નહીં થઇ શકી. લીલી આ વખતે ૨૧-૨૨ ની છે. હજુ સુધી વિવાહ યોગ્ય વર ન મળવાથી તે કુંવારી છે ડોકટર સાહેબ પત્ની સદ એજ વિચાર કરે છે કે વિવાહના નામથી હીન્દુ લોકો ગાંઠ જોડીની જે વાહીયાત ભચ્ચાંની રમત કરે છે, તેને તોડી નાંખવાનો ઉપાય જો મળી જાય, તો લીલી અને વિષ્ણુકાન્તનો કેવો મેળ બેસી જાય! હીંદુ જોડીને તોડવાનો કાયદો બનાવવાની વાત મી. માલવીયજીને ત્યાં એક દીવસ ચર્ચાતી ડાકટર સાહેબે સાંભળી હતી. પણ હજુ સુધી તેનો કંઇ નીકાલ આવ્યો નહોતો, અને આવવાનો પણ નહોતો. માલવીયજીને ત્યાં રોજ રોજ ધક્કા ખાઇ હીન્દુ વિવાહને ડાઇવોર્સથી તોડાવવાનો સતત ઉપયોગ ડાકટર સાહેબ કરી રહ્યા હતા.

લીલીની સાથે મુલાકાત થઇ તે દિવસથી વિષ્ણુકાન્તના નૈરાશ્ય-નીરસ જીવનમા આશાના લીલા અંકુર ઉગી નીકળ્યા છે. એક વિરલ સુખ અને પ્રફુલ્લતાનો ઉમંગ ભરાવા

લાગ્યો છે, વિષ્ણુકાન્તને પોતાની સ્ત્રી અન્નપૂર્ણાને મળવાનો વધારે સંયોગ પ્રાપ્ત થયો નથી. વિષ્ણુકાન્તના ઘરમાં બીજું કોઇ નહીં હોવાથી અન્નપૂર્ણાને પીયરમાંજ પડી રહેવું પડે છે. અને જ્યારે કોલેજમાં રજા પડે છે, ત્યારે આવી મૂર્ખ ગમાર પત્નીને જોઇ પોતાના મનની શાન્તિનો ભંગ થાય એ અપેક્ષાથી કંઇ નહીં ને કંઇ બહાને વિષ્ણુકાન્ત સાસરાના તેડાને ટાળતો હતો. તથાપિ કોઇ કોઇ વખત પ્રસંગોપાત તહેવાર ઉત્સવમાં લાચારીથી જવું પડતાં ત્યાંથી સ્ત્રીના વિષયમાં જે બુરો ખ્યાલ મગજમાં ભરીને પાછો ફરતો, તેના કરતાં કેવું મધુર સુખ લીલીથી મળવાનો ખ્યાલ તેના રોમેરોમમાં ફરી વળયો હતો. અન્નપૂર્ણાની આંખો જો કે સુંદર હતી. પણ તેની લાજથી રંગેલી કીકીએ કદીપણ વિષ્ણુકાન્તના ચરણોથી વધારે ઉંચે જોવાની હીંમત કીધી નહોતી. જ્યારે લીલીની સામી નજર કેવું અનોખું આકર્ષણ કરીને શરીર, ઇન્દ્રિય અને મનમાં કોઇ અજબ પ્રકારનો નશો ભરી દેતી હતી! વારંવાર એકની એક વાત પુછવામાં આવે, ત્યારેજ અન્નપૂર્ણાના સ્વાભાવિક મધુર સ્થિતિમાં મચી રહેલા લાલ હોઠોમાંથી કેટલીક વારે જરા સરખો હા કે નાનો ઉત્તર મહા મુસીબતે નીકળી પતિના હૃદયના બીની વાત સાંભળવાના અથાગ આગ્રહને અપૂર્ણજ રાખતો. જ્યારે વાત કરતાં લીલીના ફક્ત વૈતનિક બહારદાર કેવળ હોઠોજ નહિ હાલતાં હોઠોની સાથે સાથે તીર છોડવાને તૈયાર તાણેલાં કમાન જેવી કાળી ભમરો, યુગલ ચકોરોની પુલક પેદા કરવાવાળી પ્યાસી પુતળીઓ અને ખુશબોદાર પાઉડર અને પેરીસની શેફ્રકલર કોસમેટીકથી રંગેલા ચટકદાર ગુલાબી ગાલ, લોહ ચુંબકની માફક હૃદયને પોતા તરફ ખેંચીને વશીભૂત કરી લેછે. અહા! કોઇ વખત એવું લાગે છે, શેકસપીયરનું ગુણ ગંભીર ગર્વ ગાંભીય લીલીના કંઠથી મધુર થવાને માટેજ પેદા થયું હતું. કદી કદી ટેનીસન અને શેલીના શ્રુંગારોત્પાદક કાવ્યોમાં એકતાન થઈ સામા માણસને એકતાન કરી દઇ શકતી હતી. "જીવનને આવું કવિતામય બનાવી દેવાને બદલે એક દિવસ અન્નપૂર્ણાએ ગરમી અને પસીનાથી મને તરબોળ જોઈ આખી રાત પંખો હલાવી પવનજ નાખ્યા કર્યો, અને એક દીવસ હું પગેથી વધારે ચાલવાનું થતાં થાકી જવાથી અરધી રાત સુધી આંખ ન મિંચ્યાં વગર મારા પગોજ દબાવતી બેસી રહી જાણે પગ દાબવાને માટેજ મારો વિવાહ થયા હોય. એવી દાસી અને રસોઇયાની ગંધ વાળી સ્ત્રી મેળવીને તેની સાથે જીવનન વસંતના સુખને ભમર ગુંજારવથી ગૌરવમય બનાવવા માંગુ છું" આવા વિલાસ રસમાં ડુબીજઈ વિષ્ણુકાન્ત અન્નપૂર્ણાને બદલે લીલીને હૃદયેશ્વરી બનાવવાના સુખ સ્વપ્નાથી પોતાના દુઃખી જીવનને સુખી બનાવવા લાગ્યો.

કિન્તુ જે રાત્રે લીલીની સાથે તેના પિતાની બાડેની પુલવાડીમાં પુલોના ખીલેલા ગુચ્છોથી સજેલી કુંજોમાં નૈશભ્રમણ કરી તે ઉપરના ખ્યાલોને વધારે મજબુત બનાવી તે બોર્ડીંગમાં આવીની રાત ગાળવાને પાછો ફર્યો. તે રાત પુરી થતાં સવારે અંગ્રેજોના જાણીતા પેપર "પાયો નીયર" માં પોતાના અને પોતાની સ્ત્રીના નામના વિષયનો એક લેખ વાંચી તે ચોંકી ઉઠયો. તે લેખ તેનાં સાસરાંના જીલ્લાના માજીસ્ટ્રેટ સાહેબનો લખેલો હતો. માજીસ્ટ્રેટે લખ્યું હતું કે હું યુક્ત પ્રાંતના વિકરાળ દુકાળથી પ્રજાનું રક્ષણ કરવાને માટે મારા જીલ્લાના તાલુકદારો અને જમીનદારોને મળવા ગયા હતો

ત્યાં વિષ્ણુકાન્ત નામના આ વર્ષે બી.એ.ની પરીક્ષામાં ઉત્તીર્ણ થએલા એક નવયુવકની ધર્મ પત્ની શ્રીમતી અન્નપૂર્ણા દેવીની દાનલીલા જોઇને હું એવો તો ભક્તિ ભાવેથી ગદગદ થઇ ગયો છું, કે સર્વને એ વાતની જાણ કરાવ્યા વિના હું રહી શકતો નથી. અન્નપૂર્ણા હજુતો સત્તર વર્ષના ઉમ્મરની નાની બાલિકાજ છે, પરન્તુ હીંદુલોકો કન્યાઓને આપણા સમાજનું અનુપયોગી પુસ્તકીય શીક્ષણ આપવાને બદલે તેના હૃદયને ઘણાજ મહત્વપૂર્ણ સ્વર્ગીય સદ્ગુણોથી સજાવવાની જે સુંદર ગૃહશિક્ષા આપે છે. તેનાં દૃષ્ટાંત રૂપે અન્નપૂર્ણા આ નાની ઉમ્મરમાં બની શકી છે. એક પણ અન્નપૂર્ણા પેદા કરી શકવાથી પૃથ્વીની કોઇ પણ સમાજ ધન્ય થઇ જાય. અન્નપૂર્ણાની ચરણરજ અડવાથી કોઇ પણ સમાજની સ્ત્રીઓ પવિત્ર થઇ જાય. મેં હીંદુસમાજના શિક્ષાના વિષયમાં જે નિરીક્ષણ કર્યું છે, તેનાથી હું કહી શકું છું કે એનાથી વધારે સારી શિક્ષા આપવાનો આદર્શ ઉપાય બીજો કોઇજ નથી. અન્નપૂર્ણા તેજ હીન્દુ શીક્ષાનું અમૂલ્ય રત્ન છે. ખેદની વાત એ છે કે કોઇ પણ યુરોપીય મનુષ્ય એ દેવીના દર્શન કરી શકતો નથી. પણ યુરોપીય મહિલાઓએ એ દેવકન્યાની સેવામાં જઇ તેની આસપાસના પવિત્ર વાતાવરણમા જઇ જીવનને ધન્ય બનાવવાના અવસરનો પરિત્યાગ કરવો જોઇએ નહીં.

આટલું વાંચતાં વિષ્ણુકાન્તના કાનમાં વિલક્ષણ પ્રકારનો ગણગણાટ થવા લાગ્યો. પાસે પડેલા જળપાત્રમાંના શીતળ જળથી મ્હોં કાનને પોપ નાખ્યાં પછીજ તે આગળ વાંચવાને સમર્થ થયો. તેણે આગળ વાંચવા માંડ્યું. "અન્નપૂર્ણાના પિતા ઘણી મોટી જાગીરના માલીક હોવા છતાં કેવળ સાદા ભોજન અને કપડાંથી પોતાનો ગુજારો કરતા, ધર્મકર્મમાં ડુબ્યા રહેતા હતા, દેશનું હિતકર એવું કોઇ પણ કાર્ય ન હતું કે જેમાં તેમનું ધન નહીં વપરાતું હોય, પરન્તુ સર્વ એવી છુપી રીતે કામ થતું કે જીલ્લાના પ્રધાન ઓફીસર સિવાય બીજો કોઇ જાણી શકતો નહિં. મારી પૂર્વના માજીસ્ટ્રેટની માફક જ્યારે હું પણ તેમને કંઇ ખિતાબ લેવાને કહેતો, ત્યારે તે હસીને કહેતા કે "સાહેબ ભૂલી કેમ જાવ છો કે હું એક દીન બ્રાહ્મણ છું. ખિતાબ લઇને હું શું કરૂં? તેમના ધનદાનથી જીલ્લાની અંદર અને બહાર કેટલાંએ મોટાં મોટાં કામો થઇ ચુકયાં છે. હજુ સુધી કોઇએ એનું નામ બહાર પાડ્યું નથી; પણ કમીશ્નરથી માંડી ગવર્નર જનરલ અને સ્ટેટ સેક્રેટરીના હૃદયમાં સુદ્ધાં આ દાની જાગીરદારના ગુપ્ત દાનનો ધન્યવાદ ગુંજી રહ્યો છે. એ બ્રાહ્મણ જાગીરદાર ગૃહસ્થાશ્રમી હોવા છતાં કેવળ સન્યાસી છે. કેટલાએક દિવસ ઉપર પત્નીના વિયોગથી ઘરમાં રહેવું ઠીક ન લાગતાં એ મહાત્મા પોતાની એકની એક કન્યા અન્નપૂર્ણાને સઘળી ધન દોલત જમીન જાગીરનો ભાર સમર્પણ કરી ઘર છોડી ગયા છે! એ અવસરથી બાપ અને દીકરીને જે વાતચિત થઇ અને એ દીકરીની પાછળથી કાર્યવ્યવસ્થા જોઇ ને ઉપરથી લાગે છે કે એવા બાપની જેવી દીકરી હોવી જોઈએ, તેવીજ અન્નપૂર્ણા છે. પિતા માતાના ઉત્તમ ચારિત્રનો આદર્શ સંતાનના ચરિત્રને જેવું ઉજ્જ્વળ બનાવે છે, તેવુજ ચરિત્ર અન્નપૂર્ણાએ બતાવી આપી પોતાનું તેમજ પોતાના પિતાનું કુળ ઉજ્વળ કર્યું છે.

આટલું વાંચતાં વાંચતાં વિષ્ણુકાન્તને વિચાર આવવા લાગ્યો કે, કોણ જાણે શું વિલક્ષણ કામ કર્યું હશે કે માજીસ્ટ્રેટ સાહેબ તેની આટલી બધી તારીફ કરે છે. પોતાની પત્નીની

ધણીજ પ્રશંસા ઇલકાના પ્રધાન અંગ્રેજ અધિકારી દ્વારા પ્રકાશ થવાથી એક વિરલ આનંદ અને કંઇક ગૌરવ બુદ્ધિ પણ નશોમાં ફેલાવા લાગી. જો કે લેખને પુરો વાંચી જવાનો મનને આગ્રહ અપાર હતો, તોપણ સ્વાભાવિક નિયમોને માન્ય રાખવામાં તે વધારે ઢીલ નહિ કરી શકયો. નિત્યની માફક આજે પણ તેને દાતણપાણી કરવાને માટે ઉઠવા પહેલાં બીછાનાપર પડી રહેવાને સમયેજ "પાયોનીયર" મળી ગયું હતું. સુતાં સુતાંજ અહીં તહીંની વાતો .વાંચતાં વાંચતાંજ પોતાનાં તેમજ પોતાની પત્નીના નામ પેપરમાં જોઇ અચકયો, આખો લેખ વાંચી જવાનો મનનો વિશેષ આગ્રહ હોવા છતાં તે પુરો કરવા પૂર્વેજ દાતણ પાણી કરવાની તાકીદને લીધે તેને થોડો વખતને માટે વાંચવું છોડવું પડયું.

વિષ્ણુકાન્ત દાતણ કરતાં ભારી ચિન્તામાં પડયો, અને વિચારવા લાગ્યો મેજીસ્ટ્રેટે તો નિશ્ચય મારી સ્ત્રી અન્નપૂર્ણાનીજ વાત લખી છે. એ ગમાર સ્ત્રીમાં તેણે શું ગુણો જોયા હશે કે તેને સ્ત્રીઓની શિરોમણિ રૂપ માને છે. તેના શિક્ષણનીજ તો તે પ્રશંસા કરી રહ્યો છે તેનુ ભણતર તો એટલું બધું છે કે તેના લખેલા કાગળો અક્ષરને બદલે બકરાંની લીંડી અને શાહીના ડપકાથી ભરેલા હોય છે. અને તેની ભાષા? છી છી એક પણ કાગળમાં પ્રાણેશ્વર, હૃદયેશ્વર, પ્રાણનાથ, જીવન સખા, કાન્ત જેવો મીઠો શબ્દ તો શોધ્યો નથી જડતો. તેના તરફથી આવેલા કાગળો ફેરતાંજ તબીયત એવી બગડી આવે છે, કે વાંચવાની ઇચ્છાજ મરી જાય છે. ઘણાના માર્યો જેના કાગળને આ છપ્પન મહિના પર્યા ખોલવાની સુદ્ધાં દરકાર નથી કરી, તેનાજ શિક્ષણના માજીસ્ટ્રેટ આટલાં વખાણ કરી રહ્યો છે, એનાં જોડાની સ્ત્રી આખી પૃથ્વીમાં શોધેલી જડવાની નથી. તો પછી એવું તે શું શિક્ષણ હશે કે જે પુસ્તક નહી વાંચવા છતાં પણ મળી શકે. અહા! લીલી તો ફુલજ છે. જે ફુલવાડીની હવા લાગવાથીજ લીલી ખીલીને પોતાનું મોહન રૂપ, પોતાનો મધુર સ્વભાવ, પોતાનું શિરશિક્ષણ, પોતાના ઉત્સાહ ભર્યા પ્રેમથી મારા હૃદયની વ્યથાને મટાડી શકી છે. તેજ લીલી ફુલને ખીલવવા વાળી હવાનેજ માજીસ્ટ્રેટ અનાડી ગમાર અન્નપૂર્ણાને અડકવા લાયક પણ નથી સમજતો. માજીસ્ટ્રેટની વાત પણ અજબ પ્રકારનીજ માલમ પડે છે, કિન્તુ અંગ્રેજ માજીસ્ટ્રેટ કંઇ મુરખ હોતા નથી. તો શું ભણવા સિવાય પણ શિક્ષણ મેળવી શકાય છે કે જેને લઇને મારી અન્નપૂર્ણા રમણી રત્ન બની ગઇ, આવા ચિંતા તરંગમાં તરતો વિષ્ણુકાન્ત પાછો પોતાના બીછાનાપર પડી પાનોનીયર વાંચવામાં ફરીથી તન્મય થયો.

માજીસ્ટ્રેટના લેખના બાકીના ભાગમાં વિષ્ણુકાન્તના વાંચવામાં આવ્યું કે "મેં જમીનદારની કોઠીમાં જઇ જ્યારે દિવાનને દુર્ભિક્ષને મદદ કરવાની વાત છેડી, ત્યારે દિવાન એક વિચિત્ર ગૌરવવાળાં હાસ્યથી મને આશ્ચર્યમાં નાંખતો કહેવા લાગ્યો કે "સાહેબ અમારી શેઠાણીને કંઇ દશ વીસ હજાર કે લાખ બે લાખ રૂપીઆ ધર્માદા આપવાનો વિચાર નથી, પણ તેની પાસે છેલ્લી કોડી રહે, ત્યાં સુધી તે નરનારી બાળક અને વૃદ્ધને દુકાળના કરાળ દુઃખમાંથી બચાવવામાં વાપરવાનો તેનો દૃઢ નિશ્ચય છે. તેના એ પણને પુરૂ કરવાને માટે કલથી અહીંઆ જે કામ શરૂ થઇ ગયું છે તે પણ હું તમને ત્યાં લઇ જઇને હાલજ

હું દિવાનની સાથે જઇ અન્નકુટની વિશાળ વ્યવસ્થાને જોતો દંગ થઇ ગયો. હજારો માણસની રસોઇની તૈયારી થઇ હતી. અનાજ વાસણ અને લાકડાંના ઢગલે ઢગલા આવી પડયા હતા. આ બધી તૈયારી જોતાં મારૂં હૃદય હર્ષથી ઉભરાઇ જવા લાગ્યું, અને વારંવાર એજ વિચાર આવવા લાગ્યો કે જો હીંદુઓમાં પડદાનો રીવાજ નહીં હોત તો; આ દેવી અન્નપૂર્ણાના દર્શન કરીને મારી આંખોને પાવન કરી લેત. અન્તમાં આ અલૌકિક હિન્દુ મહિલાનું સર્વસ્વ વેચીને દરિદ્રી બની જવું મને ઠીક ન લાગ્યું, જેથી મેં દીવાનને કહ્યું કે દાનનું મહત્ત્વ સમજવામાં આવતાં મહાન દાનના આ વિરાટ દૃશ્યથી જે મહા શિક્ષા મળી છે, તેનાથી જો કે હું અવાક થઇ ગયો છું, તો પણ દેવી હજુ કેવળ બાળક છે. તેથી હું સલાહ દઇ સર્વસ્વ વેચી દેવાનું બને તો બંધ કરાવવા માગું છું, પણ દિવાનખાનાના પડદાની અંદર બેઠેલી અન્નપૂર્ણાએ જે ઉત્તર મારી સલાહ સાંભળતાં દીધો તેથી મને લાગે છે કે જે હિંદુ જાતિ અન્નપૂર્ણા જેવી બાલિકા જન્માવવાનું ગૌરવ ધરાવે છે; તે જગતને મોટાઇનુ શિક્ષણ આપવામાં હજી સુધી કંગાળ નથી.

શ્રીમતી અન્નપૂર્ણાને મેં જે સલાહ આપી, અને તેનો ઉત્તર દિવાનખાનાની મારફતે મને મળ્યો, તે હું નીચે આપું છું.

હું-મેં સાંભળ્યું છે કે આપ દુષ્કાળદમન કરવાને માટે આપની સઘળી મીલકત ધન દાગીના અને મકાન સુદ્ધાં વેચી દેવાનું પણ લઇ ચુકયાં છે?

અન્નપૂર્ણા—જી હા. અન્નવિના ભુખે મરી જતા કરતાં વધારે દુઃખી જીવને માટે બીજું કોઇ નથી. ધન જો પાસે હોયતો એવા કામમાં વાપરવા કરતાં તેનો બીજો કોઇ સારો ઉપયોગ નથી

હું—આપનું કહેવું સત્ય છે, તોપણ પોતાને માટે થોડું દ્રવ્ય રાખી મુકવું, એ મનુષ્યનું અવશ્ય કર્તવ્ય છે.

અન્નપૂર્ણા—હજુર કહે છે તો મનુષ્ય કર્તવ્ય એ અવશ્ય હશેજ! પણ હું તો સ્ત્રી છું. ધન, દાગીના, જમીન એ કંઇ સ્ત્રીનું ધન નથી.

હું—દાગીના તો નારીના અંગોની શોભા છે. પૃથ્વી ભરની સ્ત્રીઓ દાગીનાથી પોતાના સૌંદર્યને વધારી જગતના મનુષ્યને સુખી કરે છે.

અન્નપૂરણા—પતિને સુખી કરવા સિવાય સ્ત્રીને સૌંદર્યની બીજા કશાને માટે જરૂર નથી, પતિ જો પત્નીને દાગીના પહેરેલી જોઇ સુખી થતો હોય, તો પતિના આપેલા દાગીના નિશ્ચયજ તેણે પતિને સુખી કરવાને માટે પહેરવા જોઇએ; નહીં. તો કોઇ પણ કારણને માટે કંઇ પણ દાગીનાની સ્ત્રીને જરૂર નથી.

હું—પતિને માટે પણ તો કંઇક ધન બચાવી રાખવાની જરૂર છે.

અન્નપૂર્ણા—ધનોપાર્જન કરવું એ પતિનું કામ છે; અને પત્નીનું કામ એ છે કે પતિના ઉપાર્જન કરેલા ધનમાંથી પતિના ગૃહસ્થીનો સુપ્રબંધ કરવો. પત્નીએ પતિનો માટે ધનોપાર્જન કરી અથવા તો કયાંથી પણ મળેલું ધન પતિને માટે રાખી મુકી પતિનું કર્તવ્ય પોતાને માથે લઇ શા માટે લેવું. પતિનું કર્તવ્ય છીનવી લેતાં પતિને તુચ્છ સમજવાનું દૂષણ પત્નીને લાગે છે; પત્ની તો પતિની મોટાઇથીજ મોટી થવા વાળી છે.

આ નાની સરખી બાલિકાની વાતથી હું પરાસ્ત થઇ ગયો. તેની મોટી મોટી દાર્શનિક વાતો સાંભળીને મારી સમજમાં આવ્યું કે હીન્દુ સમાજનો પતિપત્નીનો સંબંધ કેવા દ્રઢ પાયાપર બાંધવામાં આવે છે, અને યુરોપના સમાજનો પાયો કેટલો કાચો છે. પરાસ્ત હોવા છતાં પણ એક વાત પુછવાનો લોભ હું સમાવી શક્યો નહી, પણ તે મેં જેમ શિષ્ય ગુરૂને પુછે તેનીજ ઢબથી પુછ્યું.

હું— આપે સરસ રીતથી સમજાવી દીધું કે પિતાનું આપેલું ધન અથવા જાગીર એ સર્વ સ્ત્રીનું ધન નથી. તો પછી સ્ત્રીનું ધન કયું ?

અન્નપૂર્ણા—સ્ત્રીનું ધન સતીત્વ છે. શરીરથી, ઇન્દ્રિયથી, મનથી અને બુદ્ધિથી પતિ સિવાય ભિન્ન પુરૂષની સાથે કંઇપણ સંબંધ નહિ એનું નામ સતીત્વ. ભિન્ન પુરૂષના વિષયમાં પિતૃબુદ્ધિ, સહોદર બુદ્ધિ કે પુત્ર બુદ્ધિનો સંચાર સતીત્વને બાધક નથી. સ્ત્રીનું આવું સતીત્વજ પતિને વંશોજ્વલકારી સુપુત્ર દેવાનું બળ ધરાવી શકે છે, સ્ત્રીનું આ બળજ સ્ત્રીનું ધન છે એના સિવાય બીજા ધનની સ્ત્રી દરકાર કરતી નથી.

હું સાંભળીને દંગ થઇ ગયો. આ બાલિકાના શિક્ષણના ગંભીરત્વનો વિચાર કરતો અને તેના હૃદયના મહત્ત્વના મહિમાને નસેનસમાં ભરી પોતાની જાતને નિતાન્ત ક્ષુદ્ર સમજતો હું ત્યાંથી વિદાય થયો.

લેખને સમાપ્ત કરતાં પૂર્વેથીજ વિષ્ણુકાન્ત વીછુના ડંખ જેવી બળતરાથી બળવા લાગ્યો હતો. લેખ સમાપ્ત થતાં તે બીછાના પર તરફડીયાં મારવા લાગ્યો, આ બળતરા અનુતાપના અનળથી બળવાની હતી. આજ દેવી અન્નપૂર્ણાને હું મૂર્ખ ગમાર સમજતો હતો અને તેનો નિરાદર કરી હું લીલાની કુંજમાં મોજ શોધતો. પોતાની જાત ઉપર તેને ભારી તિરસ્કાર ઉપજવા લાગ્યો. હું એ સાવિત્રી સતીનો સર્વથા અયોગ્ય પતિ છું. એ શુદ્ધ સતિ શિરોમણિને અડકવાને પણ હું લાયક નથી, તો પણ તે ઉદાર નારી રત્ન આ અનુત્તમ પતિના સેંકડો અપરાધો ક્ષમા કરશે, આજજ હું તેની સેવામાં જઇ હાજર થઇશ. ત્યાં જઇ ક્ષમા માંગવામાં જે જે શબ્દો કહેવા જોઇએ, તેનો વિષ્ણુકાન્ત મનમાં વારંવાર વિચાર કરવા લાગ્યો. શું લીલાની વાત પણ તેને કહીશ ? હા જરૂર કહીશ. મારાં સર્વ પાપોની વાત વિગતવાર કહીશ. આ પ્રમાણે વિચારતાં વિચારતાં વિષ્ણુકાન્તને ગયા ૭ મહીનાથી અનાદર પૂર્વક અન્નપૂર્ણા તરફની તેમજ પોતાના સસરા તરફના નહીં વાંચેલા કાગળોની સંભારણા થઇ આવી. ઝટપટ ઉઠી પેટીમાંથી તે કાગળો કહાડી વાંચવા માંડયા, અને પત્ની અને શ્વસુરના વારંવાર બોલાવવા છતાં ત્યાં નહિં જવાને માટે તેને ભારી ખેદ થવા લાગ્યો. અરેરે ! હું કેવો અકૃતજ્ઞ નિમક હરામ છું. શ્વસુરના પૈસાથીજ તો હું ભણ્યો છું, અને તેનીજ વારંવારની વિનંતિને ટાળતો મહીનાઓ થયા તેનાજ વગર માંગે મોકલેલા પૈસાથી પેટ ભરતો અને ભણ્યો આવ્યો છું. પત્નીના જે કાગળોમાં તેને પ્રેમની ગંધ સુદ્ધાં ન માલમ પડતી, તેજ કાગળોને આજે તે છાતી સાથે ચાંપી મનને શાંત કરવા લાગ્યો. પણ હવે અધિક વખત ગુમાવવો જરૂરનો નહતો, કારણ ગાડીનો સમય થવા

આવ્યો હતો. સાંજે વિષ્ણુકાન્ત તેના શ્વસુર ગૃહે જઇ પહોંચ્યો. આખો દીવસ અન્ન વ્હેંચી વ્હેંચી થાકીને લોથપોથ થઇ ગયેલી અન્નપૂર્ણા પતિના દર્શનથી સર્વ શ્રમ ભુલી ગઇ. અને કંઇ પણ શબ્દોચ્ચાર કરે તે પહેલાં પતિને ઘણાજ ગભરાટ સાથે ક્ષમા માગતો જોઇ તે લાજની મારી લાલ થઇ ગઇ, અને વિચારવા લાગી કે "એને આ શું ખેલ સુઝયો છે ?" જ્યારે વિષ્ણુકાન્તે ઘણાજ ગંભીર સ્વરથી વારંવાર " મને ક્ષમા કરીશ કે નહિ, ક્ષમા કરીશ કે નહી ?" એમ કહેવું ચાલુંજ રાખ્યું, ત્યારે ધીરેથી " આ, લો, ક્ષમા કરૂં છું" કહીને અન્નપૂર્ણા વિષ્ણુકાન્તના ચરણોમાં પડી. ક્રમશઃ પતિની સાથે અન્નપૂર્ણાની પહેલાંની લાજ ઓછી થવા લાગી. જ્યારે સર્વ વાતોનો જવાબ વિષ્ણુકાન્તને અન્નપૂર્ણાની મધુર લજ્જાળી રસીલી વાતોમાં મળવા લાગ્યો. ત્યારેજ તેને સમજ પડી કે અજાણ્યુ સ્ત્રી પોપટની માફક ગોખી રાખેલી વાતો ન બોલી શકે તો પણ અંગ્રેજી ભણેલા પતિને અનેક ગૂઢ દાર્શનિક તત્ત્વ પોતાની સ્થિતિને યોગ્ય ઘણીજ નમ્ર ભાષામાં શીખવી શકે છે. પછી વિષ્ણુકાન્ત પણ સાંજ રહી અન્નદાન કરવામાં મદદ કરવા લાગ્યો. એક દિવસ માજીસ્ટ્રેટ સાહેબની ચીઠ્ઠી આવી, જેમાં વિષ્ણુકાન્ત અને તેની સ્ત્રી દેવી અન્નપૂર્ણાનો અનહદ ઉપકાર માનવામાં આવ્યો હતો. સાહેબે વિષ્ણુકાન્તને કંઇ પણ સરકારી નોકરી લેવા ભલામણ કરી નોકરી મેળવવામાં જોઇતી મદદ આપવા લખ્યું હતું. પણ વિષ્ણુકાન્તને અને તેની સ્ત્રીને એ વાત ઠીક નહીં લાગી. આખરે વિષ્ણુકાન્તે એક સ્કુલમાં રૂ.૫૦) ના મહીનાથી શિક્ષકની જગ્યાં સ્વીકારી, અને તેજ નાની આવકમાં સુખ પૂર્ણ દંપતી જીવન ગુજારવા લાગ્યો. વિષ્ણુકાન્તને એક તેજસ્વી પુંત્ર રત્નનો લાભ થયો. એક દિવસ તેજ અંગ્રેજ માજીસ્ટ્રેટ મહા મુશીબતે વિષ્ણુકાન્તનું ઘર શોધી કહાડી આવી પહોંચ્યો. વિષ્ણુકાન્તના નાના પુત્રને અનહદ વ્હાલ પૂર્વક રમાડ્યો, અને જતાં કહ્યું, કે **દેવી અન્નપૂર્ણાએ પોતાનું અથાગ સ્ત્રી ધનનું આજે મનોહર વ્યાજ તમને આપ્યું છે. તે ચિરંજીવ રહે ।**

---

## તાબૂત કે તાજિયાં.

સર્વ વાચક ગણે બહુ નહિ તો એક વાર તો તાબૂત જરૂર જોયાં હશેજ. પરન્તુ ઘણે ભાગે તેઓ જાણતા ન હશે કે તાબૂત વાસ્તવિક રીતે શું છે ? અને તે શા માટે ઉઠાવવામાં આવે છે ! તેથી અમારા વાચકોની જાણ માટે સરસ્વતીના ગતાંકમાં પ્રકટ થયેલા એક લેખને આધારે તાબૂત સંબંધી કેટલોક ઐતિહાસિક હેવાલ અત્રે રજુ કરીએ છીએ.

મહાત્મા મહમ્મદ સાહેબ જ્યારે મરણાસન્ન થયા, ત્યારે તેમના શિષ્ય હજરત અલીએ મોઆવિયાને મહમ્મદ સાહેબની પાસે મોકલીને પુછાવ્યું કે તેમના પછી ખલાફતનો અધિકારી કોણ થવાનો ? નબી સાહેબે કહ્યું, કે પહેલો અધિકારી અબૂબકર સિદ્દીક

થશે. તેના પછી ખત્તાબનો પુત્ર ઉમર, તત્પશ્ચાત્ અફ્ફાનનો પુત્ર ઉસમાન. એટલું કહેના છતાં મોઆવિઆએ પુછ્યું કે તેના પછી કોણ થશે? જવાબ મળ્યો કે પુછવા વાળો થશે.

મહમ્મદ સાહેબનો પ્રાણાન્ત થયા પછી તેમના કથનાનુસાર ઉપર્યુક્ત ત્રણે મહાનુભાવ ખલીફા થયા. ઇમામ ઉસમાનના મરણ બાદ મોઆવિઆએ ખલાફતને માટે દાવો કર્યો, કેમકે મહમ્મદ સાહેબે ઉસમાનની પછી પુછવાવાળાને અધિકારી ઠરાવ્યો હતો, અને પૂછનાર હજરત મોઆવિયાજ હતો, હજરત અલીએ કહ્યું કે મેં તમને મારા દૂત બનાવીને મોકલ્યો હતો, તેથી કરીને તે વખતે વાસ્તવિક પુછવા વાળો હું હતો, અને મનેજ ખલાફત મળવી જોઇયે.

હજરત અલી મહમ્મદ સાહેબના જમાઈ હતા. તેમજ શિષ્ય પણ હતા. સંભવ છે કે નબી સાહેબે એમનેજ પુછવા વાળો કહ્યો હોય, કારણકે તે જાણતા હતા કે અલીએજ મોઆવિયાને મોકલ્યો હતો. જેમ હોય તેમ પણ ઘણાજ વિતણ્ડાવાદ પછી એમ નક્કી થયું કે મોઆવિયા જીવે ત્યાં સુધી ખલીફા રહે, તેના પછી હજરત અલી અને તેના વંશ વાળા ખલાફતના અધિકારી થશે. મોઆવિયાની પછી હજરત અલીના વંશવાળાને અધિકારી ઠરાવવાનું એ પણ એક કારણ હતું કે મોઆવિયાનો પુત્ર યજીદ પોતાના બુરા આચરણોથી સમાજમાં ખલાફતને અયોગ્ય પ્રમાણિત થઇ ચુક્યો હતો. તે જેવો દારૂડીયો હતો તેવોજ વંઠેલ તેમજ ક્રૂર હતો. એક વખત તેણે એક યાહુદી બાઇને કે જેના ધણીને હજરતઅલીએ શિફેનની લડાઈમાં મારી નાંખ્યો હતો, તેને ઉશ્કેરી કે તે કોઇ પણ યત્નથી અલીસાહેબને મારી નાંખીને પોતાના ધણીનું વેર લે મોઆવિયાના જીવન કાળમાંજ હજરતઅલી એજ યાહુદી બાઇના નિયુક્ત કરેલા ઈબ્નમુલજીમ નામના એક મારાના હાથથી મસજીદમાં નમાજ પઢતી વખતે આહત થયા એટલે મારાએ તલવારથી તેમના ખાંધ પર એક ઉંડો ઘા કર્યો. તરતજ ઈમામ સાહેબના સહચરોદ્વારા તે પકડાઈ ગયો. હજરતના સંબંધીઓએ તેજ વખતે તેને મારી નાંખવાની ઇચ્છા દર્શાવી, પરન્તુ ઈમામ સાહેબે એમ કરવું અન્યાય બતાવી ફરમાવ્યું કે " જો હું જીવતો બચી જાઉં તો એની સાથે કોઇ પણ પ્રકારનો બુરો વર્તાવ નહિ કરવો. હું મરી જાઉં તો પણ એને છોડી દેવો એજ ઠીક થશે. કદાચિત્ તમે લોકો તમારા ક્રોધને નહિ રોકી શકો અને એને સજા કરવાજ ચાહો તો મારા મરવા પછી એજ તરવારથી એની ખાંધ પર એકજ ઘા કરવો કે જેવડો એણે હમણા મારા ખભા પર કર્યો છે, એજ ન્યાયદંડ છે. " ઇમામ સાહેબ એ ઘાના દર્દથી બે ત્રણ દિવસમાં મૃત્યુ પામ્યા. તેમનાં કથનાનુસાર પેલા મારાની ખાંધ પર એટલો તો મોટો અને ઉંડો ઘા કરવામાં આવ્યો કે ચાર દિવસ કષ્ટ ભોગવ્યા બાદ તે પણ આ લોકમાંથી વિદાય થયો.

યજીદનું આ કામ પ્રગટ થઇ જવાથી દેશમાં ખળભળાટ મચી રહ્યો. લોકોએ મોઆવિયાની ખલાફત વિરૂદ્ધ વિદ્રોહ કરવા માંડયો. હજરતઅલીના મોટા પુત્ર હસને (જે મહમ્મદ સાહેબનો સગો હતો) મોઆવિયાને કહ્યું કે આપ શામ-પ્રાન્તમાં જઇને શાસન કરો. અને આ પ્રાંત મારે માટે રહેવા દો. એમાં સહમત થઇ મોઆવિયા શામ ગયો. અને મદીના પ્રાન્ત હજરત હસનને આધીન થયો. યજીદે પોતાના પિતાની પશ્ચાત્

શામ પ્રાન્ત પણ હુસનને મળશે, એવું વિચારી હુસનની સ્રીને પોતાની પતિને કોઈ પણ પ્રકારે મારી નાંખવાને માટે બહેકાવી. ભાવિ પ્રબળ હોય છે. તે આ કુમંત્રણામાં ફસી પડી. ઈમામ-હસનને ૭ વખત વિષ ખવડાવવામાં આવ્યું. સાતમી વખતના વિષપાનથી તેમનો પ્રાણાન્ત થયો, આ ભેદ ઉઘાડો પડ્યા વિના રહ્યો નહિં. હુસનના અનુયાયીઓને સર્વ વાત વિદિત થઇ ગઇ. આ વખત તેમનું ધીરજ જતું રહ્યું. યજીદને તેના કુકર્મનું પ્રતિફળ ચખાડવાને ખડ્ગ ખેંચી તે લોકો તૈયાર થઇ ગયા. રણુનાદ દુંદુભી વાગવા લાગ્યો. નગારાનો ઘોષ સંભળાવા લાગ્યો. "યા અલી"ની ધુમ મચી રહી. કુચનાં ડંકાનો અવાજ આકાશ ફાડવા લાગ્યો. વીર યોદ્ધાઓ આજ્ઞાને માટે ઇમામ હુસેનના દરવાજાપર પહોંચ્યા, પરન્તુ ધન્ય તમારી સહિષ્ણુતા! ધન્ય તમારી ઉદારતા! તેમણે કાયરતાથી નહીં, પ્રાણુના મોહને લીધે નહિ, ધનનાશના ભયથી પણ નહિ, કેવળ હિંસાના ડરથી, એકને માટે અનેકનો સંહાર થવાના ભયથી, પોતાના બન્ધુનાશનું કારણ ઇશ્વરેચ્છા બતાવી મીઠાં વચનોથી સર્વને શાન્ત કરી દીધા, સર્વ લોકો ક્રોધ શમાવી પોત પોતાને ઘેર પાછા ફર્યા.

એ પછી હુસેન પોતાના મૃત ભાઇ હસનના પદપર પ્રતિષ્ઠિત થયો. એજ દિવસે મોઆવીઆનો પરલોકવાસ થઇ જવાથી તેનો અધિકાર યજીદને પ્રાપ્ત થયો. યજીદે હુસેનને પોતાનો મુરિદ બનવાને માટે કહેણુ મોકલ્યું. હુસેન સાહેબે ઉત્તર દીધો કે "જો તે સચ્ચરિત્ર તથા નિર્દોષ હોત, તો અવશ્ય હું તેની શિષ્યતા સ્વીકાર કરી લેત. કિન્તુ તે એવો રહ્યો નથી. તેના જેવો અપવિત્ર, ભ્રષ્ટ ચરિત્ર, તથા ક્રૂર વ્યક્તિનો હુ કદી પણ મુરિદ થઇ શકતો નથી. ઉત્તર ઘટતોજ હતો. પણ યજીદને એનાથી ઉંડો ઘા લાગ્યો. હુસેન સાહેબ પણ એ જાણી ચુકયા. તેમજ એ પણ સારી રીતે સમજ્યું કે લોકોને ઉશ્કેરીને તેની વિરૂદ્ધ ઉભાં કરવાનો આરોપ પણ યજીદે મારા ઉપર મુકયો છે. જો કોઇ પણ પ્રકારે દૂર થઇ શકતો નથી. તેટલા માટે તે અવશ્ય ઉપદ્રવ કરશે. આ કારણોને લીધે ખલાફત છોડીને શાન્તિપૂર્વક જીવન વ્યતીત કરવાને માટે તે બાલ બચ્ચાં સમેત મદીનાથી કાબેશરીફ જઇ વસ્યા.

કુફાના લોકોએ આ સમાચાર જાણી તેમને પોતાને ત્યાં આવી રહેવાને આગ્રહ પૂર્વક કહેણુ મોકલ્યું. હુસેન સાહેબે પહેલાં પોતાના કાકાના છોકરા મુસલિમને બાલબચ્ચાં સહિત ત્યાં મોકલ્યો.

મુસલિમે ત્યાં જઇ થોડા દિવસ રહ્યા પછી હુસેન સાહેબને લખી મોકલ્યું, કે આપ નિર્ભયપણે ચાલ્યા આવો. અહીંના વસ્તીના હૃદયોમાં નિસન્દેહ આપને માટે અપૂર્વ ભક્તિ છે. પત્ર વાંચી હુસેન સાહેબ કુફા જવાને તૈયાર થયા, અને કુફા વાસીઓને એની સૂચના આપી દીધી.

ગુપ્તચરો મારફતે આ સમાચાર મળતાંજ યજીદે ઓબેદુલ્લાને બાર હજાર સિપાઇઓનો સેનાપતિ બનાવી, કુફા તરફ મોકલ્યો. કુફામાં આ વખતે હુસેન સાહેબના આગમનોત્સવમાં નાના પ્રકારનો ઉત્સવ થઇ રહ્યા હતા, લોકોની એક મોટી સંખ્યા સભા મંડપમાં એકત્ર થઇ હતી. નાચ ગાન થઇ રહ્યાં હતાં. ચતુર ઓબેદુલ્લા હુસેન સાહેબનો કપટવેશ ધારણ કરી નગરમાં દાખલ થયો. અને સભામાં જઇ પહોંચ્યો. સભાના લોકોએ હુસેન સાહેબના ભ્રમથી ઘણા આદરથી તેમનું સન્માન કર્યું. અવસર જોઇ ઓબેદુલ્લાએ સીટી વગાડી

તેના સિપાહીઓએ તરતજ ઉપસ્થિત થએલાં સર્વ મનુષ્યોને પકડી લીધાં; સર્વના પછી મુસલિમ સાહેબ પણ પકડાયા, અને બાલબચ્ચાં સહિત માર્યા ગયા. ત્યારપછી હુરે ઓબેદુલ્લાના આદેશથી હજારો સિપાઇઓ લઇને કાબે શરીર તરફ પ્રયાણ કર્યું. માર્ગમાં હુસેન સાહેબને તેણે ઘેરી લીધા, અને પોતાના માલીકનો સંદેશો કહી બતાવ્યો. પરંતુ ઈમામ સાહેબે યજીદના શિષ્ય બનવાનો સ્વીકાર કર્યો નહિ, તેમણે કહ્યું કે હું કરબલા જાઉં છું, ત્યાં ગયા પછી તમારી મરજી હોય તેમ કરજો. જેવો તેમણે કરબલામાં પ્રવેશ કીધો, તેવાજ શત્રુએ તેમને ઘેરી લીધા. બહારના માણસોને પણ અંદર જતા અટકાવવામાં આવ્યાં. અંદર જતું અનાજ પાણી તેમજ કરબલામાં થઇને વહેતી ફ્રાત નદીનું જળ પણ રોકી દેવામાં આવ્યું. શહેરમાં કોઇ બીજું જળાશય નહોતું, કે જેથી હુસેન પક્ષની પ્રાણ રક્ષા થાય.

આખરે જળ વિના તરસથી તફડતાં માણસો મરણ પામવા લાગ્યા. હુસેન સાહેબે હુરને ઘણોજ સમજાવ્યો. અને કહ્યું કે "પાણીનો રસ્તો છુટો કરો: પાણી વિના લોક મરવા લાગ્યા છે. મારે માટે આટલા જીવોનો સંહાર શા માટે કરો છો ? મેં ખલીફત છોડી દીધી. મદીનાનો પણ ત્યાગ કર્યો. હવે તમારે શું જોઇએ છે ? કેવળ ફકીરની માફક મને જગતમાં જીવવાની ઇચ્છા છે," પણ હાય ! તે નિર્દયને જરા પણ દયા આવી નહિ.

હુસેન સાથે કેવળ દોઢસો મનુષ્ય અને હુરની સાથે હજારો સૈનિક હતા. ઉભય પક્ષ વચ્ચે ઘોર યુદ્ધ થયું, બેઉ પક્ષના ઢગલાબંધ મનુષ્ય ભૂમિશરણ થયાં. હુસેની પક્ષના સર્વ માણસનો અંત આવ્યો, કેવળ હુસેન સાહેબ અને તેનો રોગી પુત્ર જેનુલ આબદીન બચ્યા. પુત્રએ પિતાને કહ્યું કે, હવે મને પહેલાં યુદ્ધમાં જવા દ્યો મારા પ્રાણનો અંત લાવવા દો. પછી આપ જજો. પરન્તુ પુત્રવત્સલ હુસેનથી એવું કેમ થઇ શકે ? તેમણે રજા નહિ આપી. આજ વખતે અવસર જોઇ લુંટફાટ કરવા માટે શત્રુના માણસો પ્રવેશ થવા લાગ્યાં. એ જોતાં ઈમામ સાહેબની શાન્તિ ભંગ થઇ ગઇ. આંખો અંગારની માફક ચમકવા લાગી, હાથ ઉછળવા લાગ્યા. શરીરનું રૂધિર ઉકળવા લાગ્યું. ક્રોધથી અધીર થઇ શત્રુઓ ઉપર સિંહની સમાન તુટી પડ્યા. બે દીવસ સુધી એકલાએ ઘોર યુદ્ધ કર્યું. આખરે બીજે દીવસે સંધ્યાકાળે શસ્ત્રઘાતોથી વિવશ થઇ ભૂતલશાયી થયા. હુરની આજ્ઞાથી એક સીપાઇએ તેમનું મસ્તક કાપી ઓબેદુલ્લાની પાસે મોકલ્યું. ઓબેદુલ્લા તે મસ્તક ઘણાજ યત્નથી શામ લઇ ગયો, અને યજીદને ભેટ કીધું. પાપી યજીદે હુશેન સાહેબના તે મૃત મુખ ઉપર છડીઓ મારીને અનેક ભર્ત્સના કરી. અન્તમાં જેનુલ આબદીન કે જેને કેદ કરીને લાવવામાં આવ્યો હતો, તેને બોલાવવામાં આવ્યો. યજીદે તેને પુછ્યું કે હવે તારી શી ઇચ્છા છે? ઇમામે પુત્રએ કહ્યું કે પિતાનું મસ્તક મને મળે તો સારૂ, મસ્તક તેને સોંપવામાં આવ્યું, જે લઇ તેણે તેનું વિધિ પૂર્વક દફન કર્યું. યજીદે જેનુલ આબદીનને બાલ બચ્ચાં સહિત છોડી મુક્યો. તે શામથી મદીના ચાલ્યો આવ્યો, અને ત્યાંજ રહેવા લાગ્યો.

કહેવાય છે કે હુશેન સાહેબના અનુયાયીઓએ પાછળથી યજીદ અને ઓબેદુલ્લાને પણ એજ પ્રકારે મસ્તક કાપીને મારી નાંખ્યા.

પહેલ વહેલું તુર્કસ્તાનના બાદશાહ તૈમુરલંગે એક તાજીયું બનાવી આ ઘટનાનું સ્મારક ઉભું કીધું. પછી તો પુછવું શું ? મુસલમાનોમાં એ જગદ્વ્યાપી તહેવાર થઇ ગયો. દિવસે બેવડો અને રાતે ચાર ગણો વધીને હવે તો એ એટલો બધો સર્વ વ્યાપી થઇ ગયો છે, કે જ્યાં મુસલમાનનું માત્ર એક ઘર હોય ત્યાં પણ દર વર્ષે ઓછામાં ઓછું એક તાજિયું તો જરૂર કહાડવામાં આવે છે. હિન્દુઓમાં પણ હવે આ તહેવારને અંગે કંઇ કંઇ બાધા આખડીયો મનાવા લાગી છે.

તંત્રી.



# વિવિધ વિષય.

## અદ્દભૂત અસ્ત્રચિકિત્સા

પાશ્ચાત્ય ડોકટરોએ અસ્ત્રચિકિત્સામાં કમાલ કરી દીધી છે. હાલમાં એક ફ્રાન્સિસ ડોકટરે આંખ સુધારવાની નવી રીત શોધી કાઢી છે. તે આંખનો બગડેલો ભાગ કાપી નાંખી તેની જગાએજ તેવોજ બીજો કોઇનો ભાગ લઇ મુકી શકે છે, એથી ગુમ થએલું આંખનું તેજ પાછું આંખમાં આવે છે. હાલમાં એણે પોતાની એ શોધ એક ઓપરેશન કરાવી જાહેરમાં પ્રકટ કરી છે. એક માણસની એક આંખ ચુનાની ગરમીથી બળી ગઈ. ડોકટરે કીકી સિવાય આંખના ડોળાનો સફેદ ભાગ કાઢી નાંખી તે જગાએ એક રોગીની આગળથી કાઢી સંગ્રહી રાખેલી આંખનો સફેદ ભાગ કાપી તે જગ્યાએ લગાડી દીધો. થોડા દિવસમાં તેને પૂર્વવત્ દેખાવા લાગ્યું. તેને બધી ચીજો સ્પષ્ટ જણાય છે. ડોકટરે આ શોધથી આંધળાઓ ઉપર ઘણો ઉપકાર કર્યો છે, પરન્તુ દિલગીરીની વાત છે કે આપણા અભાગી ભારતની ગરીબ વસ્તી ત્યાં જઇ એમની આ મહાન્ શોધનો લાભ શી રીતે ઉઠાવી શકે !

## રેડીયમનું રહસ્ય

રેડીયમ એક જાતની ધાતુ છે. જેનામાં બેહદ શક્તિ છે લંડનના એક વૈજ્ઞાનિક ડોક્ટર ફિલિપે એનાપર વ્યાખ્યાન આપતાં જણાવ્યું કે એક વખત એવો આવશે, કે રેલ્વે, મોટાર, વહાણ વગેરે સર્વે રેડીયમની શક્તિથીજ ચાલશે, તેમણે બતાવ્યું હતું કે રેડીયમમાંથી અલ્ફા અને બીટા નામના જે બે કિરણો નીકળે છે, તેમાં અલ્ફાની ચાલ એક મિનિટમાં ૧૦૮૦૦૦૦ મૈલ અને બીટાની ૧૦૮૦૦૦૦૦ મૈલ છે. સમુદ્રમાં અત્યારે લગભગ ૫૬૦૦૦૦ મણ રેડીયમ મોજુદ છે. એક મણ રેડીયમમાં ૧૫૦૦૦૦૦ મણ કોયલાની શક્તિ છે. એક માસા રેડીયમની શક્તિની બરાબર અતિદિન બહાર નીકળતી રહે છે, અને તે ૩૫૦૦ વર્ષ સુધી ચાલી શકે છે. આ અજબ શોધ ખોળ જાણતાં અંતરમાં આનંદ થાય છે કે લાખો વરસ ચાલે એટલો જમીનની અંદરનો કોયલો ખલાસ થએ તેની જગ્યા આબાદ સાચવે એવો તેનો વારસ તેની હયાતિમાંજ તૈયાર છે.

## શોખીન સ્ત્રી.

યૂરોપના આનંદન ધરેલી સ્ત્રીઓની સ્વતંત્રતા, એમના ખેલ તમાસા, મોજ શોખ અને પરસુરણ ખર્ચ એઇ આપણને મોસ ધારણ કરવાની સજા આપણી પોતાની મેળેજ ખમવી પડે છે. ગૃહસ્થાઇને ભંગ થતાં ત્યાંની મતાભિલાષિણી "સફ્રેજિસ્ટ" સ્ત્રીઓનાં ઢોંગ વધતાં જાય છે. હાલમાં વિલાયતના એક છુટા છેડાના મુકર્દમામાં ધણીના વકીલે ધણીઆણીને પૂચયું, "તમને મોજ શોખ, જુગાર વગેરેનો ઘણો શોખ છે ખરો કે ?" સ્ત્રીએ જવાબ આપ્યો, "જેવો બીજી સ્ત્રીઓને છે, તેવોજ મને છે." વકીલે તે સ્ત્રીના હાથની લખેલી ડાયરી આગળ કરી તેમાંથી એક દિવસનો હાલ વાંચી સંભળાવ્યો.

"૧ આજે દુડોનની હોટલમાં ભોજન કર્યું. ૨. માન્ટીકાર્લોમાં જઇ જુગાર રમી, પણ હારી ગઇ. ૩. બ્રીજ (એક જાતની રમત) રમી. ૪. માન્ટીકાર્લોમાં ફરી જુગાર રમી, તેમાં મારી જીત થઇ. ૫. ફેસિના (એક પ્રકારની વીશી, જેમાંની સર્વ ચીજો ઘણી મોંઘી મળે છે.)મા ભોજન કર્યું. ૬. સાંજના નાના પ્રકારની રમતો રમી. રાતે નાચમાં સામેલ થઇ."

## વિચિત્ર પ્રાયશ્ચિત.

આજથી લગભગ ૧૦૦૦ વર્ષ પહેલાં જાપાનમાં કોબો તામસી નામનો એક બૌદ્ધ સાધુ રહેતો હતો. તેણે કોઇ પાપના પ્રાયશ્ચિત સારૂ પોતાના ધર્મ ગ્રંથની નકલ ઘણીજ ઝીણા અક્ષરોમાં ૧૩ ઇંચ લાંબા અને ૭।। ઇંચ પહોળા કાગળ પર કરી હતી. બધા મળી તેમાં ૧૨૬૦૦૦ શબ્દો છે. આ લખાણ ફક્ત ઉંચી જાતના સૂક્ષ્મ દર્શક યંત્રથીજ વાંચી શકાય છે. પ્રાયશ્ચિતનું આ અદ્ભૂત ફળ તે સાધુના વંશજો પાસે હજી પણ હયાત છે. ૧૯૧૩ માં તે અમેરિકામાં બતાવવામાં આવ્યું હતું. હજારો વર્ષ પૂર્વે જ્યારે સૂક્ષ્મ દર્શક યંત્રોની શોધ પણ નહતી, તે વખતે તે સાધુએ આ લખાણ કેવી રીતે લખ્યું હશે ? તેના આંખ, હાથ કેવાં કેળવાયલા હશે ? તે વિચારવા જેવી વાત છે.

## કુરાનની એક નકલ.

ઇરાનના શાહ પાસે કુરાનની એક નકલ છે, તેની કિંમત અઢી લાખ રૂપીઆ છે. એવું કહેવાય છે કે તેનાં પૃષ્ટો સોનાના જાડા વરખથી મઢેલાં છે. તથા તેને ૧૦૯ હીરા, ૧૬૭ મોતી, અને ૧૨૨ માણેક જડેલાં છે. કેવળ એક ધર્મ ગ્રંથ ઉપર પ્રીતિ માટે તેનાપર કેટલા બધાં શણગાર સજેલા છે. અને તેને લીધે કેટલું બધું દ્રવ્ય સંગ્રહાયું છે.

## ચીનાઓની ખેર આફીયત.

દેશ દેશના રીવાજો ઘણા જુદા જુદા હોય છે, તે માંહેના ઘણાં વિચિત્ર, રમુજી અને કેટલાક નવાઇ ઉપજાવનારા પણ હોય છે. કહે છે કે એક ચીનો જ્યારે બીજાને મળે છે, ત્યારે તેના કુટુંબના ખેર આફીયતના સમાચાર નીચે પ્રમાણે પૂછે છે.

"તમારી ઘણીજ ડાહી, ચતુર, શાણી, વિવેકી, ચંચળ, ચબરાક, સુશીલ, બુદ્ધિશાળી, સુઘડ પત્ની કેમ છે ?"

સામો જવાબ આપે છે, કે "મારી નાદાન, અજ્ઞાન, ગંદી, મલીન, નાલાયક, બેવડ, સુરત, અદના, અસમજ, ફુવડ પત્ની ઘણીજ મઝામાં છે."

"તમારાં હુશીયાર, ચંચળ ભેજાના, બાહોશ, પ્રવીણ, મંદ, વિદ્વાન, ડાહ્યા, શાણા, ચતુર, ચાલાક, અને સુઘડ છોકરાંઓ કેમ છે?"

સામાવાળો—"મારાં નાલાયક, નાદાન, અજ્ઞાન, કમઅક્કલ, ગંદા, ગલીચ, અસ્વચ્છ, બીન કેળવાએલ છોકરાં આપની પહાડી દુઆથી પૂરે આનંદ અને તંદુરસ્તીમાં છે.'

કેમ, આપણા ભારતમાં આવો રિવાજ દાખલ કરવા માટે કોઇ સુધારક મંડળ આ સવાલ પોતાના બળવાન્ અવાજ વડે ઉંચકી લેશે કે!

## તારોની સંખ્યા.

તારાઓ આપણાથી ઘણે દૂર આવેલા છે.. આપણે આકાશ તરફ જોઇએ છીએ ત્યારે એમ કહેવાય છે કે આપણે આશરે ૨૦૦૦ તારાઓ જોઇ શકીએ છીએ, અર્થાત્ આપણી દૃષ્ટિ મર્યાદામાં એટલી સંખ્યા સમાય છે, એના કરતાં આપણે સૂક્ષ્મ દર્શક યંત્રથી જોઇશું તો આશરે ૧૦ કરોડ કે એક અબજ તારા જોઇ શકીશું. કેટલાક મોટા ઝગમગતા તારાઓનું પરિમાણ ૨૦૦૦ થી ૨૭૦૦૦ ડીગ્રી જેટલું હોય છે. જે તારાઓનું પરિમાણ એથી ઓછું હોય તેઓ આપણાથી જણાતા નથી. એ સંબંધમાં મિ. એફ. એ. લીંડઝમેન જણાવે છે કે આ દેખી શકાય નહિ એવા તારાની સંખ્યા ઝગઝગતા તારા કરતાં ઘણીજ વધારે છે. તે એવા અનુમાનપર આવ્યા છે, કે ઝાંખા તારા ઝગઝગતા કરતાં ૪૦૦૦ હજાર ગણા છે. આપણે ઉપર કહ્યું છે કે ઝગઝગતા તારાની સંખ્યા (જે સૂક્ષ્મ દર્શકમાંથી જણાય છે તેની) એક અબજ છે, તો પછી ઝાંખા તારાની સંખ્યા આશરે ૪૦૦૦૦૦૦૦૦૦૦૦૦. એટલી હોવી જોઇએ. કહેશો હવે આપણે ભારતના જ્યોતિષીએ ગણેલા ત્રણ કરોડનો હિસાબ ક્યાં રહ્યો?

## પ્રકીર્ણ

અંગ્રેજ લોકોમાં જેમ વિવાહ જોડયાની નીશાની તરીકે વર તરફથી કન્યાને વીંટી આપવામાં આવે છે, તેજ પ્રમાણે જાપાનમાં એક સુંદર રેશમી કમરબંધ વર તરફથી કન્યાને ભેટ આપવાનો ચાલ છે.

ફ્રાન્સમાં નિશાળોમાં ઇનામના મેળાવડા વખતે બાળકોની માતાને હાજર રાખી માતાને હાથેજ બાળકોને ઇનામ અપાય છે.

એક ટન કોલસામાંથી દશ હજાર ઘન ફુટ ગેસ તૈયાર થાય છે.

એક ટન કોલસો બળતાં ત્રણ લાખ ઘન ફુટ હવા શ્વાસોચ્છ્વાસને માટે નિરૂપયોગી થાય છે.

જગતમાં સુનાં નાણાંનું વજન ૬૦૦ ટનથી કંઇક ઓછું છે.

પૃથ્વી પર કોઇ પણ દેશના માણસો કરતાં નોર્વેના લોકોનું આયુષ્ય-પ્રમાણ વધારે છે,

દુનિઆ ઉપરના સર્વ પોપટોમાં નાનામાં નાના પોપટની લંબાઇ અઢી ઇંચની છે. એવો પોપટ ન્યુગાયેના ના બ્રીટીશ મ્યુઝીયમમાં આણવામાં આવ્યો છે.

ન્યુયોર્કમાં એક ઇન્જીનીયરે એવો કેમેરો શોધી કહાડ્યો છે કે જેને તીજોરીની અંદર રાખતાં તીજોરી ફોડનાર ચોરનો ફોટો આપોઆપ લેવાઇ જાય છે

અમેરિકાના સંયુક્ત સંસ્થાનમાં પ્રસિદ્ધ થનારાં વર્તમાનપત્રો પૈકી ૨૪૬૭, દૈનિક ૫૫ અઠવાડિયામાં ત્રણ વખત પ્રસિદ્ધ થનારાં ૬૧૦, અઠવાડીયામાં બે વખત પ્રસિદ્ધ થનારાં અને ૧૬૧૮૧ સાપ્તાહિક સમાચાર પત્રો છે.

તંત્રી.

# અશક્તાશ્રમની પહોંચ.

લેડી વિલીંગ્ડન અશક્તાશ્રમ—રામપુરા—સુરત.

મહેરબાન " સત્સંગ " પત્રના અધિપતિ સાહેબ

નમ્રતાપુર્વક સલામ સાથે વિજ્ઞપ્તિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ દેશાઝત્ત ધીરપુરૂષોએ મોકલવા કૃપા કરી તે એ. સેક્રેટરી ડૉ. ડી. જે. એદલબેહરામ ઘણા માન તથા આભારસહ સ્વીકારે છે. રૂપીઆ એકની અંદરની પહોંચ સ્થાનાભાવથી લીધી નથી, પરંતુ તેમનો આભાર પણ ઓછો નથી. નવેમ્બર ૧૯૧૫માં મળેલી મદદની યાદી.

૧-૦-૦ શાં. ખુબચંદ ધર્મચંદ દમણ
૧-૮-૦ ,, હરકીશનદાસ અંબાલાલ ,,
૧-૦-૦ ,, ઉત્તમચંદ રૂપચંદ ,,
૧-૦-૦ ,, હંસરાજ ચેલાજી ,,
૧-૦-૦ ,, ગીલાપચંદ વીરચંદ ,,
૨-૦-૦ ,, ખીમચંદ હરનાથ ,,
૧-૦-૦ ,, ઝવેરચંદ ખુશાલચંદ ,,
૧-૦-૦ ,, મેઘા પનાજીની દુકાન તરફથી દમણ
૧-૦-૦ ભક્ત ભુલાભાઇ હરિભાઇ ગામ હરી
૬ ૧૨-૦ ભક્ત ધીરજભાઇ ગોરધનભાઇ ધામણ પોસ્ટ નવસારી
૨-૦-૦ પા. ગોકલદાસ ભગવાનદાસ
૧૦-૦-૦ શેઠ ઝવેરચંદ પ્રભુદાસ તથા છગનલાલ ઉત્તમચંદ તથા લલ્લુભાઇ કુબેરદાસ
૨-૦-૦ માણેકજી દેરાબજી ખોઢાણ
૧-૦-૦ આદરજી ફેરામજી પાત્રાવાલા ખોઢાણ ડૉકટર
૨-૦-૦ એક જરથોસ્થી તરફથી ,,
૩-૦-૦ શા. પના ખુશાલજી ,,
૧-૦-૦ ,, રામતા ખુશાલજી ,,
૧-૦-૦ ,, ગુલાબચંદ ખુબચંદ ,,
૧-૦-૦ મોદી ધીરજભાઇ લલ્લુભાઇ ,,
૧-૦-૦ શા. ઇચ્છારામ હરગોવિંદદાસ ,,
૧-૦-૦ ,, કલ્યાણ લક્ષ્મીદાસ ,,
૨-૦-૦ શેઠ રતનજી શેરાબજી ,,
૧-૦-૦ શેઠ ફરામજી જમશેદજી ,,
૧-૦-૦ ,, બમનજી તથા માણેકજી દોરાબજી ,,
૧-૦-૦ ,, રૂસ્તમજી પીશતનજી ખોઢાણ
૧-૦-૦ શા. કસ્તુરચંદ રામનાજી ,,
૧-૦-૦ શેઠ કાનદાસ રાજારામ ,,
૧-૦-૦ ,, જવેર ખીમલાલ ,,
૨-૦-૦ ,, કૃષ્ણાજી જગાજી ,,
૧-૦-૦ પટેલ જમશેદજી હોરમસજી ,,
૧-૦-૦ શા. જવેર જીવાજી ,,
૧-૦-૦ ,, પ્રેમચંદ કૃષ્ણાજી ,,
૧-૦-૦ પરસુરણ નામના.
૧-૦-૦ ઉત્તમરામ ભેઈતારામ ઘણા તા. કામરેજ
૧-૦-૦ સોની મહાજન તરફથી
૨-૦-૦ કાછીઆ પંચ તરફથી હા. શંકર ગંગાદાસ
૧૧-૦-૦ રા. રા. ગીરધરલાલ નારણદાસ મુલતાની તરફથી તેમની પુત્રી બહેન ગમનગૌરી દશેરાના રોજ દેવલોક પામી તેના પુન્યાર્થે
૧-૦-૦ નાનાભાઇ ગોરધનભાઇ ગોકળભાઇની ખડકી જંબુસર
૧-૦-૦ શા. અમરતલાલ મોહનલાલ જંબુસર
૧-૦-૦ રેવાશંકર જગજીવનદાસ શેઠ ખડકી જંબુસર

૨-૦-૦ વકીલ શીવશંકર છગનલાલ જંબુસર
૧-૦-૦ ગુલાબભાઇ ગોવીંદજી સુપ્યા સ્કુલ જંબુસર
૧-૦-૦ મોતી લાલભાઇ પટેલ-પટેલ ખડકી
૧-૦-૦ વકીલ સાહેબ પ્રાણવલ્લભદાસ હરીવલ્લભદાસ-જંબુસર બજાર
૧-૦-૦ જગમોહનદાસ પ્રેમાનંદદાસ
૧-૦-૦ ગૌરીશંકર ભીખારીદાસ જોશી
૧-૦-૦ શેઠ ગીરધરલાલ જમનાદાસ ગોકળલાલની ખડકી જંબુસર
૧-૦-૦ પ્રાણજીવનદાસ નરોતમદાસ વાઇસ પ્રેસીડંટ
૧-૦-૦ વકીલ મી. માણેકલાલ લલ્લુભાઇ જંબુસર બજાર
૧-૦-૦ ચોકશી મોતીરામ મીઠાલાલ
૧-૦-૦ ચીમનલાલ કાલીદાસ
૫-૦-૦ દેશાઇ નંદલાલ મેતાબરાય આમોદ
૧-૦-૦ છત્રપતી બેન બી.
૧-૦-૦ ધીરજલાલ નંદલાલ
૧-૦-૦ ડૉ. આકળેશ્વર ભગવાનદાસ
૧૦-૦-૦ રા. સા. કેશવલાલ ગીરધરલાલ મામલતદાર સાહેબ.
૫-૦-૦ ઉધરાતદાર-ઇસપ બાપુ ગામ કોલવણુ
૨-૦-૦ શેઠ હરજીવન રાયજી આમોદ
૧-૦-૦ પા. બેચરદાસ ખુશાલદાસ „
૧-૦-૦ રા. ઘેલાભાઇ નરભેરામ „
૧-૦-૦ ડાહ્યાભાઇ અમરચંદ „
૧-૦-૦ માત્રોજા રાયસંગ બાવા અભેસીંગજી ગમણાદ તા. આમોદ
૧-૦-૦ સોની ગોરધનદાસ દામોદરદાસ આમોદ.

૫-૦-૦ શેઠ હરીચંદ મોતીચંદ „
૨-૦-૦ હરીબાવા નારાયણઅંબારામ „
૧-૦-૦ જકાઉદીન નુરદીન ડૉકટર „
૧-૦-૦ ફકીરચંદ મોતીચંદ દાદાપોર તા.„
૧-૦-૦ શા. અમથા અમરચંદ „
૧-૦-૦ શા. ચુનીલાલ મોતીલાલ „
૧-૦-૦ શંકરલાલ તાપીદાસ બજાર „
૧-૦-૦ પા. અંબાઇદાસ વેરીભાઇ ભગાસીઆ ચોરા „
૧-૦-૦ નગીનલાલ મોતીચંદ „
૧-૦-૦ પા. હરિભાઇ પરભુદાસ ગામ સીકોટી તા. „
૨-૦-૦ સોની શીવલાલ ઇશ્વરદાસ „
૨-૦-૦ પા.આશારામ જીભાઇ-ભીમરા તા.„
૧-૦-૦ સોની દુલભભાઇ મંછારામ „
૧-૦-૦ વૈદ્ય છગનલાલ લલ્લુભાઇ „
૧-૦-૦ પ્રાણજીવન રૂપનાયભાઇ „
૧-૦-૦ શેઠ પાનાચંદ કેશવજી તરફથી તેમનાં શેઠાણી „
૧-૦-૦ બાસાહેબ હરીસીંગજી ઠાકોર સાહેબ „
૧-૦-૦ ભાઇજી ગરબડ દારૂનો ઇજારદાર„
૧-૦-૦ કેશવજી ગુલાબચંદ „
૧-૦-૦ હરીભાઇ બાપુભાઇ „
૨-૦-૦ પા. મોહનભાઇ ગુલાબભાઇ વેડછા તા. „
૧-૦-૦ સોની આશારામ દુલભરામ „
૧-૦-૦ મોતીચંદ કોલવણવાળા „
૧-૨-૦ ઠાકોરદાસ રંગીલદાસ સબ રજીસ્ટર સાહેબ „
૨-૦-૦ એક સખી ગૃહસ્થ „
૬૫૦-૦-૦ એક સદ્‌ગૃહસ્થ તરફથી સુરત
૧-૦-૦ બેન પદ્માવતી વનીતા વિશ્રામ
૧-૦-૦ બેન ઇંદુમતી વાડીફળીઆ સુરત

૨-૦-૦ વસી વલ્લભભાઇ કલ્યાણજી દા. જોગીભાઇ શંકરજી-પાલડી

૧૦-૦-૦ ડૉ. રૂખમાબાઇ મોરારજી વિજ-ભુખણદાસની ફીમેલ હોસ્પીટાલ નવા વરસની ખુશાલી

૧૦-૦-૦ નર્સ ગોદુબાઇ એજન. માંદગી માંથી સારાં થયાં તે બદલ ઇશ્વરના આભાર તરીકે

૨-૦-૦ શેઠ હીરાલાલ નરસઇદાસ ભાર સાર-સગરામપરા ખાંગડશેરી

૨-૦-૦ શેઠ જીવણદાસ નારણદાસ પોરેમા મનોરદાસ સ્ટ્રીટ મુંબઇ

૨૧-૨૩ નવા વરસની બોણીના

૧૦-૦-૦ મહેરબાન ખુદાવંત સચીનના નવાબ સાહેબ માસીક મદદ

૧-૦-૦ બાઇ મણીબાઇ તે ગણપતરામ અંબારામની દીકરી હરીપુરા

૧૦-૦-૦ શેઠજી સાહેબ ફતેચંદ નારણદાસ માંદલે ખરમાબજાર સ્હેવાસી કડો

૨-૦-૦ નાનાભાઇ નાથુભાઇ મંચેરપરા ખરાદી શેરી

૧-૦-૦ માસ્તર મહાસુખરામ માણેકરામ વકીલ-ગોપીપરા

૧-૦-૦ શા. છબીલદાસ વીજભુખણદાસ સુખડીઆ ગોપીપરા

૫-૦-૦ ધીરજરામ પરશુદાસ મોદી છીપવાડ વાર્ષિક

૧૦-૦-૦ કીકાભાઇ રતનલાલ હરીભાઇ (દા. નારણદાસ મોતીરામ)

૧-૦-૦ મે. એમ. એસ. અડવાણી સાહેબ માસીક મદદ

૧૦-૮-૦ શા. નગીનદાસ ડાહ્યાભાઇ હરીપરા એક દીવસના ગણનો ખર્ચ

૧-૦-૦ લાલભાઇ નાથાભાઇ ખંભાતી ખત્રી મંચેરપરા અશ્વનીકુમારના મહલ્લામાં

૧-૦-૦ નાથાલાલ ફકીરચંદ એજન

૧-૦-૦ શા. નાથાભાઇ સોમચંદ રાંદેર

૧-૦-૦ શા. માણેકલાલ ગુલાબચંદ ,,

૧-૦-૦ શા. ચુનીલાલ મંગળચંદ ,,

૧-૨-૦ બાઇ જેકોર વિગેરે તરફથી ,,

૧-૦-૦ શા. નાનચંદ વિરચંદ ચલથાણ

૨-૦-૦ ,, ઘેલાભાઇ દેવચંદ નવાપરા સુરત

૧-૦-૦ ,, કૃષ્ણાજી જોહાજી કાપડબજાર (ઘડીઆળ આગળ)

૨-૦-૦ શા. રાએચંદ તારાચંદ પારસીશેરી

૧-૦-૦ ,, નંદલાલ પરશુદાસ ઘડીઆળ પાસે

૨-૦-૦ શા. તેજાજી નેમાજી રાંદેર

૧-૦-૦ ,, નગીનચંદ ખીમચંદ ખરાદીશેરી

૨-૦-૦ ,, લખમાજી જીવણજી દા. દલીચંદ વીરચંદ-નવાપરા

૨-૦-૦ ,, તલકચંદ કલ્યાણચંદ ખરાદીશેરી.

૧-૦-૦ ,, તાપીદાસ અંબારામ-રાંદેર

૧-૦-૦ ,, ખીમચંદ કસ્તુરચંદ-નવાપર

૨-૦-૦ ,, ચુનીલાલ કસ્તુરચંદ-આંબાજળ

૧૭-૧૨-૦ પરેસ-નાથુભાઇ દુલભરામ તથા બાપુભાઇ રસીકદાસે દા. માણેકલાલ કાશીદાસ મેરાલાપરીના જમણનો ખર્ચ આપ્યો.

૨-૦-૦ શા. નરભેદાસ લાલભાઇ ખાંડ વાળા-વાડીફળીઆ.

૪૫-૦-૦ એક સખી ગૃહસ્થ તરફથી દા. શા. રંગીલદાસ ગુલાબદાસ આત્મારામ ભુખણવાળા-સુરત

૧-૦-૦ રા. રા. જમીયતરામ મોતીરામ તરફથી પોતાની ધણીઆણી

બાઈ આરતના સંવતસરીની યાદમાં-હવાડીએ । ચકલો.
૧-૦-૦ ભાવસારના પંચ તરફથી હા. વીઠલરામા કરચળીઆ પો મહુવા
૪-૦-૦ શા. ભુદર ભગાજી વિગેરે-
૩-૦-૦ શા ગોવિંદ ભુદરાજીની વહુ નામે વની ,, ,,
૨-૮-૦ શા. નાનચંદ કૃષ્ણાજી ,, ,,
૧-૦-૦ ,, કસ્તુરચંદ ભુદરાજી-મહુવા
૧-૮-૦ ,, કસ્તુર રામજી-કરચલીઓ પો. મહુવા.
૧-૦-૦ ,, વાલા ભાવાજી ધરમાદામાંથી
૧-૪-૦ ,, કપુરચંદ મોતીચંદ ,, ,,
૨-૦-૦ ,, માનાજી હીરાજી ,, ,,
૧-૦-૦ ,, માનાજી ઠાકરાજી ,, ,,
૧-૦-૦ ,, તલકચંદ મોતીચંદ ,, ,,
૧-૦-૦ ,, કેશરીચંદ ગુલાબચંદ ,, ,,
૧-૦-૦ ,, રામનાજી ગુલાબચંદ ,, ,,
૧-૦-૦ ,, ચંદાજી ગુલાબચંદ ,, ,,
૧-૦-૦ ,, માનાજી વખતાજી ,, ,,
૧-૦-૦ શા. હીરા વાલજી કરચલીઆ પો. મહુવા.
૧-૦-૦ ,, અંબાલાલ વખતાજી ,, ,,
૧-૦-૦ ,, ઝવેરભાઇ મનાજી ,, ,,
૫૦-૦-૦ ,, બાઇ ગંગા તે નારણ લખમીચંદની વિધવા હા ભીખીલદાસ નાનાભાઇ ઠરડી વિગેરે-ધોધારાણાની મોટી છીપવાડ
૧-૦-૦ ,, દામોદરદાસ કસ્તુરચંદ મહીધર પરા દાળીઆશેરી અશ્વની કુમારના ગલ્લામાંથી.
૫૧-૦-૦ ,, શેઠ નવરોજજી પેસતનજી નરગામવાળા. ખોડવડ ડીસ્ટ્રીકટ ખાનદેશ.

૧-૦-૦ બેન શીવગંગા મોતીરામ ખાંડવાળા-વાડીફળીઆ માસીક
૫-૦-૦ વૈદ્ય-ભવાનીશંકર નોતમરામ કોટ શફીલ વાર્ષિક
૫-૦-૦ સુરાતપુરી ભાગોલના ભજ્યાંવાલાના પંચ તરફથી હા. શા. ત્રીભોવન રાજારામ,
૨૫-૦-૦ શેઠ અમીચંદ ગુલાબચંદનવાપર
૧-૦-૦ ગાંધી મોતીલાલ ગેરબડદાસ ડભોઈ બજાર
૧-૦-૦ પા. દેવજીભાઇ દયાલભાઇ શુકલતીર્થ
૧-૦-૦ પા. પ્રતાપસિંગ ગુમાનસંગ ,,
૧-૦-૦ શા. વિરચંદ રાજાજી-બગવાડા
૧-૦-૦ ,, રૂપાજી હેમાજી ,,
૨-૦-૦ શેઠ ખુદાના બંદા ભીલાડ
૧૦-૦-૦ સ્ટેશન માસ્તર-મોહનલાલ કલ્યાણજી મારફતે ઘાસના વેપારીઓના ભીલાડ
૧-૦-૦ લલ્લુભાઇ કશનજી પટેલ કોપરલી તા-પારડી
૨-૦-૦ સોની નાનાભાઇ માધવરામ-વાપી
૧-૦-૦ શા. ઝવેરચંદ વરધાજી સાતેમ પો. નવસારી.
૨-૦-૦ ,, જીવાજી વેલાજી ,,
૧-૦-૦ ,, રાવાજી લખાજી ,,
૧-૦-૦ ,, ભાણાજી દેવાજી ,,
૨-૦-૦ ,, લાલાજી ઉકાજી ,,
૧-૪-૦ શા. મોટાજી ઉકાજી સાતેમ પો. નવસારી
૨-૦-૦ ,, લખમાજી જેરામજી ,,
૧-૦-૦ ,, દીપાજી ઉકાજી ,,
૧-૦-૦ ,, જસાજી ગોવીંદજી ,,
૧-૦-૦ પટેલ ઉકાભાઇ માધવભાઇ ,,
૧-૪-૦ શા. નવલાજી ગુમાનજી શરીગામ પો. બિલાડ

૧-૦-૦ ,, કુંપાજી પુરાજી ,,
૧-૦-૦ ,, હેમાજી નેમાજી
૧-૦-૦ પટેલ મંછારામ લલ્લુભાઇ ,,
૧-૦-૦ રા. રા. હરીકેશવ આરેકર
૧-૦-૦ શા. ભગવાનદાસ તલકચંદજી કરમસા પો. ભિલાડ
૨-૦-૦ પા. પરચમસીંગ ડાહ્યાભાઇ મોરી નરોલી પરગણા નગરાવેલી પો. ભિલાડ
૧-૦-૦ પા. છિકાભાઇ ભગાભાઇ એજન
૧-૦-૦ પા. ભીખાભાઇ બાવાભઇ ,,
૧-૪-૦ શા. નવલાજી કેશજી નરોલી પો ભિલાડ
૨-૦-૦ પા. નાગરભાઇ જીવણભાઇ મોરી નગરાવેલી નરોલી પો. ભિલાડ
૨-૦-૦ શા. દલીચંદજી સંતોકજી ગામ અચ્છારી પો. ભિલાડ
૨-૦-૦ શા. ગુહારમલજી સગાલજી ,,
૫-૦-૦ શા. ગુલાબચંદજી ગોમાજી ,,
૧-૦-૦ રા. રા. છાંડુ નાયક-શરીગામ પો. ભિલાડ
૧-રા. રા. મોરસીદ્ધ આરેકર ,,
૧-૦-૦ પા. રૂકડા જીણા કનાડુ પો ફણસા
૫-૦-૦ શા. ગંભીરમલજી જસરૂપજી ફણસા તા. ઉમરગામ
૨-૦-૦ શા. ગંગારામ અગજી ,,
૨-૦-૦ ,, ખુબચંદજી જસરૂપજી ,,
૨-૦-૦ ,, પુનમચંદજી દેવીચંદજી ,,
૧-૦-૦ ,, ભીમરાજ મુલચંદ ,,
૧-૦-૦ રા. જામાજી ઉકાજી કળગામ પો. ફણસા
૫-૦-૦ શીલોત્રી બકુલી શીલવર્ક પો. મરોલી તા. ઉમરગામ
૧-૦-૦ રા. રા. રામચંદ્ર કૃષ્ણાજી સર કારકુન સાહેબ મરોલી તા. ઉમરગામ
૨-૦-૦ શા. પનાજી મગાજી બોરડી ગોલવાડ
૧-૮-૦ શેઠ કરસનદાસ વલ્લભદાસ ,,
૧-૦-૦ શા. મુલતાનમલ્લ સ્વરૂપચંદજી,,
૧-૦-૦ રા રા. નારાયણ લક્ષ્મણ રાઉત,,
૨-૦-૦ શા. ભીમાજી કાનાજી ખતલવાડા
૧-૦-૦ શા. પ્રાણજીવનદાસ માણેકદાસ,,
૨૨-૮-૦ અશક્ત નંદરામ ઠાકોરે મરતા પહેલાં આશ્રમને પોતાના કાનની કડી અર્પણ કરી તેની કીંમતના
૧૦-૦-૦ રા. રા. ગુલાબભાઇ મોરારજી ઇન્ડેનેટીવ પોસ્ટ ઓફીસ આફ્રીકા જોહાનસબર્ગ
૧-૦-૦ શા. હરિભાઇ દુલભરામ હરીપરા
૨-૮-૦ ઠક્કર ગુલાબદાસ જમનાદાસ નાનપરા
૧-૦-૦ શા. નગીનદાસ હરજીવનદાસ પોતાના છોકરા રંગીલદાસના પુન્યાર્થે ગલ્લામાં
૫-૦-૦ બાઇ જરબાઇ હોરમસજી મુલ્લાં તથા માણેકબાઇ ફરદુનજી દેસાઇ નવસારીવાળા
૧-૦-૦ ગોવીંદજી હરીભાઇ સનાલી જીલ્લે ખેડા
૭-૮-૦ ઝંપા બજારના દવાખાનામાંથી નવેમ્બર માસના
૧૬૯-૪-૭ શ્રી. એકની અંદરની પરચુરણ રકમનું એકંદર

૧૪૪૬-૧૦-૭

૧-૦-૦ શા. પ્રાગજી જેતાજી કોપરલી તા. પારડી
૧-૦-૦ શા. જગતાજી ગોપાજી „
૧-૦-૦ શા દલાજી જોધાજી „
૧-૦-૦ શા. દલાજી જેતાજી હા નેમચંદ કોપરલી
૧-૦-૦ શા. ગોવીંદજી જગતાજી „
૧-૦-૦ પટેલ રધાભાઇ કરશનજી „
૧-૪-૦ સુરતના પંચ તરફથી હા. મી ડાહ્યા વશરામ „
૧-૦-૦ શા પ્રેમચંદ લલ્લુજીની છોકરી બેન પાલીની પછવાડે કોપરલી
૧-૦-૦ શા. મગનલાલ લલ્લુભાઇની છોકરી બેન લીલાવતી „
૫-૦-૦ શા. મોતીજી પદમાજી દહેગામ તા. પારડી પો. વાપી (બાલદા)
૧-૦-૦ શા. પ્રેમચંદ માયંગજી „
૧-૦-૦ કાવસજી જમસેદજી તા પારડી ગામ કરવા પો. પરીઆ
૧-૦-૦ સાપુરજી માણેકજી દહેગામ પો.વાપી
૧-૦-૦ શા. મકનાજી જોરાજી „
૧-૦-૦ શા. ભાઇચંદ દેવચંદ રાતા પો વાપી.
૧-૦-૦ શા. દેવચંદની પાછળ શા. મંન્છારામ જેચંદ શુભ ખાતે „
૧-૦-૦ શા. નારણજી વણાજી પાછલ શા. મંછારામ જેચંદ „
૧-૦-૦ ભીખાજી ગમનાજી અંબાચ તા. તા. પારડી પો. ઉદવાડા
૧-૦-૦ લલ્લુભાઇ નરસી „
૧-૦-૦ „ ગોવીંદજી જેતાજી હા. મગનલાલ „
૧-૦-૦ „ તારાચંદ જેતાજી „
૨૦-૦-૦ „ ઉમેદચંદ નરસઇજી ખેરલાવ

૫) શુભ ખાતામાંથી અને ૧૫) જેચંદની વહુ પાછલ
૧-૦-૦ શા. ખુશાલજી રાજાજી ખેરલાલ પો. ઉદવાડા
૧-૦-૦ શા. ભીખાજી મોતીજી ગોઇમા પો. પરીઆ
૧-૦-૦ „ ભગાજી મોતીજી „
૧-૦-૦ „ ગોવીંદ મોતીજી „
૫-૦-૦ રા. રા. છગનલાલ ઠાકોરલાલ મોદી હવાડીઆ ચકલો બાલાજી રોડ
૧૦-૦-૦ રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રીવેદી „
૮-૦-૦ રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવે ખપાટીઓ ચકલો.
૧-૦-૦ શા. જેઠાલાલ શીવલાલ જરીવાલ મોટીશેરીવાલાએ લાપશીનું જમણ આપેલું તેની સાથે પરચુરણ ખરચ.
૨૫-૦-૦ શા. નાથુભાઇ જમનાદાસનાં પુત્ર જેકીશનદાસ તરફથી પોતાનાં ધર્મ પત્ની બાઇ જડાવ ઉર્ફે સોમીના પુન્યાર્થે દુધપાક પુરીનું જમણ કરવા.
૨-૦-૦ ફીરોઝ દીનશાહ મુંબઇ
૧૫-૦-૦ જનાના મીશન હાઇસ્કુલના હેરકલાર્ક તરફથી જી. આર. જેમીશન.
૩-૦-૦ ઠક્કર-ગુલાબદાસ જમનાદાસ નાનપુરા.
૧૭-૧૧-૦ શા. નાનચંદ ફીકાભાઇ હરીપરા વાલાએ મેવાલાપશીનું જમણ આપેલું તેમાં ખરચના.
૫૫-૦-૦ પદમસોંગ મુલરાજ-મુંબાઇ દનમાનગલી હા. વેણીલાલ જેકીશનદાસ-વકીલ-માછલીપીઠ

૧૦-૦-૦ શા. ગમનલાલ ગુલાબદાસ વકીલ વાલા પોતાના પુત્રના નલિનીકાંતના પુન્યાર્થે
૨-૮-૦ શા. કલ્યાણદાસ શામદાસ રૂવાલાને ટેકરો સુખડીઆશેરી.
૨-૧૨-૦ દેશાઇ ફકીરભાઇ અજુભાઇ કતારગામ
૧૦-૦-૦ હોરમસજી રતનજી માજી ઇજારદાર નાદિદ લીલવારોળ
૨-૦-૦ દેશાઇ ગોવનજી હરિભાઇ ભવાણી
૧-૦-૦ શેઠ ઇશ્વરલાલ પ્રાણજીવણદાસ રણછોડદાસ વકીલની શેરી વાડી ફળીઆમાં
૨-૦-૦ મેળાપચંદ આનંદચંદ દીવાન વડા ચઉટા
૧-૦-૦ બાઇ નંદકોર
૨-૦-૦ શા. છબીલદાસ ગુલાબદાસ હરિપરા
૧-૦-૦ શેઠ ફેખશરૂ નસરવાનજી સાહેર નાનપરા
૭-૧૨-૦ ઝાંપા બજારના દવાખાનામાંથી
૧૭૧-૧૦-૪ રૂપીઆ એકની અંદરનું પરચુરણ
૦-૯-૦ શ્રી રામચંદજીના ગલ્લામાંથી
૧-૦-૦ શેઠ મોતીજી પતાજી મહુવા પ્રાંત નવસારી
૧-૦-૦ ,, દોલામન રૂપચંદજી ,,
૧-૦-૦ ,, અમરતલાલ જગજીવન ,,
૧-૦-૦ ,, વનાજી હરનાથજી ,,
૧-૦-૦ ,, કાવસજી હીરાજી મોગલ તા ,,
૧-૦-૦ ,, ભાવસાર પંચ તરફથી હા. મહુવા પટેલ વેણી જેરા ,,
૭-૦-૦ નાના પ્રાગજી આટ તા જલાલપોર
૧-૦-૦ દેશાઇ પ્રાગજી મીઠાભાઇ પટેલ આટ
૧-૦-૦ બાઇ અંબા શા. દુલભ શામજીની છોકરી દમડાછા
૧-૦-૦ શા. રાયચંદ નેમાજી આટ
૧-૦-૦ શા. મોતીજી હીરાજી ,,
૧૦-૦-૦ શા. ડાહ્યાભાઇ સુંદરજી અણામા શા. વીરચંદ નથુભાઇની કુંવની બારા
૨૦-૦-૦ વર્ધમાન લક્ષ્મણજી હા. શા. વીરચંદ નથુભાઇ ,,
૧-૦-૦ દેશાઇ ખંડુભાઇ નીચ્છાભાઇ ,,
૧-૦-૦ શા. દુલભજી પનાજી ,,
૨-૦-૦ ભાવસાર પંચ તરફથી હા. હરીભાઇ ગોરધન ,,

૮૮૪-૦-૧૦

શા. ઠાકોરદાસ જમનાદાસ પનજીવાલા હનુમાનની પોળ નાણાવટ ચોખા મણ ૧

શા. પરસુદાસ રણછોડદાસ-રામપરાની શાવકશેરી ચોખા મણ ૧

શા ભાણા લાલજી-ઇચ્છાપુર તા. જલાલપુર માતાજી નંદકોરની પછાડી ચોખા મણ ૧

ચોકબજારના કણીઆના પંચ તરફથી તુવેરની દાળ મણ ના હા. રંગીલદાસ જમનાદાસ

શા. તુળસીદાસ ત્રીભોવનદાસ બાલાજીનો ચકલો ઘઉં મણ ૧

શા. મોતીચંદ ઉત્તમચંદ ઘી કાંટા બાઇ મણી તારાચંદ ઉત્તમચંદની ધણીઆણીના પુન્યાર્થે ઘી મણ ૧

બાઇ સનસુખગવરી ગોપીપુરા હા. ચંદાવન છોટાલાલ ગવન ૧

દયારામ ભગવાન લાલા દરવાજા દુધ મણ ના ખાંડ ચાર આનાની

ડભોખના સંગના તરફથી મોકસી દલીચંદ ધનજીભાઇ ખાંડની લાપસીનું જમણ

દયારામ કાપડીઆ લાલદરવાજા સુરત દુધ મણ ના ખાંડ શેર દોઢ

મગનલાલ જયશંકર રઘનાથપરા કેળાં નંગ ૧૦૦

પટેલ નાથુભાઇ, દુલભરામ જદાખાડી હા. માણેકલાલ કાસીદાસ ખાંડની લાપસીનું જમણ

બાઇ રૂમીઆ નાણાવટ બાઇ મોતીલાલના પુન્યાર્થે લાડુ નંગ ૨૫

બાઇ ભ્યાગૌરીની શ્રમચરીને નિમિત્તે હા. ધીરજલાલ મોરારજી દુધપાકપુરીનું જમણ

શા. ઠાકોરચંદ ફતેચંદ દુધ મણ ૧ ખાંડ શેર ૨ા

નાનપરાના બજાર તરફથી હા. મગનલાલ

ગોરધનદાસ દુધ મણ ૧ ખાંડ શેર ૩

શેઠ ગંગારામ વરજદાસ ભરતીઆ દુધ મણ ૧ાા

નાનપરાના તંબોળીના પંચ તરફથી હા. મગનલાલ હરગોવીંદદાસ દુધ શેર ૪૫ ખાંડ શેર ૩

બાઇ મણી હા. શા. મોતીચંદ ઉત્તમચંદ દુધ મણ ૧

લેવા પટેલના પંચ તરફથી મનીઆરી શેરી લાડુ નંગ ૪૦

શા. રતનલાલ ચુનીલાલ શીતળમાતાની શેરી વાડી ફળીઆ લાડુ નંગ ૪૦

સ્વર્ગવાસી શેઠ મણીલાલ ઠાકોરદાસ મોદીની વીધવા બાઇ મંગળા માછલીપીઠવાળાએ ઓઢવાનાં બનુસ નંગ ૪૯ અશક્તોને વહેંચી આપ્યાં.

શા. અમરાજી સુરતાજી વાંઝવાળા હેમચંદ અમરાજીના પુન્યાર્થે જુવાર મણ ૨

શેઠ મગનલાલ પરસોતમદાસ હા. રામદાસ છનછારામ સોનીફળીઆ

ધોતી જોડા ૨૫ પચીશ.

બૈરાનાં લુગડાં ૮ આઠ

રા. નાનાલાલ લલ્લુભાઈ મછધરપરા

પંચીઉં ૧ એક

રા. રા. ભીમભાઇ લાલભાઇ સ્ટોરની શેરી-વડીફળીઆ

દુધ મણ ૧ એક

ખાંડ આના આઠની

તંબાકુવાળા નાપીદાસ હીરાચંદ

પીત્રાની બીડી નંગ ૫ હજાર પાંચ હજાર

# સાભાર સ્વીકાર.

નવા વર્ષનું કેલેન્ડર—

પ્રકાશક ખંડુભાઇ નાગરજી મ્હેતા-વાડીફળીઆ, કોટશેરી સુરત, અમને આ નવાવર્ષનું ભીંતે ટાંગવાનું બાર પાનાનું સુંદર કેલેન્ડર ભાઇ ખંડુભાઇ તરફથી મળ્યું છે. જેનો સાભાર સ્વીકાર કરીએ છીએ. આ કેલેન્ડરમાં સીંગર કુંાની હમે તારીખ, તિથિ, પારસી રોજ, મહોમેદન તારીખ, ઉપરાંત હીંદુ, પારસી તેમજ મહોમેદનભાઇઓના તહેવારો, પણ સમાવવામાં આવેલા છે. જેથી આ કેલેન્ડર હરકોઇ કોમને ઉપયોગી થઇ પડે એવું છે. આ કેલેન્ડર માત્ર એક આનાની ટીકીટ મોકલી મંગાવનારને મોકલી આપવા પ્રકાશકે અમોને જણાવ્યું છે. જેથી અમો પણ અમારા ગ્રાહકોને કેવળ પોષ્ટ બદલે મળતું કેલેન્ડર મંગાવી ઉપયોગ કરવા ભલામણ કરીએ છીએ.

ઉપર સિવાય અમને ઘણાં પુસ્તકો મળેલાં છે, જેની પહોંચ અમે અમારા આગલા અંકોમાં સ્વીકારી છે. તેમજ કેટલાંકની સ્વીકારવી બાકી છે. તેની સમાલોચના અશક્તાશ્રમની પહોંચ વધી જવાથી અભિપ્રાયના પૃષ્ટ વધારતાં હાલના કાગળો વગેરેની મોંઘવારીથી અમારે નાચારી કંપોઝ થયલું લખાણ મુલતવી રાખવું પડે છે. આવતા અંકથી નિયમિત પ્રકટ કરવાની ગોઠવણ કરીશું.

તંત્રી.

**સૂચના**—આજના અંક સાથે વહેંચવામાં આવેલાં પંચાગ તરફ અમારા ગ્રાહકોનું લક્ષ ખેંચવામાં આવે છે. તંત્રી.

# પંચાંગ.

સંવત્ ૧૯૭૨ના માગશર વદિ ૧થી સંવત ૧૯૭૨ના પોષ સુદી ૧૫ તા. ૨૨-૧૨-૧૫થી તા૦ ૨૦-૧-૧૯૧૬ સુધી.

| તારીખ. | વાર. | તિથિ. | નક્ષત્ર. | તિથિ. ઘડી-પળ. | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|
| ૨૨ | બુધ | વદ ૧ | આર્દ્રા | ૩૩- ૮ | |
| ૨૩ | ગુરૂ | ૨ | પુનર્વસુ | ૩૭-૫૩ | |
| ૨૪ | શુક્ર | ૩ | પુષ્ય | ૪૧-૪૫ | |
| ૨૫ | શનિ | ૪ | આશ્લેષા | ૪૪-૪૧ | ક્રીસ્ટમસડે, નાતાલના તહેવાર શરૂ, સંકટ ચો. |
| ૨૬ | રવિ | ૫ | મઘા | ૪૬-૧૯ | |
| ૨૭ | સોમ | ૬ | પૂર્વાફાલ્ગુન | ૪૬-૪૪ | |
| ૨૮ | મંગળ | ૭ | ઉત્તરાફાલ્ગુન | ૪૫-૪૭ | |
| ૨૯ | બુધ | ૮ | હસ્ત | ૪૩-૬૨ | |
| ૩૦ | ગુરૂ | ૯ | ચિત્રા | ૪૦-૧૯ | |
| ૩૧ | શુક્ર | ૧૦ | સ્વાતિ | ૩૬-૧૪ | |
| ૧ | શનિ | ૧૧ | વિશાખા | ૩૧-૧૦ | જાન્યુઆરી સને ૧૯૧૬ સફલા એકાદશી |
| ૨ | રવિ | ૧૨ | અનુરાધા | ૨૫-૫૬ | પ્રદોષ |
| ૩ | સોમ | ૧૩ | જ્યેષ્ઠા | ૨૦-૧૫ | શિવરાત્રિ. |
| ૪ | મંગળ | ૧૪ | મૂળ | ૧૪-૨૩ | સુરત પાસે મોરા સુવાળીની કુવાની યાત્રા. |
| ૫ | બુધ | ૩૦ | પૂર્વાષાઢા | ૮-૩૭ | |
| ૬ | ગુરૂ | સુદ ૧ | ઉત્તરાષાઢા | ૩- ૬ | પોષ માસ બેઠો. ચાંદરાત. |
| | ગુરૂ | ૨ | | ૫૪-૫૩ | બીજનો ક્ષય. |
| ૭ | શુક્ર | ૩ | શ્રવણ | ૫૩-૩૧ | પંચક ૫૫-૪૬ પછી બેસે છે. |
| ૮ | શનિ | ૪ | ધનિષ્ઠા | ૪૯-૫૭ | |
| ૯ | રવિ | ૫ | શતતારા | ૪૭-૧૯ | વ્યતિપાત ૨૯-૧૦ સુધી. |
| ૧૦ | સોમ | ૬ | પૂર્વાભાદ્ર. | ૪૫-૪૬ | |
| ૧૧ | મંગળ | ૭ | ઉત્તરાભાદ્ર. | ૪૫-૨૮ | |
| ૧૨ | બુધ | ૮ | રેવતિ | ૪૬-૪૦ | પંચક ૨૬-૫૪ સુધી છે. |
| ૧૩ | ગુરૂ | ૯ | અશ્વિની | ૪૯-૧૩ | |
| ૧૪ | શુક્ર | ૧૦ | ભરણી | ૫૨-૨૯ | મકરસંક્રાંતી મકરે રાશિનો સૂર્ય. |
| ૧૫ | શનિ | ૧૧ | કૃતિકા | ૫૬-૫૭ | પુત્રદા એકાદશી સ્માર્ત. |
| ૧૬ | રવિ | ૧૨ | રોહિણી | ૬૦- ૦ | |
| ૧૭ | સોમ | ૧૨ | મૃગશીર્ષ | ૧-૫૯ | સોમ પ્રદોષ. |
| ૧૮ | મંગળ | ૧૩ | આર્દ્રા | ૭-૧૫ | |
| ૧૯ | બુધ | ૧૪ | પુનર્વસુ | ૧૨-૨૨ | |
| ૨૦ | ગુરૂ | ૧૫ | પુનર્વસુ | ૧૭- ૪ | શ્રી મોટી અંબાજીનો જન્મ દિવસ. |

 सत्संग. 

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

| પુસ્તક ૭ મું. અંક ૬ ઠો. | [ માસિક. ] | પોષ. સં. ૧૯૭૨ |
| --- | --- | --- |


# સમશ્લોકી પદ્યાવલી.

किं चित्रं यदि राजनीतिकुशलो राजा भवेद्धार्मिकः
किं चित्रं यदि वेदशास्त्रनिपुणो विप्रो भवेत्पंडितः
तच्चित्रं यदि रूपयौवनवती साध्वी भवेत्कामिनी
तच्चित्रं यदि निर्धनोऽपि पुरुषः पापं न कुर्यात्क्वचित्

શું આશ્ચર્ય નીતિજ્ઞ જો નરપતિ ધાર્મિક થાએ કદી !
શું આશ્ચર્ય ભણેલ હો શ્રુતિ અને ભૂદેવ પંડિતજી !
તે આશ્ચર્ય ગણાય યૌવન વતી સાધ્વી અને સુંદરી !
તે આશ્ચર્ય ગણાય જે ગરીબની પાપે ન વૃત્તિ જરી !

૨

का विद्या कवितां विनाऽर्थिनिजने त्यागं विना श्रीश्च का
को धर्मः कृपया विना क्षितिपतिः को नाम नीतिं विना
कः सूनुर्विनयं विना कुलवधूः का स्वामिभक्तिं विना
भोग्यं किं रमणीं विना क्षितितले किं जन्म कीर्तिं विना

શું વિદ્યા કવિતા વિના ! ગરીબને શું લક્ષ્મી કંટો વિના !
શું ધર્મો સુ-દયા વિના ! નરપતિ શું નામ નીતિ વિના !
શું સૂનુ વિનયે હિણો ! કુલવધૂ શું સ્વામિભક્તિ વિના !
શું પત્ની વિણુ ભોગ્ય આ ક્ષિતિ તલે ! શું જન્મ કીર્તિ વિના !

૩

किं पौरुषं रक्षति यो नवार्तान् किं वा धनं नार्थिजनाय यस्स्यात्
सा किं क्रिया या न हितानुबद्धा किं जीवितं साधुविरोधि यद्वै

શું શૌર્ય રક્ષા કરી દીનની ના! શું અર્થ જે આપ્યું ન અર્થિને હા!
શું તે ક્રિયા જે ન હિતપ્રદા છે! શું જીવ્યું તે સાધુવિરોધી જે છે!

૪

किं कूर्मस्य भरव्यथा न वपुषि क्ष्मां न क्षिपत्येष यत्
किं वा नास्ति परिश्रमो दिनपतेरास्ते न यन्निश्चलः
किं त्वङ्गीकृतमुत्सृजन्नमनसा श्लाघ्यो जनो लज्जते
निर्वाहः प्रतिपन्नवस्तुषु सतामेतद्धि गोत्रव्रतम्

શું ના ભાર જણાય કૂર્મ શીરને ? કે પૃથ્વી ફેંકી ન દે!
શું ના થાક જણાય સૂર્ય પગને ? કે સ્થિર બેસે ન તે!
શું લજ્જા નવ થાય શ્રેષ્ઠ જનને ? કાર્ય છોડી ન દે!
હા! હા! કામ લીધેલ જે શિર સદા મોટા જનો ના તજે!

સીખ ~.

૫

शक्यो वारयितुं जलेन हुतभुक् छत्रेण सूर्यातपो
निशिताङ्कुशेन समदो दण्डेन गोगर्दभौ
हैश्च विविधैर्मन्त्रप्रयोगैर्विषम्
नं मूर्खस्य नास्त्यौषधम्

# પ્રાણાયામ-ધ્યાન.

( ગતાંકથી શેષ. )

ધરા તત્વ કીધરે ધારનાં, હૃદય કમળ બીચ કર બાસા,
પીત બરન પ્રત્યક્ષ દેખ નર, સાધ્ય ઘટીકા પંચ ખાસા.
સ્થંભ કરી સીધીસો પાવે, અવની છોર ઓર અદ્દર હરે,
કંઠ કમળ જળ ધરે ધારનાં, શ્વેત બરન શશી તુલ્ય સરે.
ઝેહેર સકળકું ઓહી ઝરાવે, ધરે ધારનાં જો ઝટકી,
અમ્રત પાન કરે નીસવાસર, ખબર લહે ઓ પલ પલકી.
પાવક ધારે પાતક કરદૈ, દરદે ભસ્મ કપુતનકા.—આ દુનીયા.
વહની તત્વ તાલુકે બીચમે, રક્ત ખુન ત્રિકોણ લહે,
ઘટી પંચ મન પવન રોક યું, જપી જાપ જોગેંદ્ર રહે.
તામેં સીદ્ધિ પાવે એસી, ઝલે નહીં તન વહી નરકા.
અદભુત ખેલ ખેલાવે જીનકું, ઓહી અજાયબ જીન ઘરકા.
હરી ખુનહે એહી પવનકા, ભુમંડળમેં ધ્યાન ધરે,
અરક તુલ્ય તન હોવે તીનકા, ત્રીન ભુવનમેં ગમન કરે.
બ્રહ્મરંધ્રમેં મનકું ધારે, સંગત જે ઠગ ધુતનકા.—આ દુનીયા.
હે જળ સરવર સમ અતી સુંદર, શૂન્ય ધારનાં હૈ સારી,
શીરકા ક્યારા ખોલ તું પલમેં, નીગાહ પરે કુદરત ભારી.
સકલ ખલકકા મન તું જાને, ત્યુંહી સકલકા શબ્દ સુને,
વ્યોમ બરાબર હોતા વ્યાપક, શબ્દ સદા હુંકાર ભને.
એહી બીધ પંચ ધારણુ ધારે, ફેર પ્રાણુકા ધ્યાન ધરે,
જોત કમલમેં જાત સમરપે, ઓહી સમાધી કાજ સરે.
એહી ધ્યાન સત ગુરૂ કરતાંસે, અનંતશક્તિ સત્ય ભાસનકા,
આ દુનીયામેં બડા અટપટા, અજબ ખેલ અબધુતનકા.

મહુવા-કાઠીઆવાડ. } ઓધવજી રામજી સરવૈયા.
ઓનરરી સેક્રેટરી-મહુવા ગૌરક્ષક સભા.



# *એકજ માળાના મણકા.

(એક ટુંકો સંવાદ)

(સિકંદર બાદશાહનો તંબુ, બાદશાહ ઉચ્ચાસનપર બેઠેલો હોય, તેની આગળ હાથ પગમાં બેડી નાખેલો એક કેદી હથિયારબંધ સીપાઇઓના પહેરામાં ઉભેલો છે.)

સિકંદર-(કેદીને ઉદ્દેશી) આજ કેટલાક દિવસથી આ આજુબાજુનાં પ્રદેશમાં લુટફાટ કરી રૈયતને હેરાન કરનાર બંડખોર તુંજ છે ને ?

બંડખોર-હા, હુંજ તે ખરો સિપાઇ બચ્ચો ?

સિકંદર-શું, સિપાઇ? સિપાઇ શેનો! ચોર, લુટારૂ, ખુની અને ગરીબગુરબાંનો કાળ! તારા શરીરનું લોહી વખાણવા જેવું છે, પણ તારાં નીચ નઠારા દગલબાજી ભરેલાં કૃત્ય માટે તને કડકમાં કડક પ્રાયશ્ચિત મળવું જોઇએ.

બંડખોર-આટલું બધું કડક પ્રાયશ્ચિત જેવું મેં શું કર્યું છે વારૂ ?

સિકંદર-શું કર્યું છે ? સાર્વજનિક શાંતતાનો ભંગ કર્યો, અને આપણા દેશબાંધવોના જીવિત અને સંપતિ હરણ કરવામાં આખો જન્મ ગુમાવ્યો, આમ છતાં શું કર્યું એમ પૂછે છે ?

બંડખોર-રાજન્. આજ હું તમારા હાથમાં સપડાયો છું. એટલે તમે જે કંઇ બોલશો તે મારે મૂગે મ્હોંએ સાંભળી લેવું પડશે, તથા તમે જે શિક્ષા કરશો, તે સહન કરવી પડશે. મારા શરીરપર આપની સત્તા છે, પણ તેવી મારા મનપર નથી. મારા મનમાં આ વખતે જે વિચાર ઘોળાય છે, તે જો આપને કહી દઉં, પણ—

સિકંદર-ખુશીથી કહે. તારા બચાવ માટે તારે જે કંઇ બોલવું હોય તે માટે તને મનાઇ કરૂં, એવો હું અનુદાર નથી.

બંડખોર-ઠીક છે. હું જે પૂછું, તેનો સરળપણે વિચાર કરી ઉત્તર આપજો. તમે પોતે આજ સુધીનો જન્મ શી રીતે વ્યતીત કીધો તે કહો જોઇએ !

સિકંદર-કેવી રીતે એટલે એકાદ વીરને શોભે તેમ ! હું જે જે લોકોમાં ફર્યો છું, ને. યોદ્ધા, નેતા, સાહસી, આપણી, શહેરીતા, આક્રમી., સત્તાનો અધિપતિ, અને વિજયી યોદ્ધાઓમાં મુકુટમણિ છું, એમ આખું જગત્ કહે છે.

બંડખોર-એ જો સત્ય હોય તો મેં પણ લોકમાં એવીજ નામના મેળવી નથી ? લોકોએ સાહસી અને અચૂક કૃત્ય કરનાર મારા જેવો લુટારૂ આજ સુધીમાં કયાંએ પણ જોયો યા સાંભળ્યો છે ખરો ! મારો સરખો-પણ રહેવા દો એ, પોતાનાજ મ્હોંએ પોતાનીજ બડાઇ કહેવા બેસવું મને પસંદ નથી. આજ આટલે વર્ષે મને પકડવા માટે તમને કેટલું શોધવું પડયું છે, તે તમે જાણોછોજ.

સિકંદર-પણ આટલું બધું કરી આખરે શું ? બંડખોર તે બંડખોરજ ! લોકોમાં તારી લાયકાત શી ?

બંડખોર-અને રાજા સાહેબ આપ પણ બંડખોરજ ને! એકાદ સેતાનની પેઠે રાજ્યના રાજ્યો પાયમાલ કરવાની હામ ધરી ને સાથે આચાર, ધર્મ તથા નીતિને કોરાણે મૂકી

---

* અંગ્રેજીને આધારે.

મારી, લૂટાલૂટ અને પ્રાણનાશ, આવાં રાક્ષસી કૃત્યો કરી આખી પૃથ્વી ઉપર ધાંધલ મચાવી નથી કે ! આ નાના સરખા ટાપૂમાં સો પચાસ માણસની મદદથી મેં જે કર્યું છે, આપે મોટા પ્રમાણમાં કર્યું છે ! મેં થોડા માણસોને છંડ્યા હશે, ત્યારે આપે રાજાઓના રાજાઓને છંડ્યા છે. મેં કંઇ ખેતરપાધર બાળ્યા હશે, ત્યારે આપે દેશોના દેશો બાળી ખાખ કર્યા. હવે આપજ કહોને તમારામાં અને મારામાં ભેદ શું ? હું સાધારણ કુળમાં જન્મ્યો એટલે નાનો સરખો બંડખોર નીવડ્યો, અને આપ આપના કર્મયોગે રાજકુળમાં જન્મ્યા એટલે, બંડખોરપણામાં રાજાસ્વરૂપજ થયા ! એટલોજ !

સિકંદર—પણ દેશ જીતવામાં હું જેવો શૂર છું, તેવોજ જીતેલા પ્રદેશમાંનાં લોકોના કલ્યાણ માટે બક્ષીસો આપવામાં ઉદાર છું. મારા રાજ્યમાં સર્વ પ્રકારની વિદ્યા કળા કૌશલ્ય તથા વ્યાપાર ધંધા વગેરેને મેં સારી રીતે ઉત્તેજન આપેલું છે.

બંડખોર—એ કામમાં હું પણ કંઇ કમ નથી. ખાઇ પી ચેનબાજી ઉડાવનારા શ્રીમંતોને લુંટી ગરીબ-ગુરબાંનું મેં પોષણ કર્યું છે, ક્રૂર તથા ભયંકર કર્મ કરનારા દગાખોર લોકોને શિક્ષા આપી તેમનાપર મેં હકુમત ચલાવી છે, અને જુલ્મી લોકો પાસેથી નિરપરાધીનું મેં રક્ષણ કર્યું છે. લોકોનું કલ્યાણ એટલે આપ જે કંઇ કહો છો તેની મને જરાએ સમજણ નથી, પણ આપણે બંનેએ જગતમાં જે કંઇ નુકશાન કર્યું છે, તેની ભરપાઇ આપણા બંનેના હાથથી કદી પણ થવાની નથી, એવી મારી સમજણ છે.

શિકંદર—(સિપાઇને) આને અહીંથી લઇ જાઓ. એના હાથ પગમાંની બેડી કાઢી નાખો, અને એનો યોગ્ય બંદોબસ્ત કરો (સિપાઇ કેદીને લઇ જાય છે) (સ્વગત) એકંદરે આ કેદી અને હું "એકજ માળાના મણકા" છીએ શું હું સિકંદર બાદશાહ સુદ્ધાં બંડખોરજ ! મારે એનો વાજબી વિચાર કરવોજ જોઇએ.

છોટુભાઇ હાજીભાઇ દેસાઇ.

# સમસ્ત હિંદ મદ્યનિષેધક પરિષદ.

સમસ્ત હિંદ મદ્યનિષેધક પરિષદ્‌નો ૧૨ મો વાર્ષિક મેળાવડો ગયે ગુરૂવારે તા. ૩૦ મી ડીસેમ્બર ૧૯૧૫ને રોજ ગીરગામમણિવેન મેમેરીઅલ હોલમાં સવારના ૮ વાગે ઓન. રાયબહાદૂર ગોકુળ પ્રસાદ મુનશીના પ્રમુખપદે થયો હતો. સભામાં મિતપાન સોસાઇટીના ડેલીગેટો હાજર હોવા ઉપરાંત જુદી જુદી કોમના ઘણા આગેવાનોએ હાજરી આપી હતી. ડેલીગેટોને આવકાર આપનારૂં ભાષણ ડો. સર ભાળચંદ્ર કૃષ્ણે કર્યું હતું. તેમણે મિતપાન સોસાયટીઓની હિંદમાં સ્થાપના થઇ ત્યારથી બધો ઇતિહાસ આપ્યો હતો. તેમણે જણાવ્યું કે ૧૯૦૪ માં પહેલી મિતપાન પરિષદ મુંબઇમાં મળી હતી. એ પછી ટેંપરંસ સોસાઇટીની લડતની પરિણામે હિંદમાંથી હજારો દારૂની દુકાનો કાઢી નાખવામાં આવી છે. દારૂની દુકાનો મોડેથી ઉઘાડવાનું અને રાતના ૯ વાગે બંધ કરવાનું ધોરણ અમલમાં મુકાયું છે; નાનાં બાળકોને દારૂ વેચવાનો પ્રતિબંધ કરાયો છે. ડો. સર ભાળચંદ્રે જણાવ્યું કે, આબકારી સલાહકારક કમિટીઓ જોઇતા પ્રમાણમાં સફળ નીવડતી નથી તેનાં કારણો એ છે કે તેમાં સરકારી અમલદારોની મોટા પ્રમાણમાં

નીમણુંકો કરવામાં આવે છે. ઓન મી૦ વાચ્છાના જણાવ્યા પ્રમાણે એ કમિટીઓ 'ફાર્સ' સમાન છે. હિંદમાં દેશી દારૂ અટકાવવાની આપણી લડતને પરિણામે યુરોપી દારૂનો ખપ વધતો જાય છે. એનું બીજું કારણ એ પણ છે કે–સરકાર-યુરોપીઅન દારૂની દુકાનો ઉપર અકુંશ મુકતી નથી. અને ઉલટું એવી દુકાનોને વધુ પરવાના આપે છે. સરકારે દારૂનો ઉપયોગ અટકાવવા હજી વધુ પ્રયાસ કરવા જોઇશે.

ડા. સર ભાળચંદ્રના ભાષણ પછી ડા. જહાંગીર ખ઼ દાજીએ રાય બહાદુર ગોકુળ પ્રસાદને પ્રમુખસ્થાન લેવા વિનતિ કરી હતી. પ્રમુખે પોતાના ભાષણની શરૂઆતમાં ઓન. મિ. ગોખલેના મરણ માટે દિલગીરી દર્શાવી હતી. તેઓ મદ્યનિષેધક કાર્યને ઘણો ટેકો આપતા હતા એમ પ્રમુખે જણાવ્યું હતું. તેઓએ એકવાર કહ્યું હતું કે હિંદમાં દારૂ તદ્દન અટકાવવાની રૂઢિ ગ્રહણ કરવી જોઇએ. ઓન. મિ૦ ગોખલે જ્યારે પણ પોતાને સમય પ્રાપ્ત થતો ત્યારે આ રૂઢિની હિમાયત કરતા. તેઓ પુનામાં મળેલી કોન્ફરન્સના પ્રમુખ થયા હતા. અને હિંદી પ્રધાન પાસે મદ્યનિષેધક સબંધમાં ગયલા પ્રતિનિધિ મંડળના એક સભાસદ હતા. તેમના મરણથી કોન્ફરન્સે એક મોટો સહાયક ખોયો છે. હિંદના જુદા જુદા ભાગોમાં થતી મદ્યનિષેધક હિલચાલો સંબંધી પ્રમુખે કહ્યું કે બંગાળામાં હિલચાલ ગયા વર્ષમાં ઘણી આગળ વધી છે. ત્યાંની સભાઓના ફંડો સારી હાલતમાં છે. તેને લગતાં સાહિત્યોનો પ્રસાર પણ ઠીક થાય છે. પરવાના આપનારી કલકત્તાની બોર્ડે પણ આ પક્ષ ઉપાડી લીધો છે. મી૦ એસ. રોય આ સંબંધમાં ત્યાં અસરકારક ભાષણો કરે છે. દારૂની દુકાનોમાં ઘણો સારો ઘટાડો થયો છે.

મુંબઇ ઇલાકા સંબંધી પ્રમુખે જણાવ્યું કે–પુના, સતારા, અહમદનગર અને સોલાપુર ખાતે પણ દારૂના ખપમાં કેટલોક ઘટ઼ો થયો છે. થોડો ટેક ચડે એવા દારૂના ભાવ જલદ દારૂ જેટલા રખાયા છે એ રૂઢિ પણ કેફી પીણાની બદી અટકાવનાર તરીકે ગણી શકાય. માળ્સોરમાં આ હિલચાલને જેવી ફતેહ મળી છે તેવી મુંબઇમાં મળે એમ હું ઇચ્છું છું. પંજાબમાં પણ દારૂની દુકાનોમાં ઘટાડો થયો છે એ ખુશી થવા જોગ છે. હું દારૂનું પીણું તદ્દન અટકે એ મતનો છું. લશ્કરી નૌકાખાતાની અને બીજી કોઇ પણ ફરજો બજાવવા માટે મજબુત શરીર અને સ્થિર મગજની જરૂર છે. આથી જો દારૂ પીવામાં આવે છે તો માણસ નિર્બળ બની જાય છે અને ફરજ બજાવી શકતો નથી. એથી દારૂ ન પીવો જોઇએ. યુરોપના દેશોના દાખલા આપી પ્રમુખે જણાવ્યું કે–હિંદુસ્તાનમાં દારૂ સમૂળગો શા માટે બંધ ન થવો જોઇએ? શાળામાં અને કોલેજોમાં એ સંબંધી ભાષણો આપવાં જોઇએ. મેજીસ્ટ્રેટનથી મિતપાનની સભાઓમાં આ બદીના ગેર લાભ દર્શાવવા જોઇએ. વસ્તીવાળા ભાગોમાંથી દારૂની દુકાનો ખસેડવી જોઇએ. છુટક દારૂ વેચવો જોઇએ નહિં. સલાહકારક કમિટીઓમાં ઘણા સુધારા કરવા જોઇએ. છેવટે પ્રમુખે ગયા વર્ષમાં આ દેશમાં મદ્યનિષેધક હિલચાલ ઠીક આગળ વધેલી જણાવી સંતોષ દર્શાવ્યો હતો.

બાદ પંડિત મદન મોહન માળવીઆએ, ના૦ શહેનશાહનો લડાઇ બંધ રહેતા સુધી દારૂ નહિ વાપરવાનો સ્તુત્ય ઠરાવ કરવા માટે આભાર માનનારો અને લોર્ડ તથા જગતનાં

બીજા રાજ્યોએ તેનું અનુકરણ કરવું જોઇએ એમ સૂચવનારો ઠરાવ રજુ કર્યો હતો. ઠરાવના ટેકામાં ભાષણ કરતાં પંડિતશ્રીએ શ્રીમંત લોકોમાં દારૂની ફેશન થઇ પડેલી હોવા માટે બળાપો કર્યો હતો, અને એ રીતિ દુર કરવા એ લોકોને ભલામણ કરી હતી. બાદ હિંદી સરકારને કેટલાક ધોરણોસર કામ લેવા વિનતિ કરનારા ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. કોન્ફરન્સનું કાર્ય પાર ઉતારવા માટે મુંબઇની એસોસીએશનના સેક્રેટરી મી૦ ધનજીભાઇ ગીલ્ડરનો કોન્ફરન્સે આભાર માન્યો હતો.






## દ્વાદશ પારચ્છેદ.

થોડા સમયમાંજ મુરારીલાલના ઘરમાંથી ઘણા જોરથી મારવાનો અવાજ અને કરૂણ કલ્પાંત સંભળાવા લાગ્યું. મુરારીલાલની પત્ની રાધા અને પુત્રી સુખદેવીની બૂમોથી દશે દિશાઓ કંપી ઉઠી. નિશામાં ચકચૂર થઇ મુરારીલાલ જ્યારે ઘરમાં ગયો, તે સમય રાધા રસોઇ બનાવતી હતી અને તેની પુત્રી પણ તેમાં સાહાતા કરી રહી હતી. મુરારીલાલનું સ્વરૂપ જોતાંજ બન્નેના પ્રાણ ઉડી ગયા. માતાએ સુખદેવીને ત્યાંથી નાસી જવાને કહ્યું પરંતુ સુખદેવીને માતાને એકલી મુકી નાસી જવું એ ઠીક જણાયું નહિ.

મુરારીલાલ રસોડામાં જઇને બોલ્યો–" રસોઇ બની ગઇ, જોઉં, જોઉં !"

રાધા ચૂપ. રસોઇ તૈયાર ન્હોતી. મુરારીલાલે ગુસ્સો કરીને કહ્યું–" હેં ! અત્યાર સુધી રસોઇ નથી બની ! "

રાધાએ ધ્રુજતાં ધ્રુજતાં કહ્યું–" શાક હજી બાકી છે. દાળ ભાત તૈયાર છે. થોડીક વાર થોભી જાઓ. શાક પણ તૈયાર થઇ જશે. "

મુરારીલાલ ક્રોધથી અધીર થઇને બોલ્યો–" હરામજાદી ! હું થોભી જાઉં ! હું તારા બાપનો નોકર છું ? ! હમણા મને પીરસી દે. "

રાધા પાનેનો સ્વભાવ જાણતી હતી. આવી ઉન્મત્ત દશામાં આજ્ઞા માનવામાં વાર કરવાથી તેના પ્રાણ પર આવી પડતાં જે કંઇ ભોજન તૈયાર હતું તે ઝટપટ પીરસવા લાગી. પરંતુ શાક ન જોઇ મુરારીલાલ ક્રોધથી હાંફવા લાગ્યો. મોંથી કંઇ ન બોલ્યો. મુઠીમાં રાધાનો ચોટલો પકડી પીઠ પર બે–ચાર લાતો લગવી દીધી. લાત પડતાં રાધા જોરથી બૂમ પાડી ધરતી પર પડી ગઇ અને પડતાંજ અચેત થઇ ગઇ. માતાને અચેત જોઇને સુખદેવીથી રહી શકાયું નહિ. તે પણ જોરથી રડવા લાગી. અને દોડીને માતાના મોંઢા પર પાણીની છાલકો મારવા લાગી. સુખદેવીને પોતાની માતાની સેવા કરતી જોઇ નિર્દય પિતાનો ક્રોધ તેના પર આવી પડ્યો, તે સુખદેવીને નિર્દયપણે મારવા લાગ્યો. બાલિકા

સુખદેવી નિર્દય પિતાનો માર કેવી રીતે સહી શકે ! તે અધિક જોરથી ચિલ્લાઇ ચિલ્લાઇ રડવા લાગી. રાધા પતિનો માર ચૂપચાપ સહી લેતી હતી, રડવાનો પણ અધિકાર તેને ન્હોતો. હવે તેને ચેતન આવ્યું. પ્રાણથી વહાલી અભાગી પુત્રીને નિષ્ઠુરતાથી માર ખાતી જોઈ તેનાથી સહી શકાયું નહિં. તે જોરથી ચિલ્લાઇ ઉઠી. ત્યારે મા-પુત્રીના આર્તનાદથી ફળિયું ગૂંજી ઉઠયું.

નરાધમ મુરારીલાલનો ક્રોધ તેથી શાંત થયો નહિ. પત્ની અને પુત્રીને કલ્પાંત કરતાં જોઇ તેનું પત્થર સદશ હૃદય પિગળ્યું નહિ. તેની ઉન્મત્તતા વધારે સતેજ થઇ ગઇ. તેણે ભોજનની સામગ્રી ઉઠાવીને ચોકમાં નાખી દીધી થાળી આંગણામાં પડીને ભાગી ગઈ. દાળનું પ્યાલું આ તરફથી પેલી બાજુ દડવા લાગ્યું. દાલથી સઘળું આંગણું રંગાઇ ગયું. વાતની વાતમાં પ્રલય જેવું થઇ ગયું. તે મનુષ્ય નામધારી પિશાચ ત્યારે પોતાની પિશાચી લીલા દેખાડીને ઉન્મત્તજ દશામાં મકાનથી બ્હાર નીકળી ગયો,

હવે મા-પુત્રી બન્ને મળી રડવા લાગ્યાં. માતા પુત્રીના આંસુ લૂછવા લાગી. પુત્રી પણ માતાનાં વારંવાર આંસુ લૂછવા લાગી સુખદેવી માતાનાં જેમ આંસુ લૂછતી તેમ માતાનાં નેત્રોમાંથી અતિ વેહથી અશ્રુ ધારા નિકળતી. પરંતુ હવે સુખદેવીનાં નેત્રોમાં આંસુ નથી. હવે તેનું હૃદય માતાનું દુઃખ જોઇ વ્યાકુલ થઇ રહ્યું હતું.

સુખદેવીએ પુછ્યું-" અમ્મા ! બહુ જોરથી લાત વાગી છે શું ? " રાધાએ છેડાથી પોતાની આંખો લુંછીને કહ્યું-" નહિં પુત્રી ! બહુ નથી વાગી. "

કહેવાનું તો તેણે કહી દીધું, પરંતુ ન જાણે કયાંથી, પ્રબળ ધારાઓ તેની આંખોમાંથી ફુટી નીકળી.

સુખદેવીએ પૂછ્યું—" ત્યારે તું આજ આટલી રડે છે કેમ ?

રાધાએ કહ્યું-" હું મારે માટે નથી રડતી, હું તારે માટે રડું છું. તું નાની બાલિકા છે. આમ મારવામાં આવશે તો કેટલા દિવસ જીવિશ ! "

રાધાનાં આંસુ હજુ સુધી આંખ્યોમાંથી ગરતા હતાં. આજ તેની આંસુ નદીનું બંધન તુટી ગયું હતું. પ્રબળ ધારાથી તેની છાતી ભિંજાઇ ગઇ. સુખદેવીથી હવે દેખાઇ શકાયું નહીં. તેનાં નેત્રો ડબડબાવા લાગ્યાં તે ગભરાઇ બોલી ઉઠી-" માતા ! આજ તમને ભારે લાત વાગી છે. જુવો આ લુંગડું લોહીથી ભિંજાઇ ગયું છે. પિતાનો માર ખાઇ ખાઇને મને ટેવ પડી ગઇ છે. હવે પિતાજી મારે છે તો મને ઘણું વાગતું નથી. પણ મા ! તમને મારતા જોઇને માર્ડુબો રડયા સિવાય રહી શકાતું નથી. "

રાધાએ પુત્રીને છાતી સાથે ચાંપીને કહ્યું-" અગ્નિ અભાગણી ! આટલી ન્હાની ઉમ્મરમાં તારે આટલું દુઃખ ભોગવવાનું વિધાતાએ લખ્યું હતું ? અગ્નિ સુખદેવી ! હવે મારાથી તારૂં દુઃખ જોઇ શકાતું નથી. એક દિવસ મન ભરીને તને રાજીખુશી જોઇને મરી શકું તો મારૂં અહોભાગ્ય માનીશ મારૂં ભાગ્ય એવું ખરાબ છે કે કોઇ સંબંધી પણ નથી કે જે હાથ તને સોંપી નિશ્ચિત મરી શકું. "

સુખદેવી ઘણી ગભરાઇ ઉઠી અને તેનાથી રડી દેવાયું. તે બોલી—"તમને તજીને મારાથી કયાં પણ રહી શકાશે નહિં. " વહાલી મા ! હું કહીં જઇશ તો બાપુજી તે દિવસ તમારા પ્રાણ લઇ લેશે માતા ! તમો પણ મને તજીને કયાં પણ જશો નહિં. "

રાધાથી વધારે કાંઇ બોલી શકાયું નહિં. થોડા વખત સુધી નેત્રામાંથી આંસુ સારતી રહી પછી ગાંડીની માફક એક વખત ચારે તરફ નજર ફેરવી બોલી–" હાય કરમ ! મારી વહાલી પુત્રી માર ખાઇનેજ સુખી રહેશે ? તૈયાર કરેલી રસોઇ પણ બગડી ગઇ. હવે ઘરમાં જરા–થોડું અનાજ પણ નથી કે જે રાંધી આપું. "

આમ કહીને રાધા જોરથી રડવા લાગી. સુખદેવીએ માતાને શાંત પાડવા માટે કહ્યું–" માતા ! મને ભૂખ નથી લાગી. તમો તે માટે કેમ રડો છો ! જે દિવસે બાપુજી મને મારે છે, તે દિવસે મને ભૂખ લાગતી નથી.

હવે પુનઃ માતાના વાગેલાપર સુખદેવીની નજર પડી ગઇ. અત્યાર સુધી તે ઘામાંથી રૂધિર વહી રહ્યું હતું. સુખદેવીએ ઝટપટ પાણીથી પાટો ભિંજવી ઘા પર બાંધી દીધો. પણ રાધાનું ધ્યાન તે તરફ નહોતું. વાગેલાનું દર્દ તેને કંઇ પણ જણાતું નહતું, હવે એકલા મનના દર્દથીજ રાધા વ્યાકુળ થઇ રહી હતી. સુખદેવીએ ઘા પર પાટો બાંધીને કહ્યું–" માતા ! પૈસા હોય તો આપોને ? તમારા માટે કંઇ ખાવાનું લઇ આવું. રાત વધારે વીતિ જશે તો દુકાનો બંધ થઇ જશે. "

માતાએ કહ્યું–" પૈસો ક્યાંથી લાઉં ? પુત્રી ! હું અભાગણી છું. હાય ! પરમેશ્વર ! મારી લાડકવાયી પુત્રી......"

રાધાથી વધારે બોલી શક્યું નહિં. તેનો કંઠ રૂંધાઇ ગયો. સુખદેવી પણ કંઇ બોલી શકી નહિં. અને ચૂપચાપ આંસુ ઢાળતી રહી.

તે નર–પિશાચ પતિ વા પિતાના વિરૂદ્ધ તેની પતિ રાધા અને કન્યા સુખદેવીએ એક વાત પણ ન કહી.. મા–પુત્રમાં આટલી દુઃખની વાતો થઇ ગઇ, પરંતુ તેમના દુઃખની જડ નિષ્ઠુર પશુના વિરુધ્ધ કોઇના મુખમાંથી એક શબ્દ પણ ન નિકળ્યો. તે પતિ નામના અયોગ્ય પશુને માટે પણ રાધાની પતિ ભક્તિ ! અને તે બાળક સુખદેવીને શિક્ષણ આપનાર પણ તેજ માતા હતી; તેથી સુખદેવી પણ પોતાના નિષ્ઠુર પિતાનું સનમાન કેમ ન કરે ? તેના સિવાય સુખદેવી પોતાના પિતાનો યમરાજ જેટલો ભય રાખતી તે પણ હમો સારી પેઠે કહી શકીએ છીએ.

રાધા જે વાતને કહેતાં કહેતાં કહી નહિં શકી હતી, તે હવે ફરીને તેને કહેવા લાગી–" હું કેટલો વિચાર કરૂં ! ઘરમાંથી ગયે કેટલો વખત થઇ ગયો, હજુ સુધી આવ્યા નથી. ન જાણે ક્યાં કેવી દશામાં પડ્યા હશે. એવો પણ કોઇ નથી જણાતો કે તેમને પકડી લાવી ઘેર પહોંચાડે. હમને ગમે તો મારે, ગમે તો હમારા પ્રાણ લે, હમો સૌ સહી લઇશું ! પણ બીજું કોઇ શા માટે સહેશે. હવે તેનો ઉપાય હું શું કરૂં ? કેમ દારૂ પીવું શીખ્યા હતા ?

સુખદેવીએ આંખોમાં અશ્રુ ભરીને કહ્યું–" માતા ! તમો નથી જાણતા, બાપુજી દારૂ શા માટે પિવાનું શિખ્યા છે ! આપણને મારવા માટે. તમો જોતાં નથી કે જ્યારે પીએ છે ત્યારેજ મારે છે. બાકી તો કદી એ નથી મારતા. ".

તેજ સમય સૂવાની કોટડીમાં એક ધડાકો થયો. સાથે મુરારીલાલનો નાનો બાળક પણ ઘણા જોરથી રડી ઉઠ્યો. મા–પુત્ર બીકથી કંપી ઉઠ્યા. બાળકનું રડવું સાંભળી માતાથી રહી શકાયું નહિં. તે વેગથી કોટડીમાં ગઇ. તેની પાછળ પાછળ સુખદેવી પણ દોડી ગઇ.

બન્નેએ દિવાસળી ચેતાવી જોયું. મુરારીલાલ નિરાશ અચેત થઇને પથારી પર પડયા છે. સતી વખત કદાચ પુત્ર નીચે આવી ગયો હશે, તેથી વાગવાથી તે રડી ઉઠયો હશે. ભાગ્યબળથી તે બચી ગયો હતો, એટલુંજ ઘણું છે. અને તે રડયો હોત નહિં તો ખરેખર મરી જાત. તેના રડવાનો અવાજ સાંભળીનેજ રાધા ત્યાં આવી શકી, અને મુરારીલાલના શરીર નીચેથી કાઢી લઇને પોતાની છાતી સાથે ચાંપ્યો. બાળક ન રડયો હોત તો રાધાથી ઉઠી પણ શકાત નહિં માર ખાવાથી તેનું શરીર ચૂરેચૂરા થઇ રહ્યું હતું-થઇ ગયું હતું.

શું આ પૃથ્વી સિવાય નરક નામનું કોઇ બીજું સ્થાન છે?

## ઈમન કલ્યાણ.

"હૃદય માઝારે જોવે દેખના વિવેકવાન,
અવિન જીવન પ્રિયં, તેમન સકલ પ્રાણ;
એકર અંગે અઆઘરતે કલ કષ્ટ હય તાતે,
ત્રાહિ ત્રાહિ કર કેન દેખ જગત સ્મશાન.
કિંચિત્ રસના લોભણે પડિયે,
હા ? હા ? ? દાઓપર જીવન વધિયે;
તા દેખે હૃદય કેન ના શિરરે,
રહિન શુણે હા હા ? ગલે પાષાણ."

લઘુતમ લાલન

## કુમારી હેલન કેલર

જાણવાજોગ જીવન વૃત્તાંત.

લેખક સૌ. વિજયા.

યુરોપ અને અમેરિકામાં પ્રતિદિન વિસ્મયજનક શોધો થયા કરે છે. આજ સુધી આપણો એવો ખ્યાલ હતો કે આંધળાં, બ્હેરાં અને મૂંગાંને કેળવણી આપવી એ તદન અસંભવિત વાત છે; પરંતુ કેળવણીનું મહત્વ સમજનારી પૂર્વના દેશની પ્રજાએ એવાં માણસોને ભણાવવાને પણ નિશાળો ખોલી એમ બતાવી આપ્યું છે કે, એવું સમજવું એ આપણો કેવળ ભ્રમ હતો. એટલુંજ નહીં, પણ હાલમાં એક યુરોપિયન અબળાએ આંધળી, બ્હેરી, તથા મુંગી હોવા છતાં પણ કેટલીક પ્રસિદ્ધ ભાષાઓમાં ઉંચી કેળવણી પ્રાપ્ત કરી દુનીઆને અજાયબ કરી દીધી છે. એ અબળાનું નામ મિસ (કુમારી) હેલન કેલર છે.

કુમારી હેલન કેલરનો જન્મ ઉત્તર અલબમા (Alabama)ના ટસ્કમ્બિયા

(Tuscumbia) નામે ગામમાં તારીખ ૨૭ મી જૂન સને ૧૮૮૦ માં થયો હતો. પોતાનાં માબાપનું તે પહેલુંજ ફરજંદ હોવાથી તેમને તે ઘણી વ્હાલી હતી; પરંતુ દુર્ભાગ્યવશ દોઢ વર્ષની અવસ્થામાંજ આ છોકરીને એક ભયંકર વ્યાધીએ દબાવી આ વ્યાધિએ એને આંખો તથા કાનોના ઉપયોગથી વંચિત કરી દીધી. સાથે તે ગુંગી પણ થઇ. જેવી રીતે ગુંગા સંકેત દ્વારા પોતાના વિચાર બીજા આગળ પ્રગટ કરે છે; તેવીજ રીતે એ છોકરી પણ પોતાનું કામ ચલાવતી હતી; પરંતુ હજી સુધી તે એટલું ન સમજતી હતી કે દુનીઆમાં દરેક વસ્તુને માટે જુદું જુદું ચિહ્ન કે નામ છે.

હેલન કેલરના બાપની એવી અંતરથી ઇચ્છા હતી કે અમે અમારી દીકરીને ભણાવીએ પરંતુ ઘણા દિવસ સુધી એવો શિક્ષક મળી આવ્યો નહીં કે તે આવી આંધળી, બહેરી અને ગુંગી છોકરીને ભણાવવાનું સાહસ કરે. ઘણી ખોજ કરતાં મિસ (કુમારી) સલીવાન (sullivan) નામની એક વિદુષીએ એ કાર્યનો સ્વીકાર કર્યો. હેલન કેલર કેટલીક ભાષાઓમાં ઉંચી કેળવણી પ્રાપ્ત કરવામાં સફળતા પામી. તે એજ બાઇના સતત પરિશ્રમનું ફળ છે. જ્યારે કુમારી સલીવાને ભણાવવાનો આરંભ કર્યો ત્યારે કેલરની ઉમ્મર સાત વર્ષની હતી. બાલ્યાવસ્થામાંજ દરેક વસ્તુ લઇ તેના સંબંધની સર્વ વાતો જાણવાને માટે કેલર બહુ આતુર રહેતી. પોતાના રમવામાં એક વસ્તુને તે બહુ પસંદ કરતી હતી. કુમારી સલીવાને એક દીવસ તે રમવાનું તેની પાસે લઇ લીધું. જ્યારે તે રડવા લાગી ત્યારે તેના હાથ પર આંગળીથી કુમારી સલીવાને પૂતળી (Doll) લખી દીધું. એવીજ રીતે બેચાર વાર કરવાથી કેલરને માલમ પડયું કે તે ચીજ પુતળી (Doll) છે. આથી જ્યારે તેને રમવાની ઇચ્છા થતી ત્યારે પોતાની મા અથવા સલીવાનના હાથ પર પુતળી (Doll) લખી તે ચીજ મેળવી લેતી. આવી રીતે કુમારી સલીવાને ઘરની સર્વ વસ્તુના નામાક્ષર તેને શીખવી દીધા. દિવસે દિવસે એ નામાક્ષરની સંખ્યા વધતી ચાલી.

આવી રીતે સંજ્ઞા શબ્દોના અક્ષર શીખી રહેતાં કુમારી સલીવાને તેનું ધ્યાન ક્રીયાઓ ઉપર ખેંચ્યું. Doll ( પુતળી ) Table ( ટેબલ ) વગેરે ચિન્હ અથવા સંકેત તે જાણતી હતી, આ કારણથી પુતળી માંગતાં કુમારી સલીવાને તેના હાથ ઉપર Doll is, on the table પુતળી ટેબલ પર છે, વગેરે વગેરે વાક્ય લખવાનો આરંભ કર્યો. ધીરે ધીરે એવી રીતના અનેક વાકયો પણ કેલર સમજવા લાગી. આથી હવે તેને ભણાવવાનો આરંભ થયો.

આંધળાને ભણાવવા માટે ઉપસેલા અક્ષરોની ચોપડીઓ છાપવામાં આવે છે. તેના પર આંગળીઓ મુકી તેઓ શીખી શકે છે. આવીજ એક ચોપડી હેલરને આપવામાં આવી. જે જે શબ્દોના અક્ષર તે શીખી ચુકી હતી તેને ચોપડીમાં જોઇ તે ઘણીજ રાજી થઇ. આથી તેને એક રમત સમજી તે આખો દીવસ જે જે વસ્તુ મેળવતી તેના અક્ષરો ચોપડીમાં શોધી શોધીને કુમારી સલીવાન પોતાની માને બતલાવી રાજી રાજી થતી ધીરે ધીરે તે ઉપસેલા અક્ષરો તથા વાકયોના ભાવ સમજવામાં ફતેહમંદ નીવડી. સાથે સાથે અક્ષરો લખતાં પણ તે શીખી ગઇ.

૧૦ વર્ષની અવસ્થામાં તે હાથ પર લખી લખીને વાતો કરવા લાગી. પરંતુ કેટલીક

વાર પોતાના માબાપના હોઠો હાલતા જોઇ તે મનમાં વિચારતી કે હું પણ કેમ એમ ન કરું. એને લીધે તે બોલવાને અતિ ઉત્સુક થઇ ગઇ. આમ જોઇ કુમારી સારા ફુલરે (Sara fuller) હેલન કેલરના હાથ પોતાનાં મ્હોં પર રખાવી વારંવાર પાણી (Water)નું ઉચ્ચારણ કર્યું. આથી તે બુદ્ધિમતી બાલીકાએ જીભ તથા હોઠની ચાલ પોતાની આંગળીઓથી ધ્યાન પૂર્વક જોઇ અને પોતે તે પ્રમાણે અનુકરણ કરવા લાગી. અભ્યાસથી શું નથી થઇ શકતું? થોડાજ દિવસમાં તે હોઠ દ્વારા શરૂ કરી ઘણાં શબ્દોનું ઉચ્ચારણ કરવા લાગી એટલે સુધી કે અત્યારે તે ભાષણ સુદ્ધાં આપે છે. એનું ઉચ્ચારણ આપણા લોકોનાં ઉચ્ચારણથી કંઇક બરો ભિન્ન હોય છે.

આવી રીતે લખતાં વાંચતાં અને બોલતાં શીખી અંગ્રેજી, ફ્રેંચ, જર્મન તથા લેટીન જેવી ભાષાઓમાં એણે ઉંચી પરીક્ષાઓ પસાર કીધી. એ સિવાય બીજી પણ કેટલીક ભાષા તે જાણે છે. જોવા તથા સાંભળવાની શક્તિ તેની આંગળીમાં આવી ગઇ છે. પોતાની સખીઓ તથા હિતૈષીઓને તે ગમે તેટલા વખત ઉપર મળી હોય છતાં હાથ ફેરવતાં તરત પીછાની શકે છે, જ્યારે કોઇ નવીન મનુષ્ય એને મળવા આવે છે, ત્યારે તે એના મ્હોં પર હાથ ફેરવી તેને સદાને માટે ઓળખી લે છે. વાંચવા લખવા ઉપરાંત તે શેતરંજ પણ સારી રીતે રમી શકે છે.

(સત્સંગના " વાંચકોને જ્ઞાનમાં વૃદ્ધિ થાય એ હેતુથી આ જીવન વૃત્તાંત પ્રસિદ્ધ હિંદી માસિક સરસ્વતીમાંથી એનાં સારાંશ ઉપર પ્રકટ કર્યો છે.)

## કાયદા દેશની શાંતી માટે છે.



કાયદા દેશની શાંતિ માટે છે. કળા, કૌશલ્ય અને વ્યાપારની વૃદ્ધિ થાય, વિદ્યાનો પ્રચાર થાય, મહિમાંહે પ્રેમની ઉત્તરોત્તર વૃદ્ધ થાય, એ કાયદાઓનો મુખ્ય ઉદ્દેશ છે. સત્તા તળેની પ્રજાની આર્થિક દશા સારી રહે, તેના જાનમાલનું રક્ષણ થાય, નિર્બળ પર બળવાનો અત્યાચાર ન કરી શકે, આ સત્તા ધારણ કરનારનો ઉદ્દેશ હોવો જોઇએ. કોઇ કોઇનું સ્વત્વ વા અધિકાર છીનવી લઇ શકે નહિ, પરસ્પર ન્યાય અને ધર્મપુરઃસર વ્યવહાર રહે એ કાયદાનો આંતર હેતુ છે. કાયદો એ પારિભાષિક શબ્દ હોઇ એની પારિભાષા જોઇએ તો નીચે પ્રમાણે છે;—

'That body of rules and principles which regulate the intercourse of states with each other and to some extent the relations of a state with the subjects of another state.

અથવા કાયદો તે છે જે દુનીઆના સમસ્ત સભ્ય રાજ્યોના માંહોમાંહેના આચરણને નિયમમાં રાખે. આ પારીભાષાથી સાફ જણાશે કે કાયદો અથવા નિયમાવલિની હદ સર્વ રાજ્યોને લાજિમ છે. આ સંબંધે ઘણાએ પુસ્તક આજ સુધીમાં લખાયાં છે. કારણ આ

મહત્વનો વિષય છે. ચાલુ સમયના મહાયુદ્ધમાં સડેવાયલા રાજ્યોના દાવપેચ સમજવાને તે ૧ આ કાયદાનું સંપુર્ણ જ્ઞાન થવું ઘણુંજ જરૂરનું છે. તેટલા માટે કાયદાની ઉત્પત્તિ, અને એનાં આધુનિક સ્વરૂપના સંબંધમાં સંક્ષેપમાં અમારા વાંચકોને કંઇક થવા માટે લખવું એ લેખનો મુખ્ય ઉદ્દેશ છે.

ઉત્પત્તિ—લગભગ ઇ. સ. પૂ. ૨૧૬ માં રોમના ધર્માચાર્ય પોપની પ્રાપી વાગી રહી હતી. રોમજ ત્યાં તે વખતે કળાકૌશલ્ય અને લક્ષ્મીનું નિવાસસ્થાન હતું. ત્યાંજ વિદ્યા અને સભ્યતાનો અભ્યુદય હતો અને તેથી ઘણે દૂરના લોકો ત્યાં વિદ્યા ભણવા અને કળાકૌશલ્યમાં પ્રવીણ થવાને સારૂ આવતા હતા. થોડાજ સમયમાં વિદેશીઓની સંખ્યા ત્યાં ઘણીજ વધી એટલે ત્યાં આચણો ઉપસ્થિત થયો. એમને કયા કાયદા લાગુ પડી શકે. રોમનિવાસી એવું શી રીતે ઇચ્છી શકે. તેઓ પોતાના જાતીય કાયદા ( Civil laws ) નો લાભ લે એથી એમના જાતીય ગૌરવને કલંક લાગતું હતું. સાથે દેશની ઉન્નતિ માટે તેમનો બહિસ્કાર કરવો પણ વાજબી ન હતું. એ માટે રોમ સામ્રાજ્યમાં જસજેન્ટિયમ (Jus gentium) નામનો કાયદો બનાવવામાં આવ્યો. આ કાયદા પ્રમાણે રોમનિવાસી તથા વિદેશી વચ્ચેના માંહોમાંહેના ઝગડા શાંત થતા હતા. આ કાયદામાં એવી વાતોનો સમાવેશ કર્યો હતો કે જે દરેક રાજ્યમાં સાધારણ રીતે પ્રચલીત હતી. દરેક દેશમાં રિતરિવાજ જળવાયું અથવા ભૂમીની વિશેષતાને લીધે કોઇ વિશિષ્ટ બાબતો પ્રચલીતો હોય તેવી ચર્યાને આ કાયદામાં સ્થાન આપવામાં આવ્યું ન હતું. અસારે આ જસજેન્ટિયમ (Jusgentium)ને સામાન્ય નિયમ કહેવો યુક્ત નથી, પરન્તુ તે અત્યારે પણ આપણા વર્તમાન કાયદાને ઘણે અંશે મળતો છે.

ઉન્નતિ—લગભગ ઇ. સ. પૂ. ૨૭ માં રોમ સામ્રાજ્ય સ્થાપિત થયું. એ સમયે વિશ્વવ્યાપી સામ્રાજ્ય (Universal Empire) ના પ્રશ્ને મોટી ધાંધલ મચાવી હતી. સર્વની એવી ઇચ્છા હતી કે આવું મોટું સામ્રાજ્ય સ્થાપિત થઇ તેના હાથમાં બીજા રાજ્યની લગામ રહે. તેના માંહોમાંહેના ઝગડાનો નિકાલ એ સામ્રાજ્ય કરે. પરન્તુ દૈવની ઇચ્છા એવી ન હતી. વિશ્વવ્યાપી સામ્રાજ્યનો ઝળકતો તારો જોતજોતામાં અસ્ત થઇ ગયો. કેટલાંક નાના મોટા રાજ્યોનો વિકાસ થયો. એ રાજ્યોમાં માંહોમાંહે લડાઇઓ થવા લાગી. ધર્મમાં પણ પ્રોટેસ્ટંટ (Protestants) અને કૅથોલિક (Catholcis) એ બે ભાગ પડી ગયા. એઓમાં ૩૦ વર્ષ સુધી લડાઇ ચાલુ રહી.

હાલના સામાન્ય કાયદાઓ એ સમયે નક્કી થયા. તે રાજનૈતિક સ્વાધીનતા અને જમીનપર ની સત્તા (Territorial sovereignty)ના આધારપર બનાવ્યા. સોલમાં અને સત્તરમા સૈકામાં મોટી મોટી લડાઇઓથી માણસોનો નાશ બેસુમારપણે થવા લાગ્યો. આ વખતે યુદ્ધ ના કાયદા માટે કંઇ નક્કી ધોરણ બાંધવાની જરૂર પડી. કારણકે તેથી યુદ્ધ તથા મનુષ્ય હાનિ ઓછી થાય. આ કાર્ય માટે તે સમયના પ્રસિદ્ધ કાયદાબાજ હ્યુગો ગ્રોટીયસ (Hugo Gratius) ને નિમવામાં આવ્યો. પ્રત્યેક દેશ વચ્ચેના હાલના સામાન્ય કાયદાઓનો જન્મદાતા તે છે. તેણે " A treaties on the law of war and peace " નામનું એક પુસ્તક રચ્યું. ગ્રોટીયસે ગ્રીસનાં સ્ટોઇક પંથના દાર્શનિકોના પ્રાકૃતિક નિયમોનો આધાર લીધો છે. પ્રોફેસર ગ્રોટીયસ કહે છે કે—

(૧) That there is a determinal law of nature.

અર્થાત્ દરેક દેશમાં કેટલાક એવા નિયમ જોવામાં આવે છે કે જેનું પાલન મનુષ્ય પોતાના આત્માની પ્રેરણાથીજ પોતે કરે છે. ઇશ્વરની કૃપાથી જન્મતાં સાથેજ પેદા થનારી એક હૃદયસ્થ શકિત દરેક મનુષ્યને એવા નિયમોનું પાલન કરવાને માટે પ્રેરણા કરે છે અને તેથી તેને માટે તેનાપર સત્તાધારીની જરૂર નથી. તે સાથે તેવા નિયમની પણ જરૂર નથી, કારણકે તે મનુષ્ય માત્રને સંમત છે. તેનું પાલન તે પોતાના રક્ષણ સારૂ કરેછે.

(૨) That international law is binding on stars enter se.

અર્થાત્ બધાં રાજ્ય આવા નિયમોનું પાલન કરવા સંમત છે. આજ નિયમોથી બે અથવા બેથી વધારે રાજ્યોની માંહોમાંહેની તકરારનો નીવેડો થઇ શકે છે.

(૩) Sovereigns should be related to eoch other, like the members of a group of Roman Proprietors.

અર્થાત્ રાજાઓનો પરસ્પર સંબંધ રોમના જમીનદારોના પરસ્પર સંબંધ જેવો હોવો જોઇએ, મતલબ કે તેઓમાં મૈત્રી થઇ રહેવી જોઇએ. તેઓ એક બીજાના અધિકારને માને. કોઇ રાજ્ય ગમે તેવું સંપન્ન અને શક્તિશાળી હોય, તોપણ કોઇ નાના અથવા અશક્ત રાજ્ય ઉપર વિના કારણ અત્યાચાર કરી શકે નહિ. આનું નામ રાજનૈતિક સ્વતંત્રતા છે.

આ પછી પણ બીજી ઘણીએ સંધિઓ થઇ, એમાં ઘણા નિયમો નક્કી થયા

(૧) વેસ્ટ ફેલિયાની સન્ધિ–આમાં એ નક્કી થયું કે દરેક રાજ્ય મોટું હોય કે નાનું પણ તે પોતાની હદની અંદર સ્વતંત્ર છે.

(૨) ઇ. સ. ૧૮૪૧ની સન્ધિ. આમાં એ નક્કી થયું કે પાસેના સમુદ્રપર પ્રત્યેક રાજ્યનો પૂર્ણ અધિકાર રહે. જેમકે ઇગ્લંડનો ઇંગ્લીશ ચાનલ પર છે.

(૩) વાશિંગ્ટનની સન્ધિ. એ સન્ધિ પ્રમાણે પ્રત્યેક તટસ્થ રાજ્યનું કર્તવ્ય છે કે તે પોતાના રાજ્યના કોઇ પણ ભાગમાં કોઇ પણ યુદ્ધમાં સંડોવાયલા રાજ્યને (Belligerent) યુદ્ધની તૈયારી કરતાં અટકાવે.

(૪) સને ૧૮૬૨ની સેંટપીટસબર્ગની ઘોષણા તથા સને ૧૯૦૬ની જર્મન પંચાયત વગેરે,

આ સન્ધિઓમાં વિશેષે કરીને ઉદાસીન–તટસ્થ રાજ્યોનું કર્તવ્ય નક્કી કરવામાં આવ્યું છે. આ પ્રસ્તાવોના સબંધમાં પ્રોફેસર લીકોક (Prof. Lckok) લખ્યું છે કે અઢારમાં તથા ઓગણીસમાં સૈકામાં તટસ્થતા સબંધીના નિયમો પર વિશેષ ધ્યાન આપવામાં આવ્યું છે. આ સર્વમાં ઉત્તમ ઇ સ. ૧૯૦૭માં હેગ શહેરમાં થઇ હતી તે છે. તેમાં યુદ્ધ સબંધી નીચે લખેલી બાબતો નક્કી થઇ હતી.

(૧) જે શત્રુ હથિયાર છોડી દે તેને મારવો ન જોઇએ.

(૨) અચાનક હુમલો (Surprise Assaults) કરવો નિષિદ્ધ છે.

(૩) પુસ્તકાલયોમાં આગ લગાડવી, કળા કૌશલ્ય અને વિજ્ઞાનની ચીજો નષ્ટ કરવી નિષિદ્ધછે.

(૪) પ્રજાનું ધન લુંટવાની મના છે.

(૫) સ્વતંત્રતા તથા કુલ મર્યાદાનું રક્ષણ કરવું યોદ્ધાઓનું કર્તવ્ય છે.

(૬) ગોલન્દાજી કરતી વખતે ધર્મસ્થાન કે પ્રાર્થના મન્દિર (Churches) કળાકુશલ વિજ્ઞાન શાળાનું યથાશક્તિ રક્ષણ કરવું જોઇએ.

(૭) એવા ટોરપીડોનો ઉપયોગ નિષિદ્ધ છે કે જે નિશાન ચુકી જતાં પણ કંઇ ને કંઇ હાનિ કરે,

(૮) પ્રજાના ધનમાલ જપ્ત કરવાં નહી વગેરે ઉપસંહાર—વર્તમાન મહા યુદ્ધમાં આ નિયમોનું પાલન કેટલે સુધી થાય છે, તે વાત સમાચાર પત્રો વાંચનારા જાણે છે. આ સામાન્ય કાયદાઓનો અનાદર કરનાર કોણ છે તે દરેક દેશની યુદ્ધ સંબંધી પ્રચલિત કહેવતો પરથી સાફ જણાઇ આવશે અત્રે અમે વાંચકોની જાણ માટે એમાંની કેટલીક કહેવતો આપીએ છીએ.

## અંગ્રેજીની કહેવતો

(1) Since the foolish part of mankind will make wars from time to time, with each other, not having sense enough otherwise to settle their differences, it certainly becomes the wiser part, who cannot prevent these wars, to alleviate as much as possible the calamities attending them. (Benjamin Franklin)

અથવા મંદ બુદ્ધિ વિના યુદ્ધનો નિવેડો પોતે પોતાની મેળે કરી શકતો નથી. એણે યુદ્ધની ભીષણતા ઓછી કરવા પ્રયત્ન કરવો જોઇએ. (બેન્જામિન ફ્રેંકલીન)

(2) My thoughts are turned on peace, already have our quarrels filled the world with widows and with orphans (Addison)

શાન્તી જોઇએ. યુદ્ધની ઇચ્છા હવે રહી ન'ી. આપણા માંહોમાંહેના ઝગડાને લીધે વિધવાઓ તથા અનાથોની સંખ્યા ઘણી વધી ગઇ છે. (એડીસન)

(૩) War, the needy bankrupts' last resort (Rowe)

દેવાળીઆઓને આખરે યુદ્ધનું શરણ લેવું પડે છે (રો)

## ફ્રાન્સની કહેવતો.

(૧) Pease is the daughter of war (voltaire)

યુદ્ધની દીકરી શાંન્તી છે. (વોલ્ટેર)

(૨) To arms ! to arms ! ye brave; The avenging sword unsheathe March on ! March on ! all hearts, resolved on Victory or death ( T. R. Delisle )

બહાદુરો હથિયાર ઉઠાવી લો. રણક્ષેત્રથી પાછા ફરો તો જીત કરી ને ફરજો, નહીં તો ત્યાં મરી જાઓ.

(ડી. લિસ્લે.)

## જર્મનીની કહેવતો.

Everlasting pease is a dream. There is not one more beautiful, and war is a factor is God's plan of the world... Without war the world would sink into materialism.

સ્થાયી શાન્તિની આશા સ્વપ્નવત છે. સંસારના રક્ષણ સાર લડાઇ ઘણીજ જરૂરની છે. લડાઇ વિના સંસારમાં જડતા ફેલાઇ જશે.

(૨) The war maintains the war. (Schiller)

લડાઇ લડાઇથીજ જીવતી રહે છે ( શીલર )

(૩) A peace that has the prospect of being disturbed every day and week has not the value of a peace. A war is often less harmful to the public welfare than such a peace.

એવી શાન્તિ શાન્તિ કહેવા જેવી નથી કે જેનો ભંગ થવાની પ્રતિક્ષણ આશંકા રહે છે: આવી શાન્તિ કરતાં તો લડાઇજ સારી છે.

આ સિદ્ધાન્તો અને કહેવતોથી પત્તો લાગશે કે આ યુદ્ધમાં જિયાદતી કોની છે, અત્યાચારી કોણ છે અને કયું રાજ્ય શાંતિ પ્રિય છે.

---

## “ કર્તવ્યમાં મુકવા લાયક જીવન સૂત્રો. ”

(યોજક શતાવધાની પંડિત શ્રી રત્નચંદ્રજી સ્વામી.)

૧ મ્હોટું મન અને મ્હોટા કાર્યોમાંજ ખરી મ્હોટાઇ સમાયેલી છે, પણ મ્હોટી વાતો કરવામાં મ્હોટાઇ સમાયેલી નથી.

૨ સખાવત વગરની દોલત ચૈતન્ય વગરના દેહ જેવી નિર્માલ્ય અને સ્પર્શ કરવાને નાલાયક છે.

૩ દાનનો પાયો સ્વર્ગના દ્વાર સુધી પહોંચે છે અને દાતારના યશોગુણ ગાવા શાસન દેવોને આકર્ષે છે.

૪ આપણાં માટે દોલત છે પણ દોલત માટે આપણે નથી, દોલત માટે જીંદગી ગુમાવવી તે આત્માને ગુમાવવા બરાબર છે.

૫ કરણી તેવી પાર ઉતરણી. જેવું દેવું તેવું લેવું, હાથે તે સાથે, આ અનુભવી વાક્યોને હમેશાં યાદ રાખો.

૬ લક્ષ્મી ચંચળ છે. પ્રાણ પ્રાહુણા છે. જુવાની જવાની છે; આયુષ્ય અસ્થિર છે, ધીરજનું સ્થાન એક ધર્મ છે.

૭ ગતકાળનો શોચ કરવો નહીં, ભવિષ્ય કાળનો વિશ્વાસ રાખવો નહીં, અને વર્તમાનને વ્યર્થ જવા દેવો નહીં.

૮ મૃત્યુ એક ક્ષણ પણ થોભશે નહીં, લાલચથી લલચાશે નહીં, માટે કાલે કરવું હોય તે આજેજ—અત્યારેજ કરો.

૯ જરીયાન વસ્ત્રો અને હીરા માણેકનાં અલંકારો કરતાં માણસને વધારે શોભાવનાર શીયળ ( બ્રહ્મચર્ય ) છે.

૧૦ સોના રૂપાનાં અને હીરા માણેકનાં ભુષણો નષ્ટ થાય છે ત્યારે શીળરૂપ ભુષણ અખંડ રહે છે તે સ્ત્રીઓ અને પુરૂષો, કુમાર અને કુમારીકાઓ સર્વેને એકસરખી રીતે શોભા આપે છે.

૧૧ પાછળથી પશ્ચાતાપ કરવો પડે તેવા કામની શરૂઆત ન કરવામાંજ ખરૂં ડહાપણ સમાયલું છે.

૧૨ ઇષ્ટ કે અનિષ્ટ કોઇ પણ નશ્વર વસ્તુનો સંયોગ એજ દુઃખનું મૂળ છે, કેમકે સંયોગ ત્યાં અવશ્ય વિયોગ છે.

૧૩ અભયપદ મેળવવુ હોય તો બીજાઓને અભય આપો, તેમજ સુખ મેળવવું હોય તો સુખ આપો.

૧૪ કોઇને સુખી બનાવવાની શક્તિ ન હોય તોપણ કોઇને દુઃખ તો નજ આપવું.

૧૫ બીજાનું બુરૂં ચિંતવું તે પોતાનું બુરૂં કરવા બરાબર છે, કેમકે " ખાડો ખોદે તે ખાડામાં પડે."

૧૬ પ્રાણીઓનાં પ્રાણ લુંટવા, એજ હિંસા નથી પણ લાગણી દુખાય તેવું કંઇ પણ કરવું કે ચિંતવું તે હિંસા છે.

૧૭ ક્રોધની ક્રૂરતા સામે ક્ષમાનું ખડ્ગ રાખો અને માનનું મર્દન કરવા નમ્રતાનો પાઠ શીખો!

૧૮ માયાના મૂળને કાપી સરલ બનો અને લોભને ક્ષોભ પમાડી સંતોષી રહો, કેમકે જ્યાં સરળતા અને સંતોષ છે ત્યાંજ ધર્મનો નિવાસ છે.

૧૯ આપણે બીજાને ઉપકાર કર્યો હોય અને બીજાએ આપણો અપકાર કર્યો હોય એ બન્ને વાતો યાદ કરવી નહિ.

૨૦ સત્યની સીમામાંજ વિજયનો વાવટો ફરકે છે. " કુડ ત્યાં ધૂળ અને કપટ ત્યાં ચપટ " એ નીતિનો પરમ મંત્ર છે.

૨૧ અપ્રામાણિકતાથી મેળવેલ અખુટ દ્રવ્ય કરતાં પ્રામાણિકતાનો એક પૈસો વધારે કિંમતી અને ટકાઉ છે.

૨૨ વિશ્વાસઘાત, ચોરી, કપટ, પ્રાણીવધ, કન્યાવિક્રય અને સ્વામી દ્રોહ કરી મેળવેલી સંપત્તિ, સંપત્તિ નહીં પણ વિપત્તિ છે.

૨૩ અન્યાય અને અધર્મથી ઉપાર્જન કરેલ દ્રવ્યને પૂર્વના પુણ્યનો પુરો ટેકો ન હોય તો તે દસ વરસથી વધુ રહી શકે નહિં.

૨૪ જે ધનથી દીન અને દુઃખી જનોનો ઉદ્ધાર કર્યો નહીં, સત્પાત્રમાં દાન આપ્યું નહીં અને કુટુંબીઓનું પોષણ કર્યું નહીં, તે ધન નહીં પણ ધૂળ છે.

૨૫ આવકના પ્રમાણમાં ધર્મ માર્ગે ધનનો કાંઇ પણ વ્યય ન કરવો તે લક્ષ્મીને દુઃખી બનાવવા બરાબર છે.

૨૬ અંતરમાં ગુણ ન હોય તો બહારનો આડંબર નકામો છે, એટલુંજ નહીં પણ તે દુનીઆને ફસાવનાર ફાંસી છે, ગાયની કિંમત ઘંટડીઓ બાંધવાથી વધતી નથી પણ ઇષ્ટ અને મિષ્ટ દુધથીજ વધે છે.

૨૭ નિંદા કર્યા વગર ન રહી શકાતું હોય તો પોતાનીજ નિંદા કરવી, કેમકે બીજાની નિંદા કરવી તે આત્માને ઝેરી બનાવવા બરાબર છે.

૨૮ વિકરાળ વાઘના મુખમાં હાથ નાખવા કરતાં દુર્જનની સોબત કરવામાં વધારે ભયંકરતા છે.

૨૯ માબાપની સેવા ભક્તિ કરવામાં અને તેમની આજ્ઞા પાળવામાં પુત્રની ખરી પવિત્રતાઇ સમાયેલ છે.

આ પ્રમાણે અમારી સ્વારી સર્વના પ્રણામ ઝીલતાં ઝીલતાં ઇચ્છિત સ્થળે આવી લાગી. પ્રત્યેક પરીક્ષા ઉત્તમ રીતે પસાર કરી, તથા સ્કોલરશીપો મેળવી સાતમાં મંજલ પર્યંત સુખરૂપ જઇ પહોંચ્યા. મેટ્રીક્યુલેશન પરીક્ષામાં પણ ઘણાં માન સાથે સફળ થઇ ચંદરશેઠની સ્કોલરશીપ મેળવી. આ આનંદ કારક બાતમી જ્યાં ત્યાં ફેલાઇ ગઇ. આ વખતે મારી સ્વારી ઘેરજ હતી. હું પરીક્ષામાં પાસ થવાથી કેટલીક છોકરીઓના બાપોએ પત્રિકાના ઢગલાથી મારો ઉંબર ઢાંકી નાંખ્યો. બી. એ. થયા પહેલાં લગ્ન ન કરવાનો મારો એત હતો. તેમજ લગ્ન કરવું તો સાત આઠ વરસની છોકરી–જેને લગ્ન એટલે શું તેનું તો કશું ભાન નથી, તેની સાથે કરવા કરતાં એકાદ ઉપવર Romantic છોકરી સાથેજ કરવું. આ મારા મનમાં દૃઢ વિચાર હતો. પણ મારો આ મનમાંનો વિચાર મનમાંજ રહ્યો. મા તથા બાપાના આગ્રહથી મારી સ્વારી તરતજ ચતુર્ભુજ થઇ.

તો પણ મારો અભ્યાસ આગળ જારી રહી થોડાજ વખતમાં યુનિવરસિટિના ચરખામાં પિલાઇ યશસ્વી રીતે બહાર પડ્યો. મારાં સતેજ ભેજાંમાં ઉચ્ચશિક્ષણની હવા ભરાતાં સ્ત્રી-શિક્ષણ, પ્રૌઢ વિવાહ, પુનર્વિવાહાદિ ઘણા વિષયો કે જે આજ કાલના યુનિવરસિટિના ચરખામાં પીલાતા જુવાનીઆઓમાં સ્વાભાવિક પણે હોય છે. તે મારા ભેજામાં પણ અવિરતપણે રમવા લાગ્યા. સ્ત્રીશિક્ષણ એ વિશેષ તો મારો પેટંટ વિષયજ થઇ ગયો હતો. ક્યાંએ ચાર એકઠા થયા હોય, કે તરત મને સ્ફુરણ થઇ મારા હંમેશના વિષય પર અસર કારક ભાષામાં બોલવા મંડી જતો. એક દિવસે મારી પડોશમાં રહેતાં રામરાયને ત્યાં કંઇ બેઠક હતી. બીજાની સાથે મને પણ પાનસોપારીનું નિમંત્રણ થયું હતું. તે વખતે વાસ્તવિક રીતે કંઇ પણ કારણ ન છતાં મારી સ્વારી મારાં પેટંટ વિષય તરફ વળી. તથા તરત ગમે તે ભસી માર્યું. આજ કાલ કેવળ બી.એ. એલ્. એલ્. બી. અગર એમ. એ. એલ્. એલ્. બી. થવામાં કંઇ સાર રહ્યો નથી એટલુંજ નહિ પણ કેટલાક ગુલાબરાય જેવા વકીલો બુટ પાટલૂનનો ખર્ચ પણ મેળવી શકવામાં અતિ અશક્ત મેં પ્રત્યક્ષ જોયા છે. આમ હોવાથી મારા ભેજામાં વિલાયત જઇ બેરીસ્ટર થવાનો ઉમદા વિચાર આવ્યો, પણ વિલાયત જવું, અને બેરિસ્ટર થવું કંઇ મોઢાંની વાત ન હતી. તેને માટે પૈસા પણ પાણીની માફક ખર્ચ કરવાને જોઇએ છે. આ વિચારમાં મારૂં મન ગૂંચાઇ રહ્યું હતું, પણ "સાકરના ખાનારને દેવ દેનાર" એ કહેવતની મને તરતજ સત્યતા જણાઇ. એક દિવસે હું "ટાઇમ્સ" જોતો હતો, તેમાં મેં એક નીચે પ્રમાણે જાહેર ખબર જોઇ. "Wanted an Indian Graduate to accompany a native prince to London. apply sharp with testimonials;" મારા પર અમારા પ્રોફેસર સાહેબો, તેમજ પ્રિન્સિપાલ સાહેબોનો વિશેષ પ્રેમ હોવાથી શિફારસ પત્ર મેળવવાને મને ઝાઝો ત્રાસ સહવો પડ્યો નહિ. આવી રીતે વિલાયત જવાનો આકસ્મિક યોગ મળી આવ્યો. રાજકુમારના પત્ર પ્રમાણે હું તેને ગુરૂવારે સવારે "તાજ મહાલ હોટલ" માં જઇ મળ્યો. તથા શનિવારની બોટમાં હું રાજકુમારનો companian એ સંબધથી તેની સાથે જવા નિકળ્યો. રાજકુમાર પોતે સુશિક્ષિત તથા પ્રેમાળ હોવાથી મારે અને તેને

બનતી રાશ આવી. અનેક વિષય પર મારો અને તેનો વાદવિવાદ થતો હતો. તેના સહવાસમાં વિલાયતમાં મારા બે વર્ષ કેવી રીતે વીત્યાં, તે બીલકુલ સમજાયું નહિ. સ્ત્રીના સ્ત્રી સ્વાતંત્ર્ય, સ્ત્રી પુરૂષના સમાન હક વગેરે અનેક વિચારો અમને પસંદ પડયા. તથા હિન્દુસ્થાનમાં પાછા ગયા પછી તેવો સુધારો છેવટે મારા પોતાના ઘરમાં તો કરવોજ એમ મેં નક્કી કર્યું. અભ્યાસ સારી રીતે કરવાથી હું બારિસ્ટર બન્યો, એ કહેવાની બીલકુલ જરૂર નથી. થોડાજ વખતમાં હું મુંબઈ પાછો આવ્યો. રાજકુમાર પોતાના સંસ્થાનમાં ગયા. તથા અમારી સ્વારી ઠેકાણે ઠેકાણે મુકામ કરતી તથા ઇષ્ટ મિત્રો પાસે મેજબાનીઓ ઉડાવતી અમારે ગામે જવા નીકળી. પહેલ વહેલાં શીખવા જતી વખતે જે જે મંડળીએ પ્રવાસમાં અમારૂં સ્વાગત કર્યું હતું. તે મંડળી આ વખતે પણ સ્વાગત કરવાને હાજર હતી. પૂર્વના પ્રવાસમાં તથા આ વખતના પ્રવાસમાં જો કંઇ પણ ફેર હોય તો પોશાકમાં તથા વાહનમાં હતો. યુરોપિયન હેટ, 'બદામ માઇલ' કંપનીનો સુટ, 'સુંદર એન્ડ કંપની'ના બૂટ, થોડામાં કહીએ તો up to date હતો. તેમજ આ વખતે પહેલાંના જેવી સ્વદેશી મોટર ન હોઇ તદન નવી વિલાયતી મોટર હતી. અમારી સ્વારી રવિવારે સવારે આઠ વાગ્યાને સુમારે અમારા ગામને પાદરે જઇ થંભી. અમારી સ્વારી આવવાની હાક હાં હાં કરતાં ગામમાં થોડાજ વખતમાં ફેલાઇ ગઇ. ગામમાંની શિષ્ટ મંડળી અમારી મુલાકાતે આવી. અમારા સન્માનાર્થે તે દિવસે નિશાળોમાં રજા આપવામાં આવી હતી. મોટરમાંથી નીચે ઉતરતાંજ અમારાં માતુશ્રી પાણી ઉતારવા આગળ આવ્યાં હતાં, તેમને ઇંગ્લિશ પદ્ધતિ પ્રમાણે Good morming (ગુડમોર્નિંગ) કરી હસ્તાંદોલન (શેકહેંડ) કરવાને માટે મારો હાથ આગળ કર્યો. અમારી સ્વારી તેવીજ રીતે ઘરમાં પહોંચી. ત્યાં અમારી અર્ધાંગના નજરે પડતાં તેને પણ શેકહેન્ડ કરવા માટે મેં મારો હાથ આગળ કર્યો, પણ તે વખતે મને ઘણી નિરાશ પ્રાપ્ત થઇ. શેકહેંડ કરવાનું તો બાજુએ રહ્યું, પણ મને જોતાંજ તે ઘરના ત્રીજા ખૂણામાં જઇ ભરાઇ. થોડાજ દિવસમાં અમારી સ્વારી સહકુટુંબ મુંબાઇ જઇ ફોર્ટમાં "-ગેરી મેનશન્સ" માં આવી રહી. અમારી અતિશય બુદ્ધિ સામર્થ્યની કીર્તિ જ્યાં ત્યાં થોડાજ વખતમાં પ્રસરી ગઇ. બરોબરજ છે. શા માટે ન પ્રસરે ? ખરૂં રત્ન શું છૂપ્યું રહે ખરૂં ! એવી આપણી જૂની કહેવત છે. તે ખરી ઠરી.

મારાં શિક્ષણથી મારા સ્વીટ હાર્ટના ઘણાજ પૂર્વના સુપરસ્ટિશિયસ કલ્પનાને ટેકો મળ્યો હતો. કેવળ હુંજ એવું સમજતો હતો એટલું જ નહતું. અમારા આગ્રહથી મારી મિત્ર મંડળી પણ તેવું માનવાને તૈયાર થઇ હતી. મારી પાસેથી સ્વાતંત્ર્ય તથા સમાન હક માટે યોગ્ય શિક્ષણ પામેલી હોવાથી અમારી ડીઅરના પત્ર ઘણી વખત આવતા હતા તથા ઘણા વખત સુધી ગપ્પાં ચલાવતાં હતાં.

તરફ વળી પુછ્યુ " What right have you to enter my room without my permission, shows you are unaware of English etiquette " (મારી રજા વિના મારા ઓરડામાં પ્રવેશ કરવાનો તમને શો હકછે વારૂ તમે ઇંગ્લિશ એટીકેટ નથી જાણતા એ સ્પષ્ટ છે. ) ઉપર પ્રમાણે અનપેક્ષિત તથા આગમાં તેલ રેડનારો પ્રશ્ન સાંભળી મારો મિજાજ એકદમ ગરમ થયો. હું પણ તેટલાજ જોરથી, સંતાપથી બોલ્યો. "Your present action lays aside our Marriage oaths" (તારૂં આ વર્તન આપણાં લગ્ન વખતના પણને બાજુએ મુકે છે.) મારી પોતાની તાલીમથી તૈયાર થએલાં અમારા રાણી સરકાર હવે કંઈ પહેલાંના જેવાં કાચાં રહ્યાં ન હતાં. તેટલીજ ઝડપથી તેમણે ઉત્તર આપ્યો, " Am I not free to do anything that I like ? I doubt very much my sight, whether you are the very same philosopher who always preached equality of men & women.," શું હું મારી મરજી પ્રમાણે વર્તવા લાયક નથી ? જો હું ભૂલતી નહોઉં, તો તમે તેજ ફીલોસોફર છો કે જે સ્ત્રી પુરૂષના સરખા હક ગણે છે.

આ પ્રમાણે ગુરૂની વિદ્યા ગુરૂનેજ ફળી. એકાદ જંગલી મનુષ્ય પ્રમાણે હું તે પાજી મનુષ્ય ઉપર ધસી ગયો. તથા તેનો હાથ જોરથી ખેંચ્યો, પણ આશ્ચર્યની વાત છે કે તે બદમાસ તલમાત્ર પણ ડગમગ્યો નહિ, તથા પોતાની જગાએથી જરા હાલ્યો પણ નહિ. મારૂં દુઃખ અતિશય વધ્યું. હાથમાંની લાકડી મેં તેને મારવાને માટે ઉગામી. એટલે શું ? થઈ હેતો કે તે બદમાસ પાછળ ખસ્યો, અને પોતાના માથાપરનો ફેંટો સફાઈથી નીચે ઉતાર્યો શરીર પર ધારણ કરેલો ઓવરકોટ પણ ઉતારી નાખ્યો. હું એકદમ ઝંખવાણો પડી ગયો કારણ હું સમજ્યું હું, તે પ્રમાણે તે તરૂણ, પુરૂષ ન હોઇ મારી ન્હાની બ્હેન ગુલાબજ હતી. મારી પત્ની તથા ગુલાબના હસતાં હસતાં આંતરડાં દુખ્યાં. હું પણ એક બાઘા પ્રમાણે ગાંડા પ્રમાણે તેમના તરફ જોતો ત્યાંજ ઉભો રહ્યો. કેટલીક વારે ગુલાબ મારા તરફ વળી બોલી ", કેમ ભાઇ સાહેબ, આપ આપની કુશાગ્ર બુદ્ધિથી, અસ્ખલિત વાણીથી, પ્રતિપક્ષની આંખોમાં ધુળ ફેંકોછો, પણ આજ છેવટે અમે સ્ત્રીઓએજ આપના જેવા મુંબઇ હાઇકોર્ટમાં માન પામેલા પ્રખ્યાત બેરીસ્ટરની આંખમાં ધોળે દિવસે ધૂળ નાખી. બિચારી ભાભી ભલી છે એટલે ઠીક જો એકાદ કોઇ બીજી હોત, તો આપના શિક્ષણના પ્રતાપે જરૂર વિફરી ગઇ હોત ! ભાઇ સાહેબ, ઇંગ્લંડમાં સ્ત્રીઓને પતિની મિત્રમંડલીમાં બોલવા ચાલવાનો શીરસ્તો છે, સ્ત્રી પુરૂષોના સમાન હક માટે ત્યાં સહુ એકમત હશે, પરંતુ આપણા તરફ તેવું થવું ઘણું મુશ્કેલ છે ત્યાંના લોકોની હોશીઆરી માટે, જબર દસ્ત ઉદ્યોગીપણા માટે આપણે તેને ગમે તેટલું માન આપીએ, પણ સતીત્વ પાતિવ્રત્ય માટે કોઇ પણ રાષ્ટ્રે અમારી આર્યસ્ત્રીઓ પાસેજ શિક્ષણ લેવું જોઇએ. અમારે ત્યાંના તે સમાન હક જોઇતા નથી. તથા તે માટે અમે કયારે પણ મનમાં વિચાર આણીશું નહિ. સમાન હકથી રહેવા કરતાં પ્રેમાળ તથા સદ્‌ગુણી સાસુસસરાના તથા તે પ્રમાણે પતિના છત્ર નીચે રહેવામાંજ અમને અધિક આનંદ મળે છે. વડીલોની આજ્ઞામાં રહેવામાંજ અમે મોટમ માનીએ છીએ. પારકાની બધીજ બાબતમાં અનુકરણ કરવું એ શાણા થવાં

લક્ષણ નથી. ત્યાંના સારા સારા ગુણો અવશ્ય ગ્રહણ કરવા જોઈએ. તેટલીજ આપણા સમાજને ન શોભે તેવી બાબતોનો ત્યાગ પણ કરવો તેટલોજ આવશ્યક છે. તારા મગજમાં ઘુસી ગએલું આ નકામું ગાંડપણ કાઢી નાખવાને માટેજ મેં તથા ભાભીએ મળી આ આજનો નાટક ભજવ્યો હતો." અરે બાપરે! ગુલાબનું આ લેક્ચર સાંભળી હું આભોજ બની ગયો. તેનું કહેવું, મને તદન વાજબી લાગ્યું. મને ત્યારેજ ભાન આવ્યું. હું તેનો જેટલો આભાર માનું તેટલો ઓછો મને ઠેકાણે આવવાને બે શબ્દો કહેવા કરતાં આ પ્રત્યક્ષ નાટક ભજવી મને શુદ્ધિમાં લાવવાની યુક્તિ માટે પ્રિયાને ઉત્તમમાં ઉત્તમ બક્ષીસ કહેતાં એક મધુરૂં ચુંબન કર્યું, એ કહેવું જરૂરનું નથી.

"શારદા વિહાર"
અંબાજી રોડ-સુરત — છોટુભાઇ દાજીભાઇ દેશાઇ.

# વિવિધ વિષય.

**કારાગૃહમાં ગ્રંથલેખન.**

તુરંગમાં રહી લખવામાં આવેલા ગ્રંથો ઘણા મહત્ત્વના જણાયા છે. તે પૈકી એક Consolation of philosophy એછે. એ પુસ્તક બોથિયસ નામના વિદ્વાને ઇ સ.પ૨૪માં લખ્યો. ઇટાલીના તે વખતના રાજાને ફાંસીની સજા ફરમાવી હતી, છતાં પણ તેવી સ્થિતિમાં ફિલોસોફી સંબંધી આવો મોટો ગ્રંથ લખવો એ કેટલું બધું સામર્થ્યનું કામ છે!

ઇંગ્લિશ ભાષામાં કારાગૃહમાં લખાયલાં એવાં ઘણાં પુસ્તકો છે. સ્કોટલેન્ડના પહેલા જેમ્સે ઇ. સ. ૧૪૨૩ માં તુરંગમાં Kings book નામનું એક કાવ્ય લખ્યું હતું. આ રાજા ૧૮ વર્ષ તુરંગમાં રહ્યો. પોતાના ઘરથી નીકળતાં તેને ચોથા હેનરીની છોકરી લેડી જેન બ્યુફોર્ટ નજરે પડી, અને તેના સૌંદર્ય પર જેમ્સને મોહ ઉત્પન્ન થયો. તેના દર્શનથી તેના કાવ્યની જેમ્સને સ્ફુર્તિ આવી. કાવ્યમાંની નાયિકા તે જેમ્સની ખરેખરી નાયિકા છે. સરવૉલ્ટર રેલે લંડન ટાવરમાં તુરંગમાં હતો, ત્યાં " History of the worlb " નામનું અત્યુત્કૃષ્ટ પુસ્તક ઇ. સ. ૧૬૧૪ માં લખ્યું.

Stone walls do not make a prison, nor iron vars a cage આ ચરણ રિચર્ડ લવ્હલેસ નામના એક સુપ્રસિદ્ધ કવિએ તુરંગમાં લખેલાં કાવ્યની પ્રથમ ટુક છે આ કાવ્ય અતિશય સુંદર છે. જોનબેનન નામનો એક મોટો કવિ બાર વર્ષ તુરંગમાં રહ્યો, તે મુદતમાં તેણે ઘણાં સારાં ગ્રંથો લખ્યાછે. તેઓમાં pilgrams progess કાવ્ય વિશેષ પ્રસિદ્ધ છે. ઇ. સ. ૧૭૫૮ માં " સરલોન્સેટ ગીવ્ઝ એનું પરાક્રમ " એ મોટું પુસ્તક સ્મોલેટ લખ્યું; રોબીન્સન ક્રુસો આ વિલક્ષણ પુસ્તકના કર્તા ડૅનિઅલ ડેફો તુરંગમાં રહી એક વર્તમાનપત્ર ચલાવતો હતો. કૈલાસવાસી આગરકર એમણે એમનું લોકપ્રિય હેમ્લેટ તુરંગમાં લખ્યું હતું. તેમજ હાલમાંજ આપણા લો. મા. તિલકે તુરંગમાંજ ગીતા રહસ્ય નામનો એક અદ્વિતીય ગ્રંથ રચ્યો છે.

## ફલાહાર.

જર્મનીના પ્રખ્યાત ડૉક્ટર કુન્હે કહે છે કે શરીરના વ્યાપાર નૈસર્ગિકપણે તથા આરોગ્યમાં રાખવા માટે ફળોનો જેટલો ઉપયોગ કરવામાં આવે તેટલો સારો છે. માંસાહાર કરતા કરતાં ફળાહારી અતિશય તાકાદવાળા, સશક્ત, પ્રકૃતિએ શાંત હોય છે. તેને રોગ થવાની ભીતિ ઓછી છે. અર્થાત્ કદાચિત્ થાય તો તેનો ઉપાય પણ સહેલો જ હોય છે. કારણ તેનો કોઠો સ્વચ્છ, ઉત્તમ પચનક્રિયા, બળવાન્ મજ્જાતંતુ, નિરોગી તથા સ્વચ્છ લોહી, આરોગ્યદાયી ત્વચા, બળવાન્ જ્ઞાનતંતુ તથા ઉત્તમ મેદ એ હંમેશ તેને અનુકૂળ હોય છે. તથા સ્વાભાવિક રીતેજ તેનું આયુષ્ય વધારે હોઇ જીવન શાંતિથી વ્યતીત થાય છે.

આપણા ઋષિ મુનિઓ શાંત, તથા દીર્ઘાયુ તદન્ નિરોગ હોવાનું કારણ આજ છે. આહાર વિહારની ભૌતિક સામગ્રી વધવા સાથે આપણામાં રોગોની પણ અતિ વૃદ્ધિ થઇ દરેક ઘરે ડૉક્ટરની દરરોજની જરૂરીઆત થઇ પડી છે. આપણાં જીવન .અર્થાત, ક્લેશમય અને કંટાળા ભરેલાં થઇ પડયાં છે.

## નિદ્રામાં વાળ વધતાં નથી

આપણા કેશ જાગૃત અવસ્થામાં અતિ ઝડપથી વધ્યા જાય છે, ત્યારે માણસ ઉંઘમાં હોય છે, ત્યારે તે બીલકુલ વધતા નથી. દાઢી તદન બોળીને લાગલાગટ ઉંઘમાં રાખી તે માટે પ્રયોગ કરતાં કેસ જરા પણ વધતા જણાયા નથી.

## સુખી ધણીઓ.

Man is what woman makes him (rosseau)

રોઝો નામનો એક વિદ્વાન અંગ્રેજ ગૃહસ્થનું એવું વચન છે કે " સ્ત્રીઓ બનાવે તેવો પુરૂષ થાય છે." સંસારમાં પુરૂષોને જે યોગ્યતા પ્રાપ્ત થાય છે તે તેની સ્ત્રીના વર્તન ઉપરથી થાય છે. એ સંબંધે લખતાં રોમહુડ કહે છે, " મારૂં લગ્ન થતાં સુધી હું કંઇ ગણનામાં ન હતો. પણ પાછળથી મને મારી કીમત જણાઇ આવી કોઇ પણ સંકટ વખતે મારી સ્ત્રીએ મારૂં દુઃખ હલકું કરવા બની શકે તેટલા પ્રયત્ન કર્યા છે. " લૉર્ડ બેકન્સ ફીલ્ડ એ પણ આ બાબતમાં ઘણો સુખી હતો. તેનો વિવાહ જરા મોડો થયો. તેની પત્ની શ્રીમાન્ હતી. તેના પર બેકન્સ ફીલ્ડનો ઘણો પ્રેમ હતો. એક વખતે હોમન્સ સભામાં ભાષણ કરવા માટે બેકન્સ ફીલ્ડ જતો હતો, ગાડીમાં તેની પત્ની હતી. લૉર્ડ સાહેબની ગાડીમાં બાંધેલ થતાં ગાડીનો દરવાજો ઉઘડી જવાથી તેમણે જોરથી ઠોકયો, તેમાં તેની પત્નીનો અંગુઠો આવવાથી ચૂરો થઇ ગયો. જ્યારે આ વાત લોર્ડ સાહેબે જાણી ત્યારે તેને આશ્ચર્ય થયું. તેમણે ભાષણ કરવા જવાનું છોડી ડૉક્ટરને ત્યાંજ ગાડી હંકારી પેકરેની પત્નીને ઓછપણ લાગ્યું હતું, છતાં તે તેના પર અતિશય પ્રેમ રાખતી, અને તેને સારી રીતે સંતોષતી. લોંગફેલો તો સ્રી મરી જવા પછી ઘણોજ દુઃખી થયો. ગ્લેડસ્ટનની શરીર પ્રકૃતિ અતિશય સારી રહી, તેના હાથથી જે મોટાં કાર્ય થયા, તેનું ઘણું માન તેના કુટુંબને છે, તેની પત્નિ તે દરેક પ્રકારે સુખી રહે એવા પ્રયત્ન હમેશ કરતી.

આ નામાવલિ પૂરી થતાં આપણને આનંદ થાય છે કે આપણા ભારતમાં આવી સ્ત્રીઓ તો બહુધા ઘર ઘર મળી આવશે. દરેકાઇ ઘર એવું માલમ પડશે, કે તેમાં આવા પતિ સેવાના દાખલા ન મળે.

## કુકકરો રખવાળ તરીકે.

મેક્સિકોમાં કેટલાક ભાગમાં ખેડુત લોકો કુકકરોનો ઉપયોગ કુતરાની પેઠે રખેવાળનો કરે છે. આ જંગલી કુકકરો નાનપણથી પાળવામાં આવેછે, અને તે ઘેટાં સાથે ચરવા પણ જાય છે. કોઇ પણ રાની પશુ ઘેટાંને ચોરવા આવે, તો તે તેની સાથે લડી પાછાં કાઢે છે. એટલુંજ નહિ પણ ઝુંપડીમાં રહેલી વસ્તુનું રક્ષણ પાળેલા કુતરાની પેઠે કરી શકે છે. જંગલી કુકકરો એ પ્રાણી સ્વભાવે ઘણાં ક્રૂર છે. પરંતુ ત્યાં તે એટલું બધું નરમપણે રહે છે, કે તે પાળેલા કુતરાની પેઠે ધણીની પાછળ પાછળ પણ ફરેછે તે પ્રદેશના એક પીંથીના માલીકે પોતાના છોકરાં સાથે રમવા કુક્કર પાળેલું છે.

## જાડા માણસોને આનંદ કારક માહિતી.

જાપાનમાં મિ. હિકેડા નામના એક ડોકટરે એક નાનું સરખું પત્રક છાપેલું હોઇ તેનું નામ "લઠ્ઠ માણસોને આનંદકારક માહિતી" એવું રાખ્યું છે. તેમાં એવી વિગત છે કે મનુષ્ય જેટલો પાતળો તેટલાં તેનાં અંગમાં જંતુઓ વધારે હોય છે. મનુષ્યના શરીરમાં સાધારણ રીતે પ્રત્યેક ચોરસ ઇંચમાં ૪૦૦૦ જંતુઓ હોય છે. પણ લઠ્ઠ માણસોના શરીરમાં તે સેંકડે ૨૦ પ્રમાણે કમી હોય છે, એ પણ સિદ્ધ થયું છે. સાબુના ઉપયોગથી એ જંતુઓ વધવાનો સંભવ છે. ઉના પાણીથી જંતુનો નાશ થતો નથી. શરીરમાંના કૃમી નાશ માટે ઠંડા પાણીનું સ્નાન હિતકારકછે, એવું તેનું કહેવું છે.

## વિઝિટિંગ કાર્ડ.

ઇંગલાંડમાં ૧૭ મા સૈકા પછી વિઝિટિંગ કાર્ડ શરૂ થયા છે. ચીનમાં હજારો વર્ષ થયાં આવા કાર્ડો પ્રચલિત છે ઇંગ્લંડમાં વિઝિટિંગ કાર્ડ ઉપર પહેલાં સુંદર ચિત્રો કાઢેલા હતા. નેલ્સને કાર્ડપર નાઇલનો લોર્ડ નેલ્સન એમ લખાવ્યું હતું. જોસફ બેંકસ એના કાર્ડ પર આઇસલંડનો નકશો રંગેલો હતો. ડોકટર જૉનસન્સ એના કાર્ડ એક ચિતારાએ તૈયાર કરેલા હતો. તેના પર વેલ વગેરે હોઇ વચ્ચે તેનું નામ હતું. સર જોશી રેનાલ્ડસ એના કાર્ડ પર એક બાળનું ચિત્ર હતું. લેડી વૉફિલ્ડ આ બાઇના કાર્ડપર બે કાળા ઘોડા જોડેલા તથા "મદન" હાંકવાને બેસાડેલો એવો એક રથ કાઢેલો હતો.

## પ્રકીર્ણ.

નાતાલના કાર્ડ પ્રથમ સન ૧૮૪૬ માં શરૂ થયા યાંત્રિક ઘડીઆળ પ્રથમ તેરમા સૈકામાં તૈયાર કરાયા.

એક કાશ્મીરી સાલ તૈયાર કરવાને ત્રણ માણસોને આઠ મહિના લાગે છે.

ઘોડાની શરત પહેલવહેલી ઇંગ્લંડમાં ચેસ્ટર શહેરમાં સને ૧૫૦૯ માં શરૂ થઇ.

સર્વથી ગીચ વસ્તી માલ્ટામાં છે. એક ચોરસ મૈલમાં તેરસે માણસ લો વસે છે. બાર્બેડાસમાં એક ચોરસ મૈલમાં ૧૦૫૪ લોક વસે છે.

જાવા બેટમાં ૨૫૦૦ એકર જમીન સિંકોનાના ઝાડના વૃક્ષો માટે રોકાયલી હોઇ ત્યાંથી જગાએથી આવતાં કિનાઇનનો ¾ ભાગ ત્યાંથી આવે છે.

દુનીઆમાં સૌથી વધારે નાટકશાળા ઇટાલીમાં છે.

વિલાયતમાં સાત લાખ કલાર્ક અને ૩૦ હજાર ડૉકટર છે.

જૂદા જૂદા દેશમાં પ્રત્યેક હજાર પુરૂષે સ્ત્રીઓનું પ્રમાણ નીચે પ્રમાણે છે.

નોર્વે ૧૦૬૯, ઇંગ્લંડ અને વેલ્સ ૧૦૬૮, સ્કોટલંડ ૧૦૬૩, ડેન્માર્ક ૧૦૬૧, સ્વીડન ૧૦૪૬, ઓસ્ટ્રિયા ૧૦૩૬, ફ્રાન્સ ૧૦૩૩, સ્વિટઝર્લંડ ૨૦૩૧, જર્મની ૧૦૨૬, નેધર્લંડ ૧૦૨૧, હંગરી ૧૦૧૯, બેલ્જિયમ ૧૦૧૭, ઇટાલી ૧૦૧૦, આયર્લન્ડ ૧૦૦૪, હિંદુસ્થાન ૯૫૩, અમેરિકા ૯૪૭, દક્ષિણ આફ્રિકા ૯૪૧, આસ્ટ્રેલિઆ ૯૨૬, કાનડા ૮૮૬ આ સરાસરી સુમારે ત્રણ વર્ષપરની છે.

તંત્રી.

---

# સાભાર સ્વીકાર-સમાલોચના.

**હાસ્યમંદિરઃ**—લેખક ઓન. રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ. બી. એ. એલ્‌એલ્‌. બી. તથા સૌ. વિદ્યાગૌરી, બી. એ. પ્રકાશકઃ—રા. રા. જીવનલાલ અમરશી મહેતા. પીરમશા રોડ, અમદાવાદ. ડેમી આઠ પેજી સાઇઝ પાકું પૂંઠું કિંમત રૂ. ૧-૮-૦ જ્ઞાનવર્ધક ગ્રંથમાળાના ગ્રાહકોને રૂ. ૦-૧૨-૦.

ગુજરાતી ભાષામાં હાસ્યરસના પુસ્તકોની ઘણી ખોટ છે. આજ સુધીમાં ઉચ્ચી પ્રતિના હાસ્યરસની ગરજ સારે, એવાં ત્રણ ચાર પુસ્તકોજ માત્ર પ્રકટ થએલાં છે. બાકીના જો કે બીજાં પુસ્તકો છે, પરંતુ હલકા પ્રકારની ઠઠ્ઠા મશ્કરીવાળાં હોઇ નીચ વૃત્તિને પોષક અને શિષ્ટ વાંચકોને અતિ અપ્રિય તથા સખ્ત કંટાળો ઉપજાવે છે. પ્રજાને ઉન્નત કરવાને તેવાં પુસ્તકો બાધા રૂપજ છે. આ પ્રસંગે બીજી પણ એક વાત કહેવી જરૂરની છે કે પાશ્ચાત્ય તથા બીજા સુધરેલા દેશોના સાહિત્યમાં દરેક રસને પોષક તેના મૂળ તત્વને સ્પષ્ટ કરનારાં મોટા મોટા ગ્રંથો વિદ્યમાન છે, ત્યારે આપણા સાહિત્યમાં એવાં પુસ્તકો છેજ નહિ, એમ કહીએ તો ચાલે. હાસ્યરસને લગતાં પણ એકાદ બે ચર્ચાયુક્ત ન્હાના નિબંધો સિવાય એ વિષયને તેના યથાર્થ સ્વરૂપમાં સમજાવનારો કોઇ ગ્રંથ ગુજરાતીમાં નથી. ત્યારે "હાસ્ય મંદિરમાં સાક્ષરશ્રી રા. બ. રમણભાઇએ શરૂઆતમાં લગભગ ૧૨૫ પાનાનો લખેલો નિબંધ મોટામાં મોટોજ છે. આ નિબંધમાં રા. બ. રમણભાઇએ નર્મ અને મર્મયુક્ત હાસ્યના સારાં ઉદાહરણો સાથે સ્ફોટન કર્યું છે. હાસ્યરસના લેખો તથા પુસ્તકો લખનારાઓએ આ નિબંધ એકવાર અવશ્ય વાંચવો જોઇએ. જેથી તેમનાં લખાણમાં અવશ્ય સુધારો થઇ તેમના પુસ્તકો શિષ્ટ વર્ગને અવશ્ય રૂચિકર હશે.

આ નિબંધ પછી "જ્ઞાનસુધા" માં તથા બીજે સ્થળે રા. બ. રમણભાઇ તથા સૌ. વિદ્યાગૌરીના પ્રકટ થએલાં નાના મોટા લેખો, પ્રહસનો એકત્ર કરી પ્રસિદ્ધિમાં મૂકયાં છે. રા. બ. રમણભાઇ થોડા નજીવા અપવાદ સિવાય હાસ્યરસના લેખક તરીકે ગુર્જરી ગિરામાં સર્વ માન્ય છે. તેમના આ હાસ્યરસ પ્રધાન લેખોમાં હાસ્યરસ ઉંચી પ્રતિનો છે. કોઈ પણ લેખમાં કદાપિ પણ હલકા પ્રકારની ઠઠ્ઠા મશ્કરી અથવા અશ્લીલ કે બીભત્સ શબ્દો જણાશે નહિ. એમનો હાસ્યરસ શુદ્ધ, સંસ્કારી તેમજ મર્મયુક્ત હાસ્ય પ્રદીપ્ત કરનારો છે.

આવું પુસ્તક જ્ઞાનવર્ધક ગ્રંથમાળાનું પ્રથમ ગ્રંથ તરીકે પ્રકટ કરેલું જોઇ અમને અતિશય આનંદ થાય છે. હાલની ઘણી માળાઓમાં બહુધા લોકપ્રિય વિદ્વાનોનો જરા પણ હાથ હોતો નથી. ત્યારે આ માળામાં એક સુપ્રસિદ્ધ સાક્ષરનો ગ્રંથ કે જેના માટે કોઇને પણ બેમત નથી, તેનાથીજ શરૂઆત થઇ છે. માળાના ગ્રાહકોને આ પુસ્તક માત્ર રૂ. ૦-૧૨-૦ મળે છે. જે કીમત તદન પડતર છે. અમો રા. જીવનલાલના આ પ્રયાસનો અભ્યુદય ઇચ્છીએ છીએ. અને આ માળા લોકોમાં માનપત્ર થઇ તેનો પહોળો ફેલાવો થાય એવી આશા રાખીએ છીએ.

**શાંતિ નિકેતનઃ**—લેખક અને પ્રકાશક રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા અમદાવાદ સસ્તી વાર્તામાળાનું ત્રીજા વર્ષનું પ્રથમ પુસ્તક.

આ વાર્તામાળાનું ત્રીજું વર્ષ શરૂ થઇ ગયું છે. તેટલા વખતમાં તે લોકોને પ્રિય પણ થઇ પડી છે ત્રીજા વર્ષનું પ્રથમ પુસ્તક "**શાન્તિ નિકેતન**" એક ઉત્તમ નવલકથા છે. આ નવલકથામાં નવલકથા સાથે ધર્મના મૂળ તત્ત્વોનો સદ્બોધ મળે છે. હાલમાં આપણાં શાસ્ત્રો પ્રતિ તેમના રહસ્ય જાણ્યા વિના આક્ષેપો થાય છે તેવા વખતમાં આવાં પુસ્તકોની પ્રસિદ્ધિ અતિ પ્રશંસનીય છે. કેવળ રહસ્યોનાં પુસ્તકો કરતાં આ કથા સાથે મિશ્રિત થએલું પુસ્તક વાંચકોના મનપર વિશેષ અસર કરી શકે છે. હાલમાં લોકોને બીજાં પુસ્તકો કરતાં નવલકથા વાંચવાનો વિશેષ શોખ છે. લોકોની આ વૃત્તિ સંતોષવાને આવી માળા પ્રકટ કરી તેમાં આવાં બોધક પુસ્તકોજ પ્રકટ કરવા માટે તેના પ્રકાશક રા. ડાહ્યાભાઇની ખંત, આગ્રહ માટે તેમને અવશ્ય ધન્યવાદ ઘટે છે. વળી આ માળાનું લવાજમ પણ વાર્ષિક રૂ. ૨-૦-૦ કાચું પૂઠું તથા રૂ. ૩-૦-૦ પાકું પૂઠું તદન સસ્તી જેવું છે. અમો ઇચ્છીએ છીએ કે આ માળા હજી પણ વધારે લોકોને અતિ પ્રિય થાઓ.

**શાંત અને સાદું જીવનઃ**—લેખક રા. રા. ભગવાનદાસ ભુખણદાસ પટેલ, ગુર્જર કોરીપુ, સુરત. સુંદરરોયલ સાઇઝ ગ્લેઝ્ડ કાગળ. પૃષ્ટ સંખ્યા ૧૨૮ કિંમત ૦-૪-૦

આ નાના પુસ્તકમાં સાદાં જીવનની મહત્તા દર્શાવી છે. શાંતિ હમેશાં સાદા જીવનમાંજ છે. તે માટે આ પુસ્તકમાં ઘણી સારી રીતે વિવેચન થયું છે. એક જગ્યાએ લેખકે પ્રાચીન ઉદાહરણો સાથે સ્પષ્ટ વિવેચન કરેલું છે કે પહેલાં જ્યારે કોઇ વધારે પૈસાદાર થાય તો તેને ત્યાંના બેડાં વાસણ વગેરે રૂપાના કે સોનાનાં રાખતાં, પરંતુ તેમના ઘરની સ્ત્રીઓ હમેશા ગૃહકાર્યમાં તો પ્રવૃત્ત રહેતીજ. જ્યારે હાલમાં પૈસાદારની સ્ત્રીઓ ગૃહકામ કરવામાં નાનમ સમજે છે. લેખકે પ્રાચીન કાવ્યોમાંથી એવા ઉતારા કર્યા છે કે જો નગરશેઠ હોય તો તેની વહુ તથા છોકરીઓ સોનાનાં બેડાં લઇ પાણી ભરવા જતી. આ જોઇ અમને પણ અતિશય આનંદ થયો. એ નાનું પણ અતિ ઉપયોગી પુસ્તક દરેકે વાંચવા જેવું છે, એવો અમારો અભિપ્રાય છે.

અમોને નીચેનાં પુસ્તકો અભિપ્રાયાર્થે મળ્યાં છે, જે સાભાર સ્વીકારીએ છીએ.

| | | |
|---|---|---|
| ૧ | હલમ જંગ બહાદુર. | રા. ભાઇશંકર વિ. વિદ્યારામ પંડિત. |
| ૨ | ત્રણ ભાષાનો ભોમિયો. | શ્રીમાન કરીમઅલી રહીમ નાનજીઆણી. બી. એ. |
| ૩ | ગુલસાના | રા. વ્રજલાલ જાદવજી ઠક્કર. |

| | | |
|---|---|---|
| ૪ | નર્મદાશંકરની સાહિત્ય સેવા. | રા. છોટાલાલ કહાનદાસ પટેલ. |
| ૫ | વિદ્યાસાગર અને રવિદેવ (સંવાદ) | રા. ચંદુલાલ નન્દલાલ દેસાઈ. |
| ૬ | મોટાં મીયાં સાહેબના પડછા. | |
| ૭ | સુણાવ સુવર્ણ મહોત્સવનો હેવાલ | રા. કીશાભાઇ લલ્લુભાઇ પટેલ. |
| ૮ | આર્યસમાજી પંડિતોનું પોકળ. | B. N. Varteji. |
| ૯ | અનુક્રમણિ રામાયણ. | રા. મણિભાઇ ખંડુભાઇ દેશાઇ. |
| ૧૦ | સવિતા યાને ભૂલનો ભોગ, | |
| સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી. | | |
| ૧૧ | થીઓડોર પાર્કર. | રા. નારાયણ હેમચંદ્ર. |
| ૧૨ | ટૂંકી વાર્તાઓ. ભા. ૩ | રા. કલ્યાણજી વિઠ્ઠલભાઇ મ્હેતા. |
| ૧૩ | મહાન્ શીખ ગુરૂઓ. | રા. કલ્યાણજી વિ. મ્હેતા અને ચુંનીલાલ શેલત |
| ૧૪ | સ્વામી રામતીર્થ ભા. ૮-૯. | શ્રીયુત સ્નેહ જ્યોતિ. |
| જીવદયા જ્ઞાન પ્રસારક મંડળ તરફથી. | | |
| ૧૫ | વનસ્પતિ ખોરાકનું મહત્ત્વ. | રા. છગનલાલ વિ. પરમાનંદદાસ નાણાવટી. |
| ૧૬ | બળનું મહત્ત્વદર્શક ચિત્ર. | |
| ૧૭ | ભાગ્યોદયનો દિવાળીનો અંક. ૧૮ દિગંબર જૈનનો મહાવીર અંક. | |

તંત્રી.

---

# અશકતાશ્રમની પહોંચ.

## લેડી વિલિંગ્ડન અશકતાશ્રમ—રામપુરા—સુરત.

મહેરબાન " સત્સંગ " પત્રના અધિપતિ સાહેબ

નમ્રતાપૂર્વક સલામ સાથે વિજ્ઞપ્તિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ દેશદાઝવાળા વીરપુરૂષોએ મોકલવા કૃપા કરી, તે ઓ. સેક્રેટરી ડો. ડી. જે. એદલબેહરામ ઘણાં માન તથા આભારસહ સ્વીકારે છે. રૂપીઆ એકની અંદરની પહોંચ સ્થાનાભાવથી લીધી નથી, પરંતુ તેમનો આભાર પણ ઓછો નથી. નવેમ્બર ૧૯૧૫માં મળેલી મદદની યાદી.

| | |
|---|---|
| ૨૫-૦-૦ શ્રીમંત સરકાર મહેરબાનવાંસદાના રાજા સાહેબ, તરફથી મદદ દાખલ | ૧-૦-૦ નાનપરાના ગાંધીના પંચ તરફથી |
| ૬-૦-૦ મહેરબાન એમ. એસ. અડવાણી સાહેબ ડીસ્ટ્રીક્ટ જડજ સાહેબ માસીક મદદ | ૧-૦-૦ કેખસરૂ નસરવાનજી સાહેર |
| | ૨-૦-૦ શાં. છબીલદાસ ગુલાબચંદ હરીપરા |
| | ૧-૦-૦ બાઇ લલીતા રંગીલદાસ જમનાદાસ માછલીપીઠ |

૨-૦-૦ શેઠ ડાહ્યાભાઇ સુરજલાલ ઠાકી
૧-૦-૦ શેઠ. ઇશ્વરલાલ ધીરજલાલ ગોપીપરા કાપરચ મહોલ્લો
૨-૫-૦ ખુશાલ નેમચંદ અશકત મરતી વખતે અર્પણ કરી ગયો તે
૧-૪-૦ જમનાદાસ ગુલાબદાસની કંપની ખાંડબજાર
૧-૪-૦ હરદેવલાલ ઇશ્વરલાલ ગવરીશંકર ભટ હરીપરા ભવાનીનો વડ
૧-૦-૦ ધોબી નાથુ મોરાર હરીપરા ધોબી શેરી
૧૦-૦-૦ ખુદાવંત મહેરબાન સચીનના નવાબ સાહેબ માસીક મદદ
૧૦-૦-૦ શેઠ ચુનીલાલ પરશોતમદાસ હરીપરા ભવાનીના વડવાળા મારફતે શેઠ નાથુભાઇ પરભુદાસના પુન્યાર્થે
૧-૦-૦ રા. રા. હરરાય ગોપાળરાય દેશાઇ પલસાણા પ્રાંત નવસારી
૧-૦-૦ બુરાનપુરી ભાગળના સુખડીઆના પંચ તરફથી ઠાકોરદાસ સુંદરલાલ
૧૦-૮-૦ શા. હરીભાઇ ગંગારામ હવાડીઆ ચકલાવાળાએ રોટલી થાકના જમણ સારૂ
૨-૦-૦ મુલચંદ હીરચંદ કોટસફીલ
૨-૦-૦ કેશવલાલ ઝવેરભાઇ વાર્ષિક મદદ વ્યારા
૨-૦-૦ મે. વહીવટદાર સાહેબ ભોગીલાલ છગનલાલ ,,
૧-૦-૦ દેશાઇ રૂદરજી મકનજી ,,
૧-૦-૦ વહીવટદાર સાહેબના ચીટનીસ ગણપતરામ ,,
૧-૦-૦ શા. હેમાભાઇ મંછુભાઇ ,,
૧-૦-૦ શેઠ હાજી હરમાન રજબ ,,
૨-૦-૦ એક સદગૃહસ્થ હા. કેશવલાલ ,,
૧-૦-૦ શા. ચુનીલાલ પીતાંબર ,,
૧-૦-૦ દેશાઇ દુલભભાઇ નાગરજી ,,
૧-૦-૦ ડૉ. પ્રભાશંકર નરોતમ ,,
૧-૦-૦ શ્રીમાળીના પંચમાંથી હા. વજેચંદ વેણીચંદ ,,
૧૨-૧૨-૦ ગામ વ્યારા તરફથી રૂ. એકની અંદરની પરચુરણ રકમની મદદ
૨-૦-૦ શેઠ સોમચંદ ભગવાનદાસ પાનકોરને નાકે અમદાવાદ
૧-૦-૦ વખતસીંગજી ખુશાલસીંગજી ઠાકોર
૧-૦-૦ ચંદાસીંગજી ભાસંગજી
૧-૦-૦ કુબેર જીવુ વાંસદા
૧-૦-૦ શેઠ ધેલાભાઇ માણેકલાલ અમનીકુમારના ગલ્લામાં બાલાજીરોડ
૨-૦-૦ નગીનદાસ નારણદાસ સંઘાડીઆ વાડ એજન
૧-૦-૦ બાઇ રામકોર ગીરધર દેવચંદની ધણીઆણી મોટીશેરી ગલ્લામાં
૧-૦-૦ શા. ડાહ્યાભાઇ દુલાચંદ પંડોળની પોળ
૧૦૦-૦-૦ અમદાવાદના સારંગપોર મીલના શેર એકના માસ છના ડીવીડન્ડના
૧-૦-૦ શેઠ માણેકલાલ મથુરાદાસ નાણાવટ
૨-૦-૦ મગીનદાસ નારણદાસની છોકરી બાઇ ચનકોરે પોતાના પિતાના પુન્યાર્થે
૧-૦-૦ જૈન શ્વેતાંબર કોનફરન્સના ઉપદેશક અમરતલાલ વાડીલાલ અમદાવાદ
૨-૦-૦ શેઠ જીવણદાસ મંગળદાસ પોરેચા મંગળદાસ સ્ટ્રીટ મુંબઇ
૫-૦-૦ બોદાભાઇ પરભુ છીબા કંટ્રાકટર ન્યુ હાઇકોર્ટ અમદાવાદ ગરીબોની ખોરાકી માટે
૫-૦-૦ શા. નગીનદાસ દામોદરદાસ કેળાપીઠ માતુશ્રીના પુન્યાર્થે

૧-૧૦-૦ સમના પુમાજી-રાણીતળાવ
૧-૦-૦ બેન ધીવ ગંગા મોતીરામ ખાંડ વાળા-માસીક મદદ
૫-૨-૦ શેઠ રામદાસ ત્રીભોવનદાસ મુંબઈ
૨-૦-૦ શેઠ વરજીવનદાસ નારણદાસ ,,
૧-૦-૦ શેઠ નાનાભાઈ વીજભુખણદાસ નાણાવટ હરમાન પોળ
૨-૦-૦ મણી બેન તે ગણપતરામ અંબારામની છોકરી-હરીપરા
૩-૦-૦ બાઇ ચંદા તે શા. ગુલાબદાસ મોતીલાલની વિધવા-સૈયદપરા ઓરડી શેરી
૧-૦-૦ શા. મંછારામ માણેકચંદ-સમરામપરા
૧-૮-૦ રતનલાલ નરભેરામે ખાંડના લાડુ તથા ગવન અને ચોળી સાથે પરસુરણ ખર્ચના આપ્યા
૧-૦-૦ બાઇ રૂખી તે ઠાકોરદાસ પૈલુંભાઇના ધણીઆણી સૈયદપુરા અશ્વનીકુમારના ગલ્લામાં.
૧-૦-૦ રા. રા. વીરસુખરામ જેવચરામ હોરા-ગોપીપરા
૫-૦-૦ શેઠ અરદેશર પેસતનજી તાડીવાળાના ધણીઆણી તે મરહુમ પાલણજી ફરામજી ડુમસીઆની છોકરી બાઇ નાનીના પુન્યાર્થે
૨૫-૦-૦ મે. ઓનરેબલ. એલ. એ. શાહ જસ્ટીસ ઓફ ધી ..... મુંબઇ હાઇકોર્ટ
૩૦-૦-૦ રા. રા. વીરસુખરામ જેવચરામ હોરા હસ્તક..... ચકલો ગાદલાં નંગ..... ભરાવવા સારૂ તથા ગંજી ફરાક નંગ ૧૫ સાથે
૨૫-૦-૦ દેસાઇ ધીરજલાલ પ્રમોદરાય સૂરત હા. શ્રીપતરાય હકુમતરાયે-વાડીફળીઆ શીતળમાતાની શેરી.
૨૫-૦-૦ પુજ્ય પવિત્ર શ્રી વલ્લભ વિજયજીએ સુરતમાં દીક્ષા આપી તેની યાદગીરીમાં હા. શેઠ તલકચંદ કલ્યાણચંદ ખરાદી શેરી.
૧-૦-૦ કાળીદાસ અમાઇદાસ ધર્મછાપીર
૧-૦-૦ શા. ખુશાલદાસ ધર્મછાપીર તાલુકે ઓરપાડ
૧-૦-૦ મુંબઇના એક ચાહવાળા ગૃહસ્થે હા. નાથુભાઇ ભીમભાઇએ દીધેલ
૧-૦-૦ શેઠ વેણીલાલ ગોરધનદાસ બેગમપરા અશ્વની કુમારના ગલ્લામાં
૧-૦-૦ શા. હેમચંદ ગણેચંદ ગોપીપરા અશ્વની કુમારના ગલ્લામાં
૧-૦-૦ શેઠ ચંદુલાલ નગીનદાસ ખંભાતના માજી જડજ ગલ્લામાં
૨-૦-૬ શેઠ નાથુભાઇ નરોતમદાસ માવજીભાઇ દુધપાક પુરીના જમણ સાથે પરસુરણ ખર્ચના ગોલંદીર મોટી શેરી
૧-૪-૦ કતારગામના સીધપોરીઆ ધાંચીના પંચ તરફથી ઠા. કેવળદાસ જગજીવનદાસ કતારગામ
૨-૦-૦ શા. છબીલદાસ ગુલાબચંદ હરીપુરા
૨-૮-૦ કીમ સ્ટેશના દુકાનદારો તરફથી ગાંધી આતમારામ દયારામ
૧-૦-૦ શેઠ મનજી નથુભાઇ કીમપ્રેસ
૧-૦-૦ ,, ફકીરશાહ પીરોજશાહ દારૂની દુકાનવાળા
૨-૦-૦ ,, દોરાબશાહ એદલજી કંટાકર એલાવ
૭૦-૮-૯ મરહુમ શેઠ નરોતમદાસ કાસીદાસના એક્ષયુકયુટરો શેઠ અમરતલાલ બાલગોવિંદદાસ તથા સુની

આશ ડી. ગાંધીએ મરહુમના નીમીતે શ્રી રામચંદ્રજીના જન્મ દિવસ વિગેરેના ઉત્સવ પ્રસંગે વાપરવા મોકલ્યા તે
. ૦-૦ કૃષ્ણલાલ બી. દેસાઇ આમોદ
૧-૦-૦ પા. ઉમરજી અભરામ આદમ ટંકારીઆ
૨-૦-૦ હીરાભાઇ ખેચરભાઇ દાદા તા. આમોદ
૧-૦-૦ માધવરામ જગજીવન ટંકારીઆ તા. આમોદ
૧-૦-૦ પા. ત્રીભોવન વેણીભાઇ આમોદ
૧-૦-૦ પા. નાગજી દુલા રનાડા તા. આમોદ
૧-૦-૦ પા. મુળજીભાઇ ઝવેરભાઇ કેરાલુ તા. આમોદ
૧-૦-૦ સવાઇચંદ ચુનીલાલ કેરવાડા.
૧-૦-૦ જે. એન. ત્રીવેદી આમોદ
૧-૦-૦ અલુભાઇ લક્ષ્મીરામ ,,
૨-૦-૦ આ. પરતાપબા બાપુસાહેબ ઠાકોર અંગજીની વિધવા ઠકરાણી આમોદ
૧-૦-૦ છીતા કરસન તરફથી વીરલ મેરજી ખોડકા તા. આમોદ
૧-૦-૦ દોલતરામ દલસુખરામ આમોદ બજાર
૧-૦-૦ પા. હીરાભાઇ નાગજી કુરમણ તા. આમોદ
૨-૦-૦ રા. રા. ચીંતામણ દાજી જુમલે આમલતદાર સાહેબ યાવલ
૧-૦-૦ શેઠ માધવ શંકર વાણી ,,
૧-૦-૦ ,, વામનરાવ બાબુરાવ ,,
૧-૦-૦ ,, શ્રીધર આનાજી દેશપાંડે ,,
,, જંમાધર નારાયણજી જીનીંગ પ્રેસ કંપની ,,
૧-૦-૦ શેઠ સોરાબજી હોરમસજી રહિરીઆ દારૂવાળા ,,
૧-૦-૦ શેખ હીસામુદીન સેખ ઇમામ દારના દુકાનદાર સાંકળી તા ,,
૧-૦-૦ રા વકીલ બાલકૃષ્ણ વિશ્વનાથ મહાજની વકીલ ,,
૪-૦-૦ શેઠ ગોકળદાસ ડોસાભાઇની કંપની જીનીંગ ફેકટરી ,,
૧-૦-૦ ,, હોરમસજી બહેરામજી ઇંજનેર ,,
૧-૦-૦ શેઠ નારાયણ માર્તંડ દેશપાંડે ,,
૧-૦-૦ રા. વકીલ પુરૂષોતમ ગણેશ બેતડે ,,
૧-૦-૦ રા રામચંદ્ર યસવંત મંડપે ,,
૩-૦-૦ શેઠ પાંડુરંગ ઢાંડુ ,,
૧-૦-૦ રા. નારાયણ આબાજી કુલકરણી,,
૧-૦-૦ રા. વકીલ વિનાયક હરી મંડપે ,,
૧-૦-૦ શેઠ વિષ્ણુદાસ કાસીદાસ વાણી ,,
૧-૦-૦ શેઠ અંબાદાસ હીરા ,,
૧-૦-૦ રા વકીલ લક્ષ્મણ વિષ્ણુ કોટીભારકર
૧-૦-૦ દામોદર શ્રીકૃષ્ણ જામખેડકર
૧-૦-૦ કાજી શેરૂદીન ,,
૧-૦-૦ વકીલ વિનાયક યશવંત પ્રધાન,,
૧-૦-૦ સોનાજી રામલાલ ,,
૧-૦-૦ નાનાજી ગોપાલ નાયક ,,
૧-૦-૦ પંઢરીનાથ ગંભીરરાવ દેશમુખ ,,
૨-૦-૦ મહેરબાન સેકન્ડ ક્લાસ સબજજ સાહેબ ગોપીનાથ મહીપત બારકાર ,,
૧-૦-૦ રા. શ્રી દામોદર ગોપાળ થૂદે ,,
૧-૦-૦ શેઠ [illegible]ચંદ નથુ ,,
૧૦-૦-૦ મહેરબાન [illegible]જી. આર. ગંભીરરાવ દેશમુખ ,,
૩-૦-૦ પા તેતારામ, ઇચ્છારામ ,,
૧-૦-૦ પા નારાયણ બાપુજી ,,
૨-૦-૦ શેઠ વિઠ્ઠલ ભવાની ,,

૧-૦-૦ લક્ષ્મણ નારાયણ મહાજન ,,
૧-૦-૦ શેઠ ગની મહમદ ,,
૨-૦-૦ શેઠ હાજીમમદ એગમમદ કચ્છી
૫-૦-૦ સ્વામી જગતગુરૂ શંકરાચાર્ય સ્વસ્થાનમઠ સંકેશ્વર વકીલ
૨-૦-૦ સદાશીવ શ્રીકૃષ્ણ દોંડે સાઉદા
૧-૦-૦ રામચંદ્ર કેશવ દફતરદાર સબ રજીસ્ટાર ,,
૧-૦-૦ જગન્નાથ બાલાજી ગજો ,,
૧-૦-૦ રંગુ ટુકડુ પાટીલ ,,
૩-૦-૦ ભીખુ દુર્ગા પટેલ ,,
૨-૦-૦ પા. ભીકારામ રંગુ ,,
૧-૦-૦ વિષ્ણુ હરિ પાટીલ ,,
૧-૦-૦ જમશેદજી નસરવાનજી ,,
૧-૦-૦ ખંડુ મોતીરામ પાટીલ ,,
૩-૦-૦ મણીરામ મોતીરામ બરાનપુર
૧-૦-૦ બાબુશાહ નથુશાહ ,,
૨-૦-૦ શેઠ ભગવાનદાસ પ્રેમચંદ જરીવાળા ,,
૧-૦-૦ શેઠ હાજીકરીમ નુરમહમદ કચ્છી ,,
૧-૦-૦ જમુશા નિલપદાસ ,,
૧-૦-૦ શેઠ સામલાલ હીરાચંદ ,,
૧-૦-૦ પીતાંબરદાસ નારણદાસ ,,
૨-૦-૦ ઝવેરચંદ ઉત્તમચંદ ,,
૧-૦-૦ શેઠ હરકીસનદાસ કનૈયાલાલ દીતવારપેઠ ,,
૧-૦-૦ શેઠ ફુલસરામ ગોવિંદદાસ ,,
૧-૦-૦ ,, વેલચંદ ગોવિંદદાસ ,,
૩-૦-૦ ,, કીસનદાસ ઠાકોરદાસ ,,
૧-૦-૦ ,, બંસીલાલ ડુંગરદાસ ,,
૧-૦-૦ ,, કીસનદાસ મોતીરામ ,,
૧-૦-૦ ,, ભગવાનદાસ શીરામણદાસ ,,
૧-૦-૦ ભાવસાર લાલચંદ માણેકચંદ ,,
૧-૦-૦ ભાઉ મયારામ

૧-૪-૦ ભાવસાર શેઠ કુંવરજી ,,
૧-૦-૦ ફુલસરામ ચુનીલાલ હલવાઈ બર
૧-૦-૦ દેવચંદ તેમીદાસ અગરવાળા
૧-૦-૦ મુંબઈવાળા શેઠ રંગીલદાસ હરલાલજી ,,
૧-૪-૦ ભાવસાર શંકરલાલ ભવાનીદાસ ,,
૧-૦-૦ શાસ્ત્રી શોભારામ ગોવીંદરામ ,,
૧-૦-૦ શેઠ ફુલસરામ શ્રીધરચંદ્ર બરાનપુર
૧-૮-૦ ત્રીકમદાસ હેમચંદ તારકસ ,,
૧-૦-૦ શેઠ ગોરધનદાસ રામદાસ ,,
૩-૦-૦ ,, કેવળદાસ વલ્લભદાસ શાહી ગ્રાલા. ,,
૨-૦-૦ ,, રામપાળ જગુપાળ દીલ્હીવાલા ,,
૨-૦-૦ ,, ઇસુફઅલ્લી સેખ જાફરઅલ્લી કોઠાવાલા ,,
૨-૦-૦ ,, છબીલદાસ ગોકળદાસ હા. નથુભાઈ છબીલદાસ ,,
૪-૦-૦ નાયક ગણપતસંગ સુરાનાથ ,,
૧-૦-૦ મેહરબાન સેકન્ડ કલાસ સબ જડજ સાહેબ નારાયણ નાનાજી ,,
૧-૦-૦ દેવચંદ લાલચંદ સોનાર ,,
૨-૦-૦ મે. રા. અમાનતઅલી કુબી-બુલા વકીલ ,,
૧-૦-૦ માસ્તર તાહેરઅલ્લી મુલ્લાં અબ-દુલહુશેન ,,
૧-૦-૦ વહોરા મદ્રેસા સ્કુલ હેડ માસ્તર હશનઅલ્લી હાઇસ્કુલ ,,
૧-૦-૦ રા. રા. વૈદ્ય વિષ્ણુરામ કૃષ્ણારામ બુધવાર પેઠ ,,
૩-૦-૦ શેઠ લક્ષ્મીદાસ ત્રીકમદાસ, સદા બજાર ,,
૨-૦-૦ ,, રામદાસ રઘુનાથદાસ મુછડી ,,
૧-૮-૦ ડેકાવાલા શેઠ. નવલસંગ ધરમસંગ બોરવાડી. ,,

૧-૦-૦ શેઠ. નારાયણ ગનોબા સોનાર. મહાજન પેઠ ,,
૧-૦-૦ ,, બંડુ નેમીદાસ સોનાર ,,
૧-૦-૦ ,, કીશનદાસ મનોરદાસ ,, ,,
૧-૦-૦ ,, ગણેશ કીસનાજી ચોકબજાર ,,
૩-૦-૦ ,, રામદયાલ જમનાદાસ મારવાડી. મહાજન પેઠ ,,
૩-૦-૦ ,, દેવીદાસ દેવલાલ અગરવાલા, શાહબજાર. ,,
૫-૦-૦ ,, કસ્તુરચંદ રઘનાથદાસ મહાજન પેઠ ,,
૨-૮-૦ ,, નાનચંદ ઠાકોરદાસ ,, ,,
૧-૦-૦ ,, મુકુંદરાવ કેશવરાવ માલગુજાર
૧-૦-૦ ઉત્તમચંદ હીરાચંદ ,,
૧-૮-૦ ,, કનઈઆલાલ પીઠલદાસ અગરવાલા મહાજન પેઠ ,,
૨-૦-૦ ,, દોલતરામ ભગવંતરામ. સીન્દીપુરા. ,,
-૦-૦ મહેરબાન નવાબ સાહેબ, મીર કુદરત અલીખાં એ. મેજીસ્ટ્રેટ સીધીપુરા બરાનપુર ,,
-૦-૦ રા. સા. મુનસેફ સાહેબ વાસુદેવ ગંગાધર સનવાર પેઠ ,,
૩-૦-૦ શેઠ અબદુલ રામદ કંટ્રાકટર સનવારપેઠ ,,
૧-૦-૦ પંડીત કૃષ્ણપ્રસાદ મિશ્ર વકીલ મુછટી ,,
૧-૦-૦ રા. રા. રામચંદ્ર રઘનાથ ટીપ તીસ સબજજ સાહેબ નવાપરા
૧-૪-૦ મુલ્લા અલ્લાબક્ષ કાલીઆવલા ચોકબજાર ,,
૫-૦-૦ પ્રાઇવેટ સેક્રેટરી-જસવંત હવાલ મારફતે રાણી સાહેબ ઓફ સાવંતવાડી મ્યુનીસીપાલ ઓફીસ સામા,,
૧-૦-૦ શેઠ. ગોકળદાસ છજુલાલ તારકસ સીધીપુરા. ,,
૧-૦-૦ મે. જી. આર. ગંભીરરાવ દેશમુખ સાહેબ મહાજનપેઠ ,,
૧-૦-૦ મે. રા- રા. બાબુ ગંગારામ સખારામ રીટાયર્ડ જકાત સુપ્રીન્ટેન્ડન્ટ વાર્ષિક. બરાનપુર
૧-૦-૦ શેઠ. નરશદાસ સુંદરલાલ તારકસ સીલીમપુરા. ,,
૧-૦-૦ ,, રામદાસ ગીરધરલાલ ,, ,,
૧-૦-૦ કનઈયાલાલ ખુબચંદ અક્ષરવાલા શાહ બજાર ,,
૧-૦-૦ શેઠ ગુલાબીદાસ હરલાલજી તારકસ સીલીમપુરા. ,,
૧-૦-૦ f, કેવળરામ મંગળદાસ જરીઆ વાડ.
૨-૪-૦ ચુનીલાલ ચીમનલાલ. ગામ રાજપરા ,,
૨-૦-૦ ,, રૂપચંદ નાનાભાઇ, ગામ જૈનાબાદ. ,,
૨-૦-૦ મે. રા. દેશમુખ યશવંતરાવ કૃષ્ણરાવ. ,,
૧-૦-૦ મે. મીર્યા સાહેબ તૈયબ અલી મીયાં. ,,
૧-૦-૦ મે. આ. સજન. W. V. નાયડુ. સનવાર પેઠ ,,
૧-૦-૦ મ્યુનીસીપાલ સેક્રેટરી સૈયદ બરાકતઅલ્લી. ,,
૩-૦-૦ શેઠ. કીસનદાસ ઠાકોરલાલ જીનીંગ ફેક્ટરી સીલીમપુરા. ,,
૧-૦-૦ વિષ્ણુપ્રસાદ મોહનલાલ સરાફ. ગામ રાજપરા ,,
૧-૦-૦ રા. શ્રી. ગોકલ પ્રસાદ તેદસીલદાર
૧-૦-૦ રા.રા. વકીલ બાલકૃષ્ણ ઠાકમ્બેકર. મહાજન પેઠ ,,
૭-૧૨-૦ ઝાં. બજારના દવાખાનામાંથી.
૧-૮-૦ શેઠ. રૂપનાથદાસ સેવકલાલ તારકસ. ગામ રાજપરા બરાનપુર

૨-૦-૦ શેઠ. ત્રીકમદાસ કાસીદાસ સરાફ રાજપુરા. „

૭-૦-૦ અમદાવાદ સાકર બજારના મહાજન તરફથી હા. છવણલાલ.

૧-૦-૦ શેઠ. માણેકલાલ વસ્તારામ. અમદાવાદ શાહપુર

૧-૦-૦ „ અંબાલાલ બુલાખીદાસ „

૨-૦-૦ વહોરા. બીખાભાઇ વાલમજી રીધણપોર પાંજરાપોળ

૧૫-૦-૦ અમદાવાદ:શાહપુર જૈન શ્વેતાંબર સંઘ તરફથી ડાહ્યાભાઇ દોલતરામ મંગળ પારેખનો ખાંચો અમદાવાદ

૧૮૮-૧૪-૪ રૂપીઆ એકની અંદરની રકમનું એકંદર

૪-૧૨-૦ શ્રી રામચંદ્રજીના ગલ્લામાંના

---

૮૯૭-૬-૭ (કુલે આઠસો સતાણું ૭ આના સાત પાઇ)

બીજી મદદ.

માણેકલાલ સુરજરામ ખડેપાંકે-બાલાજીનો ચકલો-સુરત. ગોળની લાપસી સાથે દાળ ભાતનું જમણ

મોદી છગનલાલ પરસોતમદાસ પોતાની ધણીઆણીના પુન્યાર્થે ઇંદરપરા ગયેવન દુધ મણ ના અડધો

ભાટીઆ કાળીદાસ અંબારામ રૂવાળાનો ટેકરો દુધ મણ ૧ા સવામણ

શા. રતનલાલ ચુનીલાલ વાડીફળીઆ શીખ્યમાતાની શેરી લાડુ નંગ. ૪૦ ચાળીસ

શ્રી ડભોઇના સંઘ તરફથી શેઠ. દલસુખ કર્મચંદના તરફથી મેવા લાડુનીનું જમણ આપ્યું.

સરૈયા. હીરાલાલ પેલાભાઇ સુરાનપુરી ભાગળ. પોતાની માતુશ્રી બાઇ જેકોરની સમ ચરીના પુન્યાર્થે દુધપાક પુરીનું જમણ.

દરીપરાના શ્રાવકનો સંઘ તરફથી દુધ પુરીનું જમણ.

જેઠા કાળીદાસ સૈયદપરા ચો ... લાડુ ગોળના નંગ. ૫૦ પચાસ.

શેઠ.પ્રેમચંદ નાનચંદ ખીસ્લીમોર્ય બરફી શેર. ૨૫ પચીસ.

જેકીશન મોતીરામ ઘાંચી ડેળાપીઠ દુધ મણ. ૨ બે તથા ખાંડ શેર ત્રણ આના આઠની

રા. રા. શેઠ. ગુલાબભાઇ ઝરતીઆ નાણાવટ પરોસતની પોળ દુધ મણ. ૧ા સવા

શા. પેલાભાઇ હરકીસનદાસ હેગમપરા બુલા મોદીની પોળ બરફીશેર. ૩ ત્રણ તથા મઠું શેર.૧૫ પંદર,

શેઠ. ત્રીભોવનદાસ નરોતમદાસ માંડવી તરફથી પોતાની માતુશ્રીના સંવતસરીના નીમીત્તે દુધપાક પુરીનું જમણ તથા ગંજીફરાક. નંગ. ૫૫. પંચાવન. ગરમ.

ચીમનલાલ પેલાભાઇ. ભવાનીનો વડ. પહેરણ નંગ. ૩ ત્રણ મલમલનાં

શા. છગનલાલ ઉમેદચંદ. પારડી. કપડાં નંગ. ૩૨ બત્રીસ વાપરેલાં

શા. વલભજી મોતીજી મણદેવી.

તપેલું નંગ. ૧ એક

કચરેટ નંગ. ૧ „

કમણ્ડલ નંગ. ૨ બે

વાડકા નંગ ૧ એક

---

૫ પાંચ.

કાસીદાસ ત્રીભોવનદાસ મજીવાલા. બેગમપરા ચોખા મણ. પ. ૧૬, પાંચ મણ સોળ શેર

શેઠ. બીખાભાઇ નારણદાસ બેગમપરા ચોખાના વાટલા મણ ૨. બે તથા. જુવાર મણ ૧. એક

પુસ્તક ૭ મું. અંક ૭ મો.

# सत्संग.

માહ. સં. ૧૯૭૨

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

માસિક

## પ્રિય પથિકને !

હે પથિક ! શું સૂઇ રહ્યો છે બેખબર થઇને અહીં !
સંભાળ છે અવસર હજી, સન્માર્ગ જોને છે કહીં !
આંખો છતાં બની અન્ધ તું આવી ફસ્યો આ પથ વિષે !
અતિ વિકટ કંટક વન વિષે અતિ સંકટે ઘેર્યો દીસે !
સ્મરજે, તું કરશે શોચ અતિ પાછો યદિ ફરશે નહિ !
ઇન્દ્રિય દસ્યુ લૂંટશે સહુ ધર્મ ધન તારૂં કહીં !
ઉંડી વાસના તણી ગટરમાં ગબડાવશે તુજને સહી !
વળી ફસવશે કેમે કરી આસક્તિ કેરા કીચ મહીં !
છાયા નથી શાંતિ તણી એ તરફ સાચું માન તું !
રે ત્રણુ તાપોના તપનમાં થઇ ગયો હેરાન તું !
માની કથન મમ મિટ્ટી કરી બરબાદ કર ના જીવનને !
આશ્રય ગ્રહણ કરી ધર્મનો સુલભથી મેળવ લક્ષ્યને !
જ્યારે જરા જર્જરજ કરશે મૂઢ તારી દેહને !
તો બન્ધુ બાન્ધવ બાલ વનિતા છોડી [illegible] સ્નેહને !
રે રોગ—રાક્ષસ ઘેરશે ચોપાસથી તને [illegible] ભક્ષવા !
ને કાળ કાળો નાગ થઇ ઉધત ઉભો શિર [illegible]વા !
જ્યારેજ થાશે બુદ્ધિ—વૈભવ-શક્તિની ઘટતી કેટ [illegible] !
એ અવસ્થામાં વ્યવસ્થા તું કરી શકશે શું ભલા [illegible]

“ શારદા-વિહાર ” }
અંબાજીરોડ-સુરત. }

છોટુભાઇ દાજીભાઈ દેશાઇ.

## વસંતે સદ્‌બોધ.

### હોરી.

ખેલો ખેલ સુઘડ નરનારી.
અહા ! વસંત આનંદકારી ખેલો.
અવસર આજ મળ્યો અતિ મોંઘો, હૈયે ધરો હોશીયારી;
વીતી જતાં વાર કાંઇ ન થાશે ! ભૂલ ગણાશે ભારી,
વેગે સહુ વાત વિચારી ખેલો.
પ્રેમના રંગનું પીપ ભરીને, નીતિની લ્યો પીચકારી;
સાંજ-સવાર રમો રસ રેલી, માયાનો મેલ નિવારી,
વિષય તણી પ્રીત વિદારી. ખેલો.
સત્સંગનું શુભ ચંદન ચોળી, શોભા કરો અતિ સારી;
આભૂષણો યશનાં સહુ પહેરો, પાપ-પ્રપંચ વિસારી,
તજો બીજી રીત નઠારી. ખેલો.
સંયમના શુભ વૃક્ષને સીંચો, સમુદયનું શુદ્ધ વારિ
શીતળ શાન્તિના મંદ સમીરથી, તાપ ત્રિવિધ નિવારી
પ્રભુને અંતરમાંજ ઉતારી. ખેલો
ગુલાલ ગુણોનો ખૂબ ઉડાવો; સંતોષ અત્તર ધારી;
સંપ-સદાચારનાં પુલકાંથી, વિશ્વમાં વાસ પ્રસારી
રમો સૌ ઋતુ બની ચિત્તહારી. ખેલો.
વિનય-વિવેકથી નિત્ય દીપાવો મંદિર માળ અટારી
જ્ઞાન ને ધ્યાનથી બ્રહ્મની સાથે કેલિ કરો નરનારી
ખમો ના લેશ ખુવારી. ખેલો.

વસંતઋતુ,
વિક્રમાર્ક ૧૯૭૨. } ધીરજ.

## વિયોગી હૃદયને !

### ( હરિગીત )

હૃદય પ્રિયા જૂદાં પડે થતી શોક કેરી લાગણી,
હૃદયું અંતરનાથી થતી પુનર્મિલનની માગણી;
રાજીવ રવિના અસ્તથી જ્યોત્સ્ના વિના જયમ પોયણી,
હિમ રશ્મિ હીણી રાત્રિ થતાં શોચે ચકોર ચકોરિણી.
'રાસેશ્વરી-રમણ-

# "ભાવીની ચાવી" તેજ "સંસારની બાજી"

રચી સંસારની બાજી, રમે છે અન્ય પ્રાણીઓ;
પ્રભુના બંધને ચાલીજ પાસા નાખતા સૌકો.
પડે પોબાર કૈંકોના; પડે બે મીંડી. કૈંકોની;
ઘણા જીત્યા ગયા હારી, ઘણા હાર્યા ગયા જીતી.
જીતે માદા અગર તો નર, જીતે કાં નર કિંવા માદા;
અલૌકિક એ લીલાઓની, નથી કાંઇ સીમ-મર્યાદા.
મરે જ્યાં સોગટી નરની, હૃદય કલ્પાંત છો કરતો;
ભલેને ઝુરતી માદા, પડે જો દાવ પાછો તો.
અલ્યા છે ખેલ કુદરતનો, નથી તદ્દબિર તગ્દિરની;
થવાની જીત તો તેની, પુરી છે સ્હાય ઇશ્વરની.
ધુરંધર સત્યના સાથી, હતા પાંડવ પાંચાંળી;
હાર્યા કૌરવોથી એ, થવાનું તે થયું ભાવી.
ખરેખર ભાવીનો ચાવી, નથી મળતી ! નથી મળતી !
મથીને હું ઘણું થાકયો, જગત્ બાજી મને છળતી.

ગાંડાભાઈ મકનજી દેશાઇ.

# અન્તરનાથને ચરણે શરણે !

ચરણે તમ હો ! નાથ ! ચરણે તમ !—
—રે ! શરણે તમ ! હો નાથ !

ચરણે શરણે તમ,—
—રમે હૃદય મમ. હો ! નાથ !ચરણે તમ.

યોગ તેજ જે વહે અમોલું, આત્મ મહિંથી આપ;
ઝીલે તે રમતું હૃદય મમ,—
—હાં ! નાથ ! ચરણે તમ, હો ! નાથ ! શરણે તમ.

આપ જટા સ્પર્શે પુનિત જે, ગંગા કેરૂં નિર;
ચરણે રમતું હૃદય ત્હેમાં,—
—કરે સ્નાન હો શિવ ! હો ! શરણે તમ !

આનન્દ આનન્દ આપ ચરણમાં, દિન દિન વધતો જાય;
રમવા દો મુજ હૃદય હવેથી,કરી કૃપા શંભુ સહાય,—
—ચરણે તમ, હો ! નાથ ! શરણે તમે !

બલવન્ત.

# अहिंसा प्रथमो धर्मः

(લેખકઃ—રા. રા. શ્રીપતરાય હુકુમતરાય ઠાકોર)

સંસ્કૃત ભાષામાં અહિંસા પ્રથમો ધર્મઃ એ વાક્ય વપરાય છે તેને ગુજરાતી ભાષામાં "દયા ધર્મકા મૂળ હે" એમ કહેવામાં આવે છે. એ વાક્યથી એમ માલમ પડે છે કે "દયા" એ ધર્મમાં મૂળ છે યા તો "દયા" એજ મૂળ ધર્મ છે. ધર્મ એટલે નિયમ. જે નિયમ સત્ માર્ગ, સંપ્રદાય, કોમ–ન્યાત–વર્ણ–તથા દેશોમાં સામાન્ય રીતે ચલણમાં હોય, કોઇ માર્ગ સંપ્રદાય, કોમ, વિગેરેને બાધ કરતા નહી હોય તથા અબાધિતપણે સર્વ સ્વિકારતા હોય તેજ નિયમ યાને ધર્મ સનાતન ધર્મ–યાને મૂળ ધર્મ કહી શકાય. હવે "દયા ધર્મકો મૂળ હે" એ સર્વ કોમ–પક્ષ–જાત–તથા દેશમાં સામાન્ય છે કે કેમ તે વિશે આપણે પદ્ધતિસર ઉચ્ચ ભૂમિકાથી નીચલી ભૂમિકાપર ઉતરી જોતાં જઇએ.

દરેક ધર્મ–માર્ગ, સંપ્રદાય, તથા દેશના મનુષ્યો આ સૃષ્ટિકર્ત્તાને દયાળુ, કૃપાળુ એવી ઉપમા આપે છે. આ સૃષ્ટિના વિષે એવો કોઇ ધર્મ–માર્ગ–સંપ્રદાય–વિગેરે નહીં હોય કે જેણે ઇશ્વરને અકૃપાળુ અથવા કૃતઘ્ની કહ્યો હશે. આપણા ધર્મ પુસ્તકોમાં ઇશ્વર કૃપાળુ છે એવી ઉપમા આપેલી છે. એક સામાન્ય મનુષ્ય જ્યાં આ સૃષ્ટિની રચના તથા તેના સૌંદર્યપણા વિષે વિચાર કરેછે તો તુરત ઇશ્વરની [illegible] ભાવના વિષે તેનું મન નિશ્ચય ઉપર [illegible] છે, અને એ વાક્ય સત્ય છે એમ તેનું [illegible] કબુલ કરે છે.

આ સૃષ્ટિના વિષે [illegible] વ્યક્તિઓમાં સૂર્ય એ એક વ્યક્તિ [illegible] અને તે મૂળ વ્યક્તિ છે. એને જે ધર્મ સોંપાયલો છે, તે ધર્મ બરોબર પાળે છે, કેટલાક અજ્ઞ યાને મુર્ખ પુરૂષો એતી સન્મુખ દીર્ઘ યા લઘુશંકા કરે છે, કેટલાકો તેના સામે ધૂળ ઉરાડે છે, અગર એવાં દુષ્કૃત્યો કરે છે તોપણ સૂર્ય પોતાના ધર્મમાંથી ચલિત થતો નથી. આવા કૃતઘ્ની પુરૂષોના કૃત્ય જોઇ તેમને પોતાનો ઓછો પ્રકાશ તથા બીજાને વધારે આપી ભિન્નતા બતાવતો નથી. પોતાના પ્રકાશે કરી દરેક મનુષ્ય તથા પ્રાણી ગમે તેવાં આચરણ કરતો હોય તોપણ તેને તથા વનસ્પતિ વગેરેને એતો આબાદ કરે છે. આ સૃષ્ટિના વિષે થતી કૃતઘ્નતા તરફ લક્ષ આપી ભિન્નતા ઉત્પન્ન કરી એક ક્ષણવાર જો સૂર્ય પોતાનું તેજ આકર્ષી લે તો આ સૃષ્ટિ ઉપર વસનાર તમામ મનુષ્ય પ્રાણી તથા વનસ્પતિ વગેરે પ્રાણ રહિત થઇ જાય. એમ નહીં કરતા સૂર્ય પોતાના ધર્મ પ્રમાણે આપણા ઉપર પોતાની દયાની ભાવના નિરંતર પ્રેરતો રહે છે.

કેટલાક જીવો જેઓ નિર્વાણપદ યાને જીવન મુક્ત અવસ્થાના દ્વાર નજદીક પ્હોંચી ગયલા છે. જેઓના પગલાંના અવાજને સાંભળી તે દ્વાર આપોઆપ ખુલવાની તૈયારી કરી રહ્યા છે, જે સ્થાનમાં રહેલી પરમશાંતિ આવા જીવોને પોતામાં એકમેક કરી લેવા તત્પર થઇ રહી છે તેમાં જઇ અખંડ શાંતિનું સુખ ભોગવવાની ઇચ્છા નહીં ધરાવતાં તથા તેમાં વિશેષ આનંદ નહીં માનતાં આપણા જેવા અંજ્ઞાનમાં અથડાતા જીવો પોતે જે દશાએ પ્હોંચ્યા છે તે દશાએ આવે ત્યાં સુધી પોતાની શુભ પ્રેરણાને દેડતા રહી અથવા જરૂર પડે દૃઢ ધારણ કરી ઉપદેશ કરવાનું કામ તેઓ માથે વ્હોરી લે છે. આ જે તેમની શુભ પ્રેરણા

તથા ઉપદેશ કરવાનું કામ એજ દયાની પુણ્ય લાગણી છે, એવી લાગણી ધરાવતા જીવોને દયાસિંધુ મહાત્માઓ કહેવામાં આવે છે.

આપણા મનુષ્ય જાતિનાં મન ઘણાં અનિશ્ચિન તથા વેહેમી હોય છે. શાસ્ત્રના વચનો ઉપર બરાબર શ્રદ્ધા નહીં હોવાથી ભરોસો બેસતો નથી. પણ એવા દયાસિંધુ મહાત્માઓ દેહધારણ કરી આપણ મનુષ્ય ઉપર દયા કરે છે કે કેમ તેનો કોઇ પ્રત્યક્ષ દાખલો લખશું તો શંકાનું નિવારણ થઇ શકશે ખરૂં.

પૂર્વે ત્રેતાયુગમા આયોધ્યા નગરી વિષે રાજ્ય ચલાવનાર દશરથરાજાને ઘેર શ્રીરામચંદ્રજીએ જન્મ ધારણ કર્યો હતો. પોતાના બાપના સ્વર્ગવાસ થયા પછી લાંબા કાળ સુધી રાજ્યપદ ભોગવી જે કારણ સારૂ દેહ ધારણ કર્યો હતો તે કાર્ય પરિપૂર્ણ કરી તથા દુષ્ટોનો સંહાર કરી સ્વધામ પધારવાનો તેમણે વિચાર કર્યો. વશિષ્ટ મુનિને બોલાવી પોતાના પુત્રોની સંભાળ લેવા વિનતિ કરી; પોતાના નગર લોક સાથ સ્વધામે પધારવાની તેમને પોતાની ઇચ્છા દર્શાવી. વશિષ્ટ મુનિને આ વિચારથી ક્ષોભ થયો ખરો પણ પછીથી પોતે પોતાની સંમતિ આપી. નગરના સર્વે લોકને ઢંઢેરાથી ખબર કરી કે આવતી કાલે શ્રી રામચંદ્રજી સ્વધામ પધારવાના છે. જેમને ઇચ્છા હોય તેમણે પોતાની પ્રિયવસ્તુ સહિત તૈયાર થવું. આ ખબર થતા નગરના સર્વ લોકમાં આનંદ આનંદ થઇ રહ્યો. અને નગરવાસીઓએ તૈયારી કરવા માંડી. બીજે દીવસે પ્રાત કાળ થતાં શ્રી રામચંદ્રજી પોતાના નિત્ય નૈમિત્તિક કર્મથી ફારગત થઇ પોતાના નાના ભાઇઓ સુમંત આદિ પ્રધાનો સહીત બહાર નિકળ્યા. રસ્તે ચાલતા ઘેર ઘેર ખબર આપતા આગળ ચાલ્યા. ગામના લોકો જાણે યાત્રા કરવા જતા હોય તેમ ટોળેટોળાં તેમની પાછળ ચાલ્યા. તેઓ સરયુ નદીના કીનારે આવી પહોંચ્યા. શ્રી રામચંદ્રજી સ્નાન કરી બહાર નિકળ્યા પછી ગામ લોકોને આજ્ઞા કરી કે જેમને મારી સાથે આવવું હોય તેમણે પોતાના વસ્ત્ર સહીત સ્નાન કરવું. સ્નાન કરતાં તેમના શરીર દિવ્યરૂપ બની રહ્યાં. આકાશ માર્ગે વિમાન આવી પહોંચ્યા. વિમાનમાં નગરવાસીઓ બેઠા. શ્રી રામચંદ્રજીએ પોતાના એક દૂતને આજ્ઞા કરી કે નગરને વિષે તપાસ કરો કે કોઇ પણ પ્રાણી અગર મનુષ્ય રહી ગયું હોય નહીં. દૂત ગામ વિષે જઇ જુવે છે તો એક શ્વાન જેનું મગજ કીડા પડવાથી સડી ગયલું તથા અતિશય પીડાથી દુઃખિત થતો પડેલો જોયો. એ શ્વાનને ખાટલી જેવું બનાવી તે ઉપર બેસાડી રામચંદ્રજીની સન્મુખ લાવ્યો. આજ્ઞા થતાં તેને સરયુ નદીમાં નાંખ્યો. જળનો સ્પર્શ થતાં તે શ્વાન તથા કીડાઓ એક દિવ્ય રૂપ બની ગયાં. શ્રી રામચંદ્રજીની સન્મુખ તે શ્વાનનું દિવ્ય રૂપ ખડું રહી પ્રાર્થના કરે છે. શ્રી રામચંદ્રજી તેની આ શ્વાન સ્થિતિનું કારણ પુછે છે એ ઉપરથી તે બોલ્યો કે પૂર્વ જન્મે હું શુદ્ર જાતિમાં જન્મ્યો હતો વિદ્યાભ્યાસ ઘણો પ્રાપ્ત કીધો. મારા વર્ગમાં મારા સમાન કોઇ વિદ્વાન હતું નહીં. મને એથી ઘણો મદ ભરાયો. હું દંભી બન્યો. સાધુનો વેશ ધારણ કર્યો. દરેક ધર્મ ખોટો છે એવું પ્રતિપાદન કરવા વાદ વિવાદ કરતા અનેક શિષ્યોને મારા પંથમાં એકઠા કર્યા. એ શિષ્યોએ મારી ઘણી સેવા કરી, એ શિષ્યોએ મને ઘણુંજ ધન આપ્યું. મને સારો સાગ ભોજન જમાડ્યા. કાંઇપણ પ્રકારે તેઓએ મારી સેવા કરવામાં ન્યૂનતા બતાવી નહીં. મારા શિષ્યો પણ મારા જેવા આત્મજ્ઞાન રહિત થઈ સવ ધર્મના નિંદકરૂપ બન્યા. મારો દેહ છુટતાં હું શ્વાન દેહને પ્રાપ્ત થયો. મારા શિષ્યોની આટલી બધી મૈત્રા છતાં તેમનું કલ્યાણ હું કરી શકયો નહીં, જેથી તેઓ

કીડારૂપ થઇ મારા માથામાં પ્રવેશ કરી મારું લોહી ચુસી ચુસી મને દુઃખી દુઃખી કરી મુકયો. એ પીડામાંથી આપે મને તથા મારા શિષ્યોને મુક્ત કર્યા છે. હે ! દીન બન્ધુ, કરૂણાનિધિ, આપે મારા ઉપર ઘણોજ ઉપકાર કર્યો છે. આટલું બોલી વિમાન હાજર હતું તેમાં તે શ્વાન તથા તે કીડા દિવ્ય રૂપે પ્રવેશ કરે છે. જે દેવતાઓએ સુગ્રીવ આદિક વાનર દેહ ધારણ કર્યા હતા તેઓ સરયુ નદીમાં સ્નાન કરતાં મૂળરૂપે બની ગયા. લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન સ્નાન કરવાથી તેઓમાં લક્ષ્મણ સહસ્ત્રફેણવાળા શેષનાગ રૂપ, ભરતજી શંખ રૂપ (પાંચ જન્ય ) તથા શત્રુઘ્ન ચક્ર રૂપ (સુદર્શન) બની ગયા. શ્રીરામચંદ્રજી શંખ ચક્ર ધારણ કરી ગરૂડજી ઉપર બેસવા કરે છે એટલામાં પૃથ્વીમાંથી જાનકીજી પ્રગટ થયાં. તેમને પોતાના વામાંગે બેસાડી પોતે ગરૂડના વાહન ઉપર આરૂઢ થઇ પુલની વૃષ્ટિ તથા દુદુંભિના નાદ થતાં નગરવાસીઓને સાથે લઇ સ્વધામ પધાર્યા.

હાલમાં જગતના વિષે ઘણા માર્ગો, સંપ્રદાયો તથા પંથો ચાલે છે. દરેક માર્ગ સંપ્રદાય તથા પંથના કોઇ કોઇ પણ અધિષ્ટાતા હોય છે. તેમાના બધા નહીં પણ ઘણે ભાગે તેના ઉપદેશકો, આચાર્યો તથા ભક્ત જનો જેમાં દયાનો વિકાસ સારો પ્રસરેલો હોય છે, તેઓ જેટલે અંશે પોતાનું જ્ઞાન હોય છે તે અંશ સુધીનો બોધ પોતાના અનુયાયીઓને સમયે સમયે આપતા રહે છે. ઉપર કહી ગયેલા પેલા શ્વાનની માફક બીજા માર્ગની નિંદા કરતા નથી. જન કલ્યાણ અર્થે પોતાના તન તથા મનનો ભોગ આપી અન્ય મનુષ્યને બોધ કરે છે. પૂર્વે થઇ ગયેલા સત્ય પુરૂષોના તથા સાધ્વી સ્ત્રીઓના ચરિત્ર સમજાવે છે, શાસ્ત્રના નીતિ વચનનો ઉપદેશ કરે છે, ભક્ત જનોના બનાવેલા આધ્યાત્મિક અથવા સરળ પદો સંભળાવે છે, અવળા માર્ગે વળતા મનને તે તરફ જતાં અટકાવી સત્ય માર્ગ તરફ વાળવા પ્રયત્ન કરે છે. આવા ઉપદેશકો, આચાર્યો તથા ભક્તજનો આ દેહ છોડ્યા પછી જે મંડળમાં પ્રવેશ કરે છે ત્યાંથી પોતાની દયારૂપી પ્રેરણાએ કરી આ ભૂમંડળ ઉપર રહે ત્યાં એકઠા મળી અત્રેની માફક પોતાનો કારભાર ચલાવે છે, પછી દેવતાઓની મદદથી પોતાના પુનર્જન્મની તૈયારી કરી એક બીજાના સમાગમમાં આવે તેવાં સ્થાનોમાં જન્મ ધારણ કરે છે. એ પ્રમાણે ધર્મકાર્ય કેટલાક જન્મ થતાં થતાં, તેમાં જ્ઞાનની વૃદ્ધિ થતાં થતાં એ સઘળાં મંડળો એક થઈ જેમ શ્રીરામચંદ્રજી પોતાના નગરમાં સર્વ નરનારી પશુ પંખી વગેરેને પોતાની સાથે વિમાનમાં સ્વધામ લઇ ગયા તે પ્રમાણે આવા મંડળો સ્વધામ યાને આખરના ધામે પ્હોંચે છે.

જે પુરૂષો ધનવાન હોય છે, જેમનામાં આ દયાનો ભાવ પ્રગટ્યો હોય છે તેવા પુરૂષો યાત્રાળુ વટેમાર્ગું તથા નિરાધાર મનુષ્ય તથા પ્રાણી સારૂ આશ્રયસ્થાનો બંધાવે છે તથા સદાવ્રતો આપે છે. કેટલાક પુરૂષો જે માર્ગે પોતે ધનવાન થયા છે, પોતે વિદ્યા પ્રાપ્ત કરી છે, જેમાં રહેલા રહસ્યનો અનુભવ લીધો છે તે રહસ્યનો અનુભવ પોતાના અન્ય બંધુઓ પ્રાપ્ત કરે તથા તેઓ પોતાના જેવા થાય તે કારણથી શાળાઓ, પાઠશાળાઓ, અને એવા સ્થાનો ઉભાં કરાવી તેવાં તેવાં શિક્ષણો અપાવે છે. પોતાનાં તન મન તથા ધનનો બને તેટલો ભોગ આપે છે. પોતાનું ધન ખર્ચાઈ જાય છે તેની ફીકર ન કરતાં તેમના ધનનો સારો વ્યય થઈ પોતાના અન્ય બંધુઓને કલા કૌશલ્ય, વિદ્યાભ્યાસ, તથા નીતિમાં પૂર્ણ થતાં જોવાની ઘણીજ ઇચ્છા ધરાવે છે. આપણામાં કહેવત છે કે આંગળી બતાવવાનું પણ પુણ્ય છે. જે પુરૂષો ધનની બાબતમાં અસમર્થ હોય

છે. પણ બીજી બાબત શક્તિ ધરાવતા હોય તેવા પુરૂષો બીજા ધનવાનોની પાસેથી ધનની મદદ લઇ વિદ્યા તથા હુન્નર કળાના ઉત્તેજન અર્થે શાળાઓ સ્થાપન કરાવી બાળકોને તેવાં શિક્ષણ અપાવે તથા એવા શિક્ષકો આપવામાં જે બાબત પોતે શકિત ધરાવતા હોય તે શકિત પછી તનની હો કાં મનની હો કાં ધનની હો. તેનો ભોગ આપે તે કાર્ય પણ કાંઇ થોડું સ્યાંતાન ગણાય નહીં.

કાશી તરફ નજર કરીએ તો વિદુષી બાઇ એનીબીસેન્ટ હિંદુસ્થાનના બાળકોને ઉન્નતિ પર લાવવાની શાળા સ્થાપન કરવાને અનેક અનેક શ્રીમંત પુરૂષોના સમાગમમાં આવી તેમને આ બાળકોને આપવાના શિક્ષણોના રહસ્ય સમજાવી તેમના ધનની મદદ લઇ શાળા સ્થાપન કરી તેમાં હાલ જે શિક્ષણો અપાય છે તેને સારૂ તે વિદુષી બાઇને તથા તેમાં જે જે પુરૂષો પોતાના તન તથા મનનો ભોગ આપવા સામેલ થયલા છે તેઓની આ દયાની લાગણીને કાંઇ થોડો ધન્યવાદ ઘટતો નથી.

હિંદુસ્થાનમાં એક પછી એક પડતા દુષ્કાળ, લોકોની નિર્ધનતા, કળા કૌશલ્ય તથા વિદ્યા વગેરેના અપાતા શિક્ષણની ખામીઓ ને અનીતિનો અતિશય પ્રચાર, જનસેવા તથા જનકલ્યાણના માર્ગમાં ન્યૂનતાઓ અને કુસંપ વગેરે જણાયાથી હાલમાં કલકત્તાના વિદ્વાન ધનવાન તથા સ્વદેશાભિમાન વીરપુરૂષોએ અગ્રેસરતા લઇ હીંદુસ્તાનના બીજા ભાગોમાં વસનારા તેવા આગ્રહી તથા એવા માર્ગને પસંદ કરનારા પુરૂષોને ખરેખરી અઘોર નિદ્રા યાને એવી મંદ સ્થિતિમાંથી જાગૃત કર્યા છે આ તેમની જનકલ્યાણે લાગણી અમલમાં મૂકાય તેમની ધારણા સંપાદન થઇ કાર્ય સિદ્ધ થાય તો એ પણ કાંઇ ઓછા ધન્યવાદને પાત્ર કહેવાય નહીં.

હવે આપણે સામાન્ય મનુષ્ય તથા પ્રાણી વિષે વિચાર કરીએ આ સૃષ્ટિના વિષે કોઇ મનુષ્ય પછી તે નિર્ધન હો કાં નિર્દય હો કાં દરિદ્રી હો તેનું હૃદય પણ આ દયાની લાગણી વિનાનું ભાગ્યેજ હોય છે. એ મનુષ્ય ગમે તેવો નિર્દયી હશે ગમે તેવો ક્રુર હશે તો પણ તેને પોતાના સ્ત્રી પુત્રોને સુખી કરવા, તેમના ભરણ પોષણ કરવાની લાગણી ધરાવતો હશેજ. સ્ત્રી પુત્રોની લાગણી જો કમી હશે તો પણ તેને પોતાના દેહ સારૂ તો લાગણી હોવીજ જોઇએ. જે કાંઇ ઉદ્યોગ પ્રપંચ ચોરી વગેરે કરતો હશે તે કરવાનું કારણ માત્ર આ લાગણીજ છે. પશુ જેવાં પ્રાણી પણ પોતાનાં બચ્ચાં તથા જાતની લાગણી ધરાવી તેમના નિર્વાહ અર્થે રાત દીવસ રઝળ્યાં કરે છે.

આ ઉપરથી આપણે જોયું કે આ દયાની લાગણી છેક પરમાત્માથી તે પશુ જેવા પ્રાણી સુધી ચાલી આવી છે. સર્વ જીવ ધરાવનારા પ્રાણીમાં આ લાગણી થોડે અગર વધુ અંશે રહેલી જોવામાં આવે છે. જેમ ઇશ્વર વ્યાપક છે, સર્વ મનુષ્ય તથા પ્રાણી માત્રમાં એ ઇશ્વરનો અંશ જેમ રહેલો છે તેજ પ્રમાણે આ દયાનો અંશ પણ સર્વ મનુષ્ય પ્રાણીમાં રહેલો જણાય છે. એટલે આ દયાનો અંશ એ ઇશ્વરી ધર્મ છે એમ અબાધિતપણે કહેવાને સંકોચ લાવવાનું કારણ જણાતું નથી. એવાજ ધોરણો ઉપર થી "દયા ધર્મકા મૂલ હૈ" "अहिंसा प्रथमो धर्म ॥ કહેવાય છે એમ માનવાને શંકા રહેતી નથી.

## દયાનો થતો ગેરઉપયોગ.

૧ પોતાની અહંતા મૈત્તા પ્રફુલ્લિત કરવા અથવા પોતાની કીર્તિ દેશોમાં પ્રસિદ્ધ થવા અન્ન વસ્ત્ર આદિકનું દાન-કેટલાક પુરૂષો કરે છે.

૨ પોતાના પરત્વે બીજા પુરૂષોના આભાર અગર એવા બંધનમાંથી મુક્ત થવા દયા બતલાવી દાન કરે છે.

૩ બીજા પુરૂષો ભવિષ્યમાં ઉપયોગી થઇ પડશે અથવા ઉપકાર માનશે એવા હેતુથી કેટલાક પુરૂષો દયાદાન કરે છે.

દાન શબ્દ દા=આપવું એ પરથી નીકળ્યો છે.

આ સૃષ્ટિના વિષે અનેક પુરૂષો અનેક પ્રકારે અન્ય પુરૂષોને મદદ કરે છે. ભગવદ્ગીતાના અધ્યાય ૫ શ્લોક ૬

યોગ વિના સંન્યાસ તો, પામવોજ દુઃખરૂપ;
યોગ યુક્ત પામે મુનિ, તરતજ બ્રહ્મ સ્વરૂપ.

કર્મયોગ ધારણ કર્યાવિનાનો સંન્યાસ જેમ દુઃખરૂપ છે તેમ આ સકામ વૃત્તિથી કરેલું દાન પણ દુઃખરૂપ નિવડે છે. આવી સકામવૃત્તિથી કરેલાં દાન આપણી બુદ્ધિને ભ્રષ્ટ કરે છે બુદ્ધિ ભ્રષ્ટ માણસ મનુષ્ય ગણાતો નથી.

કેટલાક પુરૂષો પોતાની કીર્તિની ખાતર ઉમંગભર પ્રથમતો ધનનો વ્યય કોથળીનું મ્હોડું જોયા શિવાય કર્યા જાય છે. પછી જ્યારે એનું સરવૈયું કહાડે છે ત્યારે તેના અંતઃકરણમાંથી નિસાસા રૂપી અગ્નિની ચણગારી નીકળી તે કરેલું તમામ દાન ભસ્મ કરી નાંખી તે પુરૂષને નહીં કરેલા દાન જેવો કરી મુકે છે.

જે પુરૂષો ઉપકારની ખાતર જે દાન કરે છે તે દાન નથી પણ એક વણિકની પેઢીના શરાફી નામા જેવો લેણદેણનો હિસાબ છે.

દરેક કર્મ સૃષ્ટિના કાયદાને અનુસાર તેનો સમય આવે પ્રત્યાઘાત રૂપે વ્યક્ત થાય છે. દયા એ પ્રેમનો અંશ છે જેટલા અંશે એમાં ન્યૂનતા હોય છે. તેટલા ઘટતાની વૃદ્ધિ થતે આપણે દયાહીન બનીએ છીએ.

જે કર્મથી તત્કાળ સુખનો લાભ મળે છે તેમાં કાર્ય કરવા આપણે મંદ બુદ્ધિ વાળા પુરૂષો ઘણી ત્વરાથી દોરવાઇએ છીએ. "લોભીઆ વસે ત્યાં ધુતારા ભુખે મરે નહીં" એ કહેવત પ્રમાણે એવા પુરૂષોને એવે માર્ગે ચઢાવનારા પણ ઘણા હોય છે. આ જગતમાં સારા કીતાબ મળે, સારૂ માન મળે.-સારી કીર્તિ પ્રસરે-એવા ફંદાના બોજામાં આપણે લપેટાઇએ છીએ. ધુતારાઓ પોતાની વાણીની ચાતુરી વાપરી આપણને ફસાવે છે. તેઓ જે કહે તે સત્ય માનીએ છીએ. ખરૂં શું છે તથા ખોટું શું છે તેનો વિચાર કરતા નથી. એવા કર્મોએ કરી આપણામાં નિશ્ચયાત્મક બુદ્ધિ ખીલતી નથી.

૧ દયાળુ પુરૂષોના ઉપર વિપત્તિ તથા દુઃખ આવી પડે છે, તે જોઇ અજ્ઞ પુરૂષો એમ અનુમાન કરે છે કે મનુષ્ય અગર પ્રાણી ઉપર દયા રાખવાથીજ આવાં સંકટ આવી પડે છે.

૨ કેટલાક અપંગ, અંધ, નિરાધાર, નિર્ધન પુરૂષોની દયાજનક સ્થિતિ જોઇ તેમને મદદ કરવામાં આવે છે અને એ મદદનો ગેરઉપયોગ થએલો જોઇ એમ માને છે કે દયા કરવાથી આવો પરિણામ નિવડે છે.

૨ કેટલાક પુરૂષો કાંઇ કામનાની ખાતર દયા બતાવે છે અને જ્યારે તે કામના સિદ્ધ થતી નથી ત્યારે દયા કરતાં અટકે છે.

ઉપર બતાવેલા ત્રણે પ્રશ્નોના ઉત્તર ટુંકમાં કહીએ તે. કરેનો કરે પડે, એ ઇશ્વરી નિયમ છે. એ નિયમથી જેઓ અજ્ઞાન છે, જેઓને એ ઉપર શ્રદ્ધા નથી, અને જેઓ પોતાની અલ્પ બુદ્ધિ અનુસાર કલ્પના કરી ભય યુક્ત થાય છે તેઓ ભગવદ્ગીતા અધ્યાય ૪ શ્લોક ૪૦

અજ્ઞ અશ્રદ્ધાવાન વળિ, સંશયિ પામે નાશ.
સંશયીને આ લોક નહી.
નહીંપર નહીં સુખ આશ

આ લોકમાં સુખનો લાભ નહીં લેતાં આખરે નાશ પામે છે. પણ જે પુરૂષોને કર્મના મહાન નિયમનો અનુભવ થયો છે, જેઓને એ જ્ઞાન થોડે અગર વધારે અંશે પ્રાપ્ત થયું છે,

જેઓ એ નિયમ ઉપર લક્ષ આપે છે. તેઓ આવા સંજોગોને સુખરૂપ અથવા વિપત્તિ રૂપે ગણતા નથી. મનુષ્ય અગર પ્રાણીદ્વારા કોઇ વિપત્તિ અગર દુઃખ આવી પડે છે તો તેઓ તે મનુષ્ય તથા પ્રાણી તરફ ક્રોધ અથવા દ્વેષ કરતા નથી. તે મનુષ્ય અથવા પ્રાણીની વર્તણુક તેના સ્વચ્છંદીપણાને ગણતા નથી. પણ પોતાના પૂર્વકર્મના ભોગાયતનનું નિમિત કારણ છે એમ વિચારે છે. જે કાંઇ થાય છે તે યોગ્યજ છે. વિશ્વમાં સર્વત્ર ન્યાયજ પ્રવર્તે છે, જેનેજે ભોગવવું પડે છે તે કર્માનુસારજ છે એમજ ગણી તેઓ આડે માર્ગે નહિ દોરવાઇ શાંત રહે છે. શાંતિની વૃદ્ધિ થવાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે.

"**आत्मवत्सर्वभूतेषु**" સર્વ પ્રાણી માત્રમાં ઇશ્વરી અંશ રહેલો છે. ઇશ્વરના આપણે બાળક છીએ. બીજા પ્રાણી આપણી માફક એકજ ઇશ્વરના અંશ છે. આ ઘણા કોઇ સ્નેહી તરફથી આપણને કાંઇ નુકશાન થાય છે તો તે સ્નેહને લીધે થયેલું નુકસાન કાંઇ પણ ગણતા નથી. તેમ કર્મના કાયદાના અનુયાયીઓ પણ બીજા પ્રાણી તરફથી આવેલાં દુઃખો સંકટરૂપ ગણતા નથી. આપણા શરીર ઉપર ગોડ થયું હોય તો તે ભાગને કાપીનાંખતા નથી. પણ તેને મટાડવા સારૂ ઇલાજો કરીએ છીએ, તેમ તે સુજ્ઞ પુરૂષો પોતાની મૃદુ તથા પ્રિયવાણી વડે તેમના દોષો સુચવે છે અને તેમને અવળે માર્ગે જતાં અટકાવ કરે છે.

કોઇ અંધ અપંગ વગેરે એવા માણસને કરેલી મદદનો જ્યારે ગેર ઉપયોગ થયેલો તથા તે દ્રવ્ય નિવડેલો માલમ પડે છે ત્યારે ઉપર જણાવેલા સુજ્ઞ પુરૂષો પોતાના દાન કરવાના નિયમથી અટકતા નથી પણ આવા અંધ અપંગ પુરૂષો પોતાના પૂર્વજન્મોના દુષ્ટ કર્મોએ કરી આવી અધમ અવસ્થા પ્રાપ્ત થવા છતાં જ્યારે આવાં દુષ્ટ કર્મ કરતાં અટકતાં નથી તો એવું અનુમાન કરે છે કે તેઓ હજુ નીચ યોનિને પ્રાપ્ત થશે. એમ દયાની લાગણી આપણી ક્ષોભ પામે છે.

કેટલાક પુરૂષો જેઓનામાં કર્મના કાયદાનો અંશ થોડે અંશે અનુભવાયલો હોય છે તેઓના ઉપર જ્યારે કાંઇ દુઃખ અથવા વિપત્તિ આવી પડે છે, ત્યારે તેઓ ક્રોધના આવેશમાં આવે છે ખરા ? પણ આ નિયમનું ભાન થવાથી જેમ કોઈ સુઘડ માણસ જેને પોતાના કપડાં સાફ સુફ રાખવાની ટેવ પડી હોય છે તે બહારથી ફરી આવ્યા પછી પોતાના વસ્ત્ર ઉપર જે રજકણ વળગેલાં હોય છે તેને બ્રુસથી અગર ઝાટકીને સાફ કરી નાંખે છે તેમ આવા પુરૂષો પોતાનામાં જરાયે આવેશ ખંખેરી કહાડી તેની રજકણ પોતાના અંતઃકરણ વિષે ઠરવા દેતા નથી. અને એવી અપ્રર રૂપી રજકણોને બહાર કહાડી પોતાના અંતઃકરણને નિર્મળ રાખે છે.

જે કામી પુરૂષોની કામના પૂર્ણ થતી નથી. તેનું કારણ પણ ઉપર બનાવેલો કર્મનો મહાન નિયમ છે. દયા એ પરમાત્માના નિર્મળ ઝરાનું ઝરણુ છે. નિર્મળ પાણીમાં સ્નાન કરવાથી તથા વસ્ત્ર ધોવાથી જેમ શરીર તથા વસ્ત્ર સાફ થાય છે તેમ એ દયા રૂપી નિર્મળ ઝરણનો સ્પર્શ થવાથી મનુષ્ય પણ નિર્મળ થાય છે કોઇ પાત્રમાં નિર્મળ પાણી ભર્યું હોય તેમાં રહેજ ગંદો પદાર્થ પડવાથી તે નિર્મળ પાણી તમામ મલીન તથા ભ્રષ્ટ થાય છે તેમ આ દયા રૂપી નિર્મળ ઝરણમાં મલિન ભાવના મિશ્ર થવાથી નિર્મળતાનો અભાવ થાય છે અને એ મલિન દયાના પ્રભાવે યોગ્ય સતકાર થતો નથી તે નવાઇ જેવું નથી.

## દયાનો ઉપયોગ.

દયા એ એક ઉત્તમ પ્રકારનું દાન છે દાન અનેક પ્રકારનાં છે. કોઈ પુણ્ય અર્થનું, કોઇ

પ્રાણી માત્ર વિષે શુભ ચિંતવન કરવું. જે પુરૂષો આ સંબંધી વિચાર કરતા રહે છે, તેઓને આપણા દયાળુ ગુરૂ દેવો તેવા કાર્ય કરાવવાના સંજોગોમાં મુકે છે ઉદ્યોગના કાર્ય વિઘ્ન રહિત છતાં નિષ્ફળ થાય છે કેટલાંક વિઘ્નો છતાં પાર પડે છે. કેટલાંક વિઘ્ન છતાં સફળ થાય છે. અભ્યાસે કરી આપણી દયાની મર્યાદા સામેના કાર્ય કરતાં વિશેષ બળવાન નહીં હશે તો નિષ્ફળતા થશે. તેથી નિરાશ થવાનું નથી. જેમ કોઇ પહેલવાન એક વરસ બીજાની સાથે કુસ્તીમાં હાર ખાય છે તો પછી તે નાસીપાસ નહીં થતાં બીજે વરસે હરાવવા સારૂ તેજ દીવસથી પોતાના શરીરને વિશેષ વિશેષ કસતો જાય છે અને જ્યારે તેને હરાવે છે ત્યારેજ આનંદ થાય છે. તેમ આપણે મનુષ્ય એક કાર્યમાં નાસીપાસ થાય તો તેને નારાજ થવાનું નથી પણ વિશેષ ખંતીલાઇથી તે કામને સિદ્ધ કરવા દરજ્જા રાખવી.

આ દયાની હદ જે આપણો ખંડમાંને વિષે પ્રસરેલી છે તે આપણ દરેકે તેમાં મર્યાદા ટુંકી ટુંકી કરતાં એટલી બધી કગી અંશે તેની હદ આપણા હૃદય વિષે રહેલી છે કે તે નહીંજ કહીએ તો ચાલે. આપણને આપણા સગા ભાઇ સાથેજ પ્રેમ હોતો નથી. જ્યાં એકજ માત પિતાના સંતાનમાં પ્રેમ નહીં હોય તો એ મર્યાદાની હદ કેટલી તે વિચારી લેવાનું છે.

આપણા ભરતખંડનો ઇતિહાસ આપણે વાંચીએ છીએ ત્યારે મહાન વીરલાઓ જેઓ એ પોતાના દેશની દાઝ ખાતર પોતાના દેહ અર્પણ કરેલા એવા પુરૂષોના ચિતાર આપણી નજર આગળ ખડા થઇ આપણા શરીર વિષે તેઓનો શુરવીરપણાનો જુસ્સો પ્રવેશ કરે છે. દેહ અર્પણ કરવાની વાત કોરાણે મુકીએ પણ એવા દેશની દાઝ જાણનાર પુરૂષો આપણા ભરતખંડ વિષે પ્રાપ્ત થયેલા હોય તો તેમને આપણાથી બનતી મદદ નહીં આપીએ તો આપણે કૃતઘ્ની નથી એમ કોણ નહીં કહી શકે ?

દયાને પ્રફુલિત કેમ કરવી તેનો વિચાર પ્રથમ કરતાં પહેલાં દયાની ન્યૂનતા યાને ખામી કયાં કયાં જોવામાં આવે છે તે વિષે વિચાર કરી તે ખામી દુર કરવા પ્રયાસ જારૂ રાખીશ તો એટલું કામ પણ બસ થયું એમ કહેવાને શંકા રહેશે નહીં.

૧ દયાની ન્યૂનતાને લીધે સરકાર દરબારમાં દાવાઓ તથા ફરીઆદોની સંખ્યા વધવા માંડી છે.

૨ વ્યાપારી માણસ પોતાના વ્યાપારમાં ખરે ખરો નફો નહીં લેતાં ઘણો નફો ખાઇ બરકીને હેતરે છે.

૩ નોકર વર્ગ (સરકારી કિંવા ખાનગી) પોતાના ધણી અથવા શેઠ તરફથી મુકરર કરેલો જે દરમાયો મળે છે તેથી સંતોષ નહીં રહેતાં આડાં તેડાં ફાંફાં મારી દ્રવ્ય હરણ કરે છે, પોતાના ધણીને એ ખાતર નુકશાનમાં નાંખે છે તથા પોતાના ધણી પરત્વે બજાવવાની ફરજો યાને ધર્મોમાં ચુકે છે.

૪ એકજ માતપિતાનાં તથા કુટુંબના સંતાન તેમજ એકજ જ્ઞાતિના એકજ ગામના તથા એકજ દેશના મનુષ્ય એક બીજા સાથે દ્વેષ તથા ક્લેશ કરે છે.

૫ આપણા કુટુંબમાં જ્ઞાતિમાં કે દેશમાં કોઇ પુરૂષ સારો ઉદેશ હોય તો તેને આપણી શુભ ઇચ્છાનું બળ અગર એવું બહાનું કહાડી તેને જરૂરીનું સાધન આપણે પુર પાડી શકતા હોઇએ તે આપી તેને આગળ વધારવાને બદલે તેનો દ્વેષ કરીએ છીએ.

૬ કોઈ વિદ્યા અગર મંત્ર અગર ઉપચાર જેવા પ્રયોગો કરી ઘણા મનુષ્યના જીવનો બચાવ થઇ શકે છે તે વિદ્યા મંત્ર અગર ઉપચાર કોઇ યોગ વિષયને નહીં બતાવતાં તેનો નાશ થવા દે છે, અગર જીવ લેવા માટે ઉપયોગ કરે છે.

૭ ધર્મ તથા મત પંથોના અધ્યક્ષો પોતાની મોજ શોખ પુરી પાડવા અનેક શિષ્યોનો વર્ગ બાંધી તેમને ધર્મનું રહસ્ય યથાસ્થિત નહિ સમજાવતાં પોતાની સેવા કેમ કરવી તે ઉપર વિશેષ લક્ષ અપાવી દ્રવ્ય હરણ કરે છે.

૮ આપણા દેશનો માલ ખડબચડો સફાઇ વગરનો તથા કીંમતે ભારી અને પરદેશનો માલ સફાઇદાર તથા કીંમતે ઓછો એ પ્રમાણે નફા લેવાનો હીસાબ દોરી પરદેશનો માલ ખરીદ કરીએ છીએ.

ઉપર બતાવેલી ખામીઓ દુર કરવાનો પ્રયાસ કરી તેમાં પાર પડીશું તો એક મહાન કાર્ય યાને શક્તિ પ્રાપ્ત કર્યા બરોબર છે. એ પ્રયાસ માત્ર વાંચી રાખવાથી થવાનો નથી. જેને જે લાગુ હોય તે તત્કાળ એ ખામી દુર કરવા આગ્રહ લેશે. તો તેમાં કાંઈ નુકશાન વેઠવાનું નથી. પણ આખરે તેમાં જય મળવાનો છે. તાંત્કાળ બીજાએ એ વસ્તુ ઉપર ચડાવેલા ઓપની માફક છે. ઓપ ઉડી ગયે વસ્તુ મુળ સ્વરૂપે દેખાય છે, માટે પ્રિયબંધુઓ એવા જુદા રૂપો ઉપર મોહિત થશો નહીં. બંગાળાના વતનીઓ જે વસ્તુ પોતાના દેશમાં પ્રાપ્ત થયેલી તેને તિરસ્કારની નજરે જોતા હતા. તથા પરદેશમાં ભભકા દાર વસ્તુથી મોહીત થઇ તેની ખાતર પોતાનું સર્વધન ખરચતા હતા તેજ વતનીઓ પોતાના દેશની નિર્ધન અવસ્થા જોઈ તે સર્વ હાકનો ત્યાગ કરી આપણાં દેશની વસ્તુઓ હજુ બરોબર વાપરવા જેવી સ્થિતિમાં નહીં આવ્યાં છતાં તેનો સ્વીકાર કરે છે તે શું બતાવે છે ! એ માત્ર પોતાના દેશની દયા એ. તેમની દેશ દાઝનો જુસ્સો આ ભરતખંડના એક નાકાથી બીજા નાકા સુધી પસરી ગયો છે. દયા જનકના હૃદય ભેદી કહાડયા છે, તેમની જે શુભ ઇચ્છા તે માર્ગમાં મુકાઈ ગઇ છે.

કેટલાક પુરૂષો જેઓને ટીકા કરવાનો સારો અભ્યાસ હોય છે તેઓ કોઇ આવા કાર્યે પાછળ ટીકા કરવામાં પાછા હઠતા નથી. તેઓ માત્ર દોષ ના ભરેલા જેથી દોષની દૃષ્ટિએ જોયા કરે છે. લાંબી નજર પ્હોંચાડી વિચાર કરતાં હોય તો તેમાં છેવટે કઇ લાભ દાયક છે. તે જણાઇ આવશે.

આપણે જાણીએ છીએ કે કેટલાક સાધનો ની ખામીને લીધે આપણા હાલના વિચાર હજુ કાંઇ દરજ્જે અપકવ હશે. અને તેવાં હોય તેમાં નવાઇ જેવું નથી. આપણા ઉપર રાજ્ય સત્તા રાજ્ય ચલાવે છે, તેમણે પોતાનું રાજ્ય બરોબર ચલાવવા સારૂ કાયદા બાંધનાર મંડળ સ્થાપેલાં છે. તેઓ અમુક મુદ્દત સુધી વિચાર કરી કરી પછી અકેક કાયદો પસાર કરે છે એક કાયદો બહાર પ્રસિદ્ધમાં આવતાં પ્હેલાં વિદ્વાનો તે ઉપર પોતાના સુધારા કરે છે તે સુધારાના ઉપર ફરી વિચાર થઈ નક્કી કરવામાં આવે છે, ત્યારપછી છપાવવા હુકમ થાય છે આ પ્રમાણે બહુજ પ્રકારે જોવામાં આવે છે છતાં પણ કેટલાક સુધારા તથા હીસાબી સંબંધીના કાયદા પ્રસિદ્ધ થયા પછી તેનો ઉપર બીજા ટુંક મુદ્દતમાં સુધારા ઉપર સુધારા નીકળતા જાય છે. તે સુધારા એટલા બધા વધી જાય છે કે મુને તે ચોપડી ઉપર ચોંટાડવાથી જેમ કોઇ છેક જીરણ વાલી સ્ત્રી જરા ચાલવા જાય છે કે તેની કાયા જેમ ફાટ ફાટ થાય છે તેમજ તે ચોપડી ઉઘાડવામાં આવેથી જાણે ફાટી જશે એવી ભીતિ રહે છે.

પ્રિયબંધુઓ આવી લાંબા કાળથી ચાલી

આવેલી રાજ્ય સત્તા જે અનેક અનેક અનુભવીના અનુભવ લઈ પુસ્તકો બહાર પાડે છે તેમાં જ્યારે આવી ખોટ જણાય છે તો પછી આપણાં જેવાની યોજનાઓ ખામી વાળી હોય તેમાં શી નવાઇ ! માટે એવી ખામીઓ વિષે વિચાર કરી દયાની મર્યાદા ટુંકી નહીં કરતાં એ પ્રફુલિત કેમ થાય તે તરફ વિશેષ લક્ષ રાખતા રહેવું એ આપણી મુખ્ય ફરજ છે.

આ દયાની જે મહાન મર્યાદા હતી તે સંકોચ થતી ટુંકી થઇ છે. તેને હવે ધીમે ધીમે વિસ્તારમાં મુકવાનો છે આપણે મનુષ્ય ટુંકી ટુંકી બાબતમાં ઘણાજ અલક્ષ હોઇએ છીએ ટુંકી ટુંકી અને ન્હાની ન્હાની બાબતથી જો વધવા કરીશું તોજ આગળ જતાં ફતેહમંદ થવાનો સંભવ રહે છે. માટે પ્રથમ આપણે આપણાં કુટુંબ ઉપર દયાનો ભાવ કેમ વિસ્તારવો તે યોજના શોધી કહાડી. તેને કર્મ માર્ગમાં મુકવી. એક એક કુટુંબમાં જ્યાં આપણી દયા બરોબર સામાન્ય પ્રમાણે કામ કરતી થયલી જણાય કે બીજા કુટુંબો સાથે તેનો ઉપયોગ અજમાવવો. પછી એક સમગ્ર ન્યાત થતાં પછી દેશ ઉપર તેનો ખરો ઉપયોગ કરવો. એમ થતે આખી પૃથ્વી એ એક આપણું કુટુંબ રૂપ થઇ પડશે એજ ટોચ ઉપર જવું આપણ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે.

## દયાનું મૂળ સ્વરૂપમાં લય થવું.

૧. દયા એ એક નિર્મળ ઝરારૂપ છે. ગંગા નદીમાં સ્નાન કરનાર પુરૂષ [illegible]માંથી મુક્ત થાય છે તથા શરીરે સ્વર[illegible] થાય છે તેમ દયાના ઝરણામાં સ્નાન ક[illegible]ર પુરૂષ ક્રોધાદિક વિકારોથી મુક્ત [illegible] છે.

કોઇ માણસની [illegible]દા, અવગણના અથવા તિરસ્કાર કરવામાં આવે અથવા કોઇના ઉપર ક્રોધ કરવામાં આવે, અથવા કોઇનું અકલ્યાણ ઇચ્છવામાં આવે, તો "ઇશ્વર સર્વ પ્રાણી માત્રમાં રહેલો છે." એ વાક્યનો તિરસ્કાર કર્યો એમ કહી શકાય. માત્ર એટલુંજ નહીં પણ સર્વ ભુતોમાં રહેલા ઇશ્વરનો પણ તિરસ્કાર કીધો એમ નિશ્ચય છે. આ ઉપરથી ઇશ્વર ઉપર આપણો કેટલો પ્રેમ તથા ભક્તિ છે તે જણાઇ આવે છે. ઇશ્વર એ પૂર્ણ દયાનું રૂપ છે. એમાંથી એ શક્તિ નિરંતર દબ્યાજ કરે છે. આવા વિકારી યાને પ્રતિકુળ પ્રવાહે કરી દયાની શક્તિ જો કે નિરંતર વહ્યા કરે છે તો પણ જેમ દીવેલના કોડીઆમાં પાણી પડવાથી દીવો જેમ બુજાઇ જાય છે તેમ તે શક્તિ પૂર્ણ પ્રકાશ આપી શકતી નથી.

પ્રાણી માત્ર તરફ દયાના વિચારોનું નિરંતર સેવન કરવાથી આપણે પરમાત્માના નિકટ સંબંધમાં આવતા જઇએ છીએ અને તે શક્તિનો લાભ મેળવવા યોગ્ય થતા જઇએ છીએ.

૨ દયા એ ઘીના જેવો નરમ પદાર્થ છે સૂર્ય અથવા અગ્નિનો સ્પર્શ થતાં ઘી પીગળી જાય છે અને ઠંડી પડે પાછુ ઠરી જાય છે તેમ બીજા મનુષ્ય અગર પ્રાણીને દુઃખી જોઇ તે મનુષ્યનું હૃદય પીગળી જાય છે અને તે મનુષ્ય અગર પ્રાણી દુઃખમાંથી છુટે છે ત્યારે તેની ઠંડકથી તે ઠરે છે

૩. ઢાકાની મલમલ જેવી સુક્ષ્મ તંતુઓની બનેલી વજનમાં હલકી તથા વિસ્તારમાં મોટી હોય છે તેજ પ્રમાણે દયા પણ ઘણાજ સુક્ષ્મ પરમાણુઓની તથા ઉંચા ગુણોનાજ માપથી બનેલી વજનમાં હલકી અને વિકાશમાં ભરપૂર છે, મલમલ જેમ કુમાશમાં નરમ છે તેમ દયા પણ એક ઘણોજ નમ્ર ગુણ છે. કેટલાક પુરૂષો એમ જાણે છે કે ઇશ્વર પોતાના દાસનો દાસ છે. તો આપણ મનુષ્યોએ પણ આ ભૂમંડળ ઉપર વસનાર મનુષ્ય તથા પ્રાણીની તે પ્રમાણે

સેવા કરવી જોઇએ. એ પ્રમાણે સેવા કરવી મહાન વિકટ છે છતાં એ પોતાનો હેતુ કેટલેક કેટલેક અંશે પાર પાડવા કેટલાક પુરૂષો ધર્માલયો બંધાવી તેમાં પેસવાના દ્વાર આગળ જડેલા પથ્થર ઉપર પોતાની છબી કોતરાવી તે ઉપર મનુષ્યો પગ મૂકી ધર્માલયોમાં જાવઆવ કરે અને પોતાની છબી ઉપર પગ મુકે એ પગ પોતે સર્વના પગની રજ સમાન ગણી આનંદ માને છે.

૪ દયા એ એક પ્રકારની પ્રેમ બતાવનારી શક્તિ છે. ઘરની અંદર જેમ હવા બહારથી અંદર આવે છે અને અંદરથી બહાર જાય છે. તેમ આ પ્રેમ આ દેહમાંથી બહાર અન્ય દેહોમાં પ્રવેશ કરે છે અને અન્યનો પ્રેમ આ દેહ તરફ ખેંચાય છે.

આ દયાની વૃત્તિ કોમળતા તથા સમાન ભાવની વૃદ્ધિ કરે છે અહંતા મમતા તથા દ્વેષનો નાશ કરે છે. અન્યના સુખે સુખ તથા અન્યના દુઃખે દુઃખ માને છે. પોતાના ઉપર દુઃખ, વિપત્તિ આવી પડે તો કર્મના નિયમ પ્રમાણે આવજા થાય છે એમ માની સંતોષ રાખે છે. તેને કોઇ પણ પ્રકારે ક્ષોભ થતો નથી. સર્વ જીવનો તે સ્નેહી થાય છે. ભગવત ગીતા અધ્યાય ૬ શ્લોક ૨૯.

**सर्व भूतस्थमात्मानं सर्व भूतानि चात्मनि।**
**ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः॥**

એ પ્રમાણે તે પુરૂષ સર્વ જીવોમાં માત્ર આત્માનેજ દેખી રહે છે, જેથી હાનિકારક અથવા હિંસક પ્રાણી પણ તેના પ્રેમના દાસરૂપ થઇ રહે છે. દ્વેષની લાગણીનો જ્યાં અભાવ ત્યાં વૈરભાવ હોયજ કયાંથી. આપણુ આપણામાં વૈરભાવથી વિશ્વાસ ઘટે છે. જેઓમાં આ પ્રમાણે જ્ઞાન હોય છે તેઓને કોઇ પણ પ્રકારની હાનિ થવાની ફીકર રહેતી નથી. તેમ નહી હોય તો ઋષિ મુનિઓથી જંગલમાં રહી શકાય નહિ. અંધારી રાત્રીએ નિડરપણે ફરી હરી શકાય પણ નહીં.

આ પ્રમાણે જે પુરૂષે પોતાનામાં દયાની મર્યાદાનો વિસ્તાર તમામ ભાગ ઉપર ફેલાવી દીધો છે તે પુરૂષ.

ભગવત ગીતા અધ્યાય ૭ શ્લોક ૨૭.

**प्रशांतमन संयेनं योगिनं सुखमुत्तमम्।**
**उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम्॥**

ઉંચામાં ઉંચુ સુખ પ્રાપ્ત કરી એ દયા. સર્વ વ્યાપક ઇશ્વરમાંથી નીકળેલી પાછી તેમાં લય થાય છે.

॥ ॐ ॥

शांतिः  शांतिः  शांतिः




લખનારઃ—મિ૦ બાપુજી દીનશાહજી પેશકદાર.

"દયા ધરમકા મૂળ હય, પાપ મૂળ અભિમાન"
"તુલસી દયા નહિં છાંડીએ, જબ તક ઘટમેં પ્રાન"
તુલસીદાસે.

"સખાવત" આ શબ્દ પૂર્વ દેશના લોકોનો મુદ્રાલેખ છે. આ મુદ્રાલેખને અનુસરી પૂર્વ દેશની જુદી જુદી પ્રજાઓ, જેવીકે હિન્દુ, પારસી, મુસલમાન વગેરે કોમો, પોતીકા વ્યવહારમાં

ચાલેછે, આપણો પૂર્વ દેશ, પશ્ચીમ કરતાં, ઘણી બાબતોમાં પછાત છે, પણ દયા, દાન, ધર્મ, ઇશ્વરી માર્ગ અને નીતિની બાબદમાં, પશ્ચિમ કરતાં, ઉંચ સ્થાન ભોગવે છે.

પશ્ચિમ દેશ વિદ્યા, સાયન્સ, એનજીનીયરીંગ અને બીજી જુદી જુદી કળાઓમાં ઘણો આગલ વધેલો છે, પણ નીતિ અને ધર્મની બાબદમાં પૂર્વ પશ્ચિમ પર સરસાઇ ભોગવે છે.

આ વિચારનાં ટેકામાં આપણે એક દાખલો તપાસીશું: આ જગતમાં જુદી જુદી પ્રજાઓને ઇશ્વરી માર્ગ દેખાડનારા ધર્મ મહાત્માઓ અને પયગંબરો, જેવા કે અશો સ્પેતમાન જરથોસ્ત સાહેબ, હજરતમહમદસાહેબ, જીજસ ક્રાઇસ્ટ, શ્રી રામચંદ્રજી અને મહાત્મા ગૌતમ બુદ્ધનું સ્થાન પૂર્વ દેશજ છે તેથી પૂર્વ અને પશ્ચિમના જોડાણમાંજ એકમેકનું હિત સમાયલું છે.

ખુદાએ જેઓને ધન સંપત્તિ અને ઉંચ સ્થાન આપ્યું છે, તેઓથીજ આ જગતમાં સારાં કામો થાય છે. કારણ પૈસારૂપી શસ્ત્ર વગર એકપણ પરમાર્થિક કાર્ય થઈ શકે નહિ. જોકે વાચા અને સત્ય કર્મોથી પણ પરોપકાર થઇ શકે તેમ છે.

લંડન, ન્યુયોર્ક, મુંબઇ, કલકત્તા અને બીજામોટાં શેહરોમાં, સાર્વજનિક હિતના ખાતાંઓ જેવાં કે યુનીવર્સીટીઓ, કોલેજો, સ્કુલો, હોસ્પીટલો, આંધળા, લુલાં લંગડાંઓ માટેના આશ્રમો અને એવાંજ જનસમાજના હિતના ખાતાંઓ, શ્રીમંતોના પૈસાના પ્રતાપથી નીભે છે.

અમેરિકાના મહાન પુરૂષ, કુબેર જેવા શ્રીમંત મી૦ એનડ્રુ કારનેગીએ પોતે મેળવેલી દોલતનો સદઉપયોગ, પોતીકા દેશીઓના સુખ કાજે ફ્રી કોલેજો, સ્કુલો, દવાખાનાઓ અને લાયબ્રેરીઓ સ્થાપી કીધી છે, તો આજે અમેરિકા, બીજા સુધરેલા દેશોની હરોળમાં બીરાજે છે તે આવા પરોપકારી પુરૂષના કાર્યનેજ આભારી છે.

આપણી પવિત્ર ભારતભુમિ, પરોપકાર અને સખાવતી કામોથી દુનીયાના બીજા દેશો અને પ્રજાઓમાં ઉંચ સ્થાન ભોગવે છે.

પણ ઘણીક વખતે સખાવત, સારે માર્ગે નહિ ખરચતાં બીજા બલતાજ માર્ગે ખરચવાથી આલસાઇ, દરિદ્રતા અને ગરીબાઇ વધે છે.

આપણા દેશમાં રૂષ્ટ પુષ્ટ, વહેરે તો અગ્યાર પાટીયાં પડે તેવા ફકીરો અને પાંખડી સાધુઓને દાન આપી પાળવાથી, દેશની દરિદ્રતામાં વધારો થયો છે.

આ પાખંડી ફકીરો અને સાધુઓની એક મોટી ફોજ, જો પોતીકાં હાડકાં રોળી ઉદ્યમી બની, આ સંસારમાંજ રહી, સંસારના ખોટાં કામો પર, વૈરાગ્ય લાવે, તો ઘણે અંશે દેશની ગરીબી કમી થાય.

કારણ આવા માણસો દેશનો પૈસો ખાનારા છે, તેથીજ ગરીબાઇ વધી ગઇ છે, આ વાતને અર્થ શાસ્ત્ર ટેકો આપે છે.

ખરી સખાવત અને ખરૂં પૂણ્ય આંધલા લુલાં લંગડાં અને નાચારોને પાળવાથીજ જે આશીર્વાદ મળે છે, તે પરમાત્માને પણ મંજુર છે, કારણ એવા નાચારોનોજ, પૈસાદરના પૈસા પર હક છે.

જે વીર પુરૂષો પોતીકું સ્વસ્વ ત્યાગી, પરોપકારી ખાતાંઓ નીભાવે છે, અને જેઓ એવાં સતકામ કરનારાઓને મદદ આવે છે, તેઓને ધન્યવાદ ઘટે છે આવી રીતે મદદ કરવાથીજ પુણ્ય મળે છે,





દરેક માણસની પવિત્ર ફરજ છે કે આવાં પરોપકારી ખાતાંઓ ચલાવનારા સત્યાગ્રહી પુરૂષોને યથાશક્તિ મદદ કરવી, કે જેનો બદલો પરમાત્મા આપ્યા વગર રહેતો નથી.

આપણા દેશમાંના મહાન દાનવીર અને પરોપકારી પુરૂષોના દાખલા લઇએ. પહેલા બારોનેટ સર. જમશેદજી જીજીભાઇ, પહેલા સર દીનશાહજી પીટીટ, મરહુમ દાનવીર મી૦ શેઠ જમશેદજી તાતા, હૈદરાબાદના મર્હુમ નીઝામ મીર મહેબુબઅલી ખાન, કલકત્તાવાળા ડૉ. રાસબિહારી ઘોશ, પંજાબવાળા દેશભક્ત વિરલા લાલા લજપતરાય, સુરત અશક્તાશ્રમના ઉમંગી પુરૂષ અને મરહુમ મી. બેરામજી મલબારી એઓએ પોતાના પૈસા અને ભગીરથ પ્રયત્નથી દેશનું દરિદ્ર કમી કીધું છે, તેઓ હમેશને માટે અમર છે.

પ્રજા આવા વીર પુરૂષોને પોતાની મીલકત સમાન ગણે, તે વાજબીજ છે. ખુદા સૌને સુમતિ આપો, કે જેથી દેશનું દરિદ્ર કમી થાય.

મર્હુમ સાક્ષર મી. ડાહ્યાભાઇ ધોળશાજીએ એવા વીર પુરૂષોની પ્રશંસા કીધી છે તે વાજબી છે. "જાતે સુખ જેને તજી રાખ્યાં રૂડાં નામ"

"પરોપકારી પુરૂષને, લાખો વાર પ્રણામ"—**"વીણા-વેલી"**

ખાવું, પીવું અને મજાહ કરવી એવું કેટલાકોનું માનવું છે તે ભૂલભરેલું છે, આ મનુષ્ય દેહ એવાં એકલપેટાં કામ માટેજ નહિ, પણ સદ્‌ગુણ અને પરોપકારી કાર્યો માટેજ છે.

સુખની શોધમાં ફરનારા, દરેક માણસે આ મુદ્રાલેખ પોતાના અંતઃકરણમાં કોતરી રાખવો જોઇએ "સુખ તેને છે, કે જેનાથી સુખ બીજાને છે"

આ પ્રમાણે આપણે વ્યાવહારિક રીતે ચાલશું તો સુખ અને સંપતિ આપણીજ મીલકત થશે.

વ્હાલા "સત્સંગ" ના ઉમંગી વાંચનાર, છેવટના બે બોલ. તમારી શક્તિ મુજબ **શેઠ દીનશાહજી એદલ બેહરામના આ અશક્તાશ્રમને, પોતાની શક્તિ મુજબ દાન આપશો તો તેના આશીર્વાદ ઘણા મળશે.**

–મુનશી "તાલીબ" ની નીચલી લાઇનો ટાંકી વ્હાલા વાંચનાર તમારી રજા ચાહીશ.

"દુનીયા સારી સમજો જુઠી, જુઠા સબ સંસારે"
"કાયા જુઠી માયા જુઠી જુઠા સબ વ્યવહારે"

## સ્ત્રી કેવી જોઇએ!

મારે આજકાલના સુધરેલા વિચારથી ભરેલી સ્ત્રી જોઇએ છે. પરંતુ જો તે અમારા પુરાણા કાળની સંચિત થતા આવેલા સ્ત્રીઓના ગુણોને તજી કેવળ નવા રંગઢંગથી ચાલનારી હોય, તો નથી જોઇતી.

અમારે એવી સ્ત્રી જોઇએ છે, કે જે " **भोज्येषु माता, शयनेषु रंभा, कार्येषु मंत्री, वचनेषु दासी** હોય. "

" વળી એવાજ સ્પૃહણીય ગુણોથી તે પુરાતન કાળની સ્ત્રીઓના સદ્‌ગુણો પોતાના અંગમાં સીંચી એમાં અધિકાધિક વૃદ્ધિ કરનારી તથા સફળતા પ્રાપ્ત કરનારી હોય. "

" ભલી અને વિવેકશીલ માતા થવું એથી અધિક સ્ત્રીત્વ બીજી કશી વાતમાં નથી. પરંતુ એવી માતા બનવાને ઘણુંજ ચાતુર્ય અને સ્વાર્થત્યાગની જરૂર પડે છે. "

" પુરૂષોના કાર્યની કૃતકાર્યતા, સ્ત્રીને સંસારને યોગ્ય સ્ત્રી અને પુત્રને સંસારને યોગ્ય પુત્ર બનાવવામાં છે. આ સાધન એમણે પ્રથમ સાધવું જોઇએ. એ પછી જે કરવું હોય તે કરે. "

થીઓડોર રૂઝવેલ્ટ (અમેરિકાના માજી પ્રમુખ.)




## ત્રયોદશ-પરિચ્છેદ.

ગર્મીની ઋતુ છે. પૂર્ણિમાની રાત્રિ છે. નીલાકાશ મંડલમાં પૂર્ણિમાનો ચંદ્ર પૂર્ણ કલા ફેલાવી હસી રહ્યો છે, ચંદ્રમાના હસવાથી હવે પૃથ્વીની સૌ દિશાઓમાં ઉજ્વળતા પ્રસરી ગઇ છે. રાત્રિનું અંધારૂં આવા હસવાનાં મોજાંમાં કેમ રહી શકે ? ચંદ્રમાના હસવા સાથેજ અંધારૂં કોણ જાણે કયા ખૂણામાં જઇ ભરાઇ ગયું ! પણ હું એક વાત પૂછું છું, ચંદ્રમા આજ આટલો કેમ હસી રહ્યો છે ? ચંદ્રમાની ચાંદની રાધાની કોટડીની અંદર ગઇ છે. એટલી ચાંદની ભરાઇ ગઇ છે કે ચાંદનીની લહેરોમાં તેનું બિછાનું ડુબી ગયું છે અને તે લહેરો પર રાધા હવે પોતાના પતિ, પુત્ર અને પુત્રી સાથે તરી રહી છે ! પરંતુ તે સુન્દર ચાંદનીમાં હુએલા બિછાના પર તરફડી રહી છે. તેથી શું આજ ચંદ્રમા આટલો હસી રહ્યો છે ? અરેરે !

ચંદ્રમા તમો તમારૂં તેવું હાસ્ય પોતાને ને ચાંદનીને સંતાડી રાખો. જો તમો આજ એટલું હસશો, અથવા એટલી ચાંદની ફેલાવશો તો એક તો તમને કલંક લાગેલું છે. તેના ઉપર બીજા કલંકનું ધાબુ તમને લાગી જશે; તે કલંકને કેમ ઢાંકશો ? પોતાના પતિ, પુત્રીની સાથે રહેવા છતાં પણ તે અબળા તમારી કોમળ ચાંદનીમાં પડીને પણ તરફડી રહી છે, તેનાહૃદયમાં શું થઇ રહ્યું છે ? તે તમો જાણુનાં તમારૂં પથ્થર જેવું હૃદય તે બિચારીના દુઃખથી પીગળી જતું હોત તો તમારાથી આટલું હસાત નહીં !

રાધાથી સહી શકયું નહીં,. હૃદયની જ્વાળાથી ગભરાઇ બેઠી થઇ ગઇ. બેઠા થતાંજ સુખદેવી પર તેની દૃષ્ટિ પડી, આજ સુખદેવીનું તે હસતું, ફૂલ સમાન વિકસેલું મુખડું, કરમાઇ ચિમળાઇ ગયું છે. રાધા સૌ કંઇ સહી લે છે, પરંતુ સુખદેવીનું સુકાઇ ગયેલું મુખ તેનાથી જોઇ શકાતું નથી. આજે ભોજન શિવાય પ્યારી કન્યાનું મુખ સુકાઇ ગયું છે. તેજ વાત અકસ્માત તેના મનમાં ઉદય થવા લાગી. આ વાતની શુદ્ધિ આવતાંજ માતાના પ્રાણ કેવા વ્યાકુલ થવા લાગ્યા હશે, તેનું વર્ણન થઇ શકે તેમ નથી. રાધા ફરી તૃષિત નેત્રોથી સુખદેવીનું મુખ જોવા લાગી. તે કરમાઇ ગયેલું મુખ કમલ ભયથી વધુ સંકોચાઇ રહ્યું હતું. તેની બીકનું કારણ પણ માતા જાણે છે. એક નિશ્વાસ મુકી માતાએ પુત્રીનું માથું ખોળામાં લઇ પ્રેમ ચુંબન લીધું. તે નિશ્વાસ અને ચુંબન સાથેજ તેના હૃદયનું એક બંધન પણ તેજ ક્ષણે તૂટી ગયું. ગાંડીની દૃષ્ટિ બીજી તરફ દોડી ગઇ. તે દૃષ્ટિએ શું તેનું ૭ માસનું અજ્ઞાન બાળક નિદ્રાથી અચેત પડયું છે. આજ તે ઘણું રડયું હતું. બહુ રડવાને લીધે હજુ પણ તે નિદ્રામાં ડુસકાં ખાય છે. આટલા ન્હાનકડા બાળકમાં આટલો ભય ક્યાંથી આવી ભરાયો હશે ? માતાએ પુનઃ એક નિશ્વાસ મુક્યો. માતાએ પણ તે બાળકનું સુંદર પણ અત્યારે બીકથી મલિન થયેલું મુખ





ચુંબી લીધું. આ વખતે પણ તે નિશ્વાસ અને ચુંબન સાથે તેના હૃદયનો એક બંધ તૂટી ગયો. માતાએ ફરી પુત્ર તરફ ન જોયું. હવે તે બીજી તરફ જોવા લાગી તે તરફ તેણે શું જોયું ? જોયું—તેના આ લોકના સાક્ષાત્ દેવતા, તેના પરલોકના મુક્તિદાતા સ્વામી, તે વખતે પણ નશામાં અચેત પડ્યા છે. રાધા ઉભી થઇ તે નિર્દય નરપિશાચનાં ચરણો પકડી બોલવા લાગી-"સ્વામિન્ ! મારા સૌ અપરાધ ક્ષમા કરો. હું આજ જે કામ કરવા જાઉં છું, તમો તેને ક્ષમા ન કરો તો બીજું તેના પાપથી મને કોણ ઉગારશે ? તમારી સેવા કરત તો અને ધર્મ મળત; પણ હું અભાગણી છુ, મારા ભાગ્યમાં તે સુખ ક્યાં છે ? મને ક્ષમા કરો—મને ક્ષમા કરો !"

રાધાથી વધારે બોલી શકાયું નહિ, તેનો કંઠ સ્વર રૂદ્ધ થઈ ગયો. બે ટીપાં આંસુ લુછીને તેણે સ્વામીના ચરણો પર પોતાનું માથું ટેકવી દીધું.

આ શું ? રાધા ! તું આ શું કરે છે ? ગાંડી ! રે ગાંડી ! તેં કડામાં દોરડું કેમ બેસ્યું છે ? શું સતી નારી મનના અગ્નિથી ભસ્મ થઇને આત્મઘાત કરી રહી છે ? જે વાત વિચારવાથી પણ રૂવાંટાં ઉભાં થઇ જાય છે, જે વાતને મનમાં લાવતાંજ કંપી ઉઠાય છે, શું તેજ વાત આંખોથી જોવી પડશે ?

રાધા ! પાછી આવ-પાછી આવ ! એક વખત પાછી ફરીને આ તરફ જો ! પોતાના નરાધમ સ્વામીની તરફ ભલે ન જો .....પોતાના તે પ્રેમના પુતળાંનું જરા મુખ તો જો ! અને જેતું કુમળાયું મુખ જોઈ તારી આંખ્યો સામે અંધારું છાઇ જાય છે પોતાની તે પ્રાણ પ્યારી સુખદેવીનું મુખ તો જો ! જીવતી છતાં અર્ધ સુવેલી રાધામાં આટલું બળ ક્યાંથી આવ્યું ? તે તો અમો જાણતા નથી, પરંતુ રાધાએ પોતાના હાથોથી પોતાના ગળામાં ફાંસી પરોવી દીધી. રાધાએ, તે પતિપરાયણ–સાધ્વી રાધાએ હમારી વાત માની નહિં. રાધાએ કોઇનું પણ મુખ જોયું નહિં.

એ રાધા આ તું શું કરે છે ? જરા બોલી જા ! પરંતુ તે ખીલેલી ચાંદનીમાં પતિ, પુત્ર અને પુત્રીનું મુખ જોઇને પણ તેનાથી મૃત્યુની લાલચ મુકી શકાઇ નહિં. મારૂં પણ હૃદય કેવું કઠિન છે. કે તેથી હું આ ભયંકર દ્રશ્યનું વર્ણન કરી રહ્યો છું. પણ નહિ, આગળ મારાથી પણ જોઇ શકાતું નથી. નથી કહી શકાતું. ઘણા અપશુકન સમયમાં મેં આ પ્રકરણ લખવું પ્રારંભ કર્યું હતું !

જોતાં જોતાં સતીના તે દુઃખ-મય જીવન પર અંતિમ પડદો પડી ગયો. સંસાર આકાશનો એક ઝગઝગતો તારો તૂટીને ન જાણે ક્યાં જઇ પડ્યો !!

ચંદ્રમાની તે સુખ-પ્રદ ચાંદની હવે નથી ! તે સમય ન જાણે ક્યાંથી એક વાદળને ટુકડે આવીને ચંદ્રને ઢાંકી દીધો. જોતાં જોતાં ઘનઘોર ઘટાથી સંસાર ઢંકાઇ ગયું. મેઘ ગર્જના અને વજ્રનાદથી દશે દિશાઓ કંપિત થવા લાગી. સાથેજ સાથે તોફાન થવા લાગ્યું વરસાદ પણ વરસવા લાગ્યો. શું તે પ્રકૃતિનું આકસ્મિક પરિવર્તન છે-અથવા પ્રલયજ છે ?

## ચતુર્દશ–પરિચ્છેદ.

સવારના સમય એક ખરાબ સ્વપ્નું જોઇ સુખદેવી ઉઠી ઉઠી– "માતા !"

પણ, ક્યાં ? માતા ક્યાં ગઇ ! સુખદેવી પાસે માતા તો નથી ! શું નિદ્રાના આવેશમાં માતાને જોઇ શકતી નથી ? પણ જ્યારે તે પિતા અને ભાઇને સાફ સાફ જોઇ શકે છે, ત્યારે માતાને કેમ નથી જોઇ શકતી ?

અરે! અત્યારે તેણે એક ઘણુંજ ખરાબ સ્વપ્નું જોયું છે. અત્યાર સુધી તેનુ હૃદય ધડધડ થઇ રહ્યુ છે. માતા માટે તેનો અંતરાત્મા રડી રહયો છે. આ સમય સુખદેવીની માતા ક્યાં ગઇ.

વિસ્મિતા બાલિકા વિસ્મિત નેત્રોથી કોટડીમાં ચારે તરફ જોવા લાગી. યા અલ્લાહ! આ કેવું ભયાનક દશ્ય છે! બાલિકા નિદ્રિત છે અથવા જાગતી છે, શું તે હજુ પણ તેજ સ્વપ્નુ જોઇ રહી છે, અથવા ખરેખર તેની માતા તે વિભીષણ મૂર્તિથી સામે લટકી રહી છે! સુખદેવીની બુદ્ધિ ઠેકાણે રહી નહિં. પ્રેમમયી માતાની ભયંકર મૂર્તિ સામે જોઇ સુખદેવી જોરથી રડી પડી. સુખદેવીની માતા મરી ગઇ છે કે જીવિત છે? તે જાણવા માટે હૃદયમાં કંપતી કંપતી નેત્ર ઉઠાવી તે માતાના મુખ તરફ જોવા લાગી. તે સમય પણ સુખદેવીની માતા વિસ્ફારિત નેત્રોમાંથી સ્નેહના તરંગ ઉમડી રહ્યા છે. જોતાં જોતાં તેનાં ઉપર ચઢેલાં નેત્રો પણ સુખદેવીના મુખ પર આવી ઘોળી ગયાં. પરંતુ તેની લટકતી જીવ્હાએ સુખદેવીને ગભરાવી દીધી. તેના પ્રાણ વ્યાકુલ થઇ ગયા. સુખદેવી ફરી ઉચ્ચ સ્વરથી રડી પડી. તે એટલા જોરથી રડવા લાગી કે નિશામાં બેશુદ્ધ મુરારીલાલની નિદ્રા પણ તૂટી ગઈ, અને નેત્રો સામે તે ભીષણ દશ્યને જોઇ તેજ ક્ષણુ તેનો નશો પણ ઉતરી ગયો. તે આંખો ફાડી ફાડીને રાધાને જોવા લાગ્યો. પછી કોણુ જાણે શું વિચાર કરી ઝટપટ એક છરી લાવી રાધાની દોરડી કાપી નાંખી અને તેને ધરતી પર ઉતારી. પરંતુ જે આશાએ નીચે ઉતારી, તે આશા કુમારનીએ હવામાં મળી ગઇ હતી. રાધાની દશા જોઇ મુરારીલાલ થર થર કંપવા લાગ્યો આ તરફ સુખદેવીના રડવા કકલવાથી આડોશી પાડોશીના કાન ફાટવા લાગ્યા. લોકોના કાનજ નહિં, સુખદેવીનું ન્હાનકડું કાલજું પણ ફાટવા લાગ્યું. તેની માતા શું તેને એકલી મુકી, કદી તેનાથી દૂર જઇ શકે તે તેણે સ્વપ્નામાં પણ વિચાર્યું ન હોતું. ઠીક, તે તેને કોઇની પાસે મુકીને ચાલી ગઇ છે! પિતાની પાસે! સુખદેવી માતાને તજીને તે નિષ્ઠુર પિતાની પાસે એકલી કેમ રહી શકશે! અને ન્હાના બાલકને પણ કોણુ ઉછેરશે? જો આ પાપી સંસારથી ચાલી જવાની એટલી ભારે આવશ્યકતા આવી પડી હતી, તો એકલી કેમ ગઇ, સુખદેવીને પોતાની સાથે કેમ ન લેતી ગઈ! સુખદેવીના ન્હાનકડા કાલજામાં તે વિચારો થવા લાગ્યા.

અને મુરારીલાલ! ભયથી, વિસ્મયથી, આ સમય મુરારીલાલના પણ પ્રાણ વ્યાકુલ થવા લાગ્યા. જે નરાધમ પોતાની ચાલ બાઝીની ગપ હાંક્યા કરતો હતો, હવે તે પોતાની ગપ ભૂલી ગયો. તે ગમે તેટલો દુરાત્મા કેમ ન હોય, તે સમય તે પોતાનીજ કીર્તિને જોઇ ચકિત થઇ ગયો. જો! પાપી જો!! કાલ રાતની તારી પૈશાચિક ક્રિયાનું ફલ જો!!! પાપીના મનમાં ભયનું વિશાળ રાજ ફેલાયલું રહે છે. મુરારીલાલ તે ભયથી વ્યાકુલ થઇ રહ્યો હતો. રાધાના મરવાથી તે તેટલો ન ગભરાયો. પોતાના પ્રાણુ કેમ બચશે, હવે તેની યુક્તિ શોધવા લાગ્યો. આ સમય થાણે ખબર આપી દેવાની તેને આવશ્યકતા જણાઇ, જેથી તે વધારે વાર ન કરતાં તે રિપોર્ટ લખાવવા માટે ચાલ્યો ગયો.

ત્યારે સિપાઇઓની ધમાલ મચી ગઇ. દારોગા, જમાદાર, સિપાઇઓથી મુરારીલાલનું ઘર ભરાઇ ગયું. મહોલ્લાના સીધા સાદા ગરીબ માણસોએ પોતાનાં મકાનોનાં કમાડ બંધ કરી દીધાં. પરંતુ મુરારીલાલના ઘર સામે સડક પર માણસોની ભારે ઠઠ જામી ગઇ. તે ભીડમાં

મકોરવાના પણ ઘણાખરા માણસો હતા. તે પોતપોતાનામાં તરેહ તરેહની વાતો કહેવા લાગ્યા. રાતના દશ વાગ્યા બાદ રડવા કુટવાનો અવાજ સંભળાતો હતો. તે વાત પણ તે લોકો કહેવા લાગ્યા. મુરારીલાલની સ્ત્રીએ આત્મ હત્યા નથી કરી, મુરારીલાલેજ તેને મારી નાંખી હશે, લોક તેવું અનુમાન કરવા લાગ્યા અને તે વાતની ચર્ચા કરવા લાગ્યા. ઇન્સ્પેકટર સાહેબે પણ તેવું મકાનમાં પેસતાં પહેલાં તે વાત સાંભળી લીધી, ત્યારે ઘણી સાવધાનીથી દશે દિશાઓને કંપિત કરતા કરતા જલદી પગ ઉઠાવી અંદર ગયા. પહેલાં લાશ તપાસવામાં આવી. રાધાના મૃત શરીર પર વાગવાના ચિન્હો અને વસ્ત્રમાં રૂધિર ખરડાયેલું જોઇ તેમના આનંદનો પાર રહ્યો નહિ તરત જમાદાર તરફ જોઇને બોલ્યા. જમાદાર સાહેબ? આ મામલો ખુની જણાય છે. ગુન્હેગારને કબજે કરી લ્યો."

"જી હુકમ હજુર!" કહીને જમાદાર સાહેબે ગુન્હેગાર ખુની મુરારીલાલને બે સિપાઇઓની ચોકીમાં રાખ્યો. ત્યારે મુરારીલાલનો પ્રાણ ગભરાવા લાગ્યો. હમો નથી જાણતા કે તેમણે મેડીકલ જ્યુરિસ પ્રુડેન્સ વાંચ્યું છે, અથવા નહિં. પરંતુ રાધાના શરીરની પરીક્ષાથી તેમને આત્મઘાત કરવાનાં કોઇ ચિન્હો જણાયાં નહિં. જમાદારને પુછવા લાગ્યા. આપને શું જણાય છે?'

જમાદાર સાહેબ વીશ વરસથી પોલિસની નોકરી કરી રહ્યા છે. તેમનાથી કોઇ વાત ગુપ્ત નહોતી. અને આ જીવનમાં તે ઘણાં આત્મઘાતોને ખૂન અને ખુનને આત્મઘાતો બનાવી ચૂક્યા છે. જેથી તે બુદ્ધિવાનની પેઠે દરોગા સાહેબના, કથનને પુષ્ટિ કરતાં બોલ્યા "હા, હજુર! આ સ્ત્રીનુ જરૂર ખૂન કરવામાં આવ્યુંછે"

દારોગા સાહેબ ઘણાજ ખુશ થયા. આટલા દિવસો બાદ આજ ખૂની મુકરદમો હાથ લાગી ગયો છે. જો આ ખુનમાં મુરારીલાલને ગુન્હેગાર બનાવી શકશે તો મામલો ફતેહ થઇ જશે. તે કામ કરવા માટે તનિક સાવધાન થઇ ચિંતા કરવાની આવશ્યકતા છે, તે તરફ મકાન બ્હાર એવી ભીડ થઇ હતી, અને એટલી ખૂમરાણ થઇ રહી હતી, કે કંઇ વિચાર કરી મતલબ ગઢી લેવી તે સહેજ ન હોતું. નારાજ થઇ સિપાઇઓને કહ્યું" સૌ લોકોને હઠાવી દો"

ત્યારે સિપાઇજી હાથમાં ડંડો લઇને ભીડમાં કુદી પડયા. માણસો જેને જેમ ફાવ્યું તેમ નાસવા લાગ્યા, સિપાઇરામ રણક્ષેત્રમાં વિજય પ્રાપ્ત કરી ઘણા આનંદથી ફરી મકાનની અંદર ઘૂસી ગયા. અને સિપાઇના જવા પછી તરતજ લક્ષ્મીહીન વીરપુરૂષ તે જગ્યા પર ભેગા થઇ ગયા. (અપૂર્ણ)

પરલોક ગત મહાત્મા

# બુકર ટી. વૉશિંગ્ટન.

જે મહાપુરૂષનું જીવન ચરિત્ર તેની હયાતી-માંજ દુનીઆની સર્વ ભાષામાં નાના મોટાં પુસ્તકો તથા માસિકોમાં લેખ રૂપે પ્રકટ થઇ ચૂક્યું છે, જેના નામ તરફ આજે સમસ્ત દુનિઆ ઘણા પ્રેમ ભરી દૃષ્ટિથી જુએ છે. તે **મહા પુરૂષ બુકર ટી. વૉશિંગ્ટન આજે આ સંસારમાં નથી.** આપણા દેશની હીંદી, મરાઠી, બંગાળી વગેરે બધી ભાષામાં એ મહાત્માનું ચરિત્ર આલેખાયલું છે. તેમજ આપણી ગુર્જરીગિરામાં પણ એમનું ચરિત્ર પુસ્તક રૂપે તેમ માસિક પત્રોમાં લેખ રૂપે પ્રકટ થઇ ચૂક્યું છે.

બુકર ટી વૉશિંગ્ટનના પુનિત આત્માનો ગઇ તા૦-૨૭ મી નવેમ્બરને દીને આ અસાર સંસારમાંથી નાશ થઇ ગયો છે. અમેરિકાના અસભ્ય હબસીઓને એક મહાન જાતિમાં પરિણત કરનાર એ મહાપુરૂષ અજ્ઞાત પિતાથી એક દાસીનું સંતાન હતું. એમનો જન્મ એક નાની સરખી ઝુંપડી ( Log Cabin ) માં સને ૧૮૫૮માં અમેરીકાના વર્જીનિયા પ્રાંતમાં થયો હતો. જે વખતની આ વાત છે. તે વખતે જોકે અમેરિકા સ્વતંત્ર થઇ ચૂક્યો હતો, પરન્તુ એમણે પોતાને આધીન હબસી આદિ જાતિઓની સાથે એઓ પોતાના જેવાં મનુષ્ય છતાં જાનવરોના જેવો વર્તાવ કરવો છોડયો ન હતો.

બુકરની માતા એક ધનાઢ્ય અમેરીકનની ખરીદ કરેલી દાસી હતી. અને તે પોતાના માલીકના અન્ય નોકરો માટે રસોઇ બનાવવાનું કામ કરતી હતી. એ બીચારી પાસે રહેવાને માટે રસોડાંના ખપરડાનો એક ખૂણો અને સુવાને માટે જમીનપર જૂના ચીથરાંની એક ગોદડી હતી. ટાઢના દિવસોમાં સેંકડો છિદ્રોમાંથી હવા આવી એને દુઃખી કરતી હતી. તેમજ ગરમીમાં સૂર્યના તાપ ઉપરાંત ચૂલ્હાની ગરમી પણ તેને ખૂબ સતાવતી હતી. બાળક બુકર બાર વર્ષની ઉમરનો થયો ત્યાં સુધી માથા પર ટોપી પરમાત્માએ કાળી ચામડી વાળા ગુલામોને પહેરવાને માટે બનાવી છે કે કેવળ સફેદ ચામડી વાળા માલીકોને માટે તેટલું પણ સમજી શકયો ન હતોઃ આ પરથી સહેલાઇથીજ અનુમાન કરી શકાશે કે એનો સંસાર કેટલો દરિદ્રાવસ્થામાં હતો. એક વાર બાળક બુકરે પોતાના માલીકની પુત્રીઓને પુરી ખાતા જોઇ બીચારાના મ્હોંમાં પાણી ભરાઇ આવ્યાં. તેના મનમાં પ્રથમ વિચાર ઉદ્‌ભવ્યો તે એજ કે આવી રીતે પુરી ખાવાની જે દિવસે મને મળશે તે દિવસથી વધારે ઉજળો સુખી દહાડો મારે માટે સંસારમાં બીજો કોઇ પણ હશે નહિ.

બુકરનું બાળપણ ખેતરોમાં કામ કરતાં અને બાગોમાં ઝાડું કહાડતાં વીત્યું. જરા મોટી ઉમર થતાં માલીકોના ખાણાં વખતે માખીઓ ઉરાડવાના કામ પર તેની નિમણુક થઇ વાંચવા લખવાનો તો તેના મનમાં ખ્યાલજ શાનો હોય ! બુકરે સ્વપ્ને પણ ધાર્યું ન હતું કે મારા ભાગ્યમાં વાંચતાં લખતાં શીખવાનું પણ લખ્યું છે. એક બેવાર પોતાના માલિકોના ચોપડીઓ પહોંચાડવાને માટે તે ગયો, અને સ્કૂલના દરવે





એના મનમાં એ વિચાર ઉત્પન્ન કરી દીધો કે સ્કૂલમાં ભણવું એ સ્વર્ગલાભથી પણ અધિક આનન્દદાયક છે.

લગભગ એજ સમયમાં અમેરિકામાં ગુલામોને સ્વતંત્રતા આપનારા તથા ન આપનારા બન્ને પક્ષોમાં વાગ્યુદ્ધ બાદ અસ્ત્ર શસ્ત્રનો ઉપયોગ કરવાની નોબત પણ વાગી ધમાસાણ યુદ્ધ થયું. પરન્તુ સત્યની સદા જયજ થાય છે. પરિણામ એ આવ્યું કે હબસી જાતિને સ્વતંત્ર કરી દેવામાં આવી.

સ્વતંત્રતા મળતાં બુકરની માતા પોતાના બીજા બાળકોના પિતાની પાસે માલ્ડેન નામના ગામમાં જઇ રહેવા લાગી બુકર પણ પોતાના સાવકા બાપ સાથે મીઠાંની ખાણમાં કામ કરવા લાગ્યો. સવારમાં સાત વાગ્યાથી જઇ રાતના આઠ વાગ્યા સુધી બુકરને ત્યાં કામ કરવું પડતું હતું. ભણવાની અતિશય ઇચ્છામાં છતાં પણ એ બીચારાને લખવા ભણવા માટે વખત ક્યાંથી મળે! એથી તે બીજાં બાળકોને નિશાળે જતાં જોઇ મનમાં મુઝાયા કરતો હતો. ઘણુંએ કરેતાં સાંભળતા રાત્રિશાળામાં ભણવાને માટે એને રજા મળી. પરંતુ એના શિક્ષણથી બુકરને સંતોષ વળ્યો નહિ. આખરે મહા મહેનતે દિવસની સ્કૂલમાં જવાની રજા એવી શરતે મળી કે તે નિશાળે જતાં પહેલા તથા પાછળ ઓછામાં ઓછા ચાર કલાક કારખાનામાં કામ કરવું. પરંતુ આ સૌભાગ્ય ઝાઝા દિવસ ટક્યું નહિ. એના લાલચુ સાવકા પિતાએ ફરીથી આખા દિવસના કામ પર લગાડી દીધો.

મીઠાંની ભઠ્ઠી છોડી તે કોયલાની ખાણમાં કામ કરવા લાગ્યો. પણ આ કામથી તો તે અતિશય અસંતુષ્ટ થયો. એક દિવસ એને ખબર મળી કે કાળા આદમીઓને માટે હેમ્પટન નામના સ્થાનમાં એક મોટી સ્કૂલ છે. આથી બુકરને જણાયું કે હેમ્પટનમાં શિક્ષણ પ્રાપ્ત કરતાં જતાં એની આશા પૂર્ણ થાય એમ છે. પણ ત્યાં જવું શી રીતે? એ વાતની તે રાતદિવસ ચિંતા કરવા લાગ્યો. એટલામાં તેને ખબર મળી કે એક ગૌરાંગ સ્ત્રીને એક નોકરની જરૂરીઆત છે. એ સ્ત્રીને ત્યાં આજસુધી કોઇ નોકર ટકી શક્યો નથી. નોકરો તેની પાસે જતા કંપી ઉઠતા. પરંતુ બુકરે એ નોકરી સ્વીકારી લીધી અને કામ કરતાં થોડા દિવસમાંજ તે ગૌરાંગિની મહિલાને એટલી બધી પ્રસન્ન કરી દીધી કે તે બુકરને નોકર નહિ પણ પોતાના ઘરનું માણસ સમજવા લાગી. બુકરે પોતાનું જીવન (Up from slavery) મા લખ્યું છે કે આ સ્ત્રી પાસે મેં ઘણું એક જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. દોઢ વર્ષ નોકરી કરી બુકરે થોડા એક રૂપીઆ બચાવ્યા. અને તે હેમ્પટન તરફ જવાને તૈયાર થઇ ગયો.

માલ્ડેનથી હેમ્પટન ૫૦૦ મૈલથી પણ વધારે દૂર હતુ. બુકરને રસ્તામાં ઘણા સંકટ સહવાં પડયા એક રાત ચાલતાં ચાલતાં તે એક ઠેકાણે પહોંચ્યો. ત્યાં કેવળ ગોરા આદમી જ રહેતા હતા. હોટલમાં રહેવાને માટે પણ તેને "ચોકખો" નહિ" નો ઉત્તર મળ્યો, બીચારો રાતે જાય ક્યાં? આખી રાત ગલીઓ અને સડકો પર દોડી દોડી એણે પોતાનો ઠંડ શરદીથી બચાવ્યો. આ રીતે બીજા અનેકો કષ્ટો સહન કરતા તે રિચમંડ નામક નગરમાં પહોંચ્યો. એ વખતે એની પાસે એક પૈસો પણ ન હતો ત્રણ દિવસ થયા તેણે ભોજન પણ કર્યું ન હતુ. મૈને ત્યાં પડી રહેવાની જગા ક્યાંથી મળે? સડકના એક સૂકાં નાળાનાં પૂલની નીચે તે સુઇ રહ્યો. સવારમાં દેખતાં તેણે જોયું કે એક વહાણ લોઢું ઉતારી રહ્યું છે. તે પણ તે ઉતારવા મંડ્યો. ત્યારે ઠેઠ ચોથે દિવસે સાંજે તેને ભોજનની નોબત વાગી. એ પ્રમાણે તે રોજ મજૂરી કરવા લાગ્યો. ધીરે ધીરે એની પાસે

હેમ્પટન સુધી પહોંચવા જેટલું ધન એકઠું થયું. એ પ્રમાણે પરિશ્રમ કરતાં અનેક કષ્ટ ઝીલતાં ઝીલતાં તે હેમ્પટનની નિશાળમાં પહોંચ્યો પરંતુ ત્યાંની મુખ્યાધ્યાપિકાએ એને ઘણોજ મેલો ખડબચડો જોઇ દાખલ કરવાને આનાકાની કીધી. ઘણા કાલાવાલા કરતાં અધ્યાપિકાએ એને એક ઓરડામાં ઝાડું કાઢવાની આજ્ઞા આપી. બુકરે સાવરણી લઇ ત્રણ વાર ઝાડુ કાઢ્યું. ફરી પાછી સાવરણી લઇ ત્રણ ચાર વાર ત્યાં રાખવામાં આવેલી ચીજોને સારી રીતે સાફ કરી. જ્યારે અધ્યાપિકા તે ઓરડો જોવાને આવી ત્યારે તેણે રૂમાલ કાઢી દરેક ચીજોને ખંખેરી ખંખેરીને જોયું કે ક્યાંએ પણ કંઇ ધૂળ તો નથી. પરંતુ તેને કંઇ મેલનું નામ સુદ્ધાં પણ મળ્યું નહિ. તે ખુશ થઇ અને નિશાળમાં બુકરને દાખલ કરવાને કબૂલ કર્યું. બીજા વિદ્યાર્થીઓના ઓરડામાં ઝાડુ કાઢવું, બીસ્તરા ઠીક કરવા, ભોજન બનાવવામાં મદદ કરવી વગેરે કામ તેને સોંપ્યું. તેના બદલામાં એને ભોજન તથા શિક્ષણ બંને મળવા લાગ્યાં, કારણ તે બીચારા પાસે પૈસા તો હતા નહિ કે જે ભોજન અને શિખવવાનો ખર્ચ આપી શકે?

ત્રણ વર્ષ સુધી બુકરે આ રીતે કામ કર્યું. રૂપીઆ ન હોવાને લીધે તે રજામાં પણ ઘેર જતો ન હતો. ક્યાંએ મજુરી કરી તે કપડાં વગેરેનો ખર્ચ કાઢતો. જેમ તેમ કરી ત્રણ વર્ષ વીતી ગયાં અને તે હેમ્પટનની બધી પરીક્ષાઓ સમાપ્ત કરી ઘેર પાછો ફર્યો.

ઘેર પાછો ફરી પોતાના ભાઇઓને માટે એણે એક સ્કૂલ ખોલી. તેમાં તેણે પોતાના ભાઇઓને તૈયાર કરી હેમ્પટન શાળાના ઉપલા વર્ગોમાં દાખલ કરાવ્યા.

૧૮૭૮માં તે આઠ માસને માટે અમેરિકાની રાજધાની વૉશિંગ્ટનમાં ભણવા ગયો. જ્યારે ત્યાંથી ભણી પાછો ફર્યો, ત્યારે હેમ્પટનની સ્કૂલની કમીટીએ બુકરને પોતાને ત્યાં ભણાવવા તથા બૉર્ડિંગ હાઉસની વ્યવસ્થા કરવાને માટે બોલાવ્યો. આ નિમંત્રણનું મુખ્ય કારણ એમના ભાઇઓનું શિક્ષણ હતું કે જેને તૈયાર કરી બુકરે હેમ્પટનમાં મોકલ્યા હતા.

બુકરે હેમ્પટનમાં એવી સફળતાથી કામ કર્યું કે અલ્બાનિયા પ્રાંતમાં પણ જ્યારે એક હબશી સ્કૂલ ખુલ્લી મૂકવાનો ઠરાવ ગવર્નમેંટે કર્યો, ત્યારે તેના સંચાલક પદ પર બુકરની નિમણૂક કરવામાં આવી. સરકારે વાર્ષિક રૂપીઆ ૬૦૦૦) મદદ સિવાય બીજો કોઇપણ જાતનો સંબંધ રાખ્યો ન હતો. આ સ્કૂલને એક ઝૂંપડીથી વધારી અમેરિકાની એક પ્રસિદ્ધ કૉલેજ બનાવી દેવી એ બુકરના જીવનનું મુખ્ય કાર્ય છે. જરા વિચારી જુઓ, એ કેટલા બધાં પરિશ્રમનું કાર્ય છે. બુકર એક ભાંગાતૂટા ઓરડામાં બેસી વાંચી રહ્યો છે. વરસાદ વરસે છે. બધી ભીંતો ભીંજાઇ ગએલી છે, વિદ્યાર્થીઓ ભણે છે, અને ભીંજાતા જાય છે. આ સ્કૂલનું પ્રથમ દૃશ્ય છે. અઢાર વર્ષ બાદ તે સ્કૂલ એક વિશાળ ઇમારતવાળી બની ગઇ. તે એક પ્રસિદ્ધ કૉલેજ બની ગઇ. તે કૉલેજનું ગૌરવ એટલું બધું વધ્યું કે અમેરિકાના પ્રધાન શાસક પ્રેસીડંટે પણ એને જોઇ પોતાના નેત્રને સફળ માન્યાં છે.

પોતાનાં કાર્યમાં બુકરને અનેક કષ્ટ સહન કરવાં પડ્યાં. સર્વથી પહેલી વાત ધનનો અભાવ હતો. ગામ ગરીબ હતું.સ્કૂલને માટે ફી આપવામાં લોક અસમર્થ હતા. બીજા નગરોમાં જ્યારે ફી માંગવામાં આવતી ત્યારે બીજું કોઇ કાર્ય કરતાં પહેલાં તરત હાજર કરવામાં આવતી. ગવર્નમેંટના ૬૦૦૦ રૂપીઆ કેવળ શિક્ષકોના પગાર પૂરતાજ હતા. આખરે બુકરે ઘેર ઘેર જઇ દરેક આદમી પાસે ખાવાની ચીજોનો કંઇ ભાગ





છોકરાની સંખ્યા પ્રથમથીજ ઘણી હતી. હવે ઘણે દૂર દૂરના વિદ્યાર્થીઓ ત્યાં ભણવા આવવા લાગ્યા. એમને રહેવાને સગવડ કરવાનો પ્રયત્ન કરવો પડ્યો. માટીની ભીંતમાં વચ્ચેથી જેવો તેવો માળ બનાવ્યો. આજ ટસ્કેજીની વર્તમાન સમયની ઇમારતોનો પ્રારંભ હતો. હબસી જાત અતિ દરિદ્ર અવસ્થામાં હતી. ઘણાંએ વિદ્યાર્થી જેઓ પહેલ વહેલા નિશાળમાં આવતા હતા તેમની પાસે પોતાની દરિદ્રાવસ્થા તથા જ્ઞાનપિપાસા સિવાય ઓઢવા પાથરવા કાંઇ નહતું, આ કારણથી ઘણીએ વાર બીચારા વિદ્યાર્થીઓને આગની ધૂણી આગળ તાપી તાપીને આખી રાત ગુજારવી પડતી હતી. વળી એવા વિદ્યાર્થીઓ કે જેનું પાલન સ્કૂલ કરી શકતી નહિ તેમને માટે રાત્રિશાળા ખોલવામાં આવી.

ધીમે ધીમે સ્કૂલે ઘણી ઉન્નત દશામાં આવી બુકરે પોતાના પુરૂષાર્થનું ફલ પ્રાપ્ત કર્યું. તે શાળા કોલેજ થઇ ગઇ. એ વાત આજે કેવળ અમેરિકામાં નહી, પણ આખી દુનીઆને જાણીતી થઇ ગઇ છે. તે જેવી અધમાવસ્થામાંથી ઉચ્ચાવસ્થા પ્રાપ્ત થઇ છે, તેનો વિચાર કરતાં એમ કહેવું પડે છે, કે તે મહાત્મા બુકરના અગાધ અધ્યવસાયનું જીવતું જાગતું ઉદાહરણ છે. એણે પોતાની આશ્ચર્યજનક ઉન્નતિથી સંસારને વિસ્મય બનાવી દીધો છે. બુકર ખરેખર પુરૂષાર્થની પ્રત્યક્ષ મૂર્તિ છે. એમણે હબસી જાતિને કઇ અવસ્થામાંથી શી અવસ્થાએ પહોંચાડી, એ પ્લેટફોર્મ પર ખાલી બડબડ કરી રહી જનારાને અતિ શિક્ષાપ્રદ છે.

સ્કૂલોદ્વારા શિક્ષાપ્રચાર સિવાય બુકરે પોતાની જાત પર બીજી ઘણી રીતે ઉપકાર કર્યો છે. સમસ્ત હબસી જાતનો એણે એક સૂત્રમાં સમાવેશ કર્યો. એની સ્ત્રીએ સ્ત્રીઓને માટે અને એમણે પોતે પુરૂષોને માટે જાતીય મહાસભાઓ સ્થાપન કરી. ઘણાંએ હબસીઓને તૈયાર કરીને હબસી જાતના જન્મસ્થાન આફ્રિકામાં શિક્ષા તથા ધર્મના પ્રચારાર્થે મોકલ્યા. પરંતુ પોતાની જાતને માટે એ સવથી મહાન કાર્ય અમેરિકામાં કાળી અને ગોરી ચામડીવાળાઓમાં એક બીજા પ્રત્યે સદ્ભાવ ઉત્પન્ન કરવાનું છે. આજે અમેરિકામાં કાળા અને ગોરામાં એટલો બધો ભેદ નથી, કે જેટલો વીશ વરસે પૂર્વે હતો. વળી જ્યાં તેનો તિરસ્કાર સંબંધ હતો, ત્યાં તો એ ભેદ તદન નષ્ટ થઇ ચૂક્યો હતો. કોઇપણ ગોરી સભામાં એને નિમંત્રણ થયા વિના રહેતું નહિ. નાચ રંગ, ભોજ આદિ માંગલિક ઉત્સવોમાં તેને માનપૂર્વક નિમંત્રણ થતું. મોટી મોટી યુનિવર્સિટીઓએ એમને પોતાની ગોદમાં મોટી ઑનરરી ડીગ્રીઓ આપી પોતાને કૃતાર્થ માની છે. દેશ સમસ્તે એનો યોગ્ય આદર કરવાને હાથ લંબાવ્યો. અમેરિકાના પ્રેસીડન્ટે પોતે પણ એને પોતાની સાથે ભોજન કરવાને રાજભવનમાં નિમંત્રણ કર્યું હતું. જ્યારે તે સને ૧૮૯૮માં ઇંગ્લંડ ગયો હતો, ત્યારે નામદાર મહારાણી વિક્ટોરીઆએ પણ એમને પોતાની સાથે ચા પાણીને માટે નિમંત્રિત કર્યા. ખરેખર તેજ આગળ વધે છે કે જે બીજાને આગળ વધારે છે, જે સ્વદેશ પ્રેમી છે, જેનું લક્ષ્ય પરોપકાર છે, અને જેને પુરૂષાર્થ તથા પરમાત્માપર ભરોસો છે.

જ્યારે હબસી જાતિ સ્વતંત્ર થઇ હતી. ત્યારે દરેક વ્યક્તિને "પોલિટિકલ (રાજનીતિ) હક" પ્રાપ્ત કરવાની અતિ પ્રબળ ઇચ્છા હતી. અમેરિકામાં દરેક કાર્ય "વોટ" (સમ્મતિ)થી થતું હતું. હબસીઓની સંખ્યા પણ ઘણી હતી તેથી કોઇ હબસી ગવર્નર, તો કોઇ જડજ વગેરે હોદ્દા પર નિયુક્ત થઇ ચૂક્યા હતા. એમણે પોતાના અને પોતાની જાતિની ઉન્નતિ કરવી એનેજ ખરી દેશભક્તિ અને ખરો રાષ્ટ્રપ્રેમ માન્યો.

કહેવાનો બુકર ગુજરી ગયો છે. પરંતુ જ્યાં સુધી હબસી જાતિ સંસારમાં મોજુદ છે, ત્યાંસુધી તે પ્રત્યેક વ્યક્તિના આત્માપર રાજ્ય કરતો રહેશે એમનું દૃષ્ટાંત [illegible] હૃદયમાં જ્યોતિઃસ્તંભની પેઠે પોતાનું કાર્ય કરતું રહેશે.—સન્માર્ગ બતાવતું રહેશે.

આપણા ભારતને પણ એવાજ સાચા કર્મવીરોની આવશ્યકતા છે. પરમાત્મા આ દીન ભારતમાં પણ એવો એક બુકર ઉત્પન્ન કરવાની કૃપા કરે.

Chhotubhai

સ્ત્રીઓને
અતિ શિક્ષાપ્રદ
કથા

# સંસાર–વિજયો વિજયા.

" ક્યાંએ પણ જુઓ. સ્ત્રીઓને પુરૂષો સમાન હક આપવા જોઇએ એમ સર્વનું કહેવું છે. કોઇપણ સુધરેલા તથા સુશિક્ષિત રાષ્ટ્રના સર્વ વિદ્વાન લોક પણ એમજ કહે છે."

" પણ તેની ના કોણ કહે છે? સ્ત્રીઓને જોઇએ છે તો કેવળ સમાન હકજ ને ! "

" પણ એ એક વાતને અભાવે હિંદુસ્થાનમાંના સમાજમાં કેટલું બધું અંધેર જાગી ગયું છે ! અને દેશની પ્રગતિના પગલાં આગળ પડવાને તેથી કેટલી બધી અડચણ નડે છે. દેશની સમાજોન્નતિનો પ્રારંભ એક ગામથી પ્રારંભ થાય છે. ગામની સમાજોન્નતિનો પ્રારંભ એક ગૃહથી થાય છે, તથા તે ગૃહની ઉન્નતિનો પ્રારંભ તેમાં વસતી મુખ્ય સ્ત્રી જે ગૃહિણી તેનાથી થાય છે. અને તે માટેજ ભક્ત શિરોમણિ કબીરે તેની યોગ્યતા જાણી કહ્યું છે કે,

नारियोंकुं निन्दो नहीं, नारी रतनकी खान
जिस खानसे पैदा हुवे, राम विभीषण
हनुमान् ॥

ત્યારે આવી ઉન્નતિનું મૂળ જે સ્ત્રીઓ તેનેજ પ્રથમ સુશિક્ષિત કરવી. અને તેને યોગ્ય હક આપવા, એજ અમે પુરૂષોનું કર્તવ્ય છે. પરન્તુ કોઇ વિરલ સુશિક્ષિત કુટુંબો જતાં બીજે નજર ફેરવતાં સ્ત્રીઓની બાબતમાં કેવળ જુલમ સિવાય કાંઇએ જણાતું નથી. પુરૂષોને જોઇએ તે અધિકાર અને સ્ત્રીઓને કાંઇજ નહિ–"

એટલામાં વચ્ચેજ વિજયા બોલી, " હાં હાં, જરા થોભો. એમ તદ્દન વણાજ જાઓ મા ! અશિક્ષિત અને જંગલી લોકોની તો વાત રહી પણ સુશિક્ષિતોના ઘરમાં તપાસ કરતાં પોતાની ચાલી આવતી પ્રાચીન નીતિ પ્રમાણે આચાર વ્યવહાર કરનારાં એવા કેટલાક કુટુંબો તો આપના આ બોલવાને અપવાદ રૂપ હશેજ ! સ્ત્રીઓને કંઇજ અધિકાર નથી એમ આપ કહો છો, ત્યારે હું પુછું છું કે તેને કશો પણ ઉદ્યોગ ન કરવા છતાં પતિના ભાગ્યનો સમાનપણે ઉપભોગ કરવાને મળે છે એ અધિકાર શું ઓછો છે કે ?

" પણ જો બંનેના યોગથી ગૃહની શોભા સારી વધે છે, તો બંનેને છતર હકો પણ સરખેસરખા કેમ હોતા નથી ? "

વિજયા હસતી હસતી બોલી, " મને લાગે છે કે આપની સમજણમાં કંઇ પણ ભૂલ થાય છે. પુરૂષનું ચિત્ત એક ક્ષણ ભરમાં હરણ કરનારી ગુણવંત સ્ત્રીને ગૃહિણી એવું નામ હોઇ ગૃહના સર્વે અધિકારજ તેની પાસે નથી કે ! પણ એમ શું કરવા ! જરા ધ્યાનપૂર્વક જુઓ તો જણાશે કે સ્ત્રી પુરૂષમાં ખરો સંપ રાખવાનો અતિ સુંદર અને ઉપયુક્ત ગુણ સ્વાભાવિક રીતેજ ત્યાં રહેલો છે. એમ આપને નથી લાગતું કે ! "

બાદ વિજયાને થોડા ઘણા રંગમાં આવેલી જોઇ મોહનરાયે સહાસ્ય પૂછ્યું, " તે શી રીતે વારૂ ? પ્રથમ પુરૂષ સ્ત્રી કરતાં શક્તિમાં શ્રેષ્ઠ છે, એ પણ કબૂલ ? "





"અને સ્ત્રી સૌંદર્યમાં પુરૂષો કરતાં શ્રેષ્ઠ છે એ પણ કબૂલ છે?"

"પણ પુરૂષો પોતાના કર્તવ્યમાં કુશળ છે!"

"અને સ્ત્રીઓ સહન શીલતામાં કુશળ છે!"

"પુરૂષો ઉદ્યોગી અને વિશ્વાસુ છે!"

"તેમજ સ્ત્રીઓ સુશીલ અને વિનયી નથી?"

"પણ પુરૂષની કીર્તિનું તેજ ચારે બાજુએ પસરેછે, તેવું સ્ત્રીઓને બનવું શક્ય છે?"

"ખરીવાત! પરંતુ પુરૂષોના ઘરની ખરી શોભા દર્શાવનાર સ્ત્રીઓનુંજ તેજ છે, તેની પણ આપનાથી ના કહેવાશે નહિં."

"વારૂ તે રહેવા દે, પણ પુરૂષોનું બોલવું પૌરૂષ તથા દક્ષતાપૂર્વક હોય છે તેવું—"

"આગળ બોલશો મા! સ્ત્રીઓનું બોલવું નમ્ર અને સંતોષ દાયક છે, એ ખુલ્લુંજ છે!"

"પુરૂષોનું અંતઃકરણ કઠણ હોઇ તે સંકટમાં ધૈર્ય રાખી શકે છે!"

"એથી ઉલટું સ્ત્રીઓનું અંતઃકરણ નાજૂક તથા કોમળ હોઇ તે પોતાના પતિના સંકટમાં સહાયકારી થાય છે."

"વારૂ પણ પુરૂષો જેટલો ન્યાય અન્યાય સમજી શકે છે, તેટલો સ્ત્રીઓ સમજી શકે છે કે?"

"એલ. એલ. બી.ની પરીક્ષા આપી એટલે સ્ત્રીઓ પણ સમજી શકે ન્યાય અન્યાય અધિક! પણ તેને શું કરવું છે? તેના કરતાં પણ મહત્વનો એવો સંસાર તો પુરૂષો કરતાં સ્ત્રીઓજ સારો સમજી શકે સમજ્યા!"

"હદ થઇ ભાઇ તારી આગળ! મને કંઇ પણ તું આજે બોલવા દેતી નથી! પણ સ્ત્રીઓ કરતાં પુરૂષ પ્રેમ અધિક જાણે છે, એ સિદ્ધ કરી બતાઉં!" એમ કહેતાં મોહનરાયે વિજયાના હસતાં મુખારવિંદપર પ્રેમ ચુંબન દીધું, બાદ તે બોલ્યો, "કેમ હવે તો બોલતી બંધ થઇને?"

વિજયા લજ્જા પામતી બોલી," શું પણ બા! પુરૂષો અમારૂં આમ મ્હોઢુંજ બંધ કરી દે છે એટલે બોલીએ પણ શું?"

"એમ, આ એક બાબતમાં પણ પુરૂષો ચઢતા છે. એતો તને કબૂલ છે ને?"

"પણ પણ" એમ કહેતાં બને હસવા લાગ્યાં."

પ્રથમ શરૂ થએલ સાધારણ બોલવાનું રૂપાંતર વાદમાં થઇ તેની પરિસમાપ્તિ આવી રીતે પ્રેમી તથા વિનોદી ભાષણમાં થઇ.

મોહનરાય અને વિજયા એ દંપતી વિનોદી તથા તરૂણ હોઇ તે બંને વચ્ચે અત્યંત શુદ્ધ, સાત્વિક તથા નિરતિશય એવો પ્રેમ હતો. મોહનરાયની આમદાની તદન થોડી એટલે દર મહીને ત્રીસ રૂપીઆની હતી. મુંબાઇ જેવા ખરચાળ શહેરમાં આટલા પગારમાં સાધારણ રીતે ઠાઠમાઠથી રહેવું ઘણુંજ કઠણ કામ છે. તથાપિ ગુણવાન વિજયાને કાજલ કંજુસ પણું ન જણાવા દેતાં કરકસરથી ઘરસંસાર ચલાવવાની કળા એટલી ઉત્તમ રીતે જાણતી હતી, કે જેને લીધે તે બંનેનો ચિમુકલો સંસાર આદર્શવત્ ચાલતો હતો. એકાદ ધોયલું ધાયલું ચોકખું વસ્ત્ર પહેરેલી તથા એક બે નજીવા દાગીના અંગ પર ધારણ કરેલી સાદી સ્ત્રી જે પ્રમાણે અલંકાર તથા નખરાં ન હોવા છતાં પણ જોનારાને મોહક લાગે છે, તેજ પ્રમાણે મોજ શોખની વસ્તુના અભાવવાળી, પણ વિશેષ જરૂરી જણાતી વસ્તુને ટાપટીપથી તથા સ્વચ્છતાથી ગોઠવેલી વિજયાની સંસાર ભૂમિ, અંદર પગલું મૂકતાં જ જોનારાને આનંદદાયક લાગતી હતી.

કોઇપણ એકાદ આડોશી પડોશી પાસે ગરજ વેળા આપણે બે ચાર આના ઉછીના લઇએ, તો તેનું ઋણ પરત ન કરીએ ત્યાં સુધી આપણે તેના કેટલાં બધાં ઓશિયાળા રહીએ છીએ! તો પછી જે પરમેશ્વરે આપણને આ જગતમાં જન્મ આપ્યો, જેણે નાનપણમાં આપણું સંરક્ષણ કર્યું, મોટપણે વિચારબુદ્ધિ વગેરે આપી રસ્તો બતાવ્યો તથા આપણને સદાચારથી ચાલતાં અંતે પણ સદ્‌ગતિ આપનારો જે પરમેશ્વર તેને આપણાથી વીસરી કેમ જવાય? તેના અપાર પરોપકારનું ઋણ ફીટે નહિ ત્યાં સુધી તેને ન વીસરતાં તેની સેવા કરવી જોઇએ. તથા તેને સંતુષ્ટ રાખવો જોઇએ, આવી તરેહના વિજયાના ઇશ્વર સંબંધી વિચાર હતા.

વિજયા અને મોહનરાયનો લગ્ન સબંધ જોકે આપણી પદ્ધતિ પ્રમાણે માબાપેજ જોડેલો હતો. તેમજ પરણ્યા પૂર્વે તેમનો ક્યાંએ પણ મેળાપ થએલો ન હતો, છતાં સુશિક્ષણને પ્રભાવે તથા સાસરાંની સુશિક્ષિત મંડળીના પ્રભાવે તેના વિચાર પ્રૌઢ તથા સુજ્ઞ માણસને શોભે તેવા થયા હતા. આ સર્વથી તેનું એવું માનવું હતું કે, આ કંટકમય–દુઃખમય સંસારમાં પુરૂષને ભાર્યાજ ક્ષણિક સુખમાં પ્રેમાળ સખી તથા દુઃખમાં સ્નેહાળ સોબતી જેવી છે. પ્રત્યેક જન્મ લેનારને કેવળ ખાવાં પીવાં કરતાં, પરમેશ્વર વિષયે, પોતાના માબાપ વગેરે સ્વજનવિષયે, પોતાની જાતિ વિષયે, એકંદર સમાજ વિષયે, તથા છેવટે પોતાના દેશ વિષયે, એવી પાયરીએ અનેક કર્તવ્ય કરવાનાં છે. પરંતુ કેટલાંક ગરીબ ઘરમાંથી કેવળ ઉદર ભરવાનું એક કર્તવ્ય પણ પુરૂં થઇ શકતું નથી. આવી વેળાએ તેના સુખદુઃખની સમભાગિની. અર્ધાંગનાએ તેના સંસારની કાળજી પોતાને શિરે લઇ તેને પોતાના કર્તવ્ય થોડા પ્રમાણમાં પણ કરવાને મોકળો કરવો જોઇએ. પોતાના પ્રેમાળ આચરણથી તથા મધુર વાણીથી, તેનો બહારનો શ્રમ હરી તેને પ્રફુલ્લિત કરવો જોઇએ, તથા કોઇ વાર ભૂલથી દુરાચરણ વર્તતો જોતાં તેને મીઠાં તથા વિનય યુક્ત ઉપદેશથી ઠેકાણે લાવવો જોઇએ. એવું વિજયાનું માનવું હતું,

ઉપર પ્રમાણે તે બંને વચ્ચે વિનોદી ભાષણ ચાલતું હતું, છેવટે વિજયાએ મોહનરાયને પૂછ્યું, " વારૂ ત્યારે કહો ! અત્યારે કોણ જીત્યું વારૂ ?"

" હું જીત્યો !" મોહનરાય બોલ્યો.

"રે જુલમજ બા આ તો ! આખરે જીતી હું, ને નામ આપનું આગળ !"

"લવારો શો કરે છે ! સ્ત્રીઓ પુરૂષોને શી રીતે જીતી શકે ?

"એટલે શું ?

"અત્યારે મહારાજા પાંચમા જ્યોર્જનું રાજ્ય છે. વિક્ટોરિઆ મહારાણીનું નથી ! સમજી ?"

" એમ ?" વિજયા હસતી હસતી બોલી. બાદ મોહનરાય કપડાં પહેરી હસતે મુખે બહાર નીકળ્યો. તથા વિજયા પણ તુર્ત પોતાને કામે વળગી. આ વખતે તેનાં વાળે ભેરાયલાં મુખમંડળ પર જાણે અભિમાન યુક્ત આનંદની લહરો ઉછળતી હતી. તથા ધ્યાન પૂર્વક જોનારાને "સદ્‌ગુણી, સદાચારી તરૂણ તથા વિદ્વાન પતિની ભાર્યા થઇ, એટલુંજ નહી પણ તેના પ્રેમની સર્વે રીતે અધિકારિણી થઇ તે માટે મને ધન્ય છે" એવોજ તેના મનનો ભાવ સ્પષ્ટ વ્યક્ત થતો હતો.

" શારદા–વિહાર "
અંબાજીરોડ–સુરત. { છોટુભાઇ દાજીભાઇ દેસાઇ




પુસ્તક ૭ મું. અંક ૮મો.

# સત્સંગ.

ફાલ્ગુન. સં. ૧૯૭૨.

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

માસિક


## જુદાઈનો ઝખમ !

સહેવાય નહિ વિભુ ! આપણી જુદાઇનો આવો ઝખમ !
કહેવાય નહિ પ્રભુ ! કોઇને અંતર તણો ઊંડો ઝખમ !
છુટો કરી તેં છેહ દીધો તે દિવસથી આ ઝખમ !
અય ! નાથ ! જો નજરે જરી કેવો પડયો કારી ઝખમ !
બાંધ્યો પ્રભુ ! તેં પ્રેમથી તો કેમ આવો દે જખમ ?
મમ ચીણનું દિલ કેમ સહેશે ઝુલમી આ તારો જખમ !
ઓ ઇશ ! સૂઝયું શું તને આવો કીધો કારી ઝખમ !
તું છે હકીમ હુશીઆર તો બતલાવ કયમ રૂઝે ઝખમ !
પાપી પુરો પણ નાથ ! તારો છું ઘટે ના આ ઝખમ :
સહુ વૈદ્ય આવી રૂઝવે પણ ના રૂઝે દિલનો ઝખમ !
મમ દગ્ધ દિલમાં નાથ ! બીજા કંઇ પડયા લાખો ઝખમ !
પણ આપણી જુદાઇનો જબરો અને ઝુલમી ઝખમ !
દિલદાર ! દઇને દિલ દગો છુટો કરી કીધો ઝખમ !
મરહમ પ્રભુ ! તુજ વસ્લનો તેથી રૂઝે [illegible] ઝખમ !
હું, તું, થશું જ્યાં એક ત્યાં તત્કાળ મટશે આ ઝખમ !
પ્રભુ ! દરગુજર કર ! વાંક ને રૂઝાવ આ વસમો ઝખમ !

ભારતી મંદિર,
બરવાળા (ધંધુકા)

ધીરજ







# સીતાનો પુત્ર–શોક.

(હરિગીત.)

ઋષિ આશ્રમે ચિન્તા કરે નિજ પુત્રની સીતા સતી,
"કુશ કેમ ના આવ્યો" કહી શ્વાસો શીતળ ભરતી હતી;
મુનિ પુત્રએ આવી સુણાવી તુર્ત લવ–બંધન કથા,
સૂણી સીતા બળી દુઃખના ભીષણ દવાનળમાં તથા.

મૂર્છિત થઈ ફરી ઉઠી તે વિલાપતી લવ-ગુણ લહી,
શું વિશ્વમાં મુજ માટ વિધિએ તાપ ત્રણ સરજ્યા સહી;
દુઃખો સહ્યાં મેં સવ પણ આ એક જે બાકી રહ્યું,
તે પણ વિધિના ક્રોધથી–સન્મુખ આજ ખડું થયું. ૨

હે નયનના આનન્દ મુજ લવ પ્રાણના પણ પ્રાણ તું,
દેખાડ જરી તુજ મુખ લલિત કર દૂર મારી ત્રાણ તું;
તારા વિના પલ એક મારી તો અરે વીતતી નથી,
નિષ્ઠુરપણું આ વિધિ તણું મુજથી સહેવાતું નથી. ૩

દેખી ઉદાસી હસી હસી રે કોણ મુજને હસાવશે!
ઉજ્જડ થયું ઘર મારૂં ફરી રે કોણ પુનઃ વસાવશે?
છુપ્યો તું કયાં? આવી ભરાઇ એસ મારી ગોદમાં,
જરી તોતલી બોલી લવી કર મસ્ત મન વિનોદમાં ૪

કુશ પણ ગયો છે બહાર એ તુજને શું જાણીતું નથી,
છોડી જવું મુજને ભૂલી અહીં એ તને ઉચિત નથી;
મુજ દુઃખીના આંસુ અરે લ્હોવા ન કો મારૂં અહીં,
તારા વિના જગમાં મને છાયું દીસે અંધારૂં હા. ૫

પ્રિય પુત્ર લવ! મુજ દુઃખમાં તારો જરીએ દોષ ના,
રે દુઃખ દેતા મુજને વિધિને હજી સંતોષ ના,
થઈ રાજ્ય–પતિ–વિમુખ ઠોકર ખાઈ વન અથડાઉં છું.
કલ્પાંત કરી પલ કલ્પ તુલ્ય હું હાય કષ્ટે વિતાઉં છું. ૬

લવકુશ હું આ અંધની રે આંખની કીકી સહી,
રે એટલું સુખ પણ વિધિ! તુજથી સહેવાયું નહીં;
નિર્લજ થઈ [illegible] પ્રાણ જગમાં દુઃખ નાહકનું સહે,
છે અધમ મારી દેહ નહિં તો કેમ અલગ થઈ રહે, ૭

વન દેવ દેવીઓ! ક્ષમા અપરાધની મુજને કરો,
ભૂતલથી કરી વિદાય સર્વે દુઃખ મારાં સૌ હરો;
માતૃભૂમિ તું ફાટ હું સૂઈ જાઉં તારી ગોદમાં,
પીછો છુટે વિધિથી અને બંને થઈશું સુખિઆં. ૮

છોટુભાઈ દાજીભાઇ દેશાઈ.





# એક શંકાનો ઉત્તર.

મારા આત્મજ્ઞાન—પરો ધર્મ: એ નામક લેખ સંબંધી એક ભરૂચ નિવાસી ભાઇને કેટલીક શંકાઓ થઇ હતી અને તેનો ખુલાસો લખાવવા રા. 'સત્સંગ'ના તંત્રીને તેઓ લખે છે. તત્સંબંધે જણાવવાની રજા લઉં છું કે આ વિષય અતિગૂઢ છે તેમાં હું અલ્પમતિનો પ્રયત્ન કાગળના હોડકાથી સમુદ્ર તરવા જેવો બાલિશ છે. આત્મજ્ઞાન જેવા વિષયમાં પદે પદે શંકાઓ ઉપસ્થિત થાય અને તે શંકાઓનું નિર્મૂલન કરવાને તો કોઇ વેદવેદાંગવિદ્ મહાત્માની જરૂર છે, છતાં તેમણે 'લેખક' પાસેથી લખાવવાનો આગ્રહ કરેલો જણાય છે તેથી યથામતિ લખવા હીમ્મત ધરૂં છું. મારો આ પ્રયત્ન "गच्छतः स्खलनं क्वापि भवत्येव प्रमादतः। हसन्ति दुर्जनास्तत्र समादधति च पण्डिताः॥" એ ન્યાયે અનુકંપાને પાત્ર થશે. શંકાઓ નીચે પ્રમાણે છે (૧) આત્મજ્ઞાન શું સમજવું? (૨) મોક્ષ ક્યાં છે? (૩) ત્યાં જવાથી શું થતું હશે? અને (૪) કયો આત્મા મોક્ષે જઇ શકે!

આત્મજ્ઞાન શું સમજવું!:—આત્મજ્ઞાન એટલે આત્મા સંબંધી જ્ઞાન, આત્માનું જ્ઞાન. હું કોણ! ક્યાંથી આવ્યો? ક્યાં જવાનો છું? એકજ[1] પરમાત્માથી આ સર્વ વ્યુત્પન્ન થયું છે. એટલે મારામાં જે આત્મા છે તેજ ઇતર ભૂત માત્રમાં છે, એમ જાણી [2] આખી વસુધા મારૂં કુટુંબ છે, એવી ઉદારતા ભાવના, [3] વિષયો વિષ જેવા છે એમ જાણી તેનો ત્યાગ—તેનાથી ક્ષણિક સુખ છે અને મર્ત્ય છે અને અંતે દુઃખદ છે. [4] જગત ક્ષણિક છે અને જીવ અને બ્રહ્મ જુદા નથી; એવી અદ્વૈતભાવના, [5] સંસારની લલચાવનારી લાલચોના પ્રતિબંધનો ક્ષય, હૃદયમાં ઉત્પન્ન થનારી ઇચ્છાઓનો ત્યાગ, [6] આ જડદેહ મનુષ્યની ક્ષણિક સ્થિતિ છે, વિકૃતિ અને મરણ એ સ્વાભાવિક છે એમ જાણી આ જડદેહ પરત્વેની અહંતા, મમતાનો ત્યાગ, જગતમાં વિચરવા છતાં જનકવિદેહીવત્ સર્વમાં આત્મવત બુદ્ધિ, અને [7] ત્યાગ વૃત્તિ. વિરોધ, કલહ, પ્રતિસ્પર્ધા, નિર્ઘૃણતા આદિ

---

१ 'एकोऽहं बहुस्याम्'। 'एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा'। सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः। एकं रूपं बहुधा यः करोति।

२ उदारचरितानां तु वसुधैव कुटुंबकम्।

३ विषयान् विषवत्त्यज। यदल्पं तन्मर्त्यं तद्दुःखम्।

४ जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः। अनेनजीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि।

५ पुनरुत्थानमितिचेद्धि बंधपरिक्षयात्। यदा सर्वे प्रमुच्यन्ते कामायेऽस्यहृदिश्रिताः। अथ मर्त्योऽमृतोभवत्यत्र ब्रह्मसमश्नुते। विमुक्तश्च विमुच्यते।

६ मरणंप्रकृतिः शरीरिणाम् विकृतिर्जीवितमुच्यतेबुधैः। जातस्य हि ध्रुवोमृत्युः।

७ त्यागेनैकेन अमृतत्वमानशुः





પ્રતિ તિરસ્કાર બુદ્ધિ. [૮] સુખ દુઃખ આદિ વ્યાધિ ને ઉપાધિ આદિ કોઇ આપતું નથી એમ જાણી અશોકત્વ "આદૃશ્ય અને દૃષ્ટિગોચર સૃષ્ટિની પાછળ જે કાંઇ પણ ગૂઢને સૂક્ષ્મ, અગાધ, અનંત ને અગમ્ય તત્ત્વ રહેલું છે જે જગતના સર્વ આધિ ભૌતિક અને આધિ દૈવિક પદાર્થોને નિયંત્રણમાં રાખનાર છે તેના શોધન પ્રતિ બુદ્ધિ વિભવનો વ્યય" સર્વ સ્થિતિમાં શાંત, નિશ્ચલ, ગંભીરને સમ બુદ્ધિ એ સર્વ આત્મજ્ઞાન બોધક છે. આત્મજ્ઞાન વિદ્યાસંપન્નને પ્રાપ્ય છે એમ નથી. એ વિષે લેખમાં ટુંકું પણ સ્પષ્ટ લખાણ છે પૂર્વ જન્મના સંચિતને લીધે તે સહજ પ્રાપ્ય છે. અથવા સાંસારિક કાર્યોમાં દૈવકૃપાથી વિરાગવૃત્તિ થાય છે અને તેથી આત્મજ્ઞાન તરફ ચિત્ત વળે છે—વ્યાવહારિક કાર્યો વારંવાર નિષ્ફલ થવાથી ચિત્ત વૈરાગ્ય તરફ વળે છે. વેદવેદાંગ નહિ પઢ્યા છતાં ગુજરાતી ભક્તકવિ નરસિંહ મહેતાને, અખાને અને મરાઠી કવિ તુકારામને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું હતું.

મોક્ષ ક્યાં છે ?:—સંસારમાં પણ મોક્ષ છે અને મૃત્યુ પછી પણ છે. મોક્ષ मुच् ધાતુ પરથી સાધિત થયેલો શબ્દ છે. સંસારની આધિ વ્યાધિથી ઉપાધિથી વિમુક્ત થવું તે મોક્ષ 'विमुक्तश्च विमुच्यते'। પ્રતિપળે બનતા ઇષ્ટાનિષ્ટ પ્રસંગોના પરિણામથી હર્ષશોક ન કરતાં સદા સર્વદા 'संतोषादनुत्तमः सुखलाभः" એ ઉક્તિને અનુસરવું, અને ચિત્તની સ્થિરતાનો ભંગ નહિ કરતાં સર્વદા શાંત, નિર્વિકાર રહેવું એ મોક્ષ છે. સંસારમાં રહ્યા છતાં મુક્તતા અનુભવનાર જનક રાજાનું પુણ્ય નામ એ પ્રશસ્ત ઉદાહરણ છે. એ સ્વતંત્રતાવાચક પણ છે. સંસારના વિયોગોથી સ્વતંત્ર અને આત્માને બંધનકર્તા સર્વ પ્રસંગોને તાબે નહિ થતાં સ્વતંત્ર રહેવું તે પણ મોક્ષ છે. સ્વામી વિવેકાનંદ કહે છે કે "જગતમાં વિહરવા છતાં પણ પોતાને અલિપ્ત અને મુક્ત હોવાનો સુખદ અનુભવ લેવાનો પ્રસંગ તમને મળશે—એવા પ્રકારનો અનુભવ થવો તેજ ખરો મોક્ષ છે અને તેજ જીવનમુક્તિ છે, વળી આ સમસ્ત વિશ્વ માયાજ છે એવો એકવાર અનુભવપૂર્વક નિશ્ચય કરી લ્યો—હૃદયમાં ધર્મબુદ્ધિની જાગૃતિ થવા દ્યો—એટલે તમારી મુક્તિ થઇ જવાની." ભગવદ્‌ગીતા પણ એવા આશયનું વદે છે.... 'जीवन्मुक्तश्च विशेषो देहांते परमं पद' મરણ પછી મોક્ષ છે. એ તો સર્વ કોઈ પુનર્જન્મવાદ સ્વીકારનાર વ્યક્તિને વિદિત છે.

ત્યાં જવાથી શું થતું હશે ?:—મુક્તિ ચાર પ્રકારની છે, પરંતુ તેમાં અદ્વૈતવાદને બ્રહ્મભાવને પ્રાપ્ત થવું, બ્રહ્મરૂપ થવું, તેમાં મળી જવું, એ મોક્ષ માન્ય છે. निर्वाण અર્થ એક ઠેકાણે એવો કર્યો છે કે "निर्गतं वानंगमनं यस्मिन्प्राप्ये ब्रह्मणि" ભાષ્યકાર ભગવાન શંકર શ્રી મુખે વદે છે 'तू' आरं भावे त्वमेवास्मि इति मे निश्चिता मति 'चिदानंद शिवो ऽ हं शिवोऽम्' 'अहं ब्रह्मास्मि' 'अयमात्मा ब्रह्म' એ देहांते परमंपदं એટલે વિદેહ થયા પછી આત્મા પરમાત્માંજ લીન થાય છે. સાધારણ લોકોમાં પણ એવી માન્યતા છે કે પુણ્યાત્મા [૯] પરમપુણ્યાત્માનો પુનર્જન્મ થતો નથી

૮ सुखस्य दुःखस्य न कोऽपिदाता परोददातीति कुबुद्धिरेषा । अभो जंतुरनीशोऽयमात्मनः सुखदुःखयोः । अनात्मविन्छोचति । तरतिशोकमात्मवित् ।

९ ते माम्नुवंति मामेव सर्व भूत हि रताः । निवसिष्यसि मय्येव । मामुपेत्य तु पुनर्जन्म न विद्यते ।





બ્રહ્મને પામે છે. અને અવિચળ શાંતિ પામે છે. એક સ્થળે કહ્યું છે કે [૧૦]જે કાળે અધિકારી પુરૂષ આ અદૃશ્ય, અનાત્મ્ય, અનિરૂક્ત, અનિલન બ્રહ્મ વિષે ભયથી રહિત સ્થિતિને પ્રાપ્ત થાય છે તે કાળે અધિકારી પુરૂષ પુનરાવૃત્તિના ભયથી રહિત બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે-તદ્રુપ થાય છે.

કયો આત્મા મોક્ષે જઇ શકે?:—તેને માટે એટલુંજ કહેવું બસ થશે કે આત્મજ્ઞાન જેને પ્રાપ્ત થયું છે એવો આત્મા મોક્ષે જઇ શકે.

૧૦ यदाह्येवैष एतस्मिन् दृश्य ऽनात्म्ये ऽ निरुक्ते ऽ निलयने ऽ भयं प्रतिष्ठां विंदते अथसो अभयंगतो भवति ।

(અત્રે એટલું કહેવું પ્રાપ્ત થાય છે કે સ્વામી વિવેકાનંદ વદે છે તેમ "મનુષ્યની જો એકજ સમયાવચ્છેદે વ્યુત્પન્ન અને ધાર્મિક થવાની ઇચ્છા હોય તો તો પછી તેના માટે આ વિશ્વમાં લાભદાયક માત્ર એકજ માર્ગ છે અને તે અદ્વૈતવાદ" અદ્વૈતવાદને સ્વીકારનાર, એકજ પરમાત્માને ભજનારને શાશ્વત શાંતિ મળે છે. ઇતર દેવને પૂજનાર મનુષ્યને "**क्षीणे पुण्ये मर्त्ये लोके विशांति**" એ ગીતા વચનાનુસાર માનવલોકમાં અવતરવું પડે છે.

**इति शिवम्.** લિ० સેવક,

**સામળદાસ નાનુભાઇ યાજ્ઞિક.**



(ફરી છપાવી જ્ઞાન ફેલાવવાની દયા કરશો?)

# પારસીઓ ચેતશો?

## આપઘાત! ટુંક ઉમરમાં મરણ!! કોમનો પાયો ધસતો જાય છે!!!

### કોમની દયાજનક સ્થિતિ.

"**પારસી ગરીબાઇની તપાસ**" એવા મથાળા નીચે એક લખાણ તા. ૨૩-૨-૧૪ના 'જામે જમશેદ'માં પ્રસિદ્ધ થયું હતું તેમાં નીચે પ્રમાણે વર્ણન હતુંઃ—

"હાલ તો **ઉધરતી ઓલાદનો** ઘણો મોટો ભાગ કંગાળ, અને ગીચ ઘરોમાં ઉછરીને **નબળી સ્થિતિમાં** મોટા થાય છે, **અને ટુંક ઉમરમાં મરણ પામે છે,** અથવા તો મોટા થઇ કોમને માથે બોજા જેવા થઇ પડે છે. કેટલાકો પંદર-પચીસ રૂપીયા કમાઇને ધાકે-પાકે પોતાના દહાડા પુરા કરે છે, અને **તેમને પેટે** જો છોકરાં હોય તો તેઓ માબાપ કરતાં પણ વધારે નબળાં નીવડીને કંગાળ જીંદગી ગુજારે છે. આવી રીતે **આપણી કોમનો પાયો ધસતો જાય છે.**"

### આપઘાત!

"**પારસી લાચારી**" એવા મથાળા નીચે એક રીપોર્ટ તા. ૩૦-૧૦-૧૯૧૫ના 'જામે જમશેદ'માં છપાયો હતો. તેમાં જણાવ્યા પ્રમાણે **રૂ. ૫૦ નો પગાર** કમાનારા એક પારસી ગૃહસ્થ, જેમને બે છોકરા છે, તેમણે "**ગરીબાઇ અને માંદગીના સબબે આપઘાત**" કર્યો હતો. જુરીની તપાસ વખતે તે કમનસીબ ગૃહસ્થની વિધવાએ કહ્યું હતું કે—"**અમારી હાલત ઘણી ગરીબ છે. મરનાર તેથી ઘણા ઉદાસ હતા.**"





## કોમનો ખોરાક.

"અસલ જમાનાઓથી આપણા લોકોમાં ધાર્મિક તેમજ ખુશાલીના હંગામોપર ગોસ્ત અને દારૂ એક જરૂરી ચીજ ગણાતી આવી છે. ગોયા ગોસ્ત અને દારૂ ફરજીયાત જેવાં ગણાતાં આવ્યાં છે."—સાંજ વર્તમાન, તા. ૧૯-૭-૧૯૧૫.

## અંગ્રેજો, જરમનો અને જાપાનીઝોનો દાખલો લેશો?

માંસના ખોરાક કરતાં વેજીટેરીઅન ખોરાક વધારે તંદુરસ્ત તથા સોંઘો છે એવી ખાત્રી થવાથી ઇંગ્લંડ, જરમની તથા જાપાન જેવા દેશોની સરકારો વટીક વેજીટેરીઅન ખોરાકની હીમાયત કરે છે.

(૧) ઇંગ્લંડની સરકાર:—On September 23rd, an appeal to the people, issued by the **Board of Agriculture**, contained the following advice:—

"Replace meat by Milk, cheese, peas, beans, and lentils, which are as rich in flesh-formers as meat, and **much cheaper.**"—*Herald of the Golden Age*, London, October 1915

(૨) જરમનીની સરકાર:—"બરલીનના તારમાં જણાવે છે કે હવેથી દર અઠવાડીએ બે દહાડા દરેક રેસટોરાં અને દુકાનોમાં **માંસના વેચાણની મનાઈ કરવામાં આવી છે**"—સાંજ વર્તમાન, તા. ૨૭-૧૦-૧૯૧૫.

(૩) જાપાનની સરકાર:—"સારૂં અનાજ, ફળ, શાક અને તાજું ગાયનું દુધ એ વસ્તુઓ તમામ રોજના ખોરાકમાં આવે એમ કરો. **માંસ બીલકુલ ખાવું નહી.**"—સત્સંગ, સુરત, તા૦ ૧૨-૧-૧૯૧૪.

## INDIAN NATIONAL CONGRESS.

The Reception Committee, National Congress, Allahabad, charges Rs. 1-8-0 *per diem* for the Vegetarian Diet, and Rs. 2 for the Flesh Diet."—*The Harbinger*, Lahore, 28-12-1910.

## સ્વર્ગના ઉમેદવારોને અપીલ.

હજારો પારસી કુટુંબોનો ત્રાસદાયક ગરીબાઇ તથા બીમારીનો એક સંગીન ઉપાય વેજીટેરીઅન ખોરાક છે. યુરોપ તથા અમેરીકાના ઘણા સુધરેલા દેશોમાં સંખ્યાબંધ ડાકટરો તથા બીજા વિદ્વાનોએ માંસના ખોરાકનાં નુકસાન તથા વેજીટેરીઅન ખોરાકના ફાયદાઓ સંબંધી ઘણાં લખાણો પ્રસિદ્ધ કર્યાં છે, હજારો યુરોપીઅનો તથા અમેરીકનો **તેઓના અતિ ઠંડા મુલકોમાં પણ વેજીટેરીઅન થઇને ઘણી કરકસરથી સુખી તથા તંદુરસ્ત** જીંદગી ભોગવે છે. માટે તે બાબતનો અભ્યાસ કરીને **પારસી કોમને વેજીટેરીઅન બનાવવાનો** હમેશાં પ્રયાસ કરવાનું **મહા પુણ્ય કમાવાની** તમામ સ્વર્ગના ઉમેદવાર પારસીઓ મહેરબાની કરે એવી મારી પ્રાર્થના છે.

ગરીબ પારસીઓને દાખલો આપવાની ખાતર **સર જમશેદજી જીજીભાઈ; સર દીનશાહ માણેકજી પીટીટ** વગેરે આગેવાન તથા શ્રીમંત પારસીઓ વેજીટેરીઅન થવાની દયા કરે એ મારી પ્રાર્થના નંબર બે છે. આખી કોમના ભલાની ખાતર શ્રીમંતોએ એટલો આત્મભોગ આપવો ઘટે છે.

જુનાગઢ, તા૦ ૨-૧૧-૧૯૧૫. લાભશંકર લક્ષ્મીદાસ.




मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम्।
यत्कृपा तमहं वन्दे परमानन्दं माधवम्।।

જ્યાંસુધી આ શરીર રોગવાળું અથવા વૃદ્ધાવસ્થાથી જર્જરિત થયું નથી, ત્યાંસુધી પાંચે ઇંદ્રિયો પોતપોતના વિષયો સમજવાને સમર્થ છે. અને જ્યાં સુધી આ આયુષ્યનો ક્ષય થયો નથી ત્યાંસુધી હે જીવ! તું તારા કલ્યાણ માટે યત્ન કર કારણકે જ્યારે તળાવ તૂટી જઇ પાણી બહાર નીકળવા માંડશે, ત્યારપછી તું પાળ કેવી રીતે બાંધીશ? બ્રહ્મની પ્રાપ્તિ માટે સાધકે આચરવા યોગ્ય જે મન, વાણી, તથા કાયાના નિગ્રહ સાથે ઉપસ્થેંદ્રિયનો નિગ્રહ તે બ્રહ્મચર્ય કહેવાય છે.

ચાર આશ્રમરૂપી નીસરણીનો અતિ ઉત્તમ ફળ જે મોક્ષ કે અખંડ સુખ, તે પ્રાપ્ત થવાનો સર્વ આધાર બ્રહ્મચર્ય પર રહેલો છે. કારણકે સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળ્યા વિના સાધન કદી સિદ્ધ થઇ શકતું નથી. ઉંચી ને મજબુત ઇમારત બાંધવા માટે પ્રથમથીજ પાયો ઉંડો ને મજબુત કરવો જોઇએ, તેમ ઉત્તમ મનુષ્યદેહનું સર્વોત્કૃષ્ટ ફળ જે મોક્ષ અથવા સ્વસ્વરૂપમાં સ્થિતિ તે મેળવવા માટે શુદ્ધ અંતઃકરણથી દીર્ઘ સમય સુધી બ્રહ્મચર્ય પાળવું જોઇએ. બ્રહ્મચર્ય અથવા બ્રહ્મની સમીપ જવાના યોગ્ય માર્ગનું ઉલ્લંઘન કરવાથી મનુષ્ય બ્રહ્મને પહોંચી શકે નહિ, એ સ્વાભાવિકજ છે. વ્યાવહારિક કે પારમાર્થિક હરકોઇ બાબતમાં બ્રહ્મચર્યનું પાલન એટલું બધું ઉપયોગી છે કે અત્રે તેનું વર્ણન થવું અશક્ય છે. ગૃહસ્થાશ્રમી મનુષ્યો કયા સાધનવડે પરમ પદ પામી શકે એ બતાવવાનો જે આ લઘુ લેખનો હેતુ છે, તે ઉદ્દેશ અસ્ખલિત બ્રહ્મચર્ય પાળ્યા વિના પાર પડી શકે એમ નથી. જેમ પગ વગરનો માણસ ઉંચા પર્વતના શિખર પર ચઢી શકતો નથી, તેમ બ્રહ્મચર્યના ભંગથી જેનું મનોબળ ભાંગી ગયું હોય એવો અવ્યવસ્થિત ચિત્તવાળો મનુષ્ય મોક્ષના છેલ્લા માળ પર જઇ શકતો નથી. આ માટે આપણા મહાનશાસ્ત્રકારોએ અને પરમ પદમાં સ્થિત થએલા જીવન્મુક્ત મહાત્માઓએ બ્રહ્મચર્યનાં એકે અવાજે ભારે વખાણ કર્યાં છે તે મનન કરવા જેવાં છે. તે મુમુક્ષુ સાધકથી સહજ સમજાય એમ છે. આ બ્રહ્મચર્યનાં પાલન માટે મનુ ભગવાન કહે છે કે—બ્રહ્મચારીએ ગુરૂના આશ્રમમાં રહી જીતેંદ્રિય રહેવું, નમ્રતા રાખવી, શરીરને કસોટીમાં નાખવું. ત્રિકાળ સંધ્યા કરવી, અગ્નિ, ગુરૂ કે દેવની ઉપાસના કરવી.

ગુરૂની ઉપાસના માટે સવાર સાંજ જંગલમાંથી ફળ ફૂલ લઇ આવવાં, ભિક્ષા માગી લાવી ગુરૂને નિવેદન કરવી, સ્ત્રી સંબંધી વાત કરવી નહિ, તથા સ્ત્રીનો પ્રસંગ પણ કદિ ન રાખવો. પ્રાતઃકાળમાં વહેલા ઉઠી અભ્યાસ કરવો, અને ગુરૂની સેવા કરવી, આ નિયમ પાળવાથી સહન શીલતા, ઇંદ્રય નિગ્રહ, શૌર્ય, તેજ, બુદ્ધિ અને બળ વધે છે. અને તેથી એટલે ગૃહસ્થાશ્રમમાં મનુષ્ય, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ સિદ્ધ કરવા ભાગ્યશાળી થઇ શકે છે. ઉંચા પ્રકારની વિદ્યાઓ પ્રાપ્ત કરવા ઇચ્છનાર જીજ્ઞાસુઓ પાસે સમર્થ ગુરૂઓ પોતાના સમીપ આવ્યા પછી અમુક મુદત સુધી બ્રહ્મચર્ય પળાવે છે. જ્યારે ઇંદ્ર બ્રહ્મવિદ્યા મેળવવા બ્રહ્મા પાસે ગયા, ત્યારે બ્રહ્માએ ઇંદ્ર પાસે પ્રથમ ૧૦૧ વર્ષ બ્રહ્મચર્ય પળાવ્યું. અને પછી બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ આપી સાધન સિદ્ધ





કરાવી બ્રહ્મ સાક્ષાત્કાર વડે જીવન્મુક્ત સ્થિતિમાં સ્થિત કર્યો.

દર કોઇ કાર્ય સિદ્ધ કરવામાં ન્યૂનાધિક એકાગ્રતાની જરૂર છે. અને તેમાં પણ આત્મજ્ઞાન જેવા સૂક્ષ્મ વિષયો ગ્રહણ કરવામાં તો સ્થિરતા અને એકાગ્રતાની ખાસ જરૂર છે પણ મન અને ઇંદ્રિયો શાન્ત સ્થિતિમાં હોય, ત્યારેજ એકાગ્રતા થઇ શકે છે. અને બ્રહ્મચર્યના ભંગથી મન તથા ઇંદ્રિયો એટલી બધી અસાવધાન થાય છે કે તેથી ઘણા વખત સુધી પાછાં શાન્ત સ્થિતિમાં આવતા નથી. તેથી અનેક વખત કરેલા બ્રહ્મચર્યના ભંગથી સાધકનું યોગબળ એટલું બધું નાશ પામે છે કે ઘણી વખતે તે બધું મેળવવું મુસ્કેલ થઇ પડે છે. આ પ્રમાણે ઘણા પ્રયત્નથી મેળવેલું ઉત્કૃષ્ટ યોગબળ નાશ પામ્યા વિષે આપણે પૂર્વનાં અનેક ઋષિમુનિઓનાં સબંધમાં જાણીએ છીએ. તેનું કારણ પણ ઉપર બતાવ્યું તેજ છે. વિશ્વામિત્રના મેનકા સાથેના પ્રસંગથી કેવી અવનતિ થઇ તે આપણે પુરાણાદિકથી જાણીએ છીએ.

જેમ આગગાડી લોઢાના મજબુત પાટા પર સહેલથી ચાલી શકે છે. અને તૂટેલા તેમજ નબળા પાટાં પર ચાલી શકતી નથી તેમ આપણી યોગરૂપી ગાડી બ્રહ્મચર્ય રૂપી તૂટેલા નબળા પાટા પર ચાલી શકતી નથી. અને તેથી આગગાડી જેમ પાટા રહીત સડક ઉપર દોડીને આપણને ધારે તે સ્ટેશને પહોંચાડી શકે નહિ તેમજ આપણો સાનધક્રમ પણ દૃઢ બ્રહ્મચર્ય પાળ્યા વિના આપણને મોક્ષના દ્વાર સુધી પહોંચાડી શકે નહિ. વળી સાધકની મોક્ષ મેળવવાની જે તીવ્ર ઇચ્છા તે બ્રહ્મચર્યના ભંગથી ન્યૂન થઇ જાય છે. અને વારંવાર બ્રહ્મચર્યનો ભંગ કરનાર એવા કામી પુરૂષોની બીલકુલ ઇચ્છાજ થતી નથી. આપણું સ્વરૂપનું સંધાન તે દૃઢ બ્રહ્મચર્ય પાળ્યાવિના સિદ્ધ થઇ શકતું નથી. ઘણા સાધકો એ સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે. પણ તે કાળે જો તેઓ બ્રહ્મચર્યનો ભંગ કરે છે, તો તત્કાળ તે બંધ થઇ જાય છે. અને પ્રથમ જે સિદ્ધ કરેલું હોય તે ફરીથી સિદ્ધ થતાં મુસ્કેલી નડે છે. કારણકે બ્રહ્મચર્યના ભંગથી મોટો અંતરાય આવે છે. તો પછી આગળનાં બીજા સાધનો સિદ્ધ થવાની તો વાતજ શી? માટે બ્રહ્મચર્યના પાલન ઉપર દરેક મુમુક્ષુ સાધકે ધ્યાન આપવાની ખાસ જરૂર છે.

વીર્યને રહેવાનું મૂળ સ્થાન લલાટ છે. જ્યારે પુરૂષને કામ સંબંધી ઇચ્છા થાય છે ત્યારે લલાટમાં રહેલું વીર્ય વિકારી થઇને પતન થાય છે. અને તે વિકારી વીર્ય વીર્યાશયમાં (નીચેના વિર્યાશયમાં) એકઠું થઇ, પછી ઉંઘમાં, સ્વપ્નમાં, કે પેશાબમાં ગમે તે રીતે બહાર નીકળી જાય છે. શ્રી શંકર ભગવાન યોગેશ્વર અથવા કામજીત ગણાય છે. તેમણે લલાટમાં ધારણ કરેલું ચંદ્રનું ચિહ્ન એમ સુચવે છે કે તે ઉર્ધ્વરેતા અથવા વીર્યને લલાટમાં ટકાવી રાખનાર છે. સંસારનો ત્યાગ કરી વગડામાં રહેનાર અજર અને વ્યવહારમાં રહેલા અવિવાહિત મનુષ્યો શુદ્ધ અંતઃકરણથી દૃઢ બ્રહ્મચર્ય પાળીજ શકે છે એમ કંઇ કહેવાય નહી. કારણકે એવા માણસો કદાચ સ્ત્રી સમાગમથી દૂર રહે પણ સ્ત્રી સંબંધી વિચારોથી ભાગ્યેજ દૂર રહે છે. અને સ્ત્રી સંબંધી ઇચ્છાઓનો જરા પણ અવકાશ આપવો એ સાક્ષાત બ્રહ્મચર્યના ભંગ કર્યા બરાબરજ છે. કારણ કે પાછળ બતાવ્યા મુજબ સ્ત્રી સમાગમથી ઇચ્છા પ્રગટ થતાં તત્કાળ વીર્યમાં ક્ષોભ ઉત્પન્ન થઇ વિકારી વીર્ય નીચે ઉતરી ગમે તે રસ્તે બહાર નીકળી જાય છે. વીર્ય શરીરમાં ટકી રહે અને કોઇ પણ રીતે શરીરમાંથી બહાર નીકળવા પામે નહિ, ત્યારેજ બ્રહ્મચર્યનો ખરેખરો લાભ સમજાય છે. માટે આત્મજ્ઞાનની

ઇચ્છા રાખનાર પ્રત્યેક સાધકે એ વાત લક્ષમાં રાખી વીર્યનો શરીરમા નિરોધ કરવો આવશ્યક છે ફક્ત આત્મજ્ઞાન મેળવનાર સાધકનેજ બ્રહ્મચર્ય પાળવાની જરૂર છે. એમ કંઇ નથી. વ્યાવહારિક કાર્યોને ઉત્તમરીતે પાર પાડવા ઇચ્છનાર મનુષ્યને પણ બ્રહ્મચર્યનું પાલન અતિઅગત્યનું છે. વીર્યશબ્દ બળ, તેજ, પરાક્રમ વગેરેના અર્થમાં વપરાય છે. એ ઉપરથી દેખીતું છે કે આપણે બળ, તેજ વેગેરે મેળવવા માટે વીર્યને શરીરમા ટકાવી રાખવું. અગાઉ રણસંગ્રામમાં જે જે મહાન યોદ્ધાઓ અતુલ પરાક્રમ દાખવી ગયા છે. તથા જેમનાં યશોગાન આજે દુનીયાની સમગ્ર પ્રજા એક અવાજે કરી રહી છે. તે સર્વ મહાન પુરૂષે બ્રહ્મચર્યનું પાલન રૂડી રીતે કર્યુ હતું. હનુમાન, ભિષ્મપિતામહ, ભીમ, લક્ષ્મણ અને એના વિના બીજા જે જે યોદ્ધાઓ ઉત્તમોત્તમ તનમનવાળા બની સાધારણ બુદ્ધિબળથી પોતાનુ નામ અમર કરી ગયા છે તે બધું બ્રહ્મચર્યના પ્રતાપેજ. વળી વાલ્મીકિ, વસિષ્ઠ, શંકરાચાર્ય, ગૌતમ, વ્યાસ અને તેવા બીજા અસંખ્ય મહા પુરૂષો કે જેઓ બ્રહ્મચર્યના પાલનથી પરાકાષ્ઠાએ પહોંચ્યા હતા. તેઓએ અનેક સદ્ગ્રંથો રચી પોતાની અપરિમિત બુદ્ધિ બતાવી છે આ મહાન પુરૂષોના બનાવેલા ગ્રંથોમાં આપણા હાલના કાળુ વિદ્વાનોની મતિ પ્રવેશ કરી શકતી નથી અને જ્યારે હાલનાં બી.એ., કે એમ. એ.ની ડીગ્રી મેળવનાર વિદ્વાનોની બુદ્ધિ એ ગ્રંથોનું ખરૂ રહસ્ય સમજવામાં ઘણીવાર ગોથા ખાઇ બેસે છે ત્યારે એ ગ્રંથો બનાવનાર મહાપુરૂષોની બુદ્ધિ કેટલી સૂક્ષ્મ અને વિસ્તીર્ણ હશે તેનો ખ્યાલ તો સાધારણ મનુષ્યનાં મનમાં આવવો કઠિન છે.

બ્રહ્મચર્યના પાલનથી આપણા પુર્વજો સો, કરતાં વધારે વર્ષ જીવી શકતા. અને તે નિયમ તોડવાથી હાલ આપણામાંના ઘણા લોકો પચાસ કે સાઠ વરસ પણ મહા મુશ્કેલીએ પહોંચી શકે છે. બ્રહ્મચર્યના પ્રતાપથી આપણા પૂર્વજોને સુતરાઉ કે ઉનના વસ્ત્રવડે શરીરને હુંફાળું રાખવાની જરૂર નહોતી, ફેશનેબલ છત્રીઓ વડે વરસાદ કે તાપને અટકાવવાની જરૂર નહોતી, જુદા જુદા પ્રકારના કૃત્રિમ ગરમ બિછાના વડે શરીરને અધિક આરામ આપવાની ઇચ્છા નહોતી, કાચુ અનાજ ખાવાથી અજીર્ણ વિકાર થવાની ધાસ્તી નહોતી, અને હજારો ગાઉ કાપવામાં ગાડી કે ઘોડાનો આશ્રય લેવાની જરૂર નહોતી, આપણા પૂર્વજો ઘણીવાર દિગંબર રહેતા અને કવચિત્ ખરબચડા વલ્કલ ધારણ કરતા, વરસાદ કે તડકામાં ફરતા, પૃથ્વીરૂપી બિછાના પર શયન કરતા, ખોરાકમાં જે મળે તે કાચુ અગર શેકીને ખાતા, અને હજારો ગાઉ, પગે ચાલીને જતા. તો પણ હાલના સુધારકોના મનમા જંગલી સ્થિતિમાં ગણાએલા આપણા પૂર્વજોએ જે કંઇ કર્યુ છે, જે કંઈ અનુભવ્યું છે અને આપણા વાસ્તે જે કંઇ વારસામાં સોંપતા ગયા છે, તે હાલ આપણાથી બની શકે તેમ નથી. આપણા પૂર્વજોએ અગાઉ જે જે મહાન વિજયો મેળવ્યા છે, તે હાલની સુધરેલી સૃષ્ટિની કોઇપણ પ્રજા હજી લગી મેળવી શકી નથી. જે વસ્તુઓ અને સિદ્ધાંતો માટે સુધરેલી દુનીયાના પ્રોફેસરો પોતાની અમુલ્ય જીંદગી સાથે લાખો રૂપીયા ગુમાવે છે, હજારો ગાઉ દોડી મરે છે છતાં તેનો પાર પામી શક્યા નથી. તે સિદ્ધાંતો તથા તે વસ્તુઓ આપણા પ્રતાપી પૂર્વજો આપણને નાનકડા ઘરમાં બતાવી ગયા છે. આપણા પૂર્વજો આપણને કહેતા ગયા છે કે હે પુત્રો ? તમે શુદ્ધ મનથી બ્રહ્મચર્ય પાળો કારણકે અમે તથા અમારા પૂર્વજો એ રીતે ઉન્નતી પામ્યા છીએ.

જેમ વરાળને યુક્તિપૂર્વક દાબી રાખવાથી તેનાં બળમાં વધારો થાય છે. અને તે



બળ વડે આપણે ઘણાં ગોટાં કાર્યો કરી શકીએ છીએ. તેમજ મનુષ્ય યુક્તિથી પોતાના શરીરમાં વીર્યનો ઘણો જમાવ કરી ટકાવી રાખે છે. તે બુધ્ધિ બળનાં તમામ કાર્ય કરી શકે છે. વીર્યના સંગ્રહથી આપણા મનોબળમાં તથા શરીરબળમાં આશ્ચર્યકારક વૃધ્ધિ થાય છે. આપણું અંતઃકરણ સ્થિર તથા ગંભીર બને છે, સ્મરણ શકિત ઘણી તેજ થાય છે, આરોગ્યમાં અસાધારણ તથા ક્રમમનો સુધારો થાય છે, ઉત્સાહને સ્ફૂર્તિ વૃધ્ધિ પામે છે, અંતઃકરણ નિર્વિકારી બની તેમાં ઘણાં શુભ ગુણો પ્રગટી નીકળે છે, અને ઘણા વખત સુધી શરીરની કે મનની મહેનત કરી શકીએ છીએ. જેઓમાં વીર્યનો અભાવ હોય છે તેઓમાં ઉપર જણાવેલા પરિણામોથી વિપરીત પરીણામ આવે છે. વીર્યનું રક્ષણ કરવાથી શરીરબળ પોષાય છે. શરીરબળ પોષાવાથી મનોબળમાં વધારો થાય છે. અને મનોબળથી આધ્યાત્મબળ મેળવવાની યોગ્યતા આવે છે. માટે સર્વોત્તમ આધ્યાત્મબળ આપનાર મૂળ બીજ વીર્યનું રક્ષણ અર્થાત્ બ્રહ્મચર્યનું પાલન. જેથી અધ્યાત્મબળ અથવા આત્મજ્ઞાન મેળવવાની ઇચ્છા રાખનાર સાધકને પોતાનો હેતુ પાર પાડવામાં બ્રહ્મચર્યનું પાલન એ એક હથિયારરૂપ છે. એમ સ્પષ્ટ થયા વિના રહેશે નહિ.

અસારનો જમાનો એવો છે કે હાલની પ્રજાને યુવાવસ્થા વહેલી પ્રાપ્ત થાય :છે. તેનાં કારણો શોધીશું તો માલમ પડશે કે આપણા લોકોમાં બાળપણામાં બાળલગ્નાનો ઘણો માઠો રિવાજ દાખલ થયો છે. જેથી ઘણે અંશે આપણી સંતતિ નિર્બળ ઉત્પન્ન થાય છે. અને તેથી તેમને યુવાવસ્થા વહેલી પ્રાપ્ત થાય છે. વળી હાલમાં શૃંગાર રસ પ્રધાન નાટકો તથા નવલકથાઓ વાંચવાથી અને મનમાં વારંવાર વિષય સંબંધી વિચારો કરવાથી તારૂણ્ય વહેલું પ્રાપ્ત થાય છે. ડુંગળી, તથા બીજા ઉત્તેજક પદાર્થોનો બહુ ઉપયોગ પણ બ્રહ્મચર્યનો ભંગ કરવામાં મુખ્ય ભાગ લે છે. વળી આપણી પ્રજામાં હાલ વ્યાયામનો ઘણો અભાવ છે. તથા હાલની શિક્ષણ પદ્ધતિ છોકરાઓના જ્ઞાનતંતુ નબળા પાડી તેમના મનમાં કામ વહેલો જાગૃત કરે છે. અને તેથી અકાળે યુવાવસ્થા આવી વીર્યનું સ્ખલન થઇ શરીર નિર્માલ્ય થઇ જાય છે. આપણે છોકરાંને મોડા પરણાવીએ પણ જ્યાં સુધી ઉપરના તમામ કારણોને દૂર કરીએ નહિ ત્યાં સુધી યુવાનો શુદ્ધ અંતઃકરણોથી બ્રહ્મચર્ય પાળી શકે એ અશક્ય છે. પ્રજોત્પત્તિને માટે જે યોગ કુદરતથી નિયત થએલો છે, તેનું પ્રધાન્ય છોડી હાલના ગૃહસ્થાશ્રમીઓ પોતાની ફક્ત રાક્ષસી ઇચ્છાઓને તૃપ્ત કરવા ખાતર તે કર્મ આચરે છે.

પશુ પંખી તથા બીજા હલકા વર્ગનાં પ્રાણી પણ નિમિત્ત કાળેજ સંયોગ કરે છે. પણ સર્વમાં ઉત્તમ ગણાએલા મનુષ્યને કોઇ જાતનો નિયમ નથી. ઇચ્છા એજ આપણો નિયમ છે. અને મોહને વશ થએલો અસ્વસ્થ મનની મરજી એજ આપણો યોગ્ય વખત છે. પણ કુદરત એ આપણાં સ્વચ્છંદપણાને સાંખી શકી નથી. વિષયોના અતિકપણાથી આજે ઉન્નતિના શિખર ઉપરથી અવનતિના ઉંડા ખાડામાં પડયા છીએ. વિષયો ભોગવવાથી છૂટશે એમ ધારીને જેઓ તેને ભોગવે છે. તે એ બળતામાં ઘી હોમીને અગ્નિને ઓલવવાનો પ્રયત્ન કરે છે. કારણ કે વિષયો ભોગવવાથી કોઇને તૃપ્તિ થતી નથી. પણ ઉલટો તેના મલિનસંસ્કાર પડી ઇચ્છા અધિક અધિક વધતી જાય છે. શ્રીમત્શંકર ભગવાન્ કહે છે કે "કાળાનાગનાં ઝેર કરતાં વિષય વધારે ભૂંડો છે " કારણ કે ઝેર તો ખાનારને મારે છે પણ





વિષય નો આંખથી જોનારને પણ મારે છે, આપણે સમજીને વિષે છોડીશું નહિતો આખરે તેનો જ નાશ જ છે. તે પછી તેથી થતા અસંખ્ય નુકશાનો ને સ્મરણમાં રાખી પહેલેથીજ તજી દેવામાં ડહાપણ છે

, વીસ-પચીસ વરસની ઉમરે જેવું શરીર પછાડને પણ પાછુ મારે એવું બળવાન હોવું જોઇએ. તેમના શરીર તથા મનની બ્રહ્મચર્યના ભંગથી કેવી ભાડી હાલત આવી પડી છે તેનો જરા વિચાર કરીએ. જેમના ઉપર આપણા દેશની ચડતીનો આધાર છે. તથા જેઓ ભવિષ્યમાં મહાપુરૂષો નીકળે એવી આપણે આશા રાખી બેઠા છીએ. એવા આ જુવાનીઆઓમાંના ઘણાખરા સીધી ગરદન કે ટટાર છાતીથી બેસી શકતા નથી. એક કે બે ગાઉ જવું હોય તો ગાડી કે ઘોડો શોધવાની જરૂર પડે છે અને આગગાડીમાંથી નીચે ઉતરીને યા અર્ધો માઇલ ચાલીને ઘેર આવવું હોય તો પાચ શેરનું પોટલુ લઇ ચલાતું નથી, સમુદ્રને ઓળંગી રણસંગ્રામમાં જનાર હનુમાન અને રણસંગ્રામમાં હાથીનાં પૂંછડાં હાથમાં ઝાલીને ઉગડનાર ભીમ સાથે આપણા હાલના જુવાનીઆ એની બળબુદ્ધિમાં જમીન આસમાન જેટલો ફેર પડી ગયો છે. એ વગર કહે સમજાય તેમ છે.

યુવાનોમાં બ્રહ્મચર્યની અભિરૂચિ પ્રગટ કરવી એ માબાપની સૌથી અગત્યની ફરજ છે. માબાપે બ્રહ્મચર્યનું વૃત્તાંત યથાર્થ સમજવું જોઇએ. અને તે દઢ પણે પાળવુ જોઇએ તેમજ મર્યાદાનો ભંગ ન થાય તેમ પોતાના પુત્ર પુત્રીઓને તેના સેવન માટે બોધ દેવો જોઇએ. તેમજ કેટલે અંશે તે પાળે છે તેની તપાસ રાખવી જોઇએ. વળી તેમને સારી ગોષ્ઠતમાં રાખવા જોઇએ કે જેથી તેમના વિચાર મલિન થવા પામે નહિ. શુદ્ધ મનથી બ્રહ્મચર્ય પાળવા ઇચ્છનારે મનને નવરૂં પડવા નહિ દેતાં શુદ્ધ વિચાર તથા શુભ કાર્ય કરવામાં રોકાએલું રાખવું, પ્રાકૃત મનુષ્યનો પ્રસંગ રાખવો નહિ, ઉત્તેજક પદાર્થો વાપરવા નહિ,કોઇપણ સ્ત્રી તરફ દૃષ્ટિ કરવી નહિ તેમજ સ્ત્રીઓ સાથે વાતચિત પણ કરવી નહી, બ્રહ્મચર્યથી થતા લાભોનું તથા તેનો ભંગ કરવાથી થતા ગેરલાભોનું સતત સ્મરણ રાખવું; અને તે મહાપાપમાં ન પડાય માટે શ્રી ઇશ્વરનુ આરાધન કરવુ, સાધકને જ્યારે જ્યારે દુષ્ટ વાસના પ્રગટેલી જણાય ત્યારે ત્યારે પરમાત્માના સર્વવ્યાપકપણાનો તથા સંસારના મિથ્યાપણાનો વિચાર કરવો. સદા ગુરૂઓની આજ્ઞા તથા પોતાના લક્ષસ્થાનનું સ્મરણ રાખવું, તેમ-ઇંદ્રિયોની વ્યાકુળતા નિવૃત્ત થતાં સુધી તે સદ્ગુરૂના બતાવ્યા પ્રમાણે પ્રાણાયામ તથા ઇષ્ટ મંત્રનો જપ આગ્રહથી કર્યા કરવો, બ્રહ્મચર્યવ્રત એ વ્રતોમાં શ્રેષ્ઠ વ્રત છે. જેમ હાથીનાં પગલાંમાં સર્વ પ્રાણીનાં પગલાં સમાઇ જાય છે. તેમ બ્રહ્મચર્ય વ્રતનો ભંગ થાય તો બીજા વ્રતો કોઇપણ ઉપાયથી યથાર્થ ફળ આપનાર થતાં નથી. આ વ્રત સર્વ રીતે ઉન્નતિના શિખરે દોરનારૂં છે. માટે પ્રત્યેક સાધકે બ્રહ્મચર્યનું આગ્રહથી પરિશીલન કરવા પ્રયત્ન કરવો અને વિષયવાસના નિવૃત્ત કરી પરમાનંદરૂપ આત્માના અપરોક્ષ અનુભવ વડે કૃતાર્થ થવું અસ્તુ

ધંધુકા ખુશાલદાસ દ્વારકાદાસ પંડ્યા.







# જેને દોસ્ત ધારતા હતા તે દુશ્મન નિવડયો.

## દારૂની એક પરીક્ષા અને તેની નિષ્ફળતા.

એક વિદ્વાન ડાકટર ' હામેસ્ટડ પોપ્યુલર સાયન્સ ' માં લખે છે :—બાર વર્ષની વાત ઉપર જ્યારે હું એડીનબરોની મોટી અને પ્રખ્યાત હોસ્પીટલ ' રોયલ ઇનફરમરી ' માં હતો, ત્યારે ત્યાં ન્યુમોનિયા[1] જેવાં દરદોપર દારૂ અપાતો હતો, અને દર વર્ષનું એ હોસ્પીટલનું દારૂનું બીલ હજારો પાઉન્ડનું થતું હતું. પણ હમણા કદાચ ૭ પેન્સ[2]નો દારૂ ત્યાં મંગાવવામાં આવે છે ! કેમકે એડીનબરો યુનીવર્સીટીનો પ્રોફેસર સર થોમસ ફ્રેઝર જે પોતે એવી માંદગીમાં દારૂ આપતો હતો તેણે ત્રણ ચાર વર્ષ થયાં તે વાપરવો સમૂળો બંધ કીધો છે. એક દાયકામાં આટલો બધો ફરક પડી જવાનું કારણ એ છે જે પેરિસનાં પાસ્ટચર ઇન્સ્ટીટયુટના જગપ્રસિદ્ધ પ્રોફેસર મેચનીકોફે જાહેર કીધું છે કે શરીરમાં પેદા થતાં " ફેગોસાઇટ્સ "[3] જેઓ લોહીમાં પેઠેલાં રોગનાં જંતુને મારી હઠાવનારાં છે **તેમને દારૂ નુકશાન કરે છે.** શરીરમાં રોગનું જંતુ પેઠું કે લોહીમાંનાં ફેગોસાઇટ્સ તેને મારી હઠાવવા ઉભાં થાય છે, અને જેટલું તેમનું બળ તેટલો માણસનો બચાવ થાય છે,—જો એ ફેગોસાઇટ્સ ફાવ્યાં તો માણસ બચ્યો—જો રોગનાં જંતુ ફાવ્યાં તો માણસ મૂવો.

1. ફેફસાંનું દરદ. 2. ૭ આના. 3. જંતુઓ.

## ન્યુમનિયામાં શાની જરૂર છે ?

ન્યુમોનિયામાં ઝેરી જંતુઓને મારતા ફેગોસાઇટ્સની મોટી જરૂર છે. ત્યાં દારૂ ફેગોસાઇટ્સને વધવા દેતો નથી, પણ તેમની વધ અને તેમની ક્રિયા ઉપર અટકાવ નાખે છે.

## દારૂ નહિ પણ દૂધ જોઇયે.

આ શોધ એ મહાન રસાયણીએ કર્યા પછી હવે લન્ડનની બધી હોસ્પીટલોમાં દારૂનો વપરાસ ઘટી ગયો છે, અને દૂધનો વપરાસ ઘણો વધ્યો છે, કેમકે **જ્યાં દારૂ પાતા હતા ત્યાં હવે દૂધ પાય છે.** હવે ન્યુમોનિયા તો એક એવું દુઃખ છે કે જે મટાડવાનો બધો આધાર એ ફેગોસાઇટ્સ ઉપર છે,—દવાઓ એ રોગનાં જંતુઓને મારી શકતી નથી, અને ડાકટરો ફકત એમ કહે છે કે કૌવત ટેકવી રાખો, કૌવત ટકશે તો માણસ બચશે. તે કૌવત તે એ ફેગોસાઇટ્સનું બીજું નામ માત્ર છે. ગયા દાયકામાં ડાકટરો પોતે કૌવત ટકાવી રાખવા દારૂ આપતા હતા,—હવે તેઓ દૂધ આપે છે. પણ અલબત હજી " અસલી વિચાર " ના ડાકટરો છે, અને અસલી વિચારનાં લોક છે, માટે કેટલાક ડાકટરો આગલી પદ્ધતિને વળગી રહે છે, અને કેટલાકો ગ્રાહકોને પોતાની મરજી માફક પોતાને ઘેરના કેસીસમાં દારૂનો ઉપયોગ કરવા દે છે, પણ સારાંમાં સારી હોસ્પીટલના ડાકટરો દારૂને માણસનો દોસ્ત સમજતા હતા તેઓ તેને હવે દુશ્મન ગણે છે, એ વાત સાધારણ લોકને સારીપેઠે સમજાવવાની જરૂર છે.

## પ્રોફેસર મેચનીકોફના પોતાના બોલ.

ફેગોસાઇટ્સ ઉપર દારૂથી કેવી અસર થાય છે તે ૧૯૦૬ માં લન્ડનમાં ભરાયલી





આરોગ્યને લગતાં પ્રદર્શનમાં આપેલાં તેનાં ભાષણ દરમ્યાન તેણે નિચે પ્રમાણે સમજાવ્યું હતું:—

"ફેગોસાઇટ્સ એ આપણાં લોહીનું મજબુતમાં મજબુત તત્ત્વ છે, તોપણ ઝેરોની અસરથી નાશ પામે નહિ એટલું તો મજબુત નથીજ. અને મેં તમોને પ્રયોગોથી દેખાડયું કે અફીણથી તેમનાપર માઠી અસર થાય છે, તેમજ દારૂથી સમજવી, કેમજે બન્ને ઝેર છે. હવડાં હું તમને ગણાવી શકતો નથી કે કેટલી ચીજો ફેગોસાઇટ્સને નુકશાન કરે છે, પણ હું તમને દારૂ વિષે દાખલા આપી શકીશ. જાણીતી વાત છે કે તેમાં

## જેઓ દારૂ પીનારા છે તેઓ ઉડતા રોગના મુખ્યત્વ ભોગ થઇ પડનારા છે.

ન્યુમોનિયાનો રોગ—જે વનસ્પતિ પદાર્થનાં ઉડતાં બી છે તે—લાગ્યો તો કદાચજ એવાઓ બચવા પામે છે. જ્યારે તદન નહિ પીનારાઓને બચાવી શકાય છે. ઘેલાં કુતરાંથી કરડાયલાંઓની, અમો પાસ્ટચર ઇન્સ્ટીટયુટમાં સારવાર કરીએ છીએ ત્યારે પણ જોઇએ છીએ કે અમારી તઇયાર કીધેલી રસી જ્યારે દારૂ નહિ પીનારાઓપર ફ્લેહમંદ થાય છે ત્યારે દારૂ પીનારાઓ રસી મુકાવી જવા છતાં હડખા થાય છે. વિદ્વાનોએ પ્રયોગો કરી બતાવ્યા પ્રમાણે ફેગોસાઇટ્સ ઉપર ઝીણાંમાં ઝીણાં પ્રમાણમાં પણ દારૂની માઠી અસર થાય છે, અને તેઓ જાણે લકવાથી અડી ગયાં હોય એવાં બની જાય છે, અને રોગના જંતુને મારી હટાડનાર આપણાં લોહીમાંનું એ અમૂલ્ય તત્વ જો દારૂથી નિર્બળ થઇ જતું હોય તો દેખીતું છે કે દારૂનો ઉપયોગ કરનારાઓ ઉડતા અને ચેપી રોગના સપાટામાં સહેલથી ઝલાઇ જાય."

એવી રીતે મેચનીકોફનાં નવાં શિક્ષણથી ડોકટરોના વિચાર ફેરવાયા છે અને તેઓમાંથી કોઇજ હવે પોતાનાં ઘાહકોને દારૂ પીવા કહે છે. પહેલાં એમ સમજવામાં આવતું હતું કે દારૂ પણ એક ખોરાક છે, અને તાવમાં જ્યારે દરદી દુધ જેવી ચીજ પણ જરપત કરી શકે નહિ ત્યારે દારૂ આપ્યો હોય તો હોજરીમાં કંઇપણ પાચનક્રિયાની મદદ માંગ્યા વિના તે પાધરો હલમાં અને નસોમાં જઇ તેમને તૃપ્તિ આપે. પણ હવે કોઇ એ વાત માનતું નથી, **દારૂ ખોરાક નથી, પણ દુધ ખરો ખોરાક છે** જેને જરપત કરવાની જો દરદીને શક્તિ નહિ હોય તો તેને જરપત થયલું જેવુંજ કરીને પછી પાવાની રીતો રસાયણીઓએ લોકને શીખવેલી છે, માટે કોઇપણ રીતે દુધજ આપવું જોઇએ.

## દારૂ પાચનક્રિયામાં ખલલ કરે છે.

દારૂ હોજરીમાં ખટાણ થતું અટકાવે છે કે જે દારૂની એક શક્તિજ છે, પણ માણસની હોજરીમાં તો ખટાણની મોટી જરૂર છે કેમજે ખટાણો વડે તો પચેલા ખોરાકનું લોહી બને છે, પણ દારૂ આ ખટાણને તોડી નાખી માણસને સારા ખોરાક અને સારી હવાથી મળતા લાભ પણ લેવા દેતો નથી, માણસનાં શરીરની કુદરતી ગરમી ઓછી કરે છે અને તેને નબળો બનાવી મૂકે છે. કેટલાંક માણસને દારૂથી બદહજમી થાય છે તો કેટલાકો ડોંગાં થતાં જાય છે, કેમજે જે ચીજો શરીરમાંથી નીકળી જવી જોઇએ તે ખરાબ પાચનક્રિયાને લીધે શરીરમાં રહી જાય છે. બીર જેવા દારૂમાં ખોરાકનો ભાગ છે ખરો, પણ માંહે દારૂનો અર્ક (alcohol) હોવાને લીધે તે ખોરાક પણ માણસને પચતો નથી, અને એકઠો થઇ





માણસને ડીંગું બનાવે છે, તેથી તો આગલા વખતના ડોકટરો પાતળા માણસને ડીંગા થવા માટે બીર પીવા કહેતા હતા અને પોતાનાં ગ્રાહકોને મોટા ખર્ચમાં નાખી તેમની પાચનશક્તિ બગાડી, તેમને ડીંગા ને ભારે બનાવતા હતા.

## ધવાડનારી માતાઓ ઉપર બીર પોર્ટરની અસર.

એવાજ ભૂલભરેલા ખ્યાલથી આગલા વખતના ડોકટરો ધવાડનારી માતાઓને બીર કે પોર્ટર પીવા કહેતા હતા, પણ હવે આજે સર્વે સારા ડોકટરો પોતાની ભૂલ યાદ કરી પસ્તાય છે. બીર પોર્ટર જેવાં પીણાથી દુધ વધતું આવે ખરું, પણ તેમ તો ફક્ત પાણી પીધાથી પણ આવે, કેમકે શરીરમાં ગયલું પાણી પાછું બહાર આવવુંજ જોઇયે ત્યારે **પૈસા ખરચીને દૂધમાં પાણી ભેળવું** એ શું મુર્ખાઇ નહિ? અને તોયે આપણે બીર પોર્ટર પીને આપણું દુધ વધારવાનાં ફાંફાં મારતાં હતાં અને હજી મારીએ છીએ. શરીરમાં ગયલું પાણી પાછું બહાર તો આવવુંજ જોઇએ માટે ઉપલાં પીણામાં આપણે અર્ક (alcohol) જના દઇએ છીએ જે તેનાં ક્રમશઃ શરીરને અતિ હાનિકારક છે.

## દારૂડીઆને તરસ વધતી લાગે છે

કેમકે તેનાં શરીરમાં દારૂ સાથે પીધેલું પાણી શરીરમાંનું બીજું પાણી પણ સુકવી નાખે છે, અને તેથી તમે જોજો કે વ્હીસ્કી સોડા પીનારાઓને વારંવાર તરસ લાગે છે, જ્યારે માત્ર પાણી પીનારને એટલી લાગતી નથી. દારૂ શરીરમાંનું પાણી સુકવી નાખે છે એટલે શરીર બીજું પાણી માંગે છે, અને દારૂડીઓ જો બીજું પાણીમાંએ દારૂ નાખીનેજ પીએ છે તો વળી પાછું થોડીવારમાં તેનાં શરીરમાંનું પાણી સુકાઇ જાય છે, જેથી તેને વધારે પીણું લેવાની ફરજ પડે છે. વળી તરસ લાગવાનું બીજું કારણ એ છે જે દારૂ પીનારનાં શરીરમાં કેટલાંક ઝેર ઉત્પન્ન થાય છે. ઉપર કહ્યું તેમ દારૂ ખટાશને તોડે છે. ખોરાક અણુપચેલો પડી રહેવાથી લોહીમાં ધીમા ઝેર ભેળાય છે, અને લોહી ઝેરી થવાથી તરસ ઘણી લાગે છે તેથી પણ પીણાંની વધારેજ ગરજ પડે છે. તાવમાં તરસ વધારે લાગે છે એ પણ ઝેરનેજ લીધે છે. જેમ તાવવાળું માણસ પાણી પીએ છે તેમ ઝેરો ધોવાઇને રોગ મટે છે એમ સમજવું. દારૂથી પેટમાં ઝમઝમાટ થાય છે અને આગ બળે છે તે શાથી? પેટમાંનું બધું પાણી સુકાઇ જવાથી. અને તેથીજ કેટલાકો દારૂમાં પાણી ભેળીને પીએ છે જે અલબત નર્યો અર્ક પીવા કરતાં સારું છે ખરું, પણ નર્યું પાણી અર્ક કરતાં હજાર દરજ્જે સારું છે. નર્યું પાણી અર્કથી કે બીજાં કોઇપણ કારણથી શરીરમાં એકઠાં થયલાં ઝેર ધોઇ કાઢે છે, અને શરીરમાં ઝેરો એકઠાં થવાનું એક કારણ આગલા અંકોમાં સમજાવવા પ્રમાણે શરીરની ગરમીને ગરમ રાખવા માટે જોઇએ તે કરતાં વધારે પુષ્ટિકારક ખોરાક ખાવાનું છે. જોઇએ તે કરતાં વધતો અને વધતી પુષ્ટિ આપનારો ખોરાક લઇ જે લોક બેસીને કામ કરે છે તેમનાં શરીરમાં ઘણાં ઝેર ઉત્પન્ન થાય છે જે બધાંજ કંઇ પાણીથી ધોવાઇ નીકળતાં નથી પણ માંહે રહી દરદો ઉત્પન્ન કરે છે.

લોહીમાં ભેળાયલાં એવાં ઝેરો સાથે વળી થોડી હવાઉજાસવાળાં ઘરોમાં રહેવું એ લોહીને બગાડવામાં મદદ આપે છે અને એવાં માણસો જ્યારે ખુલ્લી હવામાં રહેતા થાય છે ત્યારે તેની અસર તેમને જલદી માલમ પડે છે. તેમનાં દરદ મટી જાય છે, અને તેમનો સ્વભાવ ખુશ બને છે।

(સ્ત્રીબોધ.)

# વિદાય થતા વાઈસરૉય લૉર્ડ હાર્ડિંજની હિંદ-સેવા.

ગત માર્ચ માસનાં "હિંદુસ્થાન રિવ્યુ"માં શ્રીમતી મીસીસ એનીબિસેન્ટે વિદાય થતા વાઇસરાય લોર્ડ હાર્ડિંજે પોતાના અમલ દરમ્યાન કરેલા કાર્યોની સવિસ્તર નોંધ આપી છે તેનો મર્માંશ હમારા વાચકોની જાણ માટે અમે નીચે રજુ કરીએ છીએ.

ભારતવર્ષમાં અનેક વાઇસરાય અમલ કરી ગયા છે પરન્તુ તેઓ નામદાર લોર્ડ હાર્ડિંજ જેટલા પ્રજાપ્રિય થયા નથી. એવા વાઇસરાય આજે ભારતવર્ષથી વિદાય થાય છે. સહાનુભૂતિ, ભાવના, સાહસ, કાર્યપટુતા, રાજનીતિ વિશાદ, વગેરે ગુણોથી એ નામદાર વિભૂષિત હતા. અને એ સદ્ગુણો એમનામાં પરિપૂર્ણ હતા. સાડાપાંચ વર્ષના અમલમાં સંતોષપૂર્વક રીતિથી બીજા રાજનીતિજ્ઞોએ આવું કાંઇ કર્યું નહિ હશે! પરન્તુ આ નામદારે એવા કાર્યો કર્યા છે, તેથી પ્રજાવર્ગ આજે એ નામદાર ઉપર ભલાઇનો વરસાદ વર્ષાવે છે અને સંપૂર્ણ વિશ્વાસ રાખે છે.

આજે નામદાર વાઇસરાય ભારતવર્ષથી જુદા થાય છે પણ ભારતવર્ષની પ્રજાનું હૃદય કદિ પણ એમને ભૂલશે નહિ. શ્રીમાને ભારતી પ્રજાના અનેક કષ્ટો દૂર કર્યા છે તેથીજ આજે આ પ્રજા એમના ઉપર વિશેષ મોહિત થઇ છે.

લોર્ડ કર્ઝનના સમયમાં બંગભંગથી બંગાળા દુઃખી થયું હતું અને તે સમયે બંગાલીઓને વ્યર્થ નજરકેદ કર્યા હતા. બંગવાસીયોના સુખ ઉપર તાળું મારવામાં આવ્યું હતું. આ દુઃખ નામદાર લોર્ડ મીન્ટો અને નામદાર લોર્ડમોરલીથી નિવારણ કરી શકાયું નહોતું પણ નામદાર લોર્ડ હાર્ડિંજ અને નામદાર લોર્ડ ક્રુના હાથમાં ભારતનું શાસન આવતાંજ ભારતમાં ભારી પરિવર્તન થયું. અને એ ઉભય નામદારોએ જોયું કે નામદાર સરકારની પ્રતિષ્ઠા હઠથી નહિ પણ ન્યાયથીજ તેજોમયી છે. એવા વિચારપૂર્વક ઉભય નામદારોએ તત્રભવાન્ સમ્રાટ શ્રી પંચમ જ્યોર્જ મહારાજાને અનુમતિ આપી અને તેની પાછળ તરતજ દિલ્હી દરબારનો ચિરસ્મરણીય દિવસ આવ્યો અને બંગભંગ રદ કરવાની અને ભારતની રાજ્યધાની દિલ્હી લઇ જવાની પોતાની પવિત્ર વાણીથી ઘોષણા કરી. આ વૃતાન્ત સર્વને સુવિદિત છેજ કે જ્યાં સુધી નામદાર લોર્ડ હાર્ડિંજ અને નામદાર લોર્ડ ક્રુ ઉભય બાબતોમાં પરિવર્તન કરવાની અનુમતિ નહિ આપતે ત્યાં સુધી ભારતવાસીઓની આ મહેચ્છા પૂર્ણ થવે નહિ.

દિલ્હી પ્રવેશના સમયે કોઈ દુષ્ટ અત્યાચારીના દુષ્ટ કૃત્યથી ઘાયલ થવા છતાં પણ શ્રીમાન નીતિથી કાંઇપણ ભ્રષ્ટ થયા નથી. ભારતવાસીઓ પ્રતિ ક્રોધની દૃષ્ટિએ જોયું નથી અને પોતે પહેલાના જેવાંજ ઉદારજ રહ્યા હતા અને પોતાના ઉદ્ગારમાં જણાવ્યું હતું કે **"વ્યક્તિગત રક્ષાને માટે હું એવું કાર્ય નહિ કરી શકું કે જે અંગ્રેજી શાસનને અયોગ્ય હોય"**

યુક્ત પ્રદેશના અધિકારીઓએ કાનપુરના મુસલમાનોમાં નારાજી પ્રસરાવી હતી અને તેઓની મસીદની કેટલીક જમીન લઈ લીધી હતી. આ પ્રકરણને પણ સંતોષપૂર્વક શાન્ત કરવાનું મહત્ કાર્ય નામદારેજ કર્યું હતું.

દક્ષિણ આફ્રિકાના સંબંધમાં પણ ભારતવાસીઓનું હૃદય ઘણું દુઃખી થયું હતું. ભારત હિતૈષી શ્રીયુત્ ગાંધીએ પોતાના દેશવાસીયો



નાં દુઃખ દુર કરવાને નિષ્ક્રય પ્રતિરોધ કરીને અનેક કષ્ટ સહન કર્યાં હતાં. અને દક્ષિણ આફ્રિકાના આ પ્રકરણથી રાજ્યની શાંતિમાં પૂરો ભય માલુમ થતો હતો. આ સંબંધમાં ભારતવાસીઓએ ત્યાંની યુનિયન સરકારના આ કાર્ય માટે પ્રબલ ઉહાપોહ કર્યો હતો. આ સમયે પણ નામદારે ભારતની પ્રજા સાથે સહાનુભૂતિ પ્રગટ કરી અને એમના કાર્યની પૂર્ણ રીતે પ્રશંસા કરી હતી. આ સમયે ટાઇમ્સ અને બીજા એંગ્લો ઇન્ડીયન વર્તમાનપત્રો ગર્જતા ગર્જતા રહી ગયાં પણ શ્રીમાન પોતાના કર્તવ્ય પક્ષથી લેશ પણ ચુક્યા નહોતા.

સ્વાયત શાસનના વિષયમાં યદ્યપિ શ્રીમાને કાંઇક વિલંબ બતાવ્યો છે તથાપિ પોને કહ્યું છે કે "**સિવિલિયન અધિકારીઓ ધીરે ધીરે પોતાનો અધિકાર ભારતવાસીઓને સમર્પિત કરે!' ભારતનું લક્ષ્ય સ્વશાસનજ છે.**

રણક્ષેત્રમાં ભારતવાસીઓને મોકલીને ભારત માતાના ગૌરવની પતાકાઓ દિગન્તમાં શ્રીમાને પ્રસરાવી છે અને ભારત સૈનિકોનો શૌર્યધ્વનિ જગતને જણાવ્યો છે.

ગઇ શતાબ્દિના આરંભમાં જે અહણીય નિયમો પસાર થવાથી તથા ભારતની હજી સુધી અપ્રતિષ્ઠા થઇ રહી છે અને તેને અનુસરીને લાલા લજપતરાય તથા અન્ય પુરૂષોને નજરકેદ કરવામાં આવ્યા હતા, જે કાનુનથી મનુષ્યોની સ્વતંત્રતા પોલિસને સ્વાધિન કરાય છે, તે કાનન આ દેશને માટે એક અપમાનજનક છે.

જો શ્રીમાન લોર્ડ હાર્ડીંજ આ કાનનને રદ કરત, જો શ્રીમાન પ્યુનિટિવ પોલિસ એક્ટ, પ્રેસ એક્ટ, રાજદ્રોહાત્મક સભા કાનન, શસ્ત્ર કાનૂન તથા બીજા એવા કાનૂનો રદ કરત, જો ભારતવાસીઓ માટે સૈનિક કોલેજ સ્થાપન કરી જાત, જો ભારતીઓમાં સૈનિક સ્વયંસેવાનો ઉત્સાહ દાખલ કરત, જો ભારતીય સૈનિક અમલદારોને સૈન્યમાં કમીશન અપાવવાનો ઉદ્યોગ કરત, તો શ્રીમાન્ લોર્ડ હાર્ડિંજ સાહેબ ભારતવર્ષના આકાશમાં સૂર્ય થઇ ઝળહળત. કારણ તેઓ ભારતીય સ્વતંત્રતાના વિધાતા થાત, જેમ હો તેમ. આ બેડી હજી સુધી ભારતવાસીયોના પગમાં કાયમ છે છતાં પણ હમે આજે શ્રીમાન્ વાઇસરાયના ચરણકમળમાં હમારી પ્રીતિ, અને કૃતજ્ઞતા સમર્પિત કરીએ છીએ. ભારતના ઇતિહાસમાં પ્રજાહિતના અનેક સારા કાર્ય કરીને ઉત્તમ કોટિના આદર્શ વાઇસરાય થયા છે. ચિરસ્મરણીય, પ્રજાહિત કાંક્ષિણી પત્ની અને સુયોગ્ય પુત્રના વિયોગથી પણ પોતાના કર્તવ્યપરથી ચલિત થયા વિના પ્રજાહિતના કાર્યો સદા કરતાજ રહ્યા છે.

આવા પ્રજાપ્રિય વૉઇસરાય આજે આપણને છોડીને વિદાય થાય છે. કિન્તુ હમારો શુદ્ધ પ્રેમ પણ તેમની સાથેજ દોડતો જાય છે, અને ભારતીય રાષ્ટ્રની કૃતજ્ઞતા પણ એમની સાથે દોડે છે. વિલાયતમાં ભારતીય સ્વતંત્રતાના વિરોધીઓથી હમારા હિતનું રક્ષણ કરે, શ્રીમાને સ્વમુખે પોતાના ઉત્તરાધિકારીના વિષયમાં જે ઉદ્ગારો કહ્યા છે કે "**મને વિશ્વાસ છે કે તેઓ પણ મારી નીતિનું અનુસરણ કરશે જેથી ભારતવાસીયોને દુઃખ નહિ થશેજ**" નામદાર વિલાયત જેવા દૂર દેશમાં રહીને આ ભારત વર્ષનો ઉત્તરોત્તર અભ્યુદય જુવે ભારતવર્ષ અને ઇંગ્લંડને પ્રેમસૂત્રથી ગાંઠવાની એઓએ જે ચેષ્ટા કરી છે તેની સફલતા પણ તેઓ જુવે.

શિવશંકર ઇચ્છાશંકર ત્રવાડી.






# વિવિધ—વિષય.

## બ્હેરો એડિસન વાતો સાંભળી શકે છે.

મિ. એડીસન જે અમેરિકાનો પ્રખ્યાત વિજ્ઞાન શાસ્ત્રી છે તે હાલમાં તદન બ્હેરો છે. તે અમેરિકાની એક દરીઆ ખાતાની સભાનો સભાસદ છે. બ્હેરો છતાં પણ એડીસન તે સભામાં ભાગ લે છે. સભાનું કામ કાજ જાણવાને તેણે એક તારના દોરડા વિના ખબર પહોંચાડવાનું એક યંત્ર બનાવ્યું છે. તે જ્યારે સભામાં જાય છે ત્યારે એની સાથે એક મનુષ્ય એ યંત્ર લઇ બેસી રહે છે, જે સભાના કાર્યનો સર્વ હેવાલ એડીસનને સંભળાવે છે. યંત્રની હાલચાલના તરંગો એડીસનના ઘૂંટણને સ્પર્શ કરે છે. એ રીતે એક મિનિટમાં ૩૦ શબ્દ સાંભળી શકે છે, કે જેટલા એક મિનિટમાં બોલાવા મુશ્કેલ છે. બુદ્ધિવાનો શું ન કરી શકે? આપણા ગુજરાતમાં વધી પડેલા અને લોકોને અતિ અપ્રિય થઈ પડેલા કવિગણો જો પોતાની કલ્પના શક્તિનો આવી દિશામાં ઉપયોગ કરે તો અમે ધારીએ છીએ કે થોડાજ સમયમાં કંઇ નવું જુનું કરી બતાવે!

## ટેલીફોનમાં પ્રશંસનીય સુધારો.

આજ સુધી ટેલીફોન મારફતે વાત કરનારને ઘણા ઉંચા સ્વરથી બોલવું પડતું હતું, જેથી કરીને પોતાના છાનાં ભેદની વાતો ટેલીફોન મારફતે થઇ શકતી નહિ. પરંતુ લંડનની એક કંપનીએ હાલમાં એક એવું યંત્ર બનાવ્યું છે કે જેની મદદથી ટેલીફોનમાં છાની વાત પણ નિડર રીતે કરી શકાય છે. તદન નજીક બેઠેલો માણસ પણ કંઇ સાંભળી શકતો નથી. આવી શોધને માટે શોધકને બેશક ધન્યવાદ ઘટે છે. ધંધાદારીઓને એથી વિશેષ સવડ સચવાશે.

## "એ-એ" નામના જંગલી પશુ.

કુદરતી વિદ્યાને જાણનારા વિદ્વાનો કહે છે કે કુદરતે જે જે પ્રાણી કર્યા છે તેમાંનું એક માડાગાસ્કરનું "એએ" નામનું અતિ વિચિત્ર જંગલી પ્રાણી છે. એની લંબાઇ લગભગ ૩ ફુટ છે તથા એની ચામડીપર મેલા ભૂરા રંગના લાંબા અને મોટા વાળ હોય છે. એની પૂંછડી લાંબી અને ગુચ્છેદાર હોય છે. કાનોનો આકાર સર્વથી નિરાળોજ છે. હાથ-પગ બીજા કોઇ પણ પ્રાણી સાથે મળતા આવતા નથી. કારણ અંગુઠા સિવાયની હાથપગની આંગળીઓ ઘણી લાંબી અને પાતળી હોય છે, અને તે પાતળી જાળીની પેઠે જોડાયલી રહે છે. આ વિચિત્રતા સાથે એની આંખ પણ એક અજબ રંગ ઢંગની અને ચમકદાર હોય છે. જેનાથી એનું સ્વરૂપ અતિશય વિચિત્ર અને ભયંકર માલમ પડે છે. એ-એને એ પાતળી આંગળીઓથી પોતાનું ભોજન મેળવવામાં ઘણી સહાય મળે છે. નાના કીડાઓ એનો મુખ્ય આહાર છે. નારંગી મળી આવતાં તેના ઉપરની છાલમાં ગોળ કાણું પાડી તેને એક હાથમાં રાખી બીજા હાથની આંગળીથી અંદરનો ગર કાઢી લે છે.

પ્રકૃતિશ એના દાંત પરથી એને ખીસકોલીનું જાતનું પ્રાણી ધારતા હતા, પરંતુ પાછળથી ત વાંદરાની જાતનું ઠર્યું છે.

માડાગાસ્કરની મૂઢ પ્રજા એનાથી ઘણી બ્હીએ છે. તેઓ એમ સમજતા હતા કે જો એએનો સ્પર્શ થાય, તો એક વર્ષમાં તેનું મરણ નીપજે છે. સાપની પેઠે એનું ઝેર પણ મંત્રથી ઉનારવાનો ત્યાંના લોકોમાંના કેટલાક દાવો કરે છે.

## ચમત્કારી સરોવરો.

મિનેસોટા પ્રાંતમાં વિનિબેગ પાસે કેટલાંક ચમત્કારી સરોવરો જોવામાં આવ્યાં

છે. હવામાં ઓછી વધતી ઉષ્ણતાના પ્રમાણમાં તેનું પાણી ઓછું વધતું થાય છે. સવારે દશ વાગ્યાને સુમારે પાણી તદન થોડું હોય છે. બપોરે ચાર વાગે અતિશય વધે છે. જો હવા વાદળાંવાળી હોય છે, તો તેની અસર પણ પાણી પર થાય છે. કેટલાંક સરોવરનું પાણી વાદળાં ચઢી આવતાં ઘટ્ટ થાય છે. ત્યારે કેટલાંકના પાણી પીળાં અને કેટલાંકના લાલ થઇ જાય છે.

## અદૃશ્ય પ્રકાશ.

ભારતના સુપ્રસિદ્ધ વિજ્ઞાન શાસ્ત્રી ડૉ. જગદીશચંદ્રબોઝ પોતાના એક ભાષણમાં મનુષ્યની જ્ઞાનેંદ્રિયની અપૂર્ણતાનો ઉલ્લેખ કરતાં જણાવે છે કે કાન સર્વ પ્રકારનો અવાજ સાંભળી શકતા નથી. જેવી રીતે તેજ અને મંદ અવાજ છે, તે પ્રમાણે પ્રકાશ પણ દૃશ્ય અને અદૃશ્ય (ન જણાય એવો) છે. ઇથરના કંપને જોઇ શકવામાં આંખ તદન કમજોર છે. દર સેકંડે તે ઇથરના ૪ થી ૮ ખર્વ સુધીની લહરો જોઇ શકે છે. એવી રીતે ઇથરના ધીમા કંપોની અસર આંખપર થતી નથી. અને તેમાંથી જે પ્રવાહ નીકળે છે. તે વિદ્યુત્પ્રવાહ કહેવાય છે.

## કેટલાંક પ્રાણીની આશ્ચર્યજનક ઉત્પત્તિ.

બહુધા બધાનું એવુંજ માનવું છે કે કોઇ પણ પ્રાણીની ઉત્પત્તિ આપોઆપ થતી નથી. પરંતુ ભૂમિપર કેટલાંક પ્રાણી એવાં મળી આવ્યા છે, કે જેણે લોકોને ચકિત કરી દીધા છે. વરસાદ વરસતાંજ ઠામે ઠામ નાની નાની દેડકી કૂદતી માલમ પડે છે. એની તપાસ કરતાં તેનો જન્મ લોકોને દંગ કરી દે છે. કોઇ પણ દેડકાનો ભૂરો કરી તેને ગાળી તેને એક શીશામાં ભરી મૂકીએ અને જ્યારે વરસાદ આવે ત્યારે શીશીને વરસાદમાં ઢાળી દઇએ તો જેટલી રજ તેટલી દેડકીઓ કૂદતી આપણી નજરે પડશે.

વળી કાચબાઓ જમીનની માટીમાંથી આપોઆપ પેદા થાય છે. સરોવરના કીનારા પરની જમીન (૧) થોડી ઉંચી થાય છે (૨) ગોળ થાય છે, (૩) કઠણ થાય છે, (૪) રંગ બદલે છે, (૫) ચળકવા લાગે છે, (૬) જમીનથી સંબંધ છૂટો પડે છે, (૭) વૃદ્ધિ થાય છે, (૮), વળી રંગ બદલાય છે, (૯) વૃદ્ધિ થાય છે, (૧૦) ચૈતન્ય આવે છે, (૧૧) ગતિ આવે છે, (૧૨) અને કૂદવા લાગે છે, આ પ્રમાણે કાચબો લગભગ ૧૧-૧૨ દિવસમાં તૈયાર થાય છે. વળી ચોમાસામાં લાખોની સંખ્યામાં નજરે પડતાં અળસીયાં પણ આવીજ રીતે તૈયાર થાય છે.

છાણ સાથે ઘાસના મિશ્રણથી સંખ્યાબંધ વીંછીઓ ઉત્પન્ન થાય છે.

આ સર્વ સત્યતો બાદ વિદ્વાનો એવા નિર્ણય પર આવે છે કે મનુષ્યોની ઉત્પત્તિ પણ પહેલ વહેલી એ પ્રકારેજ થએલી હોવી જોઇએ. પુત્રયજ્ઞ કરતાં યજ્ઞમાંથી પુત્ર કે પુત્રીની ઉત્પત્તિ વિષેના ઘણાં દાખલાઓ આપણા પુરાણોમાં છે, તેમાં કાંઇ સત્યતા હોવી જોઇએ એમ આથી પ્રતીત થાય છે.

## આર્ય ક્યાંથી આવ્યા?

આર્યો પ્રથમ મધ્ય એશિયામાં રહેતા હતા, ત્યાંથી ચારે દિશામાં વેરાયા. અર્થાત્ એ માન્યતા એવી છે કે દુનીઆમાં વસતા મનુષ્યોનું આદિ સ્થાન મધ્ય એશિયા છે. જ્યારે લો. ટિળક કહે છે તેમ આર્યોનું આદિ નિવાસસ્થાન ઉત્તર ધ્રુવના પ્રદેશમાં હતું પરંતુ હાલમાં પંડિત રઘુનંદન શર્મા (બહવદે ફૉરેસ્ટ ઓફિસર) પોતાના 'અક્ષર વિજ્ઞાન' નામના પુસ્તકમાં સિદ્ધ કરે છે કે મનુષ્યોનું આદિસ્થાન એવે સ્થળે હોવું જોઇએ કે જ્યાં સર્વ પ્રકૃતિના મનુષ્યો સારી રીતે વસી શકે. તેઓ જણાવે છે કે હિમાલયનો પ્રદેશ કે જ્યાંની હવા આખી દુનીઆના પ્રાણી, વનસ્પતિ વગેરેને માફક

એસલના વખતમાં આ ઝાડનો રસ લેવા ગુન્હેગારોને મોકલવામાં આવતાં, તેઓ જવલ્લેજ પાછા આવતા હતા. નેલશન માટે એમ કહેવાય છે કે જે નદીમાં આ ઝાડની થોડીએક ડાળી પડેલી હતી, તે નદીનું પાણી પીવાથી તેને ઝેર ચડયું હતું.

પરમકૃપાળુ પરમાત્માએ આવાં રાક્ષસી ઝાડો ઠામઠામ નથી સરજ્યાં તે માટે તેનો આભાર માનવો જોઇએ—આવાં ઝાડો દુનીઆમાં થોડેજ સ્થળે અને જંગલોમાં મળી આવ્યાં છે.

**ચીનાઓનો નાટક.**

ચીનાઓનો એકજ નાટક કોઇ કોઇ વાર બે મહીના સુધી પૂરો થતોજ નથી. આરટીમ્સ વૉર્ડ કહે છે કે એક વખત હું તેમની નાટકશાળામાં ગયો. જે વેળા એક ચીનાએ ગાવું શરૂ કીધું, જે પૂરૂં કરતાં તેને છ અઠવાડીઆં લગભગ દોઢ મહીનો લાગ્યો! આ ગાયનમાં બધા મળી ૧૧૦૦૦ લીટીઓ હતી. અને તે દરેક લીટીને છેડે **"તુરાલ, લુરાલ, લુરાલ, રી, ફાલ દે!"** એ પ્રમાણે બબ્બે વખત બોલવાની ટેક આવતી, જેથી તે ગાયન જ્યારે બરાબર પૂરેપૂરી રીતે ગવાઇ રહેતું, ત્યારે ૨૨૦૦૦ વખત એ લીટી ગવાતી એટલે આખા ગાયનમાં કુલ્લ ૩૩૦૦૦ લીટીઓ ગવાતી હતી. ગાયન ગાનાર તથા સાંભળનાર કેવા ધીરજવાન હશે તેનો જો કાંઇ પણ ખ્યાલ લાવવો હોય તો ફક્ત ૧૦૦ વારજ "તુરાલ, લુરાલ, લુરાલ, રી, ફાલ દે" એમ રાગડો કાઢી બોલી જવું.

**ગુલામગીરીની હીમાયત.**

ગુલામગીરીની હિમાયત કરનાર એક અમેરીકન પત્ર ઉપરથી માલમ પડે છે. તેકસાસ ખાતે એક નવાઇ સરખી એક જાતની કીડી થાય છે જેઓ બીજી કીડીઓ પાસે પડાના આકારના ઘરો બંધાવે છે. જે ઘરો એટલા તો મજબૂત હોય છે, કે તેમની ઉપર બંદુકની ગોળીની પણ એકાએક અસર થઇ શકતી નથી. વળી શિઆળાને સારૂ અનાજનો જથો પણ તેઓ ગુલામો પાસેજ એકઠો કરાવે છે. જો કોઇ ગુલામ કીડી પોતાના ધણીની સામે થતી જણાય, તો સઘળી સ્વતંત્ર કીડી મળી તેને મારી નાંખે છે.

**ચમત્કારી વાંદરો.**

એક મુસાફર આફ્રિકાની મુસાફરીએ જતી વેળા પોતાની સાથે એક પૂંછળીવાળો વાંદરો ભોમીઆ તરીકે લઇ ગયો હતો, જેની સમજ વિષે તે ઘણીજ ચમત્કારી વાતો કહે છે. કઇ કઇ દુકાને સૌથી સારૂં શરબત મળે છે તે દુકાનો તે સારી રીતે જાણતો હતો. જ્યારે તેના ધણીને કેટલીક રાત નાઇલ નદીના કીનારા ઉપર સુવું પડ્યું હતું, ત્યારે તે તેનાં સુતેલા ધણીની ચોકી કરતો હતો તથા તેની આગળ ભમતાં મચ્છર મારતો હતો. તે તેના ધણીના દરેક કામકાજમાં મદદ કરતો. તેણે યુરોપમાં આવી ઘણીએ વાર તેના ધણીનો જીવ બચાવ્યો હતો. તેમજ ઘરમાં ચોરી થતી અટકાવી હતી. જે દિવસે તેનો ધણી મરણ પામ્યો, તે દિવસે તેનો શોક બતાવવા સારૂ બૂટ પોલીસની એક શીશી ફોડી નાંખી, તે પોતાના ડીલપર લગાડી કાળો શાહી જેવો બની શોકાતુર દેખાયો હતો એ બીચારાં જનાવરને કાળો પોશાક કોણ આપે? તેથી તેણે આવી રીતે પોતાના અંગને કાળું કરી પોતાના ધણી તરફની વફાદારી બતાવી.

**પ્રકીર્ણ.**

ફ્રેંચ ભાષામાં ૪૦૦૦૦ શબ્દો છે. તેમાંના ઘણું કરી ૨૦૦૦૦ નકામા છે. ૧૦૦૦૦ તો સાધારણ વપરાશને માટે ઘણાજ કઠણ છે. અને બાકી રહેલા ૧૦૦૦૦ શબ્દોથી એક જ્ઞાનવાળો

## પ્રેમમય કથા | સરસ્વતી. | મરાઠી પરથી

વસંતરાય પોતાની પત્ની સાથે હમણાં દીવાળીની રજામાં પોતાને ઘેર આવ્યો છે. એ તેના ભાઇઓમાં નાનો. એટલે એના આગમનથી માતા તથા ભાઇ ભોજાઇ વગેરેને આનંદ થાય તેમાં શી નવાઇ ! વસંતરાયની ઉમર અત્યારે ૨૪-૨૫ વર્ષની હોઇ તેણે પોતાનું લગ્ન જેટલું બની શકે તેટલું લંબાવ્યું હતું. પણ બી. એ. થયો, અને જ્યારે ઉદરનિર્વાહ માટે કશી હરકત નડે એમ નથી, ત્યારે માતુશ્રીની ઇચ્છાને માન આપવું વાજબી લાગ્યું. તદુપરાંત આ ઉમરમાં સાધારણ મોટી, થોડી સુશિક્ષિત એવી છોકરી જોઇ પરણતાં તે સાસુ સસરા, દીયર, નણંદ જેઠાણી વગેરેની કેળવણીથી સંસારને યોગ્ય તૈયાર થશે ત્યાં સુધીમાં હું એલ. એલ. બીની પરીક્ષા પસાર કરીશ. એમ બેવડા ફાયદાને ધોરણે વસંતરાયે નવા જુનાનો બેમાલુમ સાંધો સાંધ્યો.

વાત પણ તેના મનોવિચાર પ્રમાણે બની. તે મુંબઇમાં વકીલાત કરવા લાગ્યો. સુમારે ૭ સાત મહીના થયાં છતાં પણ તમારૂં "થાય છે થાય છે" હજી પૂરૂં થતું નથી, એવા આશયનો તેનો પત્ર આવતાં તેના વડીલોએ તેની સ્ત્રીને મુંબાઇ રવાના કરી. પહેલાં એક બે મહીના તો વસંતરાયની માતા આ નૂતન દંપતીનો સંસાર માંડી આપવાને માટે સાથે ગયાં હતી, પરંતુ ઘરમાં વચલી વહુની સુવાવડ આવ્યા પહેલાં તે પરત આવી હતી.

આજે વસંતરાય તથા સરસ્વતીએ ગાડીમાંથી ઉતરી દ્વારમાં પગ મૂકતાં ડોસી ઓવાળણાં લેવા બહાર આવી. તે વિધિ પૂર્ણ થતાં સરસ્વતી ઘરમાં આવતાંજ સાસુજીએ "વહુ અરે આગળ ક્યાં જાય છે,! તું તો ગાડીએ અકડાયલી, છે ને ! સરલા તો તને ભેટવા દોડી." આવો કરડો ઇસારો કરતાં બંને દેરાણી જેઠાણી એકમેકની સામે જોઇ હસવા લાગી. તથા નાની વહુ તો "થઇ બોલવાની શરૂઆત" એમ જેઠાણી સાથે બબડવા લાગી. એટલામાં વસંતરાયની સ્વારી ગાડીમાંની ટ્રંક માળપર લઇ જવા માટે દાદર નીચે આવી. તેના કાન પર પણ આ શબ્દો પડયા હશે કે કેમ ! તેની બ્હીક લાગતાં સરસ્વતી ગભરાઇ "મને બદલવાનું લુગડું આપોને" એમ કહી તેણે જેઠાણી સાથેનો વાતનો વિષય બદલી નાંખ્યો.

વસંતરાય અંદર આવતાં સરલાએ તો હસતાં હસતાં પૂછ્યું "ચાહ આણું કે "

'ભાભી હું મુંબાઇ ગયો એટલે પહેલાંનું બધું છોડી દીધું નથી હં ! આમ જો: સાર શેર-અચ્છેર દૂધ ગરમ કરી લાવ. ખાલી મજાક કરતી અહીં ઉભી ન રહે !"

"શેર-અચ્છેર ! હં ! હં ! બંનેની સવડ [illegible]ની લેતા હશો ?" એમ હસતી ડોળા મિચ[illegible]ચાવતી સરલા કહેલા કામે ગઇ.

સરલા કહેવા પ્રમાણે તાબડતોડ દૂધ ઉનું કરી વસંતરાયને માટે માળપર લઇ આવી. વસંતરાય આ વખતે પોતાના ભાઇઓના નાનાં નાનાં છોકરાંઓને પોતાની ટ્રંક પાસે ભેગાં કરી મુંબઇની રમતગમતની તરેહવાર ચીજો આપતો હતો. દૂધ આવતાં તેણે પોતાની ટ્રંક ગારડી પ્રમાણે "ચાલ, ચલ જાવ અભી". એમ કહી બંધ કીધી, તથા દૂધ આગળ મૂકી "ભાભી બે ચાર પવાલાં આણવાં હતાં ને" એવો ઇસારો કર્યો. પવાલાં આવતાં છોકરાં સહિત દૂધ પીઇ સ્વારી વડિલ દર્શનાર્થ દિવાનખાનામાં ગઇ.

ઘરમાં અતિશય ગિર્દી, તેમાં મોટી વહુની સુવાવડ, વચલી વહુને માથે સ્વયંપાક. તેવે વસંતરાયની સાસુ અને સાળો તે બંનેને આવેલાં સાંભળી દિવાળી નિમિત્તે





સરસ્વતીને પીયર લઇ જવા તથા વસંતરાયને જમવાનું નિમંત્રણ કરવા આવ્યાં. આવી અતિશય ગિર્દીમાં ચોટલો પાડવાનો તથા ગુચ્છા પાડવાનો વખતજ ન હતો. છતાં સરસ્વતી વખતમાંથી વખત કાઢીને પણ માળ-પરથી કેશ કેળ સાફ કરી ગુચ્છા પાડીને નીચે ઉતરી. ત્યાં પોતાની મા સાથે વાત કરતી હતી, તેવે બહાર સસરાજીના પગલાં વાગતાંજ ગભરાયલી ગભરાયલી એકદમ ઘરમાં ગઇ. ડોસી સુવાવડીની ઓરડીમાંથી સરસ્વતીની પાછળ પાછળ આવી. સરસ્વતીને જોઇ તે બોલી, "વહુ આ મુંબાઇના નખરાં અહીં ન ચાલે હ ! ગુચ્છા પાડવા જવા દે અને રીતસર વાળ હોરી વેણી ગૂંથ, જા

સરસ્વતી ચમકી અંબોડાને હાથમાં લઇ છોડતી છોડતી પુનઃ માળપર ગઇ. ત્યાં જઇ જોતાં તેની મા ઉભી હતી. માને જોતાંજ "મા મારા વાળ હોરને ! જોની મારા વાળ તેમને ગમતાં નથી" એવું બ્હીકની મારી કહેતી હતી, એટલે તેની માએ તેના મોઢાંપર હાથ મુકી કહ્યું "અરે ચુપ, જો તો ખરી પેલી તરફ તારા મોટાભાઈ બેઠા છે તે ?" એમ કહેતાંજ સરસ્વતી શરમાઇ પાછલે પગે વાળ સરખા કરતી પુનઃ નીચે ગઇ.

ભૂલ થવા લાગી એટલે એકની પાછળ એક થયાજ કરે છે. સરસ્વતીનું નીચે આવવું, અને છજાભાઇનું બજારમાંથી શાકભાજી લઇ આવવું થતાં બન્ને અથડાતાં વિનાયકરાયે પૂછ્યું, 'કોણ સરસ્વતી, કેમ ક્યારે આવ્યાં !" ગાભરી બનેલી સરસ્વતી કાંઇપણ ઉત્તર ન આપતાં તેના હાથમાંથી શાકની પોટલી લઇ નળ નીચે સાફ કરવા ચાલી ગઇ. વિનાયકરાય "હં, મુંબાઇવાસી એટલે અડકાબોળાનો શો દોષ ?" આ શબ્દ ડોસીને કાને પડતાં તે બોલી "શું એટલામાં અડકાયલું લુગડું બદલી નાંખ્યું, છે? કે વસવાયાંની અડકેલી શાકભાજી સમારવા બેઠી ! શું કહું માણસને મારું કપાળ ?"

આ શબ્દ સાંભળતાંજ સરસ્વતી-હંમેશની આનંદી સરસ્વતી—એટલી બ્હીધી, કે તેના કપાળમાં શેર પડયા. તેણે તે ભાજી ઉંચકી નળ નીચે મૂકી ધૂનમાં ધૂનમાં ઠંડા પાણીથી પોતેજ સ્નાન કર્યું.

વિનાયક આ સઘળું જોતો હતો. સરસ્વતી શરીર લ્હોતી હતી, ત્યાં સુધી તે એક શબ્દ પણ બોલ્યો નહિ. તે લુગડું બદલવાને જેવી અંદર આવી, એટલે વિનાયકે તેને એટલુંજ કહ્યું કે 'સરસ્વતી, તું સારી ભણેલી ગણેલી અને તને ઘડીભર માણસ પ્રમાણે રહેતાં સુદ્ધાં આવડતું નથી. ઠંડે પાણીએ ન્હાઇ શરીર શા સારૂ બગાડે છે !"

કર્મધર્મ સંયોગે એજ વખતે વસંતરાય દૂધનું વાસણ લઇ પોતાના સાળાને મૂકવા નીચે આવ્યો. તેણે આ સર્વ જોયું ખરૂં. પરંતુ પરોણાને વિદાય કરવાની ગરબડમાં તે તરફ લક્ષ આપ્યું નહિ.

એક દિવસ એવો પણ હોય છે, કે તે કોઇને ઘાતવારજ નીવડે છે. ડોસી પોતાની વહેવાણને વળાવી ઘરના મધ્ય ભાગ તરફ વળી, એટલે રસોડામાંથી આવતી વચલી વહુ કંઇ કામ સારૂ બહાર આવતાં તેનો ભેટો થયો. સરસ્વતી વચલા ભાગમાંજ હતી. તેણે તેને લુગડું બદલતી જોઇ સહજજ કહ્યું કે, "કેમ ચૂલે પાણી ગરમ થવા મૂક્યું છેને !" એ સાંભળતા ડોસી બોલી "નહાવા દે, ઠંડા પાણીએ એને નહાવાદે. એને ફાવે તેમ કરે, તેની માએ આવા ઢોંગ કરતા શીખવ્યું હશે તે તેમ કરશેજ તો !"

માનું નામ સાંભળતાંજ સરસ્વતી પોતાનું ભાન વીસરી "મારા માનું નામ શા સારૂ"

એટલા શબ્દ બોલી કંઇ યાદ આવતાં હોઠ બંધ કર્યા. એ શબ્દ નીકળતાં તેણે જીભ બંધ કરી, પરંતુ તે શબ્દો ડોસીના કાનપર અથડાયા તે અથડાયાજ. તે બોલી " જોઇ આ વસંતની વહુ! જવાબ કેવા આપે છે! કેવી શાણી થઇ છે હવે શીંગડા ફુટવાજ બાકી છે, હવે તો!" એવા વચનોથી તેને વિભૂષિત કીધી, માળ પર જતાં જતાં વસંતે પણ એમાંનો થોડો ભાગ સાંભળ્યો ખરો.

થોડી વારમાં બધાએ સ્નાન કર્યું. મોટાભાઇ દેવપૂજા કરવામાં રોકાયા. એ જોઇ વસંતરાય સ્નાન કરવા નીચે આવ્યો. સરસ્વતીને પાણી ખેંચતી જોઇ તે પાણી ઉનું કરવાના બંબા પાસે જઇ ઉભો, તથા સરસ્વતીને હાથમાં તપેલી લઇ તુળસીને પાણી પાતી જોઇ વસંતરાયે પોતાની મેળે કુવામાંથી પાણી કાઢી લીધું. સરસ્વતી તેને પાણી કાઢતાં જોઇ મદદ કરવા આવી. પણ વસંતરાયે " કંઇ નહિ, એ તો હું કાઢી લઇશ, મને હાથ છે " એમ કહી પાણી કાઢી સ્નાન કરી લીધું.

સરસ્વતી ખસિયાણી પડી ગઇ. ઘરમાં પગ અફાળતી ગઇ એવું વસંતરાયને જણાયું કે શું? કારણ તે પાછું ફરી જરા હસતે ચહેરે તેના તરફ જોતો હતો. સરસ્વતીએ ઘરમાં જઇ ધોવાનાં લુગડાં એકઠાં કર્યાં, તથા પોતાના પતિનું ધોતિયું લેવાની વાટ જોતી ઉભી રહી.

અહીં વસંતરાયે સ્નાન કરી પોતાનું ધોતીઉં પોતાની જાતેજ ધોવું શરૂ કર્યું. એટલે સરસ્વતી ધોવાના કપડાં કાખમાં મારી પાછલે બારણેથી નદીપર ધીરેધીરે પગ ઠોકતી અફાળતી ચાલતી થઇ. તેની જેઠાણીએ " બ્હેન, જલદી આવજે હું." એમ ખાસ નોંધી કહ્યું. પણ તે તરફ ધ્યાન આપે કોણ?

ડોસી દેવઘરમાંનું કામ આટોપી રસોડામાં જઇ " સરસ્વતી ક્યાં ગઇ! " એવી ચોકશી કરવા લાગી. "તે તો લુગડાં ધોવાં નદી પર ગઇ છે" એમ વચલી વહુએ જવાબ આપ્યો. તે સાંભળી "તે શાસારૂ ગઇ? આજે તો હું જવાની હતી!" એમ બબડતી તે સરસ્વતીને મદદ કરવાને માટે નદીપર ગઇ. સાસુવહુ બંને મળી, જલદીથી કામ આટોપી જમતાં પહેલાં ઘેર પાછાં આવ્યાં.

નિત્ય ક્રમની ગાજવીજમાં દિવસ વીત્યો. ચરાચર સર્વને શાંતિસુખ આપનારી, સુખી દુઃખી ઉભયને મોહવશ કરનારી રાત્રિ પડી. સાંજનું વાળું પૂરૂં થઇ સર્વ કામ આટોપતાં અગીઆરના ટકોરા થયા.

થોડી વારે સરસ્વતી ઉપર આવી. આ વખતે વસંતરાય પોતાના બંધુઓ માટે મુંબાઇથી આણેલાં કપડાં ટ્રંકમાંથી કાઢવાસારે પોતાની રૂમમાં આવ્યોહતો સરસ્વતી મુંગે મ્હોંએ પથારી કરવા લાગી. તે જોઇ વસંતરાય બોલ્યો " કેમ આજે ઉપર શા શારૂ આવી! ના કહી હતી તે સાંભળી ન્હોતી "

" પણ પથારી તો કરૂં ને? "

"હું" વસંતરાય કપડાં ટ્રંકમાંથી કાઢતાં બોલ્યો.

"સાસુજીએ તો મારાપર આવવા સાર્વેજ ઘોડા દોડાવવા માંડયા છે."

"હું"

" સઘળાનું જ 'મુંઉ' "હું" જાણે હું ભીંતસાથે જ બોલું છું."

" બસ પૂરૂં કર હવે? " વસંતરાય એટલું બોલે છે, એટલે દાદર પરથી કોઇના આવવાના પગલાં સંભળાયાં. વસંતરાય બૂમ પાડી ઉઠયો, " કોણ છે? ભાભી! ઉપર આવ, જોઉં " સરલા ઉપર આવી. તેને જોઇ વસંતરાય ખીજવાઇ બોલ્યો. "કેમ ભાભી બોલ તું બારે દહાડા અહીં રહે છે તે સાસુજી તને કરડે છે ખરી કે?

" પણ તમને મારા સમ?" સરસ્વતી વચ્ચેજ બોલી.





"પણ હમણાં હમણાં સાસુજી પણુંજ બોલે છે." સરલા હસતી હસતી બોલી.

હા પણ પતિ પાસે દાદ લેવાનું એ કહે છે કે નહિ ?" વસંતરાય બોલ્યો.

"મારા ગળાના સમ છે જો બોલો તો!"

"ભાભી, આમ જો, આ મારા હાથમાં ગુલાબનું ફૂલ છે. જોયું ? એની પાંખડીઓ જ્યાં સુધી જોડાએલી છે, ત્યાં સુધી આપણે એને માથે ઘાલીશું કે દેવને ચઢાવીશુ, પરંતુ જ્યારે તે ખરી છૂટી પડશે, ત્યારે ભંગી સુદ્ધાં તેને લાત મારશે. તેમ જો આપણે બધા એક હોઇશું, ત્યાં સુધીજ આપણા ઘરનો મોભો જળવાશે. પરંતુ જ્યારે તમારી આવી ચાડી ચુગલીથી તે પાંખડીઓ છૂટી પડશે, ત્યારે ભંગી સુદ્ધાં તમારા પર સત્તા ભોગવશે. માટે આવી ઘરની ખણખોદ પુરુષો આગળ ન કરો તો સારૂં!" એમ કહેતો વસંતરાય બહાર આવ્યો. અને સરસ્વતી આંખ લુછતી થએલો બનાવ જેઠાણીને કહેતી નીચે ગઇ.

× × ×

બીજે દિવસે સરસ્વતી પીયર ગઇ. તથા દીવાળી સાંગોપાંગ ઘણા આનંદ સાથે વીતી. રજા પૂરી થતાં વસંતરાય મુંબાઇ જઇ પોતાને ધંધે ગયો. પત્નીને લઇ જવાની વાત નીકળતાં માતુશ્રીએ "આ તારી ભાભીની સુવાવડ પુરી થાય ત્યાં સુધી મહીનો બે મહીના અહીં રહેવા દે તો સારૂ. પછી લઇ જજે." એમ કહ્યું. એટલે વસંતરાય એકલોજ મુંબાઇ ગયો. બિચારી સરસ્વતી થોડા દિવસમાં મુંબાઇના પોતાના સ્વતંત્ર સંસારમાં જઇશ, એવા વિચારે મનનું સમાધાન કરતી હતી. જેમ જેમ દિવસ જતાં તેમ તેમ તેની પ્રફુલ્લતા વધતી જતી દિવાળી પૂરી થતાં એક દિવસ તે સાસરે આવી. તેને ઘરમાં કશી ગમ પડે નહી. જેઠાણી પણ ઘરમાં ન હતી. તેમાં વળી બ્હાનું કાઢી તે માળ પર ગઇ. પણ માળપર શું હોય ? પતિની ફુંક ન મળે, સામાન પણ ન મળે, ઘરમાં કોઇને પુછવાની જગાએ નહી. દીવા થતાં સાસુજીએ, કહ્યું જા, પછી અંધારામાં શી રીતે જશે" અત્યાર સુધી નિમિત્તાનિમિત્ત રહી. પણ હવે તેને ત્યા રહેવું પણ ન પાલવે, અને જવાને પણ પગલું ન ઉપડે. આવી સ્થિતિમાં આખરે કઠણ અંતઃકરણ કરી પાછળ ઘર તરફ જોતી પીયર જવા નીકળી. જતાં વચ્ચે જેઠાણી સામે મળતાં બોલી. 'કેમ સ્વારી જડી કે ! "

સરસ્વતીનો ચ્હેરો અત્યારે જોવા જેવો હતો. તેનાથી કશો ઉત્તર આપી શકાયો નહિ.

"પણ ભાઇની સ્વારી તો ગઇ છે હં, એક માણસને લીધા વિના—" સરલા હસતી હસતી બોલી.

સરસ્વતીની આંખોમાંથી અશ્રુબિન્દુ ટપકવા લાગ્યાં. તેના મુખપર સંધ્યાસમયની છટા સંપૂર્ણ પ્રતિબિંબિત થઇ. તેની આ સ્થિતિ જોઇ સરલા શરમાઇ કહેવા લાગી, "નહિ બ્હેન તને મુકીને ગયા નથી હં, જેઠાણીજીની સુવાવડ છે એટલે મહીનો પંદર દહાડા તારે અહીં રહેવું પડશે." એમ કહી તેણે તેના આંસુ લૂછ્યાં તથા બેઉ એકબીજાના સંદેશા કહી પોતપોતાને રસ્તે વળી.

*તે રાત સરસ્વતીએ એક લાંબોલચક* પત્ર લખવામાં ગાળી, કારણ સવારે સાત વાગે 'હજી ન્હાની બેન ઉઠયાં નથી,' એમ જાણી તેની ભાભી તેને જોવા ઉપર આવી, ત્યારે બે ત્રણ કાગળ અસ્તાવ્યસ્ત પડેલા જોઇ સ્વાભાવિક રીતે તેણે તે વાંચ્યા. છેવટનો કાગળ તો બરાબર પૂરો પણ કર્યો ન હતો. કારણ ખડીઆમાં શાહી પૂરી થઇહતી, તથા કલમ પણ જાણે થાકી હોય તેમ ટકકતી હતી. આવી સ્થિતિમાં તેના પ્રેમાળ અંતઃકરણનું સર્વ

પ્રેમજળ આંખ વાટે બહાર પડી તેણે કાગળ પણ ગિર્દો ભરાતી હતી.

પત્ર પૂર્ણ થતાં ભાભી હસતી હસતી ત્યાંથી ચાલી ગઇ, તથા થોડી વારે નણંદ પણ જાગી પોતાને નિત્ય ક્રમે લાગી.

સરસ્વતીને હવે પીયર રહેવું સારૂં લાગ્યું નહિ, જે કામને માટે ગને અહીં રાખી, તે મારે સારી રીતે કરવુંજ જોઇએ. એ વિચારે દરરોજ બપોર પછી સાસરે જવાનો તેણે નિશ્ચય કર્યો. બપોરે જમતું ખાવું આટોપતાં રાત્રે તેને ઉંઘ ન આવેલી હોઇ ઝોકા આવવા લાગ્યાં, એટલે તે પોતાની ઓરડીમાં જઇ તરત સુઇ ગઇ. તેને સુતેલી અને બેદરકાર જોઇ તેની ભાભીએ હવે તેને સુધારવાના ઉપાયો યોજવા માંડયા.

ગ્યાસતેલનો ભડકો સળગી ઉઠતાં, તેના પર પાણી છાંટીએ તો તે વધારે ભભકી ઉઠે છે. તેમ સરસ્વતીનો આ બીજો દિવસ પણ ભાભીના તથા માના કટાક્ષોમાંજ વીત્યો.

તે રાત્રે પણ સરસ્વતીને ઉંઘ આવી નહીં. તેની આંખ આગળ બે વાતો રમતી હતી. ચાડી કરતાં પતિએ કરેલી સંભાવના, તથા ભાભીનું વર્તન. વસંતરાયનાં તે રાતનાં વર્તનનો તેને અત્યારે ખરો ખુલાસો જણાયો. તેણે એકદમ રડવું છોડી દીધું. સવાર થતાં ન થતાં તે ઉઠી નીચે આવી. પાણી ભરી ચૂલો સળગાવી પોતાની વેણી ગૂંથવા તે બેઠી.

એટલામાં તેની મા ઉઠી. સરસ્વતી આ વખતે તેને સાસરે જવાના ઉદ્દેશથી નીકળી. તે જોઇ તેની મા બોલી, "અરે ! અત્યારમાં ક્યાં જાય છે તું ? જવાશે એક બે દિવસે ! જઇને પણ શું ! વડીલોની બોલીજ સાંભળવાની છે ને ! તે દિવસે હું આવી હતી ત્યારે કેવું મોઢું ધ્રાડીને તે બોલતાં હતાં જો !"

"આ તું પણ શું એમ બોલે છે. ?" એટલુંજ બોલી તે ત્યાંથી ચાલતી થઇ. આખે રસ્તે સરસ્વતીના મનમાં શું હશે વારૂ ? આમ ભમિષ્ટ જેવી તે કેમ ચાલતી હશે ? એમ આપણને સહજ પ્રશ્ન થશે. તે વખતે તે પેલાં બે ચિત્રો પોતાના મનમાં ચીતરતી હતી. કારણ સાસરે પગ મૂકતાંજ તેની આંખમાંથી આંસુ ટપક્યાં. તેને પોતાના લૂગડાંના છેડાથી જેમતેમ લુછી અંદર ગઇ.

સરસ્વતી અત્યારે ઘરમાં એક દેવ માણસ જેવી હરી હતી. ડોસી દરરોજ કહેતી. કે આવી ભણેલી ગણેલી છોકરી છતાં પણ, બોલચાલમાં કેવી સીધી સાદી છે ? સરસ્વતીએ પણ ડોસીના મુખથી એ શબ્દ સાંભળ્યા હતા. સરલાનો સ્વભાવ પણ મન મેળાઉ હોવાથી બંને દેરાણી જેઠાણી મળી ડોસીને જરા પણ કામ કરવા દેતી નહિ. સરસ્વતી બંને જેઠાણીના છોકરાંનો ઝાડોજંગલ ડોસીના ના કહેવા છતાં પણ કરતી. ડોસી જરા આડી પડે, અથવા સાંજે કથા સાંભળી આવે ત્યારે તેના હાથપગ ચાંપી સારી રીતે સુશ્રુષા કરવા લાગી.-

સરસ્વતી આ સર્વ અંતરની ઉલટથી કરતી હતી, પરંતુ તેનું લક્ષ્ય બીજી જગાએ હતું. સાંજસવાર તે પોષ્ટમેનની સઘડી પેઠે લાંબી નજરે રાહ જોતી હતી. પોતાના લાંબા વખતના પત્રનો જવાબ કંઇપણ ઉત્તર આવે, પણ તેમાં તે દરરોજ નિરાશ થતી.

કદાચ પિયરથી તેના ભાઇએ લખેલા પત્રનો ઉત્તર આવે, એમ ધારી એકવાર તેણે પિયર જવાનો વિચાર કર્યો: અને નિમિત્ત શોધવા લાગી. એટલામાં પોતાની મા માંદી પડી છે, તથા પોતાને તેડું પણ આવ્યું છે એ કારણ પણ મળ્યું. વળી ડોસીએ પણ તેને પિયર જવાનો આગ્રહ કર્યો, એટલે તે અગ્રચિત્તે પિયર તરફ વળી.





બા કેમ માંદી પડી હશે વારૂ ! બે દિવસ પહેલાં તો તે મને મળી ગઇ હતી ! આ વિચારે આખે રસ્તે તેને બ્હાવરી બનાવી દીધી.

ઘેર આવી જુએ છે તો બા તો કયાંએ મળે ના, પણ ભાભી નીચે પથારી કરી પડેલી તેની નજરે પડી.

તે બાની શોધ કરવા લાગી. તેના તેને કયાંએ પત્તા લાગ્યો નહિ, ત્યારે તે ભાભીની પથારી પાસે જઇ "બા કયાં છે ?" એમ પૂછવા લાગી. 'હશે કયાંએ મસાણમાં ? મને શું માલુમ !' આવો રોકડો જવાબ મળતાં તે માળ પર ગઇ. ત્યાં બા પથારી નાંખી ઉંધી ગએલી જણાઇ. સરસ્વતીએ ઘણીવાર સુધી માતુશ્રીને પ્રેમાળપણે બોલી હકીકત સમજાવવાના પ્રયત્ન કર્યો. ઘણીવાર સુધી મા બોલી નહિ. ઘણીવારે તે એકાએક ઉભળકો આવતાં બોલી, "બ્હેન મને તારી સાથે મુંબાઇ લઇ જાય તો હું આ પાપમાંથી છુટું, મારાથી આ હવે નથી સહાતું. હું તારા ઘણીના લૂગડાં ધોઇશ, તારાં લૂગડાં ધોઇશ, રાંધીશ, દળીશ, વાસણ માંજીશ, તું કહેશે તે કરીશ, પણ મને આ નર્ક યાતનામાંથી છોડાવ !"

સરસ્વતી આ સાંભળી એકદમ રડી ઉઠી. બધી વાત જાણવા તે માના ખૂબ કાલાવાલા કરવા લાગી. છેવટે તેની મા બોલી, "અરે કંઇ નહિ, એતો મારે ને તેને પહેલાં જરા બોલચાલ થઈ તેમાં તે એકદમ ચીડાઇ ગઇ, અને પોતાના ધણીને કોણ જાણે શું કહ્યું તે તે જાણે, પણ મારો કાળ તેનાપર કાઢી તેને બડરી નાખી. અને મારાપર પણ ધસી આવ્યો ! નહિ, નહિ, છોડાવ પ્રભુ મને આ દુઃખમાંથી !"

"શું મોટાભાઇ તારાપર પણ ધસી આવ્યા ?" એવે અંદરથી એક ઝીણો અવાજ આવ્યો. ભાઇ અંદર આવે છે એમ જાણી તે બોલી, "અરે કેમરે ભાઇ, બયરીનું કહ્યું માની વિચારી ડોશીની આવી દશા કરે છે ?"

સરસ્વતીના મોઢામાંથી આવા શબ્દ નીકળ્યા ન નીકળ્યા એટલે નીચે દાદરમાંથી "હં હં છાના રહો હવે, ડાહ્યાં છો તે જાણ્યાં. ધણીએ છોડી દીધાં તે અમથાં શું ! જાણે ચાડી તો હુંજ કરતી હોય ને ? તમારા પગ નીચે બળે છે તેતો બુઝાવો !" આ શબ્દ બાણ પેઠે સૂં સૂં કરતા આવ્યા.

"ધણીએ છોડી દીધાં તે અમથાંજ શું ? આ શબ્દ સરસ્વતીના કર્ણમાં તપાવેલાં તેલ પ્રમાણે પડયા. તે એકદમ સ્તબ્ધ બનીગઇ. મારા પત્રના ઉત્તર આ કારણથીજ ન મળ્યો હશે ! એવી વિષમય શંકા તેના મન સામે ખડી થવા સાથે તેનુ આખું શરીર ધ્રુજી ઉઠયું. તેના અંગમાંથી ઘામ છૂટયો. તેની આંખ આગળ તેના તારો ચમકવા લાગ્યો. પતિએ તે રાતે પોતાની જોડાણીને સંબોધી કહેલી ગુલાબના ફુલની પાંખડીઓની કલ્પના અત્યારે તેને મૂર્તિમંત જણાઇ. તેના પતિનું તે રાત્રિનું ક્રુદ્ધ સ્વરૂપ તથા આજનું તેના ભાઇનું નારસિંહ સ્વરૂપ એ બંને ચિત્રો તેની આંખ સાથે સક્ષાત્ ખડાં થયાં. મારૂં ત્યાં જવાનું ફરી થશે ખરૂં કે ? એ વિચાર તેને એક સરખો સંતાપવા લાગ્યો. તેની સામેના દેખાવ તેનાથી જોવાઇ શકે નહિ અને પોતાના મનના ઉભળકા શમે નહિ, છેવટે તેના ભાઇ ભાભી વગેરેને "હુંતો જાઉંછું, એક બીજાનું સંભાળો. આથી કોઇના જીવને પણ લાભ થવાનો નથી." એમ કહી માને ભાઇને અને ભાભીને પગે પડીને ચાલતી થઇ.

આખે રસ્તે તે આંસુ લુછતી હતી, આજે તે શુન્ય મનથીજ ઘરમાંના સર્વે કામ આટોપતી હતી. વચ્ચે વચ્ચે મગજમાં તાર આવતાં બધુ કામ જપાટા બંધ કરી નાંખતી, તો વળી વચ્ચે એક જગ્યાએ સ્તંભ પ્રમાણે ઉભી થઇ રહેતી.

બપોરે રજા હોવાથી વિનાયકરાય ડોસી પાસે પોતાની મોટી ભાભીના બીછાના આગળ

બેઠો હતો. બંને જેઠાણી એક બાજુએ પોત-પોતાના કામમાં હતી. ડોસી પોતાની નાની વહુની પ્રકૃતિ સબંધી વિનાયક આગળ બોલતી હતી. "તે આજે આમ અચકાતી અચકાતી કેમ ચાલતી હશે વારૂ. આજે મને એ રીકીદૃય જણાય છે. સરસ્વતી, અરે સરસ્વતી. તારૂં માથુંબાથું દુઃખે છે કે શું? કેવી સાલસ છોકરી! તને શું થાય છે વારૂ, જે હોય તે કહી દેને! એમાં લાજ શાની?"

"આજે એ આટલી બધી ગરીબ જેવી કેમ થઇ ગઇ છે. હું સવારની જોઉં છું તો જાણે ચિત્તભ્રમ જેવી દેખાય છે. એક લાખવાર મેં કહ્યું હશે કે અરે જો જે તું પડી જશે! પણ નહી. આટલો બધો ગરીબ સ્વભાવ શું કામનો?" સરલા બોલી.

"બ્હેન, તારા જેવી સારી વહુઓ મળવાથી અમારો સંસાર સારી રીતે નભે છે. નહિતો ક્યારનીએ ભાંગ ફોડ થઇ ગઇ હોત! સરસ્વતીને જરા તરા કહેવું પડયું, પણ તને કંઇજ કહેવું પડયું નથી! ડોસી બોલી.

"નહીં પણ તમે બહુજ બોલો છો! પરમ દહાડે તે આવી, ત્યારે તમે કેટલું બધું બોલ્યા હતાં!" સરલા બોલી.

"એટલે, શુંકાંઇ રીતભાતનું ભાન બ્હેન ન કરવું કે? એ ભણેલી છોકરી, અને તેમાં વળી સ્વતંત્ર પણે રહેલી, એટલુંજ નહી પણ તેવું પ્રત્યક્ષ સિદ્ધ થયું. એટલે કહેવુંજ જોઇએ તો!" ડોસી બોલી.

"પણ બન્યું એવું કે તુમારૂં દરેક વેણ દીયરજીએ સાંભળ્યું અને તેમણે "હું હું" શરૂ કર્યું. પોતાનું ધોતીઉં પોતાને હાથે ધોયું, મને કેવો સરસ ઉપદેશ કીધો? દેરાણીને અહીં મુકી ગયા? જોઇએ છે કેટલાક દિવસ રીસાય છે તે" સરલા સરસ્વતી તરફ જોઇ હસતી બોલી.

"એટલે શું તે આ છોકરીને રીસાઇને મૂકી ગયો છે? મને તો કહ્યુ હતું કે અત્યારે તમને અડચણ પડે માટે એને રહેવા દો. શું મારે લીધે એને આવી શિક્ષા હું પણ મુઇ કેવી પાપની કરતી!" ડોસી બોલી.

આવી વાતચિત્ત સ્વભાવિક રીતે હતી. પરંતુ તેનું પરિણામ સરસ્વતીના હૃદય પર સારૂં આવ્યું નહિ. તેના હવે નક્કી થયું કે પતિ મને છોડીનેજ છે. નહીતો બાળી મ્હેણું શા સારૂ દે! જેઠાણી પણ એમજ કહે છે, ?. હૃદયમાં ધુંધવાઇ રહેલો અગ્નિ ડોસીમાંન ઉપરના ઉદ્‌ગારથી એકદમ ભભકી ઉઠયો. ? એકદમ દાબી દાબીને રડવા કકલવા લાગી.

"અરે આ શું બ્હેન! અમે તો હસ્તાં બોલીએ છીએ! તું આમ શું કરવા કરે છે!" સરલા બોલી.

ડોસી સરસ્વતીને સમજાવવા લાગી. એટલામાં સસરાજી ઓચીંતા ઘરમાં આવ્યા. તેમણે શું થયું એમ સ્વાભાવિક રીતે પૂછયું. ડોસીએ "વસંતીયાએ જોની, આ કેવો દાગો કર્યો!"

"આપણે શું કરીએ. જેનું માણસ તેને વડગાવી દેવું જોઇએ. આ ઉમરે જ્યારે એ બીજાનું મન સંભાળતા આવડતું નથી પછી સંસાર કેમ ચાલશે" એમ કહેતા માળપર ગયા.

"તે એ કંઇ નહિ, વિનાયક તું પ લખ, વસંતને લખ કે તાબડતોબ પત્ર દર્શન આપ, જા, જલદી જા."

× × ×

નાતાલના દિવસ. ભાઇના પત્રથી વસંત ઘેર આવ્યો. આ વખતે સરલાએ એક મહાન સંપ કર્યો હતો. આ સંપમાં સાસુજી, પોતાને પતિ તથા છોકરાં સુદ્ધાં સર્વને તેણે સામેલ કર્યાં હતાં. સરસ્વતી માને નહિ. તે દી પણ સરલાએ સાસુજી પાસે જબરાઇથી





સ્વસ્થ રાખી. ગોઠવણુ એવી હતી કે વસંતરાય આવે, તેની સાથે કોઇએ પણ બોલવું નહિ, કે તેની સાથે કોઇએ કશો વ્યવહાર કરવો નહિ.

વસંતરાય આવતાં આ રંગિત કવાયત બરાબર અમલમાં મૂકાઇ. વસંતરાયથી કેમે કરી પણ આ કોયડો છૂટેજ નહિ. તે દૂધ માગવાને મુદ્દામ નીચે આવે તોપણ તેની કોઇ પૂછપરછ કરેજ નહિ. તેણે ઉપર નીચે ફેરા મારવા માંડયા કે સરસ્વતી તદન ગભરાઇ ઉઠી. તેનું ચિત્ત ઘુંટાવા લાગ્યું. વસંતરાયે તેને ન પૂછતાં ભાભીને બુમ મારી. ભાભી કાંઇ ઓછી ચસ્કેલ ન હતી ? તે બોલી, "કહોને તમારે કહેવું હોય તેને, મારૂં શું કામ છે !" બિચારો વસંતરાય પાછો માળપર ગયો. અહીં સરસ્વતીએ ખીલાડી પેઠે મોઢું ચડાવ્યું.

ભાભીએ આ વખતે ચાહ તૈયાર કરી તથા સરસ્વતીને લઇ જવા કહ્યું

'બ્હેન આ શું, ચાહ તો તે નહિ લેશે' સરસ્વતી બોલી

" તું ન જાય તો લે મારે હું જઇશ " એમ બોલી તે એકદમ ઉપર ગઇ તથા વસંતરાયને 'લો આ ચાહ " એમ કહ્યું.

" હું તો ચાહ પીતાજ નથી ! ચાહ કરવાનું કોણે કહ્યું તને ? " વસંતરાય બોલ્યો.

" તે પૂછો આપનું હોય તેને ? મને શું માલુમ " સરલા બોલી. વસંતરાય ધૂનમાં ને ધૂનમાં ઠેઠ રસોડામાં પહોંચ્યો અને ચૂલા આગળ બેઠેલી માને કહ્યું, " મા, આ ચાહ કરવાનું કોણે કહ્યું છે ! "

ભાભી જે પાછળજ ઉભી હતી, તે હસતાં હસતાં ખુણામાં ઉભેલી પોતાની દેરાણી તરફ જોઇએ બોલી " આપનું હોય તેણે ! "

વસંતરાય ડોસીના ઉત્તરની રાહ ન જોતાં ગુસ્સામાંજ પાછો ફર્યો. તે જોઇ સરસ્વતીએ પોતાની જેઠાણીને ડરામણે સ્વરે કહ્યું " આવું શું કરો છો બ્હેન ! " સરલાએ નાક પર આંગળી ધરી ચૂપ રહેવાની ઇસારત કરી.

આજે વસંતરાયને દૂધ મળ્યું નહી. તેમ તેની સાથે કોઇ બોલતું સુદ્ધાં પણ નથી. વિનાયક તો બેગેજ થતો ન હતો. ન્હાતી વખતે તો કોઇ આવશે, શરીર લૂછવાનો કકડો તો કોઇ આપશે. પહેરવાનું ધોતીઉં તો કોઇ આણી આપશે, એમ વસંતરાયનું દઢ માનવું હતું. પણ કોઇએ કશી પણ દાદ દીધી નહી. સરસ્વતી એક બે વાર બે કામો કરવા જતી હતી. પણ સરલા દરેક વખતે તેનો પાલવ પકડી કામ કરતાં અટકાવતી અને માણસના છળ કોણ જાણી શકે ? એમ વારંવાર કહેતી.

જમતી વખતે વિનાયકરાવે જ્યારે મીઠું પીરસવા લીધું, ત્યારે વસંતરાયનું ભાણું કોરે રહેવા દીધું. બપોરે વસંતરાયે બેચાર વખતે માળપરથી નીચે અને નીચેથી માળપર ફેરા માર્યા કર્યા. ચસ્કેલ ભાભીના લક્ષ્યમાં તે જાણવામાં આવતાં 'જા બ્હેન ઉપર જા, અમારી પાસે બેસ મા " એવો તેણે સરસ્વતીને તડાકો કર્યો. આ પ્રકાર જોઇને સરસ્વતીના નેત્રમાંથી ગંગા જમુના ખળખળ વહેવા લાગી, અને " મને આજ તમે આવી રીતે શા સારૂ છેતરો છો " એમ તે બોલી.

વસંતરાય દાદર આગળ આ સૌ સાંભળતો હતો. તેને કશો ઉપાય સુઝે નહી. ડોસી પણ ક્યાં કથા પુરાણ સાંભળવા ગઇ હતી, જે તરત પાછી આવે એમ ન હતું. વારૂ જો પત્નીને ઉપર ~~મોકલવાને~~ ભાભી તેને કેડો મૂકે એમ બનવું અશક્ય હતું. સરલા પર તો તેને આજ એટલો બધો ગુસ્સો ચઢયો હતો, કે તેને નજરે જોવા પણ ચહાતો ન હતો.

રાત્રિનું જમણુ આરોપાયું વસંતરાય પત્નીની માર્ગ પ્રતીક્ષા કરતો નાનાવિધિ ચાળા કરતો માળ પરજ બેઠેલો હતો. તેને ખાતરી હતી કે ખાસ નોંધીને કહ્યા વિના પત્ની આજ ઉપર આવવાની નથી, પણ ઠીક દૂધ આપવાને તો

આવશે એવું તેનું દૃઢ માનવું હતું, કેટલીએ વાર તે દાદર આગળ ડોકાવી આવ્યો હતો.

આખરે સરસ્વતી દૂધ લઇ ઉપર આવી. તે આવતાંજ વસંતરાય કંઇ નિમિત્ત કાઢી બારણાં બાહેર જઇ ઉભો રહ્યો. બિચારી સરસ્વતી અંદર જઇ પથારી કરવા લાગી.

વસંતરાયથી રહેવાયું નહી. એ પ્રથમ બોલી લે તો સારૂ..હું બોલવાની પહેલ કરૂં તો માન ખંડનની મોટી પંચાત. પથારી થઈ રહી, હવે તે નીચે ચાલી જશે એમ જોઈ વસંતરાય બારણું ઢાંકી બોલ્યો, "ઘરમાં કંઇ લડવાનો ધંધો માંડયો છે કે શું!" એનો કશો પણ ઉત્તર મળ્યો નહિ. તેણે એ પ્રશ્ન વધારે જોરથી પુછયો. સરસ્વતીની આંખોમાંથી ગળનારા અશ્રબિન્દુ એજ વસંતરાયના પ્રશ્નનો ઉત્તર હતો. તે ખીજવાઇ કંઇ પૂછવા જાય છે, એટલે ભાભી "સરસ્વતી ઓ સરસ્વતી, નીચે આવ [illegible] કેટલીકવાર ઉપર બેસી રહેવાની? નીચે આ[illegible] એઠવાડ કોણ કરશે?" એમ ગરજતી પગ[illegible] અફાળતી જાણે ઉપર કોઇ બીજું છે તેની એને[illegible] જાણજ નથી એમ ઉપર ચડી આવી. વસંત[illegible] રાયનો ક્રોધ હાથમાં રહ્યો નહી; તે એકદમ[illegible] અકળાઇ બોલ્યો. "જા, એનો નથી આવતી[illegible] તને એઠવાંડ કરતાં શું થાય છે?"

"એમ, તમે અહીંઆ હો તે હું શું જાણું એસ બ્હેન ઉપરજ એસ. ~~[illegible]~~ [illegible]સીને એઠવાડ કાઢવાનો હુકમ કરે છે. [illegible]શ વારૂં. આ સૌ કહું છું નીચે જઇને સાસુજીને." સરલા બોલી.

વસંતરાય ખીસીયાણો પડી ગયો. સરસ્વતી તો બ્હીકની મારી થરથર કાંપવા લાગી. વસંતરાયે "મેં ક્યારે તને દાસી કહી! આમ અમથી ખીજવાય છે શા સારૂ!" એમ કરૂણ સ્વરે સરલાને કહ્યું.

"શું તમે નહિ બોલ્યા? તમારી એ વહુ 'એટલે એઠવાડ કરવાનું કામ મને સોંપો છો કેમ? ઠીક છે હું સસરાજીને કહું, કે અમારો પગાર થોડો એટલે અમારે એઠવાડ કાઢવાના કેમ?" સરલા આંખે પાલવ ધરતી બોલી.

"ભાભી એમ શું કરે છે વારૂ? ઇશ્વરના સોગન ખાઇ કહું છું, હું એવા ભાવથી નથી બોલ્યો" વસંતરાય બોલ્યો.

"યાદ છે તમને! ગઇ બેપે તમે ગુલાબના ફુલની પાંખડીનું ઉદાહરણ આપ્યું હતું તે" વચ્ચે સરસ્વતી બોલી.

"નહીં ભાભી. હવ પાલવ દૂર કર" વસંતરાય બોલ્યો. સરલાએ એકદમ આંખપરથી પાલવ દૂર કરી હસતી હસતી બોલી. "વારૂ હવે ધોતીયું હાથે ધોઇ લેશો કે?"

"પણ તેનો આ સાથે શો સંબંધ" વસંતરાય બોલ્યો,

"સરસ્વતીને આવી શિક્ષા કરી મુંબાઇ એકલા ચાલ્યા જશો ને!" સરલ બોલી.

"અરે પણ" વસંતરાય બોલ્યો.

"ના કબૂલ કરો તમે. હું સાસુજી અને સસરાનેજી તમે એઠવાડ કરવાનું કહ્યું તે તેમનું તે કહી આવું" એમ બોલતી સરલા ત્યાંથી નીચે જવા નીકળી.

તેને અટકાવી વસંતરાય બોલ્યો. "એ ભાભી, પણ જરા કહે તો ખરી કે આ જાદું છે શું? આ શો ઘેટાળો કરી મને આજે બ્હાવરો બનાવ્યો છે"

સરલા પોતાનું હસવું ખાળી શકી નહિ. તે હસતાં હસતાં બોલી "આવી નજીવી બાબત સારૂ એને આટલી બધી કપરી શિક્ષા!"

પણ શું કરૂં ભાભી? એ ભણેલી છોકરી. એનાથી સાત આઠ માણસો ભેગાં બે ચાર દિવસ પણ રહી શકાયું નહિ, તો પછી એના ભણવાનો શો ઉપયોગ વારૂ! એનું કારણ એ કે જ્યારે એ પરણી ત્યારે ઘણી મોટી હતી.અરે નાની નાનીવૃંટણસરખી છોકરી સુદ્ધાં સાસરાંના દશ બાર





માણસોના રગડામાં સપડાય, તો પણ તે શમાઇ શકે છે. એને સાસરામાં સાત આઠ માણસોના સહેવાસમાં રહેવાનો પ્રસંગ લગ્ન થયા પછી હમણાજ છ સાત મહિને થયો છે. એટલે અહીં પાંચ સાત મહીના રહેવા દઉં તો હથોડીના ઘા પડતાં મન માન્યો આકાર તૈયાર થાય. મોટા કુટુંબમાં દિવસ ગુજારવા એ એક પરીક્ષા છે. પણ ખરૂં કહે? તને ભાઇના સોગન છે. એણે કંઇ લડાઇ ટંટો મચાવ્યો હતો કે રીતસરજ રહી હતી?

તે તેને પૂછો ? હું શું કહું બા ? હું તો તદન કંટાળી ગઇ છુ." સરલા બોલી.

"એમ શું બહેન એમને છજો છો પણ" વચ્ચે સરસ્વતી બોલી.

"નહિ, ત્યારે તું જ કહેને, સવારે હું નળપર હતો ત્યારે અવાજ શબ્દ મેં બેવાર સાંભળ્યાં હતા. તને છજે છે કોણ ? વસંતરાય બોલ્યો.

"પૂછોને એને." સરસ્વતી બોલી.

"એટલે એને કહું છું તો કે' તેને પૂછો, ને તેને પૂછું છું તો કે' પૂછોને એને. આ છે શું સાળું ?". વસંતરાય બોલ્યો.

'એ સ્ત્રીઓનું બંડ' વચ્ચેજ બારણામાં જોરથી ધસી આવતો વિનાયક બોલ્યો.

"વિનાયક કે' ને આ શી ભાંગજડ છે. વારૂ ! પણ તું હસે છે તેથી તું પણ એમાં સામેલ હોવો જોઇએ. અરે શું મારી વિરૂદ્ધ આખું ઘરજ છે કે શું.'

"અરે ગૃહલક્ષ્મીને છજે એટલે ઘરની ભીંત સુદ્ધાં વિરૂદ્ધ થાય." વિનાયકની પાછળ પાછળજ ડોસી અંદર આવી બોલી.

"અરે બાપરે, મારા પર આ શો ગજબ?

"પણ હરામખોર તે દહાડે છોકરીને મેં એવું તે કહ્યું શું? ને તું તેનું આટલી બધી શિક્ષા કરવા શું નીકળ્યો ? મોટાં શીંગડાં ફુટ્યાં છે તને ! કેમ છોકરીઓ આ અદવાડ નીકળશે કે નહિ ? ડોસી બોલી.

"પણ હું એને કેવી રીતે ઠામ પાડું?" વસંતરાય બોલ્યો.

"હું" "હું" જોતી હતી ને. હું કે સવારની કેવી ધાંધલ મચાવી છે? નીચેથી ઉપર, ઉપરથી નીચે, એક સરખો આવજા થતી હતી, ચાલ બ્હેન નીચે. પણ એક માણસનું મન કેવી રીતે મેળવી લેવું ? સરલા બોલી.

"આ ચરકેલ આ સઘળા નાટકની સૂત્રધાર છે. એકંદરે આ બધામાંથી એક માણસ ગરીબ ગાય જેવું બન્યું છે,કેમ વસંતરાય, એક માણસનું મન કેમ મેળવી લેવું ?" વિનાયક બોલ્યો.

"પણ એક કહેવા સરખી વાત છે. મા, તારી નાની વહુએ તારૂં મન કેમ મેળવી લીધું ?" વસંતરાય બોલ્યો.

થયું. એક કહે કેમ મન મેળવી લેવું, તથા તે કહે કેમ મન મેળવી લેવું. આખી રાત સરસ્વતી તથા વસંતરાય વચ્ચે એજ ચકમક ચાલી રહી હતી. સરસ્વતી ના સુખમાં હવે માત્ર એકજ શળ રહ્યું હતું, અને તે તેના પિયરનું ઉદાસ ચિત્ર.

"શારદા વિહાર." અંબાજી રોડ સુરત. } છોટુભાઇ હાઠીભાઇ દેશાઇ.



# સાભાર સ્વીકાર—
# —સમાલોચના.



ગોપાળકૃષ્ણ ગોખલે—લેખક અને પ્રકાશક રા. રા. જીવનલાલ અમરશી મ્હેતા. વ્યવસ્થાપક; જ્ઞાનવર્ધક ગ્રંથમાળા, અમદાવાદ રોયલ આઠ પેજી સાઇઝ, પૃષ્ટ ૮૩, પાંચ આદર્શ ચિત્રો. કિંમત બાર આના જ્ઞાનવર્ધક ગ્રંથમાળાના ગ્રાહકોને છ આના.

મેનેજર જ્ઞાનવર્ધક ગ્રંથમાળા, અમદાવાદ. ડેમી બાર પેજી પૃષ્ઠ ૧૨૮, કીંમત દશ આના, અને ગ્રંથમાળાના ગ્રાહકને જો લેવાની ઇચ્છા હોય તો અર્ધી કીંમતે.

ડૉ. હરિલાલ ધ્રુવનું નામ ગુર્જર સાહિત્યના વિલાસીઓને અતિ જાણીતું છે. "કુંજવિહાર" ની કુંજોનો આનંદ જેણે અનુભવ્યો છે, તેને એમની લેખન શક્તિનો પરિચય કરાવવાની આવશ્યકતા નથી. એમનો વિચાર નાટ્યશાસ્ત્રને અનુસરી દરેક પ્રકારના નાટકો લખી ગુર્જર સાહિત્યને સમૃદ્ધ કરવાનો હતો, અને તે અમલમાં પણ મૂકાયો હતો. પરંતુ ઇશ્વરેચ્છા આગળ મનુષ્ય પ્રયત્ન શું કરે. ચાળીશ વર્ષ જેવી વયમાંજ એમનો દેહાન્ત થયો. એમના નાટકો પૈકી ૩ આજ પૂર્વે પ્રકટ થઇ ચૂક્યાં છે. જ્યારે આ ચોથું રા. જીવનલાલે હાલમાં પ્રકાશમાં મેલ્યું છે. નાટકનો વિષય પુરાણનો છે. પદ લાલિત્ય અર્થ ગૌરવ સંગીતમાં પટુતા આદિ કાવ્યના સર્વ ઓજસ્ સ્વ. સાક્ષરશ્રી હરિલાલના લખાણમાં પ્રધાન રૂપે છે, અને તે સર્વ તેવીજ રીતે આ પુસ્તકમાં પણ વિદ્યમાન છે. અમે આશા રાખીએ છીએ કે "પૂર્ણ અપૂર્ણ એમની આવી બીજી કૃતિ પ્રકાશમાં મૂકવા રા. જીવનલાલ પ્રયત્ન કરશે.

**પાપ પુંજ**—લેખક છગનલાલ નારણભાઇ મેંથી પ્રકાશક હીરાભાઇ દાદાભાઇ દેશાઇ (લાછરસ નાંદોદ) રોયલ સોળપેજી પૃષ્ઠ ૧૩૪ કીંમત રૂ. ૦-૪-૦

આ જાસુસી નવલ કથા છે. પૈસાને માટે દુનીયામાં કેવાં કેવાં ભયંકર કામો થાય છે તેનો ચિતાર આ નાની કલ્પિત નવલકથામાં યથામતિ આપવામાં આવ્યો છે. જાસુસી નવલકથા વાંચવામાં જેમને રસ હોય, તેમને આ પુસ્તક વાંચવા ભલામણ કરવામાં આવે છે.

**વનસ્પતિ ખોરાકનું મહત્ત્વ**—લેખક રા. રા. છગનલાલ વિ. પરમાનંદદાસ નાણાવટી. પ્રકાશક:-રા. રા. લલ્લુભાઇ ગુલાબચંદ ઝવેરી. ઓનરરી મેનેજર શ્રી જીવદયા જ્ઞાનપ્રસારક ફંડ, ૩૭૯ શ્રૉફ બજાર, મુંબાઇ.

માંસાહારથી કેટલો બધો ગેરફાયદો થાય છે, તે જાહેર પ્રજાને દર્શાવવા મુંબાઇની દેશી કાપડના વેપારીઓની મંડળીની સહાયતાથી આ પુસ્તક લોકોમાં મફત વહેંચવા પ્રકટ કરવામાં આવ્યું છે. માંસાહાર અનેક મહાન્ રોગોનું કારણ છે, તથા ફળાહાર કેટલો ઉત્તમ ખોરાક છે. તેમજ શારીરિક શાસ્ત્ર સંબંધી વિજ્ઞાન શાસ્ત્રીઓના અભિપ્રાય આદિ દર્શાવી ફળાહારની ઉપયોગિતા સિદ્ધ કરી છે. છેવટે સંભવિત ડૉકટરોના અભિપ્રાયો, વનસ્પત્યાહાર તથા માંસાહારમાં રહેલાં તત્ત્વોનાં પૃથક્કરણનો કોઠો આપવામાં આવ્યો છે. વેજીટેરિયન ડૉકટરોની નામાવલિ જોતાં સર્વને જણાશે કે માંસાહારી પ્રજામાં પણ હવે કેટલું બધું પરિવર્તન થવા માંડ્યું છે. અમો આ પુસ્તકના પ્રકાશ માટે તથા તેના મફત વહેંચવાની કરેલી ગોઠવણ માટે રા. રા. લલ્લુભાઇને ધન્યવાદ તથા આભાર માનીએ છીએ.

**સુરત જીલ્લાનો ભૂગોળ શિક્ષક**—લેખક અને પ્રકાશક રા. રા. છગનલાલ મોતીરામ શાહ શાહપોર, સુરત. રોયલ સોળ પેજી પૃષ્ઠ ૪૦ કિંમત રૂ. ૦-૧-૩.

સુરત જીલ્લાની ભૂગોળ માટે ખાતાં તરફથી એક પુસ્તક પ્રકટ થયું છે. પરંતુ તે જોઇયા ઉપયોગી નીવડયું નથી. દરેક તાલુકા દીઠ જાણવા જોગ બાબતોની શીખનારને ઘણીજ થોડી માહિતી મળે છે. આ પુસ્તક વાંચી જોતાં કદમાં જો કે નાનું છતાં સર્વ પ્રકારની માહિતી સમાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ પુસ્તક કાઠિયાવાડ એજન્સીની બધી સ્કૂલોની લાયબ્રેરિ માટે કાઠીયાવાડના મહેરબાન એજંટ ટુ ધી

ગવર્નર સાહેબ બહાદૂરે મંજુર કર્યું છે. જો પુસ્તક ભેગોજ સુરત જીલ્લાનો નકશો આપવામાં આવ્યો હોત તો પુસ્તક વધારે ઉપયોગી થઇ પડત એમ અમારૂં માનવું છે. અમો આશા રાખીએ છીએ કે આ પુસ્તક નામદાર સરકાર તરફથી પણ મંજુર થશે અને ગુજરાતી સ્કૂલોના ઉપયોગમાં આવી લેખકનો આશય સફળ થશે.

આ સિવાય નીચે લખેલાં પુસ્તકો અમને મળી ચુક્યાં છે, તે આભાર સાથે સ્વીકારીએ છીએ.

૧ બ્રહ્મચારી, ૨ શ્રીમાન્ મહાત્મા નથ્થુ શર્માની અમૃતવાણી, ૩ આરોગ્ય વિષે સૂચનાઓ, ૪ મહાન્ અકબર, ૫ સુરત જીલ્લાનો નકશો, ૬ સુરત શહેર તથા ચોર્યાશી તાલુકાનો ભૂગોળ શિક્ષક, ૭ રાજા છત્રસાલ, ૮ દાગે હસરત, ૯ યશોધર ચરિત્ર, ૧૦ બાળબોધ જૈન ધર્મ, ૧૧ ચતુરબાઇ, ૧૧ નડીઆદ અનાથાશ્રમનો રિપોર્ટ, ૧૩ વસો બાળ પુસ્તકાલયનો રિપોર્ટ, ૧૪ વિવેચકનો ખાસ અંક, ૧૫ ડહાપણનો ખાસ અંક. તંત્રી.

# સહાય–સ્વીકાર.

ગયા વર્ષમાં જીવદયા પ્રબોધક મંડળને નીચે પ્રમાણે મળેલી ભેટની રકમો આભાર તથા સન્માનની લાગણી સાથે સ્વીકારીએ છીએ. આ ખાતું પારમાર્થિક છે, અને એનો આત્મા પ્રસંગોપાત આવી મદદથીજ સદ્વર્તન રહી શકે એ દેખીતુંજ છે. The mercy is universal religion દયા એ સર્વ ધર્મનું મૂળ છે. પ્રસંગોપાત આ સંસ્થા પ્રતિ પણ જાહેર પ્રજા દયાની લાગણી દર્શાવશે એવી આશા છે.

| | |
|---|---|
| ૨૪૯–૦–૦ | શેઠ હીરાચંદ નેમચંદ ઝવેરી મોતીના ધર્મના કાંટાના પ્રમુખ સાહેબ તરફથી દર વર્ષના રાખેલા મુજબ સંને ૧૯૧૫ની સાલના. |
| ૫૧–૦–૦ | શેઠ ઇંદુમલ બાળમુકુંદદાસ ની પેઢી તરફથી. |
| ૫૧–૦–૦ | શેઠ ખુબચંદ અમીચંદ ઝવેરી ગોપીપુરા સુરત. |
| ૭–૮–૦ | શેઠ. પરસોતમ વલ્લભ. |
| ૫–૦–૦ | શેઠ. તૈયબભાઇ મસ્તકી તરફથી. |
| ૮૭–૦–૦ | નામદાર સરકાર તરફથી ગ્રાંટના |
| ૬૦–૦–૦ | મ્યુનિસિપાલિટિ તરફથી. |
| ૫૦૧–૮–૦ | તંત્રી. |

---

## રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળાનો અભિપ્રાય—

સ્ત્રીબોધ—એ માસિક એટલું ઉપયોગી ને લોકપ્રિય છે કે તેનાં હિંદુ ગ્રાહક ઘણા છે. એની જોડમાં મૂકી શકાય એવું એક પણ માસિક ગુજરાતીઓને હાથ નિકળતું નથી."

## 'સાહિત્ય' માસિકનો અભિપ્રાય—

"સ્ત્રીબોધનો ઓગસ્ટનો અંક ઘણો સુંદર છે . ચાલુ વાતો 'ગુમાસ્તાની મની તથા 'સ્નેહ કે [illegible]' પ્રતિની નવલકથાઓ છે."

સ્ત્રી બોધનું વાર્ષિક લવાજમ રૂ. ૧ાા.

Regd. No. B 910.

વાર્ષિક લવાજમ રૂ. ૧-૦-૦ ] [આશ્રયાર્થે ઇચ્છાનુસાર.




संगः सतां किमु न मंगलमातनोति ।

શ્રી " દુર્વ્યસન નિષેધક, જીવદયા પ્રબોધક અને નીતિવર્ધક મંડળ "
તરફથી પ્રકટ થતું માસિક.

વર્ષ ૭ મું. ચૈત્ર સં. ૧૯૭૨. અંક ૯.

**Abstinence - Mercy & Morality.**

## વિષયાનુક્રમ.


| વિષય. | લેખક | પૃષ્ટ. |
|---|---|---|
| ૧ પરશુરામ ઐશ્વર્ય હરણ- | રા. રા. [illegible]ભાઇ ખંડુભાઇ દેશાઇ | -૨૭૩ |
| ૨ પ્રતિજ્ઞા | રા. રા. [illegible]પતરાય હુકુમતરાય ઠાકોર | -૨૭[illegible] |
| ૨ દારૂ અને પ્રખ્યાત પુરૂષો ... | ... ... ... | |
| ૩ અમીના ... ... | ...મિ. દી[illegible] ... ... | -૨૮૦ |
| ૪ હિંદમાં જાનવરોની થતી કતલમાં ઘટાડો દર્શાવનારું પત્રક... | | -૨૮૩ |
| ૫ દરિદ્ર હિંદ... ... | ભાઇ છોટુભાઇ [illegible] દેશાઇ | -૨૮૫ |
| ૬ સદ્ગુણ. ... ... | ... ભાઇ છોટુભાઇ દાજીભાઇ દેશાઇ | -૨૯૪ |
| ૭ વિવિધ વિષય ... | ...તંત્રી તથા ઇ૦. | -૩૦૦ |
| ૮ સ્વામી રામતીર્થજીના [illegible]ગાર તંત્રી | ... ... | -૩૦૨ |


તંત્રી અને પ્રકાશક:—દોલતરાય દાજીભાઇ દેશાઇ.
રાંદેરરોડ-સુરત.

પુસ્તક ૭ મું. અંક ૯ મો.

# સત્સંગ.

ચૈત્ર. સં. ૧૯૭૨.

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

માસિક

## પરશુરામ ઐશ્વર્ય હરણ.

હરિગીત.

( ૧ )

ઘન. વિખરાતાં જેમ નીકળે સૂર્ય તેજ પ્રકાશતું,
વંટોળીઓ વહી જતાં દૂરથી આવતું કો ભાસતું;
સુર ચાપ સમ સુશોભતું કરમાં ધરી ધનુ વિષ્ણુનું,
પછી નિકટ આવ્યો જણાતો સુપ્રચંડ જમદગ્નિસતું,

( ૨ )

તે દેખતાં થરથર ધ્રૂજે બહુ સૈન્ય આખું ન કંઇ સૂઝે,
ભયત્રસ્ત દશરથરાય જઇ અગાડી વિધિથી પૂજે;
પરવા ન આદરમાનની કરી ક્રોધથી આગળ ધસે,
રે કોણ અવરોધે, સહુ એ ચોધથી આઘા ખસે;

( ૩ )

પછી રઘુપતિ સામીપ્ય આવી આમ ભૃગુપતિ ઉચરે,
તેં જગાડ્યો સૂતો ભુજંગમ શિવ ધનુ ભંગરવરે:
હું જન્મ શત્રુ ક્ષત્રીનો, ઉન્માદની શિખરે ચઢી,
નક્ષત્રી પૃથ્વી લોક ને વીશ વખત મેં કીધી લઢી,

( ૪ )

ઉન્મત્ત ક્ષત્રીય વંશનો કરૂં ધ્વંસ, શું હિસાબમાં
વિધ્વંસ કીધું જર્જરિત, શિવ ચાપ તેં રૂઆબમાં
દેખાડ પણ બળ હોય તો કોદંડ લઇ આ વિષ્ણુનું,
હું રામ પરશુધર સમીપ કર્યા રામ તું દશરથ સુનુ!

(૫)

અથવા નહિ ગતિ હોય તો કર અંજલિ કર ઉભયની
હું જીવતાં વીર અવનીમાં જીવે નહિ ગો નરમણિ;
એવું વદ્યા ભગવાન ભાર્ગવ વજ્ર જેવું લાગવે,
ઉત્તર દીધા વિણ શરાસન કર સદ્ય લીધું રાઘવે.

(૬)

પછી તર્ત પ્રત્યંચા ચઢાવી કર્ણ સૂધી ખેચ્યું સીધું,
આકર્ષતાં ધનુ વિષ્ણુનું ઐશ્વર્ય આકર્ષી લીધું;
હે બ્રહ્મ શુદ્ધિ વૈર અર્થે ક્ષત્રી નિકંદન કર્યા,
તે યોગ્ય કીધું, મુજ પ્રતિ પણ વચન કેવાં ઊચર્યા.

(૭)

રઘુકુળમાં જન્મેલનું અપમાન કીધું લાઘવે,
ભાર્ગવ મુનિ તે કદાપિ નહિ સહ્યું જાએ રાઘવે;
કોદંડ જોડયું બાણ તો છોડયા વિના નહિ હું ચુકું,
હઉં દ્વિજ જાણીને જરા તવ કહો હોના પર મૂકું,

(૮)

તવ ભૃગુકુલોદ્‌ભવ વદે રઘુવંશ તું અવતંશ હા!
મેં ઓળખ્યો તું છે ખરેખર પુરાતન પુરૂષ મહા!
ઊગાર મારી જાત ઘાથી પુણ્ય તીર્થે વિચરવા,
હણ સ્વર્ગપથ, મુજ વાસના નથી નથી મન સ્વર્ગે જવા.

(૯)

સુણી વચન પરશુરામના શ[illegible] પૂર્વમાં મૂકયું, ગયું,
રળી કીર્તિ ગઈ મળી ધૂળમાં, [illegible]ણુ પુણ્ય જોતામાં થયું;
પછી નમન કરવા યોગ્ય જા[illegible], બ્રહ્મની પૂજા કીધી,
ગિરિ મહેંદ્રે કીધ ગમન એ[illegible] અહણ પૂજન વિધિ.

(૧૦)



# પ્રતિષ્ઠા.

લેખકઃ—રા. રા. શ્રીપતરાય હુકમતરાય ઠાકોર

'પ્રતિષ્ઠા એ' શબ્દ પ્ર—તિષ્ઠનો બનેલો કે પ્ર—એટલે સન્મુખ અને તિષ્ઠ—એટલે મક્રમપણે સ્થિર રહેવું. સામાન્ય અર્થ મક્રમપણે સન્મુખ સ્થિર રહેવું એવો થાય છે.

તકતા આગળ જેવી આકૃતિ આપણા શરીરની કે ચ્હેરાની રાખી તેમાં જોઇએ છીએ તેવી પ્રતિમા આપણી સન્મુખ દેખાય છે. એ પ્રમાણે આ જગતરૂપી તકતામાં આપણા (સત્) ગુણ તથા કર્મની જે પ્રતિમા (પ્રતિબિંબ) પડે છે તેને પ્રતિષ્ઠા કહે છે.

એ શબ્દનો પ્રતાપ ત્રેતાયુગથી જોવા જઇએ તો જે મનુષ્યના—જે ન્યાતના—જે વર્ણના—જે દેશના—જે રાજાના બાહ્ય દેખાવ શરીર વિષે (ખોટાં રૂપમાં) પ્રવેશ કર્યો અગર કરે છે તે મનુષ્ય—તે ન્યાત—તે વર્ણ દેશ તથા તે રાજામાં હાડમારી તથા પાયમાલી કરી મુકે છે. એવાં દ્રષ્ટાંતો જોવા જઇશું તો રામાયણ તથા મહાભારતમાંથી ઘણા મળી આવે.

કેટલાક મોટી વયના વડીલ તથા પુરૂષો, યુવકો કરતાં વધારે અનુભવી તથા સમજુ છે એમ માની પોતે પ્રતિષ્ઠા ધારણ કરે છે. કેટલાક યુવકો ન્હાનાં બાળકો કરતાં વિદ્યાભ્યાસમાં ઉપરના ધોરણમાં હોવાથી તેઓ ન્હાના બાળકોથી વિશેષ વિદ્વત્તા ધરાવતા સમજી પોતે પ્રતિષ્ઠિત છે એમ માને છે. તથા કેટલાક યુવકો પોતે એમ સમજે છે કે ઘરડાઓની બુદ્ધિ કહેવત પ્રમાણે (૬૦) સાઠે બુદ્ધિ નાઠી એ નિયમાનુસાર ઘરડાઓ માન ખોટી બકબક અને લવારો કરે છે, આપણે યુવકો હાલના ચાલતા રીવાજ પ્રમાણે જે વર્તણુક ચલાવીએ છીએ તેજ માન્ય છે એમ માની પોતે વૃદ્ધના કરતાં ડાહ્યા છે એમ ગણી પોતે પ્રતિષ્ઠા ધારણ કરે છે. આ પ્રમાણે વૃદ્ધો તથા યુવકો પ્રતિષ્ઠાનું માન ધારણ કરી બેઠા છે.

કેટલાક પુરૂષો તથા સ્ત્રીઓ એમ માને છે કે સારાં કપડાં અને ઘરેણાં પહેરવાથી, સારા ન્યાતવરા કરવાથી, સારા વરઘોડા કહાડવાથી, સારા વાજાં વગડાવવાથી, સારા ઠાઠમાઠમાં રહેવાથી, મ્હોટાઓની સંગતમાં બેસવાથી, મ્હોટી મ્હોટી વાતો કરવાથી, મ્હોટા લેખ લખવાથી, મ્હોટા ભાષણો આપવાથી, મંડળોમાં મુખ્ય કારભારી તરીકે ભાગ લેવાથી પ્રતિષ્ઠા મળે છે.

ધર્મના કેટલાક પંથના આચાર્યો તથા અનુયાયીઓ કહેતા ફરે છે કે હમારો ધર્મ બીજા પંથો કરતાં શ્રેષ્ઠ છે. હમારો પંથ મૂળ છે બીજા પાછળથી ઉત્પન્ન થયલા છે. ધર્મના મૂળ સિદ્ધાંતો બીજા ધર્મમાં નથી. બીજા ધર્મની નિંદા—અવગણના કરી પોતાના પંથની પ્રશંસા કરી માન ધારણ કરે છે.

કેટલાક પુરૂષો ખાવામાં વધારે કોણ ખાય છે, પીવામાં કોણ વધારે પીએ છે, અને એવી સરસાઇમાંજ ચઢીઆતા થાય છે ને પ્રતિષ્ઠિત ગણાય છે એમ માને છે. કેટલાક પુરૂષો વખતે ઉંચ કુળમાં જન્મ્યા છે અગર તેમના બાપદાદા તરફથી સારો માલ મળ્યો હોય છે તો તેઓ પ્રતિષ્ઠિત છે એમ માને છે કેટલાક પુરૂષો બીજાઓને નુકશાન કરવામાં, કુટુંબોમાં કલેશ ચલાવવામાં, બીજાને દુઃખ આપવામાં અગ્રેસર થવું તેમાં માન સમજે છે, કેટલાક પુરૂષો પોતાને ઘેર દોસ્તાર ભાઇબંધોને ભેગા કરવાથી, ગુરૂ આચાર્ય અધિકારી અગર એવા સારા પુરૂષોને ઘેર બોલાવવાથી પ્રતિષ્ઠા મળે છે એમ માને છે.

કેટલાક પુરૂષો પોતે પ્રતિષ્ઠિત છે એમ (ખોટી રીતે) માની લઇ (પોતે માની લીધેલા) હલકા વર્ગ અગર તેવી સ્થિતિના પુરૂષો (ચોર જેમ ધન ચોરી જાય છે તેમ) પોતાની પ્રતિષ્ઠા ચોરી જશે એવા ભયથી તેઓના સમાગમથી દુર રહે છે; સારા કાર્ય કરવાંના હોય તે પ્રસગે પણ તેમના સમાગમમાં આવવા મ્હાતા નથી; પોતે પવિત્ર અને બીજા અપવિત્ર-તેમના સ્પર્શથી અભડાઇ જવાશું એવા અનેક કુતર્કો ઉત્પન્ન કરે છે. કાગડો હંસના ટોળામાં ભળવા જતાં પોતાની હાંસી થઇ જાતમાંથી દુર થાય છે તે પ્રમાણે શ્રીમંત અને વિદ્વાન મંડળમાં ભળતા તેઓની હાંસી થતાં છતાં પણ તે મંડળમાં રહેવાથીજ આપણી પ્રતિષ્ઠા લોકોમાં વધી છે એમ માને છે.

કેટલાક પુરૂષો એમ સમજી પ્રતિષ્ઠા ધારણ કરે છે કે-

અ. વિદ્વાન તે એ કે જે વિદ્યા ઘણી ભણી પોતે વિદ્વાન કહાવે છે તે, તો બીજા એમ સમજે છે કે વિદ્વાન તે એજ કે જે પોતે વિદ્વાન થઇ બીજાને તેવા બનાવે છે તે.

બ. શ્રીમંત એજ કે જે પોતે લક્ષાધિપતિ કહાવે છે તે, તો બીજાઓ એમ સમજે છે કે જે પોતાના પૈસાથી અનેક ઉદ્યોગો તથા શાળાઓ ખોલાવી બીજાઓને તેવા બનાવવા પ્રયત્ન કરે છે તે.

ક. દાતારી એ કે જે ફંડોની યાદી બહાર ન્યુસપેપરોમાં પ્રસિદ્ધ થઇ તેમનાં લોકોના જાણવામાં આવે છે તે, તો બીજા એમ સમજે છે કે જે પુરૂષ ન્હાના અગર મ્હોટા કાર્યો જ્યાં ખરેખરી જરૂર છે તેવાં સ્થાનોમાં પ્રવેશ કરી સહાયતા આપે છે તે.

ડ. સત્યવાદી કોણ કે જે પોતે એમ કહે છે કે હું અસત્ય બોલતો નથી અથવા અસત્ય કાર્ય કરતો નથી તે; તો બીજાઓ એમ સમજે છે કે સત્યવાદી તે એકજ પુરૂષ પોતે સત્ય વર્તો છે એમ નહીં બોલતાં પોતાની સારી રહેણી તથા કરણીથી જગતમાં આદર્શરૂપ નિવડે છે તે તુલશીદાસ કહે છે કેઃ—

કહેતે સો કરતે નહીં, મુખકે બડે લબાડ<br>
કાલે મુખ લે જાઇગે, શાહેબકે* દરબાર.

કેટલાક યુવકો એવી ઉમેદ રાખે છે કેઃ—

અ. હું મ્હારા કુટુંબમાં એવો થાઉં કે મ્હારૂં કુટુંબ મને માન આપે. તો કેટલાક યુવકો એવી ઉમેદ રાખે છે કે હું એવો થાઉં કે મ્હારૂ કુટુંબ પ્રતિષ્ઠિત થાય.

બ. હું ન્યાતમાં એવો થાઉ કે ન્યાત મને માન આપે, તો કેટલાક એવી ઉમેદ રાખે છે કે હું એવો થાઉં કે મ્હારી ન્યાતની પ્રતિષ્ઠા વધે.

ક. હું દેશમાં એવો થાઉ કે આખો દેશ મને માન આપે, તો કેટલાક એવી ઉમેદ રાખે છે કે હું એવો થાઉ કે મ્હારો દેશ હુન્નર કામ વગેરેથી બીજા દેશો કરતાં સારી આબાદ સ્થિતિમાં લાવી પ્રતિષ્ઠિત બનાવું.

ડ. હું રાજાનો એવો કારભારી થાઉં કે રાજા મને પુછયા શિવાય પાણી પણ પીએ નહીં હું કહું તેજ માને અને મનેજ પ્રતિષ્ઠા આપે, તો કેટલાક એમ ઉમેદ રાખે છે કે હું એવો કારભારી થાઉં કે રાજાની તથા પ્રજાની પ્રતિષ્ઠા વધારી સર્વ દેશમાં એમની કીર્તિ ફેલાઉં.

હાલના જમાનામાં ઘણા પુરૂષો પ્રતિષ્ઠાને માટે કાર્ય કરવા તૈયાર થાય છે. દરમ્યાન કોઇ વિઘ્ન આવી પડયું તો તે કાર્ય અધવચ પાનું મુકે છે, અગર વિઘ્ન નાખનાર સાથે વેર ઉત્પન્ન કરે છે અને કોઇને આગળ વધવા નહીં દેતાં તેમાં વિક્ષેપ લાવી મુકે છે, ખાડે





આવનારને નિંદે છે અગર તેનું અપમાન કરે છે. અને એમાંજ પોતે પ્રતિષ્ઠા માને છે. પણ ડાહ્યા અને શાણા પુરૂષો આવતા વિઘ્નને પોતાનાં પૂર્વ જન્મના કરેલા કર્મનો પ્રત્યાઘાત સમજી તથા જે (મનુષ્ય) દ્વારથી તે વિઘ્ન આવ્યું હોય છે, તે (મનુષ્ય)નું અપમાન નહીં કરતાં ખરૂં શું છે તે શોધી કહાડી અનુભવ મેળવી વિઘ્ન કે આવનારનો અપકારને બદલે ઉપકાર માને છે

આપણે જો ઝડપથી દોડવું હોય છે અને દોડવાની જમીન રેતાળ અગર કાદવવાળી પોચી હોય છે તો આપણે ઝડપથી દોડી શકતા નથી પણ જલદીથી થાકી જઇએ છીએ. પણ જો એ જમાન વિઘ્નકર્તા શક્તિ માફક કઠણ હોય છે તોજ ત્વરાથી દોડી શકાય છે. એવા વિઘ્નો જેમણે અનુભવ રૂપ ગણ્યા છે તેઓજ આગળ જવાના માર્ગે પણ ચઢ્યા છે. તે પુરૂષોની કીર્તિ અમર થઇ છે. તેમણે શું પોતાના દેહને ખવડાવી પીવડાવી તર કર્યાં છે? શું તેમણે લુગડાં ઘરેણાંથી પોતાનાં શરીરને શણગાર્યાં છે? શું પોતાને મુખે "હું પ્રતિષ્ઠિત છું" એવું બોલતા સાંભળ્યા છે? જે પુરૂષો સારા થયા છે અગર થાય છે તેઓ પોતાની પ્રશંસા કોઇ પણ દીવસ કરતા નથી પણ તેમની કીંમત જગતજ કરી લે છે.

તુળસીદાસ કહે છે કેઃ—

બડો બડાઇ નવ કરે, બડા ન બોલે બોલ.
હીરા મુંખસેં ના કહે, લાખ હમેરા મોલ.

મનુષ્ય એ બે ભિન્ન [illegible]ના બનેલો પ્રાણી છે, એક ભાગ જીવ છે અને બીજો ભાગ જીવે પેહરેલો કોશ યાને આ શરીર છે. શરીરને માન આપનાર લુગડાં ઘરેણાં વગેરે બહારના શણગાર છે અને જીવને શોભા આપનાર (સત)ગુણ તથા (સત) કર્મ છે. સત શબ્દનો અર્થ અવિનાશી, નિર્વિકાર, નિરંજન, એવા જે ઇશ્વરી-દૈવી પ્રતાપવાળા ગુણ તથા કર્મ તેનેજ સદ્‌ગુણ કહેવામાં આવે છે. જે પુરૂષો લુગડાં ઘરેણાં પહેરવાના શોખીન હોય છે, જે પુરૂષો મ્હોટા ન્યાત વરા કરવા, વરઘોડા કહાડવા વગેરેમાં માન સમજે છે, તેમને શું આપણે મુર્ખ કહી શકીશું? ના. ના. પ્રિય બંધુઓ એવા હલકા વિચાર લેવાના નથી. જે પુરૂષો પોતાના પહેરવાના લુગડાં ઘરેણાંને સ્વચ્છ તથા નિયમિત સ્થિતિમાં રાખવા જેટલી કાળજી રાખે છે એ પ્રમાણમાં તે લુગડાં તથા ઘરેણાં તેના શરીરને તેટલો કાળ માન આપે છે. મ્હોટા ન્યાતવરા કરનારા, મ્હોટા વરઘોડા કહાડનારાને પણ તેટલો સમય તે સાધનો માન આપે છે. એ સંબંધી ટીકા કરવાની જરૂર નથી પણ કહેવાનું એટલું છે કે એવા ખરચો સ્થિતિ ઉપરાંત થાય છે અને માત્ર માન મેળવવાના એજ ઉત્તમ સાધન છે એમ ગણી કરવામાં આવે છે, પણ કોઇ બીજા સારા ઉદ્દેશ અનુસાર થતા નથી. તો એવા એક વખતે કરેલા ખર્ચ ફરી કોઇ એવો પ્રસંગ ભવિષ્યમાં આવે છે અને જો તે પ્રસંગે પૈસાની અગર બીજા સાધનના સંકોચને લીધે તેવો ઠાઠ થતો નથી તો તે ગયલો પ્રસગ યાદ રાખી મહાન ચિંતા ઉત્પન્ન કરાવે છે. સ્થિતિ તથા સારા ઉદ્દેશ અનુસાર કરેલાં ખર્ચ કોઇપણ દીવસ અશાંતિ ઉત્પન્ન કરતા નથી.

લંકાનો અધિપતિ રાવણ જેને વાયુ, અગ્નિ, વરૂણ વગેરે દેવતાઓ વશ રહી તેની આજ્ઞાનુસાર કાર્ય કરતા હતા. એ વાત હાલ સુધી સુધરેલી દુનિયાના લોકો અતિશયોક્તિ માનતા હતા. વાયુ, અગ્નિ અને જળ વગેરે તત્વોના થતા પ્રયોગોથી તેઓના વિચાર કાંઇક દરજ્જે શાંત થઇ એ વાતમાં કાંઇક સત્ય હશે એવો ખ્યાલ તેમને આવ્યો છે. દેવતાનાં ઉપર

સત્તા તથા સર્વ ભૂમંડળ ઉપર શ્રેષ્ઠતા ધરાવનાર શૌર્ય તથા સર્વસમૃદ્ધિથી ભરપુર એવા મહાન પ્રતાપી અને પરાક્રમી રાવણ રણક્ષેત્રના વિષે રગદોળાયા અને તેમની કીર્તિ તેમના દેહની સાથે ગંજાઇ ગઇછે તો રાવણ જેને મુકાબલે આપણે કશી ગણત્રીમાં નથી તેઓ મિથ્યા દેહાભિમાની થઈ પ્રતિષ્ઠા ધારણ કરીશું તો આપણી હાલત કેવી દુર્બળ થશે, તે વિષે દરેક પ્રિય બંધુ પોતાની નિર્મળ બુદ્ધિ અનુસાર વિચાર કરી લેશે.

કેટલાક પુરૂષો એવો વિચાર કરે છે કે યોગ્ય અથવા અયોગ્ય માર્ગથી સંચય કરી રાખેલું ધન સંચય કરનારનું છે. તથા કેટલાક પુરૂષો એવા વિચારો કરેછે કે ધનને યોગ્ય માર્ગથી સંઘરવું અને તેનો વ્યય પણ જેટલો યોગ્ય માર્ગે કર્યો તેટલાનો અધિકારી છે. એમ ધારો કે એક માણસ કરોડાધિપતિ કહાવે છે ધન સંઘરતોજ જાયછે. યોગ્ય માર્ગે વાપરતો નથી તો શું તે ધન તેનું સમજી તેના મરણ સમયે તેની કરકટી સાથે બાંધી લઇ જવામાં આવેછે? તે ધન પછી તેના વારસો અગર છોકરાઓ જેઓને હાથ આવે અને તેઓ પછી ગાડી ઘોડે ફરે મોજ શોખ કરે અગર સારા કાર્યમાં ખરચે કે પછી વારશે વારશો લડાઇ કરી દાવાઓમાં ખર્ચે તેનું છે; કહેવત છે કે "હાથે તે સાથે" એ કહેવત ખરી માનતા હોઇયે તો જે પુરૂષ પોતાના હાથે મેળવેલ ધનનો અગર વસ્તુનો જેવો ઉપભોગ કરે છે તેટલાનોજ તે અધિકારી થાય છે. શિવાયનો થતો નથી. તો શું પ્રતિષ્ઠા. એવી રીતે રાખેલી રહેતી હશે ખરી?

કેટલાક પુરૂષ તથા સ્ત્રીવર્ગના [illegible] યુવકો વડીલો પોતાની સ્થિતિ મુજબ [illegible] ખાવાનું પીવાનું કે પેહેરવાનું મળે છે તે વસ્તુ ખાતા પીતા તથા પેહેરતાં એમ કહે છે કે આમાં તે શું ખાવું! આમાં તે શું પીવું? આમાં તે શું પહેરવું? ઉદ્યોગ અગર ધંધો મળી આવે તો એમ કહે કે આવો ઉદ્યોગ અગર આવો ધંધો કોણ કરે? આ પ્રમાણે મળી આવેલી વસ્તુનો અનાદર અગર તિરસ્કાર કરે છે તો શું તે વસ્તુ તેનો તિરસ્કાર કરનાર પાસે રહેતી હશે ખરી? હું બીજાને માન નહીં આપું તો શું બીજા મને માન આપશે ખરા? પ્રેમે કરી કોઇ પણ વસ્તુનો સ્વીકાર થતો નથી તથા યોગ્ય આ-વકાર અપાતો નથી તો શું તે વસ્તુ તેના યોગ્ય અધિકારી તરફ નહીં વળતાં આવા તિરસ્કારના સંગમાં રહેતી હશે ખરી? કોઇને માન આપ-વાના પ્રસંગે-આપણે તિરસ્કાર આપતા રહીશું તો-લક્ષ્મીવાનનો ખજાનો લક્ષ્મીથી ભરેલો ગણાય છે તેમ-આપણો ખજાનો તિરસ્કારનો ભરેલો ગણાવવામાં માન સમજીશું?

કેટલાક કન્યાના માતપિતા પોતાની કન્યાને પરણાવવા માટે કોઇ ૬૦ સાઠ વરસનો અગર એવો કોઇ બુઢ્ઢો પણ શ્રીમંત માણસ પરણવા તૈયાર થાય છે તો તે કન્યા તે બુઢ્ઢા સાથે પરણાવવા તૈયાર થાય છે અને એવો વિચાર કરે છે કે ભલે તેની ઉમ્મર ઘણી થઇ છે ટુંક સમયમાં તેનો કાળ આવી પોંચશે. એ બુઢ્ઢાના મરણ પછી છોકરીને ઘરબાર તથા પૈસા મળશે. છોકરા નાગા ઉઘાડા રહેશે નહી. અને પોતાના પૈસાથી આનંદમાં ગુજારો કરશે. અને આપણને પણ કાંઇક લાભ થશે. કેટલીક કન્યાઓ પણ એજ વિચાર કરે છે કે બુઢ્ઢો બે ચાર વરશ જીવશે અને તેના મરણ પછી સઘળું ધન આપણને સ્વાધીન થશે પછી જોઇતી મોજ મઝા મારી શકાશે.

કેટલીક કન્યાઓ તથા તેના માત પીતા કોઇ સારો દેખાવડો યુવક સારા કોટપાટલુન પહેરી સારા કોલર ઘાલી સુંદર ચસ્મા ચઢાવી હાથમાં લાકડી લઇ ફરતો હરતો જુવેછે એટલે તેના આવા ઠાઠમાઠ ઉપર મોહિત થઇ તે છોકરા સાથે તે કન્યા જાતે પરણવા અગર તેના માતપીતા તેને પરણાવવા તૈયાર થાયછે.

શું પ્રતિષ્ઠા—આવા શ્રીમંત બુઢ્ઢા સાથે અગર સારા દેખાવડા યુવકને વરમાળ પહેરા-વવા તૈયાર [illegible]ની હશે? શું ન્હાના બાળકો જેઓ આમ તેમ રમત ગમત કરતા ફરતા હશે તેઓને કાંકરા માફક ગણી કહાડી નાંખતી હશે? શું તેઓના બીજા ચરિત્ર ઉપરથી ચિ-કિત્સા બાંધી કોઇ વિચાર કરતા હશે નહીં?

અપૂર્ણ.

# દારૂ અને પ્રખ્યાત પુરૂષો.

આપણે ઓસ્ટ્રીઆ અને જર્મની સાથે યુદ્ધ કરવાનું છે. તેમજ આપણા કટ્ટા શત્રુ દારૂ સાથે પણ યુદ્ધ કરવાનું છે. આ સર્વ શત્રુઓમાં છેલ્લો શત્રુ મહા ભયંકર છે.

—લોઇડ જ્યોર્જ—

અફીણ જેવી કેફી ચીજનો વપરાશ ધીમે ધીમે વધે છે, તેનાથી થતું નુકશાન ઘણુંજ છે. વળી કેટલાક લોકો ઉપર તો કોકેન જેવી જીવલેણ ચીજે સંપૂર્ણ સત્તા બેસાડી છે. તે જર્મનીથી આવતું હતું પણ યુરોપીય યાદવાસ્થલીને લીધે આવતું અટકી પડયું છે. આથી વિગ્રહ પછી એવો સમય આવશે કે તે જીવલેણ ચીજનો વપરાશ બંધ થઈ જશે. જો દારૂનો વપરાશ ઓછો કરવો હોય તો આવી બધી વસ્તુનો ઉપયોગ બંધ કરવો જોઇએ. **મેં મારી નજરે દારૂ પીવાથી ખાખા વીખી થઈ ગયલા ઘણા મનુષ્યોને જોયા છે.** કેટલાક વર્ષ થયા સુધરેલા અને કેળવાયલા એક વર્ગે પાશ્ચાત્ય સુધારાની નકલ કરવી એમ વિચાર્યું. તે વર્ગે જેની ખાસ નકલ કરવાની તેની નકલ ન કરતાં તેઓની દારૂ પીવાની ટેવનું અનુકરણ કર્યું છે, કામ કરનાર વર્ગમાં પણ આ નાશ કારક ટેવ છે.

**જો આલ્કોહોલ, અફીણ અને કોકેન જેવી ચીજો દુનીયામાં હોતજ નહીં તો હાલના કરતા દુનીયાની હાલત કંઈ વધુ સારી હોત।** ઘણાં કીમતી જીવનોનો એ દુષ્ટ ભોગ લીધો છે. ઇંગ્લેંડ આગળ આવ્યો તે કરતાં હાલ જે ફેરફાર થયો છે તે ઘણીજ સારી વાત છે પહેલાં મીજબાનીઓમાં દારૂ વાપરવો એ ખાસ રિવાજ હતો પણ હાલ તેમાં બહુ ફેરફાર થયો છે. આ દુશ્મનનો નાશ કરવા હિંદમાં ઘણી સંસ્થાઓ પોતાથી બનતું કરે છે અને મને આશા છે કે આ સંસ્થાઓ આ મોટા દુશ્મનનો નાશ કરવામાં ઘણી ભૂત થશે.

સર કૃષ્ણા જી. ગુપ્તા.

લોર્ડ કીચનર હાલ ६३ વર્ષની વયના છે. તેઓ મદ્યપાન નિષેધકોને ખાસ ટેકો આપે છે. જ્યારે તે હિંદના લસકરનો નેતા હતો, ત્યારે તેણે (The Royal army Temperance association.) રાજસૈનિકોમાં દુર્વ્યસન અટકાવનારી સંસ્થા. તરફ ખાસ લાગણી બતાવી હતી. જ્યારે યુરોપીય યાદવાસ્થળીનો આરંભ થયો. ત્યારે તેણે તમામ સૈનિકોને આ કુટેવથી દૂર રહેવા ખાસ ભલામણ કરી હતી નામદાર સમ્રાટ જ્યાર્જનું અનુકરણ કરનારમાં લોર્ડ કીચનર પણ હતા.

બાળમુકુન્દ ગિરધરલાલ મોદી.

Abkari ને આધારે છે.

## અમીના

### પંદર પરિચ્છેદ.

દારોગા સાહેબ પહેલાં તે દશ વર્ષની છોડી સુખદેવીનેજ સતાવવા લાગ્યા. તે બિચારી બીકથી ગભરાવા લાગી. દારોગાએ પૂછ્યું-" તમારી માને કોણે મારી નાખી છે, બતાઓ."

પોલિસની લાલ પાઘડી જોઇનેજ સુખદેવીનો પ્રાણ ઉડી ગયો હતો, તેનાથી બોલી શકાયું નહિ. તેને ચૂપચાપ જોઇને દારોગા સાહેબે એક ડાંગ બતાવી. તેને જોતાંજ સુખદેવીથી રડાઇ જવાયું. જમાદાર પોલિસનો જુનો નોકર હતો. તેણે સુખદેવીને સમજાવીને કહ્યું-" તું કશી બીક રાખીશ નહિ હં. તને જે પૂછીએ તેનો જવાબ આપ." જમાદારે દારોગા સાહેબના કાનમાં પણ કંઇ કહ્યું. દારોગા સાહેબ પૂછવા લાગ્યા—" કાલે રાતે તમારી મા અને બાપ વચ્ચે તકરાર થઇ હતી ?"

સુખદેવી—" હા "

દારોગા સાહેબ તેને ઝટપટ લખતા જતા હતા. પરંતુ જમાદાર સાહેબે તેમને લખતાં ઇશારાથી અટકાવી દીધા. દારોગા સાહેબે અત્યારે થોડાક વખતપહેલ પોલીસની નોકરીમાં જોડાયા હતા. મુકર્દમો કેમ ઘડવો તે તમને અત્યારે ખરોબર યાદ નહોતું ત્યારે જમાદાર સાહેબ દારોગા તરફથી પૂછવા લાગ્યા—" રાતે અહિં કોણ કોણ હતું ?"

સુખદેવી-" હું, બાપુજી, માતા અને મારો આ નાનો ભાઇ."

જમાદાર—" રાતના દશ વાગે તમો રડતાં કેમ હતા ?"

સુખદેવી—" બાપુજીએ માર્યાં હતા."

જમાદાર—" કોને માર્યાં હતા ?"

સુખદેવી—" માતાને અને મને."

જમાદાર—" કેમ માર્યાં હતાં ?"

સુખદેવી—" રસોઇ બનાવવામાં વાર થઇ ગઇ હતી."

જમાદાર—" પહેલાં કોને માર્યાં."

સુખદેવી—" માતાને."

જમાદાર—" શાથી માર્યું ?"

સુખદેવી—" હાથવતી "

દારોગા સાહેબથી ચૂપ ના રહી શકાયું. સુખદેવીની જબાની સાંભળી તેમના મનમાં આવ્યું કે ઉઠીને થોડુંક નાચી લઉં. તે જલદીથી પૂછવા લાગ્યા—" તેજ મારથી તમારી મા મરી ગઇ છે ને ?"

દારોગા સાહેબનો પ્રશ્ન સાંભળી જમાદાર મનમાંને મનમાં ઘણા ગુસ્સે થયા—બળ્યા, પણ પોતાના અધિકારીની વાત કેમ કાપી શકે ?—ચૂપજ રહેવું પડયું. સુખદેવી બોલી-" નહી. માતા તેનાથી નથી મર્યા."

બાલકીનો જવાબ સાંભળી દારોગા સાહેબ જમાદારનું મોઢું તાકવા લાગ્યા. તે તાકવાનું તે હતું-" હું હવે કંઇ પણ બોલીશ નહી, જેવો થાય તેવો મુકર્દમો તમો કાઢી નાખો."

જમાદાર સાહેબ ત્યારે કંઇક ગંભીર થઇ, મૂછો પર તાવ દઇ પુનઃ પૂછવા લાગ્યા " તમોએ તે કેમ જાણ્યું ?."

સુખદેવી-"સવારમાં જાગીને જોયું..માતા મારી પાસે નથી."

જમાદાર-" તમારો બાપ ક્યાં હતો ?"

સુખદેવી-" બાપુજી ત્યારે ઘરમાં સૂઇ રહ્યા હતા."

જમાદાર-" તમોએ તમારી માતાનો એવો હાલ જોઇને શું કર્યું ?"

સુખદેવી-" હું રડવા લાગી."

જમાદાર-" અને તમારો બાપ સુખથી ઉંઘ લેતો હતો ?"

. સુખદેવી–" મારું રડવું સાંભળી બાપુજીની ઉંઘ તૂટી ગઇ."

જમાદાર–"ઉંઘ તૂટયા બાદ તેમણે શું કર્યું?"

સુખદેવી–" ઝટપટ ગળાનું દોરડું કાપી નાંખ્યું."

જમાદાર–" જાગતાંજ દોરડું કાપી નાખ્યું અને કંઇ ન બોલ્યા ? "

સુખદેવી આ પશ્નનો ઉત્તર ન આપી શકી. તે બાલિકા હતી તેવી દશામાં એટલા પ્રશ્નનો ઉત્તર આપી શકી, તેટલુંજ તેને માટે બસ હતું. એવી બાલિકાથી બીજી વધારે શી આશા રાખવામાં આવે? તેને ચૂપ જોઇને જમાદાર સ્ફૂર્તિથી બોલ્યા " આ છોડી સામે ખૂન થયું નથી. પણ છોડીની જુબાનીથી સાફ જણાય છે કે તે બદમાશે તે ઓરતનું ખૂન કર્યું છે."

દારોગા સાહેબ ખુશીથી ફુલી ઉઠયા અને તુરત લાશની સાથે ખૂનીને કબજે કરવાનું ગ્રાહ્યું. જમાદાર સાહેબ ત્યારે ફળિયામાંથી ચાર પાંચ સાક્ષીઓને બોલાવી લાવ્યા. તે લોકોએ કાલ રાત્રે મુરારીલાલની શરાબ પીને ગરબડ મચાવવાની વાત કહી અને દશ વાગે તેના ઘરમાં રડવા પીટવાનો અવાજ સંભળાયો તે જુબાનીમાં પણ જાહેર થયું. ત્યારે મુરારીલાલજ ખૂની છે તેમ પુરવાર થયું. તેને બેડીઓ પહેરાવવામાં આવી, પહેલાં તો મુરારીલાલ બરાડા ચૂપ થઇ ગયો હતો, પણ ચાલતી સમયે કોઇ પાડોસી સાથે મીરજા મહંમદને પોતાની આપત્તિના સમાચાર મોકલતાં ભૂલ્યો નહિ.

## સોળમું–પ્રકરણ

મીરજાં નોકરી પર જવાની તૈયારી કરી રહ્યા હતા. એટલામાં એક માણસે આવીને મુરારીલાલની તે આકસ્મિક વિપત્તિના સમાચાર કહ્યા. મીરજા તે સમાચાર સાંભળી ઘોડીવારને માટે હક્કા બક્કા થઇ ગયા. પછી નોકરી પર ન જતાં મુરારીલાલના ઘર તરફ દોડયા. કોઇની વિપત્તિની વાત સાંભળતા તો, તેમનાથી ચૂપ બેસી રહેવાતું નહીં. તેને મદદ કરવા માટે તેમના મનમાં દયા આવતી. વિપત્તિના સમય તેમની કોઇ સહાયતા માગતું તો પોતાનો કામ ધંધો મુકી તેને વિપત્તિમાંથી બચાવવા માટે દોડતા. એ મીરજાંનો સ્વભાવ હતો. પોતાનાં સઘળાં કામ બગડી જાય કોઇનું થોડું સું કામ થતું તો તેમને ઘણું સુખ મળતું. પરોપકાર કરવો એક ધર્મ અવશ્ય છે, પરંતુ મીરજા, સ્વભાવમાં પરોપકારની માત્રા એટલી અધિક જણાય છે કે બહુધા તેને હઠો ધર્મ કહેતાં પણ અચકાઇએ છીએ.

મીરજાંએ મુરારીલાલના ઘેર જઇને જોયું તો તેનાં બે છોકરાં શિવાય બીજુ કોઇ નથી. મીરજાંને જોતાંજ તે જોરથી રડવા લાગ્યાં. સમજાવવાથી તે ચુપ થયાં. ત્યારે તેમનાથી મીરજાંએ કાલરાતની સૌ વાતો સાંભળી, સુખદેવીનાં આંસું પોતાના હાથથી લુંછીને તેમણે કહ્યું. " જે થવાનું હતું તે થઇ ગયું. હવે બીજુ શું થઇ શકેછે? પણ તમારા બાપ માટે કંઇ ચિંતા ન કરો. હું લાલ ઘડી જઇને તેમને છોડાવી લાવીશ પણ તું અહિં એકેલી કેમ રહી શકીશ ? ચાલ, પહેલાં તને મારે ઘર મુકી આવું, પછી તારા બાપને છોડાવી લાવીશ.

એવી વિપત્તિના સમય એવું કોઇ, પણ કોનું જે સુખદેવીને બીજુ કંઇ નહિં તો દિલાસોજ આપે. સુખદેવીના જીવનનો એક માત્ર આધાર તેની માતા રાધા હતી. આજ તેણે અકસ્માત તેને પણ ગુમાવી દીધી છે. પછી ભલું થાય કે બુરું થાય, આવી વિપત્તિમાં તે પોતાના પિતાનો ભરોશો કરી શકતી હતી. તો તેને પોલિસવાળા પકડી ગયા. હવે તેના આ નાના બાળકની શી વલે થશે ? એટલામાંજ તે ભૂખથી ગભરાઇને રડી રહ્યા

છે. કાલ રાતથી સુખદેવી પણ ભૂખી છે. પરંતુ તેની દરકાર પોતાને જરા પણ નથી તેની પાસે એક પૈસો પણ નહોતો, જેનું દુધ લાવીને પોતાના નાના ભાઇને પાય અને પૈસો હોત તો પણ તેને કોની પાસે મુકી જાત! બાલિકા જે તરફ જોતી હતી તે તરફ આંખો સામે અંધારું છાઇ જતું હતું. તેની ઉમ્મર કંઇ દશ વરસની હોવા છતાં પણ તેના પોતાના નાના કલેજામાં અપાર ચિંતા સાગરની મોટી મોટી લહેરો ટક્કર મારી રહી હતી. પરંતુ નિરાશ્રયોના આશ્રયદાતા, નિરાવલંબોના અવલંબ, સર્વ મંગલમય, જગદીશ્વરને તે અનાથ બાલિકાની શુદ્ધિ નથી? નારાયણજ મીરજાંના સ્વરૂપમાં તેની સામે આવી પહોંચ્યા.

મીરજાંના મધુર સંભાષણથી ઉંડા પાણીમાં ડૂબતી સુખદેવીને ઉભા થવા માટે ધરતી મળી ગઇ. તેણે રડતાં રડતાં પૂછ્યું—"સાહેબ! શું મારી માતા હવે નહિં આવે"

જે કાતરતાથી આ શબ્દો ઉચ્ચારાયા, તેને જોઇ મીરજાંનું કલેજું ફાટવા લાગ્યું. જે આંસુઓને તેમણે અત્યાર સુધી ઘણી કઠિનાઇથી રોકી રાખ્યાં હતાં, હવે તે આંસુ રોકવા છતાં પણ રોકી શકાયાં નહિં. તેમણે પોતાનાં નેત્રો લુછીને કહ્યું—"બેટી રડ નહિં. આગળ ચાલ, તને મારે ઘેર પહોંચાડી આવું, પછી જે થશે તે હું કરીશ. હવે અહિં વખત ગુમાવવાથી શું થશે!"

સુખદેવી આંસુ લુછીને પોતાના ભાઇને છાતીએ દાબીને ઉભી થઇ અને મીરજાંની સાથે તેમને ઘેર જવા માટે ચાલવા લાગી. ત્યારે મીરજાએ કમાડ બંધ કરી તેના મકાનને તાળું વાસી દીધું. એક ગાડી મંગાવી, અને તેમાં સુખદેવી સાથે બેસીને પોતાને ઘેર ચાલ્યા ગાડીના ઘોડા દડ દડ જતાં જતાં સુખદેવીની ગોદમાં તે બાલક સુઇ ગયું.

બે ચાર વાતોમાં સઘળા સમાચાર સંભળાવી મીરજાંએ સુખદેવી અને તેના ભાઇને હસીનાને સોંપી દીધાં અને પોતે તુરત ગુમાસ્તાલાલની તલાશમાં ચાલ્યા. હસીના સિવાય બીજા કોઇને આ વાત કહી નહિં, ભાઇ બ્હેનને ઓળખતા હતા, અને બ્હેન પણ ભાઇને ઓળખતી હતી. તેથી હસીનાએ પણ આ સગપણ કંઇ વાંધો લીધો નહિં, અને એ સંબંધી પૂછપરછ કરવાનું વાજબી ધાર્યું નહિં.

કોટવાળ સાથે મીરજાંનો પરિચય હતો તેમણે કોટવાળ સાથે મુલાકાત કરીને સૌ વાતો કહી. કોટવાળે પોતાના અધિક એક ઓફીસરને કંઇ કહી મીરજાંને તેની સાથે મોકલી દીધા મીરજાં પહેલાં થાણામાં ગયા ત્યાં કંઇ પૂછપરછ કરી ડોકટરને ત્યાં ચાલ્યા ગયા. ત્યાં મુર્દાની તપાસનું પરિણામ જાણવા માટે તેમને ઘણો વખત બેસી રહેવું પડ્યું. પરંતુ ઘણું કંઇ પ્રયત્ન કરવા છતાં પણ તે તેમનાથી કંઇ જાણી શકાયું નહિં. નિદાન હારીને છેવટે તેના દશ વાગે ઘેર પાછા આવ્યા. દીવાન.

## હિંદુસ્થાનના જુદાં જુદાં શહેરોમાં મનુષ્યના ખોરાક માટે જાનવરોની થતી કતલમાં ઘટાડો દર્શાવનારૂં પત્રક.

ઉપરના આસનમાં છેલી બે સાલ વચ્ચેની કતલના ઘટાડાની સંખ્યા મુકવામાં આવી છે અને કુલ કતલનો ઘટાડો નચે જોવામાં આવશે તે પ્રમાણે ૨૮૩૦૩૬ જાનવરોનો, થવાથી તેટલાં જાનવરોનો આ સાલમાં બચાવ થયો છે.

| નંબર. | શહેરનું નામ. | ઇસ્વી ૧૯૧૩ | ઇ સ્વી ૧૯૧૪ | ઇસ્વી ૧૯૧૫ | છેવટ ની બે સાલમાં થયેલો કતલનો ઘટાડો. |
|---|---|---|---|---|---|
| ૧ | મદ્રાસ ... ... | * | ૪૩૭૪૭૩ | ૩૭૪૯૬૭ | ૬૨૫૦૬ |
| ૨ | મુંબઈ ... ... | ૭૮૪૬૫૧ | ૭૫૫ ૧૯ | ૭૨૪૭૧૩ | ૩૧૦૦૬ |
| ૩ | અલીગઢ ... ... | ૮૩૮૭૬ | ૧૦૩૦૧૯ | ૮૩૫૨૮ | ૧૯૪૯૧ |
| ૪ | જોનપુર ... ... | * | ૧૫૩૩૭ | ૪૬૯૪ | ૧૦૬૪૩ |
| ૫ | શોલાપુર ... ... | * | ૬૫૯૩૬ | ૫૫૩૪૬ | ૧૦૫૯૦ |
| ૬ | રંગુન ... ... | ૧૧૮૬૬૧ | ૧૨૩૦૭૮ | ૧૧૨૮૦૩ | ૧૦૨૭૫ |
| ૭ | બેંગલોર (સ્ટેશન) ... | ૧૭૮૩૪૦ | ૧૫૨૯૭૨ | ૧૪૩૯૧૦ | ૯૦૬૨ |
| ૮ | હાંકોંગ ... ... | ૩૧૦૩૬ | ૨૮૫૫૬ | ૧૯૫૦૦ અં. | ૯૦૫૬ |
| ૯ | સક્કર ... ... | ૩૭૪૮૧ | ૩૨૮૯૫ | ૨૪૦૨૫ | ૮૮૬૦ |
| ૧૦ | કાંજીવરમ ... ... | * | ૨૬૮૭૯ | ૧૯૯૮૫ | ૬૮૯૪ |
| ૧૧ | સુરત ... ... | ૯૦૦૯૫ | ૮૭૩૬૬ | ૮૨૧૫૮ | ૫૨૦૮ |
| ૧૨ | બેંગલોર (સીટી) ... | * | ૩૮૭૩૫ | ૩૩૮૦૬ | ૪૯૨૯ |
| ૧૩ | બેરીઆહ ... ... | ૪૧૪૭૨ | ૩૬૫૮૯ | * | ૪૮૮૩ |
| ૧૪ | મરે ... ... ... | * | ૨૩૨૭૯ | ૧૮૫૫૮ | ૪૭૨૧ |
| ૧૫ | ગોરખપુર ... ... | * | ૩૭૫૦૦ | ૩૨૮૧૯ | ૪૬૮૧ |
| ૧૬ | પુના (સીટી) ... | ૬૪૪૭૮ | ૫૬૦૫૦ | ૫૧૯૧૦ | ૪૧૪૦ |
| ૧૭ | સીકંદરાબાદ... ... | ૬૫૫૧૬ | ૬૭૫૦૨ | ૬૩૪૨૩ | ૪૦૭૯ |
| ૧૮ | મથુરાં ... ... | * | ૧૯૪૪૬ | ૧૫૪૨૬ | ૪૦૨૦ |
| ૧૯ | મીરત ... ... | * | ૨૪૬૦૫ | ૨૧૧૨૧ | ૩૪૮૪ |
| ૨૦ | સીયાલકોટ સીટી ... | * | ૨૮૯૫૫ | ૨૫૬૦૯ | ૩૩૪૬ |
| ૨૧ | (અશુદ્ધ નામ) ... | ૧૬૭૨૦ | ૧૫૫૧૧ | ૧૧૧૭૫ | ૩૩૩૮ |
| ૨૨ | લોનાવલા ... ... | * | ૨૪૦૫૨ | ૨૦૮૦૮ | ૩૨૪૪ |
| ૨૩ | લલીતપુર ... ... | ૭૦૫૯ | ૭૦૬૩ | ૩૮૪૯ | ૩૨૧૪ |
| ૨૪ | ધ્યાલપુર ... ... | ૧૩૨૩૦ | ૧૪૬૨૮ | ૧૧૫૨૦ અં | ૩૧૦૮ |
| ૨૫ | સહરાનપુર ... ... | * | ૨૪૦૧૩ | ૨૧૪૦૩ | ૨૬૧૦ |
| ૨૬ | કાંમ્પટી ... ... | * | ૧૫૧૨૧ | ૧૨૫૮૭ | ૨૫૩૪ |
| ૨૭ | માટીઆરી ... ... | ૭૭૧૦ | ૬૯૨૦ | ૪૬૮૦ | ૨૨૪૦ |
| ૨૮ | હેનઝાદા ... ... | * | [illegible] | ૨૪૦૯ | ૨૦૧૮ |
| ૨૯ | મુલતાન ... ... | ૪૦૭૮૬ | ૯૯૧૯ | ૩૮૯૧૮ | ૨૦૦૧ |
| ૩૦ | ફૈઝાબાદ ... ... | ૨૧૬૮૦ | ૧૮૫૫૭ | ૧૬૬૦૩ | ૧૯૫૪ |
| ૩૧ | અમરોહા ... ... | ૧૪૨૭૮ | ૧૩૧૩૬ | ૧૧૨૪૨ | ૧૮૯૪ |
| ૩૨ | બીનાઇટાવા ... ... | ૪૫૫૯ | ૩૮૧૩ | ૧૯૫૫ | ૧૮૫૮ |
| ૩૩ | ડીસા ... ... | ૭૧૩૫ | ૩૮૫૨ | ૨૦૩૫ | ૧૮૧૭ |
| ૩૪ | નીબાહેરા ... ... | ૧૯૪૭ | ૨૦૬૭ | ૨૬૨ | ૧૮૦૫ |
| ૩૫ | બેઝવાડા ... ... | * | ૨૧૯૮૬ | ૨૦૨૪૫ | ૧૭૪૧ |
| ૩૬ | રૂરકી ... ... | ૪૬૫૦ | ૫૨૬૯ | ૩૬૧૩ | ૧૬૫૬ |
| ૩૭ | હાંસી... ... ... | ૪૦૨૯ | ૪૧૨૭ | ૨૬૨૫અંદાજે | ૧૫૦૨ |
| ૩૮ | મુલમેઇન ... ... | ૩૯૮૦ | ૩૧૯૦ | ૧૭૮૩ | ૧૪૦૭ |
| ૩૯ | અમદાવાદ ... ... | * | ૬૮૬૪૬ | ૬૭૩૨૩ | ૧૩૨૩ |

| નંબર. | શહેરનું નામ | ઇસ્વી ૧૯૧૩ | ઇસ્વી ૧૯૧૪ | ઇસ્વી ૧૯૧૫ | છેવટની બે સાલમાં થયલો ફતલનો ઘટાડો. |
|---|---|---|---|---|---|
| ૪૦ | દુટીકોરીન ... ... | ૧૦૮૫૪ | ૯૯૩૮ | ૮૭૬૮ | ૧૧૭૦ |
| ૪૧ | અકયાબ ... ... | * | ૬૫૦૨ | ૫૩૩૩ | ૧૧૬૯ |
| ૪૨ | કુરમા ... ... | ૪૨૦૨ | ૬૨૩૪ | ૫૦૮૩ | ૧૧૫૧ |
| ૪૪ | ભરૂચ ... ... | ૨૧૪૩૭ | ૨૦૦૪૩ | ૧૮૯૦૩ | ૧૧૪૦ |
| ૪૪ | વડોદરા ... ... | * | ૨૪૮૮૨ | ૨૩૮૨૮ | ૧૦૫૪ |
| ૪૫ | એશોર ... ... | * | ૧૯૯૬૫ | ૧૮૯૧૫ | ૧૦૫૦ |
| ૪૬ | ગોંડીયા ... ... | ૨૬૩૭ | ૨૬૩૮ | ૧૭૫૩અંદાજે | ૮૮૫ |
| ૪૭ | સાહજાહાનપુર ... | * | ૩૩૬૩૧ | ૩૨૬ ૫ | ૭૭૪ |
| ૪૮ | નગીના ... ... | * | ૩૦૫૪ | ૨૦૯૬ | ૯૫૮ |
| ૪૯ | ખુર્ગીપુર ... ... | ૨૧૧૨૫ | ૧૯૨૧૬ | ૧૮૨૬૪ અં. | ૯૪૭ |
| ૫૦ | બરહાનપુર ... ... | * | ૧૧૨૭૨ | ૧૦૩૪૪ | ૯૨૮ |
| ૫૧ | હાથરસ ... ... | * | ૪૯૫૧ | ૪૦૩૩ | ૯૧૮ |
| ૫૨ | આલવર ... ... | * | ૯૭૫૧ | ૮૮૯૨ | ૮૫૯ |
| ૫૩ | બીલાસપુર ... ... | ૫૭૬૩ | ૩૯૬૪ | ૩૧૭૬અંદાજે | ૭૮૮ |
| ૫૪ | દારજીલીંગ ... ... | ૧૦૬૯૭ | ૯૯૫૦ | * | ૭૪૭ |
| ૫૫ | ભુસાવળ ... ... | * | ૧૦૭૫૮ | ૧૦૦૫૬ | ૭૪૨ |
| ૫૬ | હરદ્વાર ... ... | * | ૩૮૬૦ | ૩૨૮૭ | ૫૭૩ |
| ૫૭ | વરધા ... ... | ૫૨૬૭ | ૫૨૬૪ | ૪૭૭૧ | ૪૯૩ |
| ૫૮ | હુશંગાબાદ ... ... | * | ૨૯૫૪ | ૨૫૧૨ | ૪૪૨ |
| ૫૯ | ડીગા ... ... | ૧૮૩૭ | ૧૯૦૪ | ૧૫૦૨ | ૪૦૨ |
| ૬૦ | બેનરબઝાર (રાયપુર)... | * | ૨૦૩૫ | ૧૭૫૩ | ૨૮૨ |
| ૬૧ | ફાઝીલકા ... ... | * | ૫૨૦૪ | ૪૯૩૪ | ૨૭૦ |
| ૬૨ | હુબલી ... ... | ૧૫૩૦૬ | ૬૦૯૩ | ૧૫૮૫૩ | ૨૪૦ |
| ૬૩ | મીગ્નાન ... ... | ૮૧૩ | ૮૭૯ | ૬૭૨ | ૨૦૭ |
| ૬૪ | બસીન ... ... | * | ૫૪૦૪ | ૫૨૦૨ | ૨૦૨ |
| ૬૫ | ઝાંગ ... ... | ૧૧૦૦ | ૧૨૦૦ | ૧૦૦૦ | ૨૦૦ |
| ૬૬ | બેરા ... ... | * | ૫૬૫૫ | ૫૪૫૬ | ૧૯૯ |
| ૬૭ | હરદોઇ ... ... | ૫૧૯૧ | ૬૩૩૧ | ૬૧૫૬ | ૧૭૫ |
| ૬૮ | નેગાપટ્ટમ ... ... | | ૦૩૯૦ | ૨૦૨૫૦ | ૧૪૦ |
| ૬૯ | વીઝાગાપટ્ટમ ... | ૧૭૪૧૮ | ૪૦૨૯ | ૧૩૯૨૪ | ૧૦૫ |
| ૭૦ | ગોળબઝાર (રાયપુર)... | * | ૧૭૯૨ | ૧૧૬૯૪ | ૯૮ |
| ૭૧ | પાપાલ ... ... | ૧૦૯૨ | ૧૧૯૦ | ૧૧૦૭ | ૮૩ |
| ૭૨ | હીંગાનઘાટ ... ... | [illegible] | ૧૩૨૦ | ૧૨૪૦ | ૮૦ |
| ૭૩ | દીનાજપુર ... ... | ૩૫૨૦ | ૩૫૧૮ | ૩૪૪૦ | ૭૮ |
| ૭૪ | પુલગાંવ ... ... | ૧૧૭૩ | ૧૨૦૫ | ૧૧૩૬ | ૬૯ |
| ૭૫ | દીગ્ઘર ... ... | ૭૮૦ | ૭૮૦ | ૭૨૦ | ૬૦ |
| ૭૬ | ધુલીયા ... ... | * | ૧૨૩૭૯ | ૧૨૩[illegible] | ૪૯ |
| ૭૭ | એટ્ડોક ... ... | ૨૭૦૩ | ૨૮૯૫ | ૨૮૮૪ | ૧૧ |
| ૭૮ | એમીનાબાદ... ... | * | ૫૨ | ૪૬ | ૬ |
| ૭૯ | મરગુઇ ... ... | ૩૨૫ | ૩૧૪ | ૩૧૧ | ૩ |
| ૮૦ | હોડાલ ... ... | ૧૨૩૫ | ૯૮૮ | ૯૮૭ | ૧ |
| | | | | | ૨૮૩૦૩૬ |




બે હજાર વર્ષ પહેલાં અથવા તેનીએ આગળના – સમયમાં હિંદના ઉદ્યોગ-ધંધા ઘણીજ ઉન્નત દશામાં હતા. કાચા માલની ૧૦૦ ગણી કીમત ઉપજે એવો માલ કેવળ મોં બદલામાં લઇ હિંદુસ્થાન રોમની સંપત્તિને દર વર્ષે ઘણાં ભયંકર પ્રમાણમાં ખેંચી લઇ જાય છે. આવી તકરાર પ્લીનીએ કરેલી છે.

ચંદ્રગુપ્તની કારકિર્દીમાં તેના રાજ્યમાં સ્વતંત્ર વ્યાપારી ખાતું હતું, તથા ગ્રીસ, રોમ, ચીન વગેરે દેશોથી આવનારા પ્રવાસી હીંદી લોકોનું કળા-કૌશલ્ય જોઇ છક થઇ જતા હતા. રત્ન, ઉંચું સુવર્ણ તથા નાજુક કામ કરેલી મલમલ એનો ચીન, ઇરાન, ઇજીપ્ત તથા રોમ વગેરે દેશોમાં પુષ્કળ ખપ હતો. સુગંધી સામાન, મધ. સોખંડ, ગળી, લાખ, ઔષધિ, મીણ, સાકર તથા મસાલાના પદાર્થો એ વગેરે સામાન્ય વ્યાપારના કેટલાક પદાર્થ હતા. ઇ. સ. ના છઠ્ઠા સૈકા પહેલાં પાકા રંગ, ગળીમાંથી ઇંડિગોટિન તૈયાર કરવું તથા સોખંડને ભિન્ન ભિન્ન રીતે પાણી ચઢાવવું એ શોધ હિંદી લોકોને હાથ લાગી હતી. મુસલમાની અમલથી હિંદના ઉદ્યોગ ધંધાને કશો ધોકો લાગ્યો નથી. ઉલટું મુસલમાની નજરે એ હિંદી ઉદ્યોગ ધંધાને ઉત્તેજન આપ્યું હતું. તુર્કસ્થાનમાંના ગાલીચા વણવાનાં તથા ઇરપહાનમાંના ઝળકદાર વાસણો બનાવવાનાં વગેરે કેટલાક નવીન ધંધાઓ અત્રે પ્રચાર પામ્યા.

અકબરની કારકિર્દીમાં સામાન્ય મજુર એક મહિનામાં કેવળ ૭ આનાથી પોતાનું ગુજરાન કરી શકતો હતો. તેની તપસીલઃ–

| | શેર | રૂ. | આ. | પા. |
|---|---|---|---|---|
| બાજરીનો લોટ | ૨૫ | ૦ | ૩ | ૦ |
| દાળ | ૫ | ૦ | ૦ | ૭ાા |
| ઘી | ૧ | ૦ | ૧ | ૦ |
| મીઠું | | ૦ | ૦ | ૨ાા |
| પરચુરણ | | ૦ | ૧ | ૨ |
| — | | ૦ | ૬ | ૦ |

મજુરોની મજુરીનું એક દિવસનું સામાન્ય પ્રમાણ નીચે પ્રમાણે હતું.

| | આ. | પા. | આ. | પા. |
|---|---|---|---|---|
| સુતાર | ૨ | ૯૩/૫થી | ૦ | ૯૩/૫ |
| ભાર વહેનાર. | ૧ | ૪૪/૫થી | ૧ | ૨૨/૫ |
| ગરોડીઆ. | ૦ | ૯૩/૫ | | |
| ગૃહસેવક. | ૧ | ૨૨/૫ | | |
| પરચુરણ. | ૧ | ૨૨/૫થી | ૦ | ૯૩/૫ |

કારીગર લોકોની ઉન્નત દશાનું મુખ્ય કારણ યુરોપ સાથે વધતો જતો વ્યાપાર તથા મુસલમાન રાજાઓ તરફથી મળતું ઉત્તેજન હતું. ૧૫મા સૈકામાં કેપ આવ ગુડ હોપ ઓળંગી હિંદુસ્થાનમાં આવવાનો રસ્તો **વાસ્કો-ડા-ગામાએ** શોધી કાઢ્યા પછી યુરોપ સાથે હિંદુસ્થાનનો વ્યાપાર ઘણા જોર પર આવ્યો.

ઇ. સ. ૧૪૨૦ને સુમારે હિંદુસ્થાનમાં આવેલો પ્રવાસી **નિકોલી-ડી-કોંટી** એ ગંગા કાંઠે આવેલાં મોટાં મોટાં શહેરો તથા ઉદ્યાનોથી તથા સોનું, રૂપું તથા મોતી વગેરેથી ફુલી ... **મારીઝીયા** (?) શહેરનું વર્ણન કરે છે. ૧૬મા સૈકાના આરંભમાં હિંદુસ્તાનમાં આવેલો **બેમર** આ દેશને તવંગર તથા સોના રૂપાંથી સમૃદ્ધ બનેલો લખે છે, તથા અહીંના પ્રત્યેક ધંધામાં વળગેલા અસંખ્ય કારીગર તથા ગીચ વસ્ત જોઇ ચકિત થાય છે. ૧૬૧૨ને સુમારે આ દેશમાં પ્રવાસે આવેલો **સેબૅસ્ટિઅન**

મોરિસ એ બંગાલમાંથી પશ્ચિમ તરફ જતાં ઉત્કૃષ્ટ સુતરાઉ કાપડનું વર્ણન કરે છે, તથા 'તે વખતની બંગાળની રાજધાની ઢાકા એમાં પ્રત્યેક દેશના લોકો આવી રહેલા નજરે પડે છે, અને એની વસ્તી બે લાખ જેટલી છે' એમ જણાવે છે. લાહોરથી મુલતાન પર્યંતના પ્રવાસમાં તેને સર્વ પ્રદેશ ઘઉં, ચોખા, બાજરી, કપાસ વગેરે લીલોતરીથી ભરપૂર જણાયો હતો. સર્વત્ર અતિશય પ્રમાણમાં ખેતી પ્રસરેલી હતી, અને તેમાં સર્વોત્કૃષ્ટ પાક ઉત્પન્ન થતો હતો. એક મહિનો ભર વસવાટ કરેલું એવું ઠઠ્ઠા (સિંધ) શહેર અમર્યાદ તવંગર છે. વગેરે વર્ણન તેણે પોતાના પ્રવાસ વર્ણનમાં લખ્યાં છે. ૧૬૩૮ને સુમારે અહીં આવેલા જર્મન પ્રવાસી મેંડેસ્લોને ભરોચ (ભરૂચ) શહેર ઘણી ગીચ વસ્તી તથા સુતરાઉ કાપડ બનાવનારા અસંખ્ય વણકરોથી ભરેલું જણાયું હતું. ત્યાંથી અમદાવાદ જતાં તેણે વણકરો તથા રંગારા લોકોથી ભરેલું બોડેરા (બરોડા) એ બીજું શહેર જોયું હતું. અમદાવાદનો વૈભવ તથા સૌંદર્ય જોઇને તો તે છક થઇ ગયો હતો. રેશમી તથા સુતરાઉ માલ તૈયાર કરવો એ આ શહેરનો મુખ્ય ધંધો હતો. ખંભાયત એ સુરત કરતાં મોટું વ્યાપારી શહેર હતું. આગ્રા એ તો ઇસ્પિહાનથી બમણું મોટું તથા સમૃદ્ધ શહેર હતું. એક મનુષ્ય ઘોડાની મદદથી પણ એક દિવસમાં તે શહેરની પ્રદક્ષિણા કરી શકે એમ નથી. રસ્તા મોટા અને સુંદર હતા. કેટલાક ... પા ગૈલ લાંબી દુકાનોની ગેલેરી એકસરખી રીતે આવેલી હોઇ તે પર વેચવાનો માલ ગોઠવવામાં આવતો હતો. આવી માહિતી તેણે આપી છે.

૧૭મા સૈકાનાં મધ્ય ભાગમાં બેર્નિયર નામનો પ્રવાસી હીંદુસ્થાનમાં આવી કેટલાક વર્ષ રહ્યો હતો. તે લખે છે કે "હીંદુસ્થાન એ એક એવો અગાધ ઉંડો ખાડો હોઇ જગતમાંના સર્વ સુવર્ણ તથા રૂપાનાં પ્રવાહ તે તરફ હોઇ તેમાં ગરક થઇ જાય છે. યુરોપમાંથી તેમાં એટલો બધો પ્રચંડ દ્રવ્યનિધિ જાય છે કે તેમાંથી જરા પણ ત્યાંથી પરત થતું નથી" "સોનનો ઘણો ભાગ કેવળ કાન, નાક, હાથ, પગના દાગીના કરવામાં ખર્ચ થાય છે, એટલુંજ નહિ પણ ઉમરાવથી તે તદન હલકા દરજ્જાના સિપાઇના કપડાં પર પણ જરી કામ કરવામાં તેનો પુષ્કળ વ્યય થાય છે."

૧૮મા સૈકાની આખર સુધી યુરોપનો સુધારો હિંદી સુધારા કરતાં આધ્યાત્મિક, કારીગરી, વ્યાપાર, રાજદારીની સગવડ વગેરે કોઇ પણ બાબતમાં શ્રેષ્ઠ દરજ્જાનો ન હતો. "ખેતીની ઉત્તમ પદ્ધતિ, અતુલનીય કૌશલ્ય—કારીગરી, પોતાની સવડ અને વિહારને માટે આવશ્યક વસ્તુઓ પોતાની મેળેજ તૈયાર કરી લેવાનું સામર્થ્ય, લેખન-વાચન તથા ગણિત શીખવવાને માટે ગામેગામ નિશાળો, સામાન્ય વર્તનમાં એક બીજા પ્રત્યે આદરાતિથ્ય-બુદ્ધિ તથા ઔદાર્ય, અને સર્વમાં મુખ્ય કહીએ તો સ્ત્રી વર્ગ પ્રતિ વિશ્વાસ, આદર તથા સૌજન્ય ભર્યું વર્તન, એ જો સુધરેલા સંસારનું લક્ષણ હોય તો હિંદુઓ યુરોપીઅન રાષ્ટ્રોથી કોઇ પણ રીતે પાછળ નથી. ઈંગ્લંડ અને હિંદુસ્થાન એમણે પોતપોતાના સુધારા-નોજ વેપાર કરવો નક્કી કર્યું હોય તો, આયાતથી ઇંગ્લંડને ફાયદોજ થશે એવી મારી ખાત્રી છે" એમ સર થોમસ મનરોએ લખ્યું છે.

ઇંગ્લંડમાં સુદ્ધાં આ વખતે તેના એ વખતના વ્યાપારી સાર્વભૌમત્વનાં કશાં લક્ષણ જણાતાં ન હતાં. આવતના

સાધનો—સડકો હિંદુસ્થાન કરતાં વધારે સારી ન હતી. હિંદુસ્થાનમાં જે પ્રમાણે ચોમાસાનો તેજ પ્રમાણે ઇંગ્લંડમાં શિયાળાના પાકની સરખામણી કરવી પણ બહુધા અશક્ય હતી. લંડનમાં જોઇતી અન્ન સામગ્રી ઘણે ભાગે ઘોડાપર ગુણો મારફતે લઇ જવામાં આવતી હતી ખેતીવાડીમાં જમીન પરનાં પાણીના વહેવાની વ્યવસ્થા સમાધાનકારક ન હોવાથી હિંદુસ્થાન પ્રમાણે ત્યાં પણ તાવ વગેરેના રોગોથી ભયંકર અનર્થ થતા હતા. હિંદુસ્થાન કરતાં ઇંગ્લંડના શહેરો વધારે સ્વચ્છ ન હતાં. ઇગ્લંડને છીટ લાંબા કાળ સુધી હિંદુસ્થાનથી લાવવી પડતી હતી. રંગ કામનો ધંધો હિંદુસ્થાનમાં અત્યંત જોર પર હતો. ત્યારે કાપડ સફાઇદાર કરવાને માટે તથા રંગવવાને માટે ઇગ્લંડને હોલંડમાં મોકલવાની જરૂર પડતી હતી.

૧૭૬૫માં ફ્રેંચ રેશમની આયાત બંધ કરી ઇંગ્લંડમાંના રેશમના વ્યાપારનું સંરક્ષણ કરાયું. રેશમી વસ્ત્ર માટે એ વખતે ઇગ્લંડને જર્મની તથા બેલ્જીયમ ઉપર અવલંબવું પડતું હતું. ત્યારે હિંદુસ્થાનમાં ૧૫વાર લંબું કાપડ કેવળ ૬—૭ તોલા વજન થાય એવી મલમલ તૈયાર કરવામાં આવતી હતી. ઇગ્લંડને પોતાને જોઇતું મીઠું, રૂ લોખંડી સામાન તથા વાસણો પરદેશથી આણવા પડતાં હતાં.

યુરોપિયન કંપનીઓના વ્યવહારને લીધે હિંદુસ્થાનનો સમુદ્ર કાંઠાનો વ્યાપાર ઘણા જોર પર આવ્યો. ઇસ્ટ ઇંડીયા કંપનીને લીધે થોડા વખતમાં રેશમના વ્યાપારની બંગાળામાં પ્રગતિ થઇ. આ ૧૮મા સૈકાની આખરે ઢાકાનો વણાટ કામનો ધંધો જોરપર આવ્યો હતો. ૧૬૮૭ની સાલમાં ૨૮ લાખ રૂપીઆનું કાપડ બહાર દેશાવર રવાના કર્યાનો દાખલો ત્યાંના કસ્ટમ હાઉસમાં નોંધવામાં આવેલો છે.

પરદેશમાંથી આવતી મખમલ તથા સાટીનના કાપડે આ પ્રકારે દેશી કાપડના ધંધાને હજી સુધી ધક્કો આપી નહતી. ગળી, મસાલાના પદાર્થ, સાકર, એ સિવાય કપાસ તથા રેશમ એની પણ નિકાસ થતી હતી. આ ધંધામાં ઘણાં લોકો ગુંથાએલા હોવા જોઇએ. ૧૮૦૮-૯ વર્ષ પહેલાંના ૧૬ વર્ષની સરાસરી કાઢતાં ઇસ્ટ ઇંડીયા કંપની દર વર્ષે ઇગ્લંડમાં નીચે બતાવ્યા પ્રમાણે માલનું વેચાણ કરતી હતી.

| | | |
|---|---|---|
| કાપડ વગેરે | પૌંડ | ૧૧,૩૯,૪૭૮ |
| રેશમી માલ | | ૧૩,૪૪૩ |
| મરી | | ૬,૯૫,૪૬૧ |
| સુરોખાર | | ૧,૮૦,૦૬૬ |
| મસાલાના પદાર્થ | | ૧,૧૨,૫૯૬ |
| સાકર તથા ગળી | | ૨,૫૨,૪૪૨ |
| કાફી | | ૬,૬૨૪ |

મલમલ તથા છીટ એની નીપજ હિંદુસ્થાનના સર્વ ભાગમાં વિશેષે કરીને બંગાળ તથા કારોમાંડળ કિનારાના ભાગમાં પુષ્કળ થતી હતી. ઉત્તર સરકાર તથા મછલી પટણની આસપાસનો મુલક એ અનેક પ્રકારની છીટનો તથા રંગિત કાપડની નીપજનો અને ઢાકા એ મખમલના કાપડનું મુખ્ય સ્થળ હતું. આ ધંધો ઘણે ભાગે હિંદુ કારીગરોના હાથમાં હતો.

પરંતુ આ સૈકાના ઉત્તરાર્ધમાં યુરોપની ઔદ્યોગિક પ્રગતિ ઘણીજ ઉતાવળથી આગળ વધી. તેની હિંદુસ્થાનની જરાએ ખબર પડી નહિ. ૧૭૬૫ માં જેમ્સવૉટે એંજીનમાં સુધારો કર્યો. ૧૭૮૭ માં કાર્ટ રાઇટે વરાળ શક્તિથી ચાલતું યંત્ર તૈયાર કર્યું. તેને લીધે ઇગ્લંડનો સુતરાઉ કાપડ વણવાનો ધંધો એકદમ આગળ વધ્યો. ૧૮ મા સૈકાના મધ્ય ભાગે ઇગ્લંડની ૪૫ હજાર